# SUKRA NITI

OR

## THE SCIENCE OF ETHICS AND POLITICS.



# शुक्रनीति.

( मूळ अने भाषांतर समेत. )




प्रगट कर्त्ता

इच्छाराम सूर्यराम देसाई.





मुंबई :

सं. १९४९ इ. स. १८९३.





मूल्य रु १-१२-०

દિવાન બહાદુર

# મણિભાઈ જશભાઈ,

દિવાન સાહેબ, વડોદરા.

મહામાન્ય રાજેશ્રી,

પ્રયત્નપૂર્વક ગુણકર્મવડે નિયમ અને નિશ્ચયના સેવન સાથ આચારયુક્ત વિધિથી નીતિનું પૂજન કરતાં યશ સંપાદન કર્યો છે; અને તેના જ યોગે રાજકીય વહિવટમાં સતત એક સરખો નીતિનો જ જય દાખવ્યો છે; તથા બાહ્યાંતર શુદ્ધ પ્રેમભાવથી વ્યવહારમાં તથા રાજ્યમાં ધર્મનીતિનો યથાસ્થિત દૃષ્ટાંતિક બોધકર્ત્તા શોભ્યા છો; તેમજ ધર્મનીતિયુક્ત શિક્ષા અને સુબોધવડે સ્વરાજ્યની તથા પરરાજ્યની, સ્વદેશીની તથા પરદેશીની અપૂર્વ પ્રીતિ સંપાદન કીધી છે; રાજ્યના ક્ષેમ તથા પ્રજાના ક્ષેમમાં સંપૂર્ણ ઉત્કર્ષ દાખવ્યો છે; વિદ્યાવિલાસી અને રસિક છો; સકળ મંડળમાં પૂર્ણ ઐશ્વર્યવાન્ છતાં નિરાભિમાની, પ્રકૃતિએ સત્વગુણી, નીતિ વિષયમાં સુંદર વિચાર દાખવનારા, અને સુજન છો-તેવા આપને, પ્રાચીન પ્રસિદ્ધ, ભારતમાન્ય આ શુક્રનીતિ ગ્રંથ અર્પણ કરવો યોગ્ય વિચારૂં છું, હું,

નવું વર્ષ. 1893 }

ઇચ્છારામ સૂ. દેસાઈ.

# પ્રસ્તાવના.

**He** who knoweth not that which he ought to know, is a brute beast among men; he that knoweth no more than he hath need of, is a man amongst brute beast; and he that knoweth all that may be known, is a God amongst men.

*PYTHAGORAS.*

જેને જે (જ્ઞાન) જાણવાની આવશ્યકતા છે, તેટલું (જ્ઞાન) જાણતો નથી, તે મનુષ્યમાં અજ્ઞાન પશુ છે; જેને જે (જ્ઞાન) જાણવાની આવશ્યકતા છે તેથી વિશેષ (જ્ઞાન) જાણતો નથી, તે અજ્ઞાન પશુમાં મનુષ્ય છે; અને જે જણાય એવું છે તે સર્વ (જ્ઞાન) જાણે છે, તે મનુષ્યોમાં દેવ (જેવો) છે.

પૈથાગોરસ.

વિશ્વમાં જગત્ કણિકા માત્ર છે, જગત્માં મનુષ્ય કણિકા માત્ર છે, અને મનુષ્યનું જીવિત કણિકા માત્ર છે. તે ટુંકુ ને અનિશ્ચિત છે, અને તેમાં સુખ સાધનોની ભારે ખોટ છે તેથી, માણસ સત્ય માર્ગે પ્રયાણ કરે, વ્યવહાર નિભાવે તથા ફળહીન પદાર્થનો ભોકતા નહિ થઇ પડે તેવા કાર્ય અર્થે, વિદ્વાન્, ડાહ્યા અને વિચારશીલ માણસોએ ચલ જગત્ના વ્યવહાર્થે, મહાન્ અચલ નીતિશાસ્ત્ર રચ્યાં છે. જીવિતનો ઉપયોગ બે માર્ગે થઈ શકે છે: પ્રપંચવિષયકનું સેવન કરવું, પરમાર્થવિષયકનું સેવન કરવું. આ બે માર્ગવડે માણસનું જીવતર રૂડું કે ભુંડું, યશસ્વી કે નિસ્તેજ, સુખકર કે દુ:ખકર, ગમે તેવું નિવડે છે. મોટો વૈભવ અને મોટું દુ:ખ, સ્વઆચરણથી સંપાદન કરેલા સંઘટ્ટ પદાર્થના યોગવડે પ્રાપ્ત થતુ નથી; પરંતુ નિત્ય ભોગવાતા પદાર્થના સહવાસમાં રહેતાં જો સત્ય પદાર્થનું સેવન કરે ને તેમાં નિમગ્ન રહે તો તેનાપર આધાર રાખે છે; વિશેષત: આપણા જીવિતમાં ક્ષણે ક્ષણે થતા આવર્જન અને વિસર્જન–આવાગમન અને નિર્ગમનપરથી જીવિતના હર્ષ શોકનું ફળ ઉતરે છે. આ ફળ રૂડી રીતે પ્રાપ્ત થાય તેનો સંબંધ, વૈભવ–વર્ત્તન અને આત્મસંયમન પર ઠરી રહેલો છે, અને તે ઉભય વસ્તુનો આધાર, વ્યવહારપક્ષમાં કે પરમાર્થપક્ષમાં નીતિ પર ચોંટેલો છે.

નીતિ એટલે નિયમિત વર્ત્તન, સદાચરણ, સત્ય સ્થિર રહેણ. પ્રત્યેક મનુષ્યની રહેણી ઉચ્ચ અને મર્યાદામાં હોય, અને પછી તે

ણુસની સત્તા તેના ઘરમાં, ગામમાં કે દેશમાં હોય, તોપણ નીતિની રહેણીએ વર્તેલો માણુસ નિરંતર ઉચ્ચપદનો ભોક્તા થયા વિના ને યશ સંપાદન કર્યા વિના રહેશે નહિ, એ સાર્વજનિક સર્વમાન્ય મહાન્ નિયમ સ્થપાયલો છે. અગ્રેસર પુરૂષ, કે ઉચ્ચ સ્થિતિવાળો માણુસ, નીતિના આચરણે પોતાના હાથ નીચેના માણુસ પ્રતિ વર્તતો નથી, અને જીવિતનો યથાસ્થિત ઉપયોગ સમજતો નથી, તો પછી તેના જીવતરનાં સર્વ કાર્ય અફળ જશે, ને તેની પ્રતિષ્ઠા, અવસ્થાંતર ઉત્સર્ગ યોગે, કરમાયલા પુષ્પ જેવી થઇ જશે: કોઈ તેને સુંઘશે નહિ, કોઈ લેશે નહિ, ને કોઈ તેના પ્રતિ દૃષ્ટિયે કરશે નહિ. એટલા માટે, ઉચ્ચ કે નીચ, કોઈ પણ પ્રકૃતિના પુરૂષમાં, સદ્વર્તન, નીતિ, અને નિયમિતનીતિનો આવિર્ભાવ હોવો જોઇયે—પછી તાત્કાલ કે ભવિષ્યમાં, પરિશ્રમે પણ વિખ્યાતિ મળો કે યશ નયે ફેલાઓ—પણ તેની નામના શૂરવીર ચરિત્રમાં થશે જ અથવા તો સાધુ પુરૂષમાં વખણાશે જ, એ નિર્વિવાદિત ને મહાત્માનું કહેણુ છે. કોઇપણ સામાન્ય માણુસ, નીતિ સેવનથી બહિષ્કૃત હશે તો તેનું ફળ એ જ મળશે કે તેનું આલોક ને પરલોક બગડશે, ઘર વંઠશે, ને વધારે તો તેના પાડ-પડોશી પર તેની માઠી અસર થશે. અહિંયાં જ તેના આચરણનું ફળ અટકશે. પણ એક ઉચ્ચ પંક્તિનો મહાશય, સાધુ કે રાજા, નીતિવાન્ ન હોય તો, તેનાથી થતા ખરાબ પરિણામની સીમા બાંધી શકાશે નહિ. અને એ પરિણામ વધતા વધતા દેશને બાધકારક થઈ પડશે. આટલા માટે, જે માણુસના જીવિત અને વર્ત્તનપર, અનેક માણુસોનાં સારાં માઠાં વર્ત્તનનો આધાર રહેલો છે તે માણુસે, પોતાના જીવતરના સર્વ ધર્મમાંનો* એક આ પણ અચળ ધર્મ નક્કીપણાથી માનવો—વિચારવો—ખિલવવો કે મારૂં અનુકરણ કરીને બીજાઓ નબળો રસ્તો ગ્રહણ કરે નહિ તેમ મારે વર્તવું જોઇયે, અને તેજ મારો સતત સ્થિરચિર ધર્મ છે. યથા રાજા તથા પ્રજા, જેવા ઠાકર તેવા ચાકર, જેવા બાપ તેવા બેટા ને વડ તેવા ટેટા, જેવી મા તેવી દીકરી, જેવું ઠામ તેવી ઠીકરી, ને જેવા શેઠ તેવા વાણોતર. આ નીતિ આર્ય પ્રજામાં સર્વવ્યાપક છે—અને સર્વ માન્ય પણ એજ છે, ને તે કારણવસાત્ છે.

'જીવિતનું સાફલ્ય વ્યવહાર કાર્યમાં નીતિનું સેવન છે,' અને તે નીતિ પર-

* અહિંયાં ધર્મ એટલે ફરજ.

માર્થ કાર્યમાં ઉચ્ચપદે અભિષિક્ત કરે છે—અર્થાત્, નીતિવાન્ પુરૂષ, આલોકમાં સર્વ પ્રકારના ઐશ્વર્યનો ભોક્તા થઈ આનંદી ને ડાહ્યો થાય છે, ને પરલોકમાં પરમસુખના પદપર વિરાજે છે. આ જ સાર્વજનિક નિયમ છે; આ જ પરમ ધર્મ છે; અને એ વિના(નીતિવિના)નાં સર્વ કર્મ ધર્મ એક પણ ફળ આપ્યા વિનાના શુષ્કવૃક્ષ સમાન છે. શૂરવીર અને સાધુ પુરુષના શ્રેષ્ટ આચરણનું બંધારણ, નીતિનું ભાવપૂર્વક, સ્વહિત અને પરહિત અર્થે, કરેલું સેવન છે. સ્વતઃ અને પરના, દેશના, ધર્મના, સર્વેના હિત અર્થે, પૂર્ણ સત્પ્રાહ્યથી નીતિ પાળતાં, વિપત્તિ આવે તો તે સહન કરવી જોઇયે, અને નીતિની વિશુદ્ધિ અર્થે, તેની પવિત્રતા જાળવવા માટે, જીવિત પર્યંત કઠિણ વ્રત પાળવાં જોઇયે, અને તેમાં જે દુઃખ—વિટંબણા—વિપત્તિ આવે ત્યારે આ તીવ્રવ્રતના ફળાર્થે, નિડર થઈ નિધડક ટક્કર ઝિલવાને તત્પર થઈ રહેવું, અને પોતાના ભવિષ્યના સુખ માટે, જેમ કોઇ માનવંતો કુલાચારમાં ખાંપણ ન આવે અને પૂર્વજોના યશસ્વી નામો નિષ્કલંકી રહે તે અર્થે જે જે શ્રમ લે ( ન્યાત જાત, અને દેશ વિદેશમાં પૂર્વજોએ સ્થાપેલી કીર્ત્તિ અચલ રાખવા) તે સર્વે લેવા અવસ્યના છે. ઘણી વાર કસોટી કસાય છે, પણ તેના સામા ટક્કર ઝીલવા તત્પર રહેવું, ને સર્વ કાળ એક સરખો દૃ વિચાર રાખવો, ને જય મેળવવો; અને તેમ અંતકાળ પર્યંત—મરણશય્યાપર પડે ત્યાં સુધી, જે પુરૂષ, પ્રત્યેક પ્રકારની નીતિથી સેવાયલો રહે છે તે પુરૂષને કોણ અહોભાગ્ય નહિ કહી શકે? નીતિથી ડરીને, જે મહાશય, સદોદિત તેનાં પાસાં સેવે છે, તેની સમીપમાં, પ્રભુના પાર્ષદ સદાકાળ રહે છે, અને તેને જ શરણ આપે છે; માટે જ 'મહાશય સંપત્તિવાન્ છે,' એમ વિદ્વાન્ એરિસ્ટોટલે ભણ્યું છે; માટે જ, કારલાઇલ કહે છે કે, "આપણે, મહાશય પ્રતિ, જ્યાં સુધી તેના પ્રતિથી કંઇ પણ પ્રાપ્ત થતુ નથી ત્યાં સુધી, જરા જેટલી પણ દૃષ્ટિ કરવાના નહિ;" અને, માટે જ પ્રત્યેક મહાશયે પોતાનું વર્ત્તન ઉચ્ચ રાખવું જોઇયે. જે જે મહાશયો થઈ ગયા છે તેઓનો નિત્યનો સંગી ને વિશ્વાસપાત્ર મિત્ર ને મંત્રી નીતિ જ હતો; ને જેઓને મહાશય થવાની વાંછા હોય તેઓનો પણ તે જ અનુસંગી, મંત્રી ને મિત્ર હશે તો જ તેની ગણના, મહાશયમાં થશે, ધર્માચાર્યમાં થશે ગુરૂમાં ગણાશે, રાજા કહેવાશે ને વર્તમાન ને ભવિષ્યની પ્રજા તેને માન દે

જીવિત કેવળ માયિક અને મિથ્યા છે, છતાં અર્વાચીન સ

જગત્‌ની રચના એવી થઇ પડી છે કે પ્રપંચ વ્યવસાય વિના બીજી વાર્તા સાંભળવામાં આવતી નથી, અને નીતિનું તેના કોઇ પણ સ્વરૂપમાં પૂજન થવું એ દુર્લભ થઇ પડયું છે. નીતિનો પાઠ તો માત્ર મ્હોંડાના શબ્દોની બાળચેષ્ટા જેવો ગણાય છે: રાજા ને પ્રજામાં, શ્રોતા ને વક્તામાં, ગુરૂ ને શિષ્યમાં, ધારા ને સત્તામાં સર્વત્ર—સર્વ વ્યાપક અને કદાચ આ પ્રકાર સતત ચાલુ રહ્યો તો તેનાં ફળ સામ્પ્રત પ્રજાને મધુરાં નહિ મળે. પ્રાચીનકાળના મહાશયો, મહર્ષિઓ ને પૂજ્યપાદ પુરૂષોએ, જીવિતનો ઉપયોગ વ્યવસાય કાર્યમાં કે પ્રપંચવૃતિમાં 'પરમ' માન્યો નથી, પણ તેઓએ પરકાર્ય, લોકહિત અને પરલોકના સુખમાં જીવિતનો હેતુ 'પરમ' માન્યો છે; અને તેને અનુસરવા, વ્યવહારમાં સદ્‌વર્ત્તને વર્તવા, નિયમો બાંધ્યા છે. સૌથી મોટો ભાર રાજા પર મુકયો છે. રાજા એ મનુષ્ય જીવિતનો આધારભૂત છે, ને પ્રજાનું શ્રેય કે અશ્રેય એ સર્વ રાજાપર આધાર રાખે છે. રામે પણ આવા જ વિચારથી સતી સીતાનો ત્યાગ કીધો હતો—રખેને મારા વર્તનનું અનુકરણ પ્રજા કરતાં શિખે. રાજા જો ધર્મવિદ્ હશે તો પ્રજા તેવી થશે, રાજા વ્યસની હશે તો પ્રજા યથેચ્છ તેવી થશે. રાજા નીતિનો પોષક ને પ્રવર્તક છે જ ને હોવો જ જોઇયે. તે જો વિશુધ્ધિ પાળનારો નહિ હોય તો પ્રજાહિતને ભારે હાનિ પહોચશે. આવા સુદૃઢવિચારને અનુસરનારા મહર્ષિઓએ, વ્યવહાર સરલ સ્વચ્છ સુઘડ થાય તે અર્થે, રાજાને સંબોધી, નીતિશાસ્ત્ર રચ્યું છે; ને તેમાં પૂર્વ પૂર્વના દૃષ્ટાંતોથી ઉપદેશ દીધો છે કે સર્વોત્કૃષ્ઠ રીતિયે વર્ત્તી ગયેલાના દૃષ્ટાંતનું અનુસરણ કરવાથી, રાજાના પંડના ને પ્રજાના હિતના સુખમાં હાનિ પહોચશે નહિ. રાજ્યવ્યવહારમાં કાયદાનું બંધન ગમે તેવું સફાઈ ભરેલું હોય, પણ તેનું કશુંએ ફળ મળતુ નથી. કાયદા કરતાં વિશેષ અગત્યની જે વસ્તુ છે તે હૃદય શુદ્ધિ અને આચરણ વિશુધ્ધિ છે, અને તેજ જીવિતને દીપાવે છે ને રૂડે માર્ગે પ્રેરે છે. કાયદાના નિયમ સર્વસ્થાને લાગુ પડતા નથી—ગુપ્ત કરેલા ગુન્હાનું ફળ કાયદો આપતો નથી—ને રાજ સાશનના ફળની અસર નથી. પણ હૃદય શુદ્ધ નીતિ અને આચરણના નિયમાનુસાર વર્તેલો કે વિપરીત વર્તેલાનું ફલિતાર્થ, (!) આપણે જેમ શ્વાસોશ્વાસ લઇયે છિયે તેમ, એ પ્રાપ્ત થાય છે કે આખા જગત્‌માં તેની કીર્તિ કે અપકીર્ત્તિ વ્યાપિ જાય છે, ચાલતા ને આવતા વંશજોના સુખદુ:ખ, લાભ હાનિનો તે સ્થિરવીર ઝળહળતો માર્ગ દાખવે છે.

ઉભયનો–રાજા અને પ્રજાનો–માર્ગસ્થ રાજા છે. પ્રજાનો પિતા તે રાજા છે; રાજા એ પ્રજાને દૃષ્ટાંત છે. "રાજા જે પ્રમાણે વર્તતો હોય તે પ્રમાણે પ્રજા વર્તે એવો પ્રકાર છે; અને રાજ્યશાસન કરતાં જીવિતનું વર્તન એ વિશેષ બોધક છે." માટે રાજાએ, તેના મંત્રિમંડળે, તેના સામંત વર્ગે અને તેના કુમારે એવા વર્ત્તને વર્તવાનું પ્રાચીન મહર્ષિઓ બોધે છે કે જેથી સામ્પ્રત અને ભવિષ્યની પ્રજા આડે માર્ગે વહે નહિ. રાજા, પ્રજાના સુખ દુ:ખના પર્વત ભાર સાથે જ જન્મેલો છે; ને એક ગ્રંથકાર લખે છે કે,

A Sovereign's great example forms a people,
The public breast is noble, or is vile,
As he inspires it.

આ રીતે સર્વ મહાત્માએ રાજાને પ્રજા સુખ દુ:ખનો અગ્રેસર ગણ્યો છે; અને તેજ પ્રમાણે પ્રાચીન આર્ય પ્રજાએ પણ માન્યો છે.

અસુરો–દૈત્યોના ગુરૂ શ્રીમંત શ્રી શુક્રાચાર્યે, રાજાને સંબોધીને આ નીતિ શાસ્ત્ર (the science of ethics and politics) રચ્યું છે. જેને નીતિવિદ્યા (the science of morality) અથવા ધર્મનીતિ, સદાચરણનીતિ (morals) કહે છે તે નીતિશાસ્ત્ર આ નથી; અથવા જે સાધુવૃત્તનીતિ (conduct) કહે છે, અથવા જે નીતિને નય–માર્ગદર્શન (guidence) કહે છે તે નીતિ પણ આ નથી; પણ જે નીતિને વ્યવહાર કાર્ય (course of action) કહે છે તે નીતિશાસ્ત્ર, આ શુક્રનીતિ છે. નીતિ એટલે ન્યાય પરાયણ વર્તવું. આ ઉદ્દેશનો સર્વ પ્રકારની નીતિમાં સમાવેશ થયલો છે. નીતિ–નય–ન્યાય એ સર્વ એક જ છે, પણ તેનાં સ્વરૂપ, કાર્યપરત્વે નિરનિરાળાં હોય છે. મહાન્ તત્ત્વશોધકો, લિખિત અથવા મ્હોંડાના નિયમથી જે નીતિનું શુદ્ધ સ્વરૂપ દર્શાવી ગયા છે તે ધર્મનીતિ (morality) છે. તત્ત્વશોધકો ને મહર્ષિઓ તરફથી એમ નિર્માણ થયેલું છે કે માણસની વૃતિ પ્રારંભથી પાપમય છે, પણ તેને આડે માર્ગે નહિ ફાટવા માટે, પ્રતિબંધરૂપ મનુષ્યના હૃદય, આત્મા, મન કે કોઇ અગોચરસ્થાનમાં, એક મહત્વવાળી શક્તિ નિર્મિ છે. તે અંત:કરણ (conscience) છે. આ અંત:કરણ સર્વોપરી છે, સ્વતંત્ર છે, અને તેનો ધર્મ એ જ છે કે નિરંતર યથાયોગ્ય સત્યબોધ આપવે. એની સમીપમાં વિકાર (passion) અને ભાવ (attitudes) નામની બે શક્તિ છે. આ બંને પણ સ્વતંત્ર છે, ને અ-

સાધારણ બળવાળા છે. મનુષ્યને આડે માર્ગે દોરવનાર તે જ પ્રતાપી છે. જ્યારે જ્યારે વિકાર અને ભાવ આડે માર્ગે દોરવાય છે, ત્યારે અંતઃકરણ તેને બોધ કરે છે. પણ જો વિકાર અને ભાવ વિશેષ પ્રબળ હોય છે તો અંતઃકરણને ગણકારતા નથી, અને સ્વેચ્છાનુસાર વર્ત્તે છે. અંતઃકરણ જો કે તેનાથી વિશેષ પ્રબળ છે, પણ જેમ રાજાજ્ઞા (law) અને સત્તાધિશ (authoraty) એક બીજાથી સ્વતંત્ર હોય છે, તેમ આ અંતઃકરણ અને ભાવ તથા વિકાર એક બીજાથી સ્વતંત્ર છે. અંતઃકરણનો ધર્મ ઉપદેશકનો છે, એટલે તે સારૂં તથા નરતુ સમજાવે છે, પણ તેનો અમલ કરવો ન કરવો એ વિકાર તથા ભાવના સ્વાધિનમાં છે. અંતઃકરણ સ્વતઃ બળવાન્ નથી, પણ વિકાર તથા ભાવ સ્વતઃ બળવાન્ છે; ને વિકાર તથા ભાવ, સ્વચ્છંદી નહિ થઈ જતાં જો અંતઃકરણનો ઉપદેશ ગ્રહણ કરે છે તો તે આડે માર્ગે વહી શકતા નથી, અને તેના જ દાસ થાય છે; અને ત્યારે માણસ નીતિવાન્ ગણાય છે. પણ જ્યારે તે આડે માર્ગે વહ્યા જાય છે ત્યારે માણસ અનીતિવાન્ ગણાય છે. કેટલીકવાર વિકાર તથા ભાવને અંતઃકરણ સાથે મોટો ઝગડો મચે છે; અને તે ઝઘડામાં અંતઃકરણ ફાવે છે તો પછી તે બળવાન્ થાય છે, ને સમય વિતતાં ભાવ તથા વિકાર પર પોતાની સર્વોપરી સત્તાનો કરપ બેસાડે છે, અને પછી વિકાર તથા ભાવનું જરાએ ફાવતું નથી. તેઓ સ્વતંત્ર મટી કેવળ પરતંત્ર થાય છે, ને અંતઃકરણ ફરમાવે છે તેમજ વર્ત્તે છે—સ્મરણ રાખવું કે અંતઃકરણનો ધર્મ સત્ય ઉપદેશનો જ છે.* પણ

* એને ચૈતન્ય કહી શકાય? કદાચ કહી શકાશે. conscience એટલે સદસદ્વિચારશક્તિ, વિકાર ને ભાવની અધિષ્ઠાતા. અંતઃકરણની વ્યાખ્યા એક વિદ્વાન્ આ પ્રમાણે કરે છે કે, એ "બુદ્ધિની નાડિ છે;" બીજો કહે છે કે, એ "સત્ય બુદ્ધિ છે;" ત્રીજો વિદ્વાન્ કહે છે કે, "પ્રાણાત્મામાં રહેલો પરબ્રહ્મનો પ્રતિનિધિ છે;" તે સારાસાર બુદ્ધિનો પ્રેરક છે, અને જેમ દેહને આરોગ્ય છે તેમ પ્રાણાત્માને શુભ અંતઃકરણ છે; અને એ આપણા પર આવતાં સર્વ સંકટો અને પ્રેમદુઃખોમાંથી રક્ષણ કરે છે, અને નિરંતર આનંદ અને પ્રશાંતિ પ્રસારે છે; અને તેનાથી દૂર થવું એ દેશવટા જેવું જ છે. સદ્‌ગુણી મન, માર્ગે ચાલતાં, વનમાં ભટકતાં, પર્વત પર ફરતાં, એકાંતિક સ્થિતિમાં હોય છે, પણ તેનો એક સ્નેહી તો તેની સાથેનો સાથે જ રહે છે ને તે અંતઃકરણ છે. પંડિતો કહે છે કે, અંતઃકરણ કદાપિયે અસત્ સલાહ

જો અંતઃકરણની સત્તા તે સ્વીકારતા નથી, અને પોતપોતાનો ભાવ, વિકાર તથા ભાવ ભજવે છે તો, તેને અધિન થયેલું માણુસ, અસત્ આચરણમાં પડી, અનીતિવાન્ થઈ પડે છે. આની વિરૂધ્ધ દર્શાવેલું જે શાસ્ત્ર તે નીતિશાસ્ત્ર ને તેજ સર્વોત્તમ ગણાય છે. પણ તેનો ઉપદેશ અત્ર દર્શાવ્યો નથી. અત્ર તો વ્યવહારકાર્ય કેમ ચલાવવું તેના માર્ગનું નિદર્શન કરાવ્યું છે–બહુધા, અતિ ઉદ્યોગમાં રહી જીવિત નિર્ગમન કરનારને શુભ કૃત્ય આચરી, સત્ય વસ્તુ માટે, ધર્માચરણ, પવિત્રતા, સત્યતા, ન્યાય, દયા, પરાક્રમ, અને વ્યવહાર કાર્યમાં મનુષ્ય જાતિયે કલ્યાણ માર્ગો જે સ્વીકાર્યા છે એવા ગુણનું સ્મરણ રાખવું ને તે ગુણ પરિપૂર્ણ સ્થિતિમાં હોવા જોઇયે અને તેવડે યશ કીર્તિ સંપાદન કરીને ઇહિલોક અને પરલોકમાં ઉત્તમ પદ પામવાની પ્રેરણા થવી, તે શાસ્ત્ર ( science ) અત્ર ખિલવ્યું છે. નીતિ–ધર્મનીતિ કેવી હોવી જોઇયે, તેને માટે આ નીતિમાળાનો ચોથો ગ્રંથ 'સિસરો ડૉ ઓફીસીસ' ( cicero de officie's )–'મનુષ્યનીતિ ધર્મ' પ્રકટ થશે તેમાંથી યથાસ્થિત દર્શન થશે.

દેવતાના ગુરૂ બૃહસ્પતિ હતા તેમ અસુરોના ગુરૂ શુક્રાચાર્ય હતા. દેવતાને તેમના ગુરૂ જેવા જોઇએ તેવા વ્યવહાર નીતિથી કુશળ મળ્યા ન હોતા, ને શુક્રાચાર્ય રાજનીતિ અને વ્યવહારનીતિથી પૂર્ણ કુશળ હતા. વારંવાર દેવદાનવના યુદ્ધમાં દાનવોનો જય થતો હતો. દૈત્યાચાર્ય પાસે અમૃત સંજીવિની વિદ્યા, અને કાર્યદક્ષતા–વ્યવહાર પ્રપંચમાં પ્રવિણતા હોવાથી દેવો નિરંતર મંદ પડતા હતા, પણ પાછળથી દેવોને પણ દૈત્યો સાથે પ્રપંચ કુશળ થવાની આવશ્યકતા પડી હતી, એમ જણાવવામાં આવે છે કે, દૈત્યાચાર્ય, પો-

---

આપતું નથી, ને તે, વિકાર તથા ભાવ આડે માર્ગે વહ્યા જાય તો તેના પર અંકુશ મૂકી તેને ચેતાવે છે, ને અસત્ વિચારથી દૂર થવા જણાવે છે. અંતઃકરણની સત્તા ચાલતી નથી, તો માણસ પાપમય થાય છે; કેમકે વિકાર તથા ભાવની તો ટેવ જ છે કે માયીક મનિષાપર મોહ કરવો ને પાપમય વૃત્તિ તરફ દોડયા જવું. તેથી શુદ્ધ અંતઃકરણથી પ્રતિકૂળ વર્તવું તેજ પાપ, તેજ અનીતિ, તેનું ફળ દુઃખ. પ્રસંગોપાત્ એમ બને છે કે, કોઇ માણસ એમ જ કહે કે, મારૂં અંતઃકરણ આમ જ કરવાનું કહે છે, ને એજ સત્ય છે, ત્યાં શું સમજવું ? જેને એક અંતઃકરણ અસત્ કહે તેને બીજાની વિચારણાશક્તિ સત્ માને ત્યાં શું સમજવું ? એ પ્રશ્નનો નિવેડો વિદ્વાનો પણ કરી શકતા નથી. પણ શુદ્ધાંતઃકરણ કહે છે તેજ સત્ ને તેજ નીતિ.

તાના શિષ્ય વર્ગે કેવા પ્રકારનું ભવિષ્યમાં વર્તન રાખવું તેહેતુથી આ નીતિશાસ્ત્ર રચ્યું હતુ. તે એક લાખ શ્લોકનો ગ્રંથ હતો. કાળાંતરે તેનો લોપ થઇ જવાથી, મૂળ ગ્રંથમાંથી તારવી કાઢેલા આ ૨૫૦૦ શ્લોકનો જ ગ્રંથ હૈયાત રહ્યો છે. આ ગ્રંથ પ્રાચીન અને પ્રમાણુ મનાયો છે, ને સંસ્કૃત વિદ્વાનો તેનું ભાવપૂર્વક સેવન કરે છે. મૂળ સંસ્કૃત ગ્રંથપ્રતિ શોધકબુદ્ધિથી જોતાં મારૂં માનવું આમ તો થતુ નથી જ કે આ ગ્રંથ પ્રાચીન હોય; અને એક વિદ્વાન્ તો એટલે સુધી કહેવાને તત્પર થાય છે કે,' આ ગ્રંથ પાંચસો વર્ષ પર માળવાના કોઇ બ્રાહ્મણુ પંડિતે રચ્યો છે–પછી તેણે મૂળ શુક્રનીતિનું અવતરણુ કર્યું હોય કે બીજા ગ્રંથોને આધારે નવિન જ રચના કરી હોય–તેને માટે સપ્રમાણુ લેખ મળતો નથી. એમાં સમાયલી કેટલીક બાબત એવી છે કે જે સામ્પ્રત સમયની જ માની શકાય. પરંતુ આટલું તો માન્ય રાખવા જોગ છે કે બીજા નીતિના ગ્રંથોના પ્રમાણમાં, આ ગ્રંથ ઘણો ઉત્તમ છે. એમાં માત્ર રાજનીતિ જ દર્શાવી નથી, પણુ વ્યવહારમાં નિત્ય ઉપયોગમાં આવતી સર્વ નીતિનું દર્શન કરાવ્યું છે. રાજાના, પ્રજાના. વ્યાપારીના તથા ગૃહસ્થના, ગુરૂના તથા વિદ્વાન્‌ના અને સાધુના ધર્મ સારી રીતે સમજાવ્યા છે. ગુર્જર પ્રજાને આ ગ્રંથ બહુ ઉપયોગી થઇ પડશે તેવો પૂર્ણ સંભવ હોવાથી એનું ભાષાંતર કર્યું છે.

જીવિતનો ઉપયોગ અનેક પ્રકારે થઇ શકે છે, પણુ નીતિના. સંગનો રંગ લાગેલા માણુસના જીવિતનો ઉપયોગ, ડાહાપણુથી કરવામાં, યશ પ્રાપ્ત થાય છે, સંતોષ મળે છે, અને મરણુશય્યાપર પડ્યા પછી કોઇ પ્રકારની ચટકી લાગતી નથી. જીવિતના અજવાળાનો પ્રકાશ, જ્યાં સુધી ઝળઝળિયામાં સમાયો નથી–સૂર્ય અસ્તાચળ પર સિધાવ્યો નથી–ત્યાં સુધીમાં માણુસે જીંદગીનો બહુ સારો ઉપયોગ કરવો જોઇયે, અને તેને માટે નીતિનું ભૂષણુ–સેવન બહુ અર્થકારી થઇ પડશે. આપણે આ વાર્ત્તાનું સ્મરણુ, મનન ને નિદિધ્યાસન રાખવું કે જુવાનીની વેળા વિતિ તે પાછી આવતી નથી, ને જ્યારે રાત્રિરૂપી અંધકાર સર્વત્ર સર્વવ્યાપક પેરે પોતાની ગતિ કરે છે, ત્યારે જે ભાન આવે છે તેનું ફળ કશુંયે નથી. જીવિતમાં, નીતિ સેવનથી સારાં કાર્ય થાય છે, અને જેથી ચિત્તને શાંતિ રહે છે તેવો કાળ—નીતિસેવનથી ગયેલો તે કાળ—સત્ય ગણુાય છે; પણુ દિવસ પૂર્ણ થયા પછી તે ફોકટ વહી ગયો એવી શોચના

કરવી વ્યર્થ છે. તેમ મૃત્યુશય્યા પર પડ્યા પછી, સારી અવસ્થામાં, નીતિ રહિત ગાળેલા કાળને માટે પશ્ચાતાપ કરવો પણ વ્યર્થ છે. ઘરમાં કે બહાર, વ્યવહારમાં કે પરમાર્થમાં, કુટુંબમાં કે દેશમાં, જે કાળ ગાળિયે તે એવો ગાળવો કે જેનું પશ્ચાદવલોકન કરતાં પશ્ચાતાપના સાગરમાં ડુબવાનો સમય ન આવે. આપણા સર્વ કૃત્યનો દૃષ્ટા પ્રભુ છે, ને તેના પ્રીત્યર્થે નીતિનું જ સેવન કલ્યાણકારી ને માન્યસંતોષનું કારણ થઈ પડેછે.

ખ્રિસ્તમસ,
ઈ. સ. ૧૮૯૨.

ઈચ્છારામ સૂર્યરામ દેસાઈ.

'કામંદકીય નીતિસાર'ને કચ્છભૂપતિ પ્રતિથી મહામાન્ય રાજેશ્રી છોટાલાલભાઈએ ઉત્તેજન અપાવ્યું છે તેમનો; તથા વિદુરનીતિ, ગુર્જર પ્રજામાં સ્વલ્પ મૂલ્યથી વેચાય તેવી ઇચ્છા દર્શાવી તેનો સર્વ ખરચ મહામાન્ય રાજેશ્રી નારાયણદાસ પુરૂષોત્તમદાસે આપ્યો છે તેમનો, આ સ્થાને ઉપકાર દર્શાવ્યા વિના આ ગ્રંથ પ્રકટ થવો હું ઉચિત જોતો નથી. વિદ્યા અને વિદ્વાન્ પ્રતિની મ. મા. રા. નારાયણદાસની રુચિ પ્રસંશનીય છે. તેમ જ આ ભાષાંતર પ્રતિ સર્વ પ્રકારની દૃષ્ટિ શાસ્ત્રી પ્રાણજીવન હરિહરે રાખી છે તે માટે તેમનો પણ ઉપકાર થયો છે.

# સાંકળિયું.

## અધ્યાય ૧ લો.

## પ્રકરણ ૨ જું.



## પ્રકરણ ૩ જું.



## પ્રકરણ ૪ થું.



## પ્રકરણ ૫ મું.

પ્રકરણ ૬ ઠું.



પ્રકરણ ૭ મું.



## અધ્યાય ૫ મો. (પરિશિષ્ટ.)

# शुक्रनीति

(मूळ श्लोक अने पदानुसार भाषांतर समेत)

## અધ્યાય ૧ લો.

### નીતિશાસ્ત્રની પ્રશંસા.

प्रणम्य जगदाधारं सर्गस्थित्यन्तकारणम् ।
संपूज्य भार्गवः पृष्टो वन्दितः पूजितस्तुतः ॥ १ ॥
पूर्वदेवैर्यथान्यायं नीतिसारमुवाच तान् ।
शतलक्षश्लोकमितं नीतिशास्त्रमथोक्तवान् ॥ २ ॥
स्वयम्भूर्भगवान् लोकहितार्थं संग्रहेण वै ।
तत्सारन्तु वशिष्ठाद्यैरस्माभिर्वृद्धिहेतवे ॥ ३ ॥
अल्पायुर्भूभृदाद्यर्थं सङ्क्षिप्तं तर्कविस्तृतम् ।
क्रियैकदेशबोधीनि शास्त्राण्यन्यानि सन्ति हि ॥ ४ ॥
सर्वोपजीवकं लोकस्थितिकृन्नीतिशास्त्रकम् ।
धर्मार्थकाममूलं हि स्मृतं मोक्षप्रदं यतः ॥ ५ ॥
अतः सदा नीतिशास्त्रमभ्यसेद्यत्नतो नृपः ।
यद्विज्ञानान्नृपाद्याश्च शत्रुजिल्लोकरञ्जकाः ॥ ६ ॥
सुनीतिकुशला नित्यं प्रभवन्ति च भूमिपाः ।

પૂર્વે દૈત્યોએ જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લય કરનારા જગદાધાર પરમાત્માને પ્રણામ કરી, પોતાના ગુરૂ શ્રી શુક્રાચાર્યનું પૂજન, નમન અને સ્તવન કરીને (તેમને) પુછયું કે, "હે ભગવન્! અમને નીતિશાસ્ત્ર શ્રવણ કરાવો." ત્યારે આચાર્યવર્ય શ્રી શુક્રાચાર્યે, જે નીતિશાસ્ત્ર પૂર્વે બ્રહ્માએ લોકોના કલ્યાણ માટે સાત લાખ શ્લોકમાં કહ્યું હતું તે નીતિશાસ્ત્રનોસાર કાઢીને દૈત્યોને કહી સંભળાવ્યો. તે નીતિશાસ્ત્રમાંથી સાર માત્ર ગ્રહણ કરીને અમે વસિષ્ટાદિયે લોકો-

ના અભ્યુદય માટે અને અલ્પાયુષ્યવાળા રાજા આદિના કલ્યાણ માટે પુષ્કળ યુક્તિયોથી ભરેલું આ નીતિશાસ્ત્ર સંક્ષેપમાં રચ્યું છે.

[કોઇને અહીં શંકા ઉત્પન્ન થાય કે જગત્‌માં બીજાં ઘણાં શાસ્ત્રો છે માટે નીતિશાસ્ત્રના જ્ઞાનથી શું ફળ થવાનું છે? તે વિના પણ ચાલી શકે. એ શંકાનો નિર્ણય કરવા માટે જણાવે છે કે-]

જગત્‌માં બીજાં શાસ્ત્રો પુષ્કળ છે, પરંતુ તે શાસ્ત્રો કેવળ એકદેશી છે- (અર્થાત્ કેવળ એક પોતાનાજ વિષયનું જ્ઞાન કરાવનારાં છે) તેથી કંઇ સર્વ વ્યવહારનું જ્ઞાન થતું નથી. પરંતુ આ નીતિશાસ્ત્ર સર્વ વ્યવહારનું જ્ઞાન કરાવી શકે છે, મનુષ્ય માત્રની આજીવિકા ચલાવે છે, મનુષ્યોને (બોધ આપી) મર્યાદામાં રાખે છે; ધર્મ, અર્થ અને કામની સિદ્ધિ કરે છે તથા મોક્ષ પણ આપે છે. માટે રાજાએ નિત્ય પ્રયત્નપૂર્વક નીતિશાસ્ત્રનો અભ્યાસ કરવો. નીતિશાસ્ત્રના અભ્યાસથી રાજાઓ વગેરે પોતાના શત્રુઓનો પરાજય કરીને પોતાની પ્રજાનું રક્ષણ કરી તેને રંજન કરી શકે છે, ઉત્તમ નીતિશાસ્ત્રમાં કુશળતા મેળવે છે અને પૃથ્વીપાલન કરવામાં પ્રતાપી નિવડે છે. ૧-૬

शब्दार्थानां न किं ज्ञानं विना व्याकरणं भवेत्? ॥ ७ ॥

प्राकृतानां पदार्थानां न्यायतर्कैर्विना न किम्? ।
विधिक्रियाव्यवस्थानां न किं मीमांसया विना? ॥ ८ ॥

देहाद्यानिनश्वरत्वं वेदान्तैर्न विना हि किम्? ॥
स्वस्वाभिमतबोधीनि शास्त्राण्येतानि सन्ति हि ॥ ९ ॥

[આરંભમાં નીતિના જ્ઞાનની આવશ્યકતા નથી એમ કેટલાએક શંકા કરે તેનું સમાધાન કરતાં જણાવે છે કે] આરંભમાં નીતિશાસ્ત્ર જાણવું એ ઉચિત નથી; કારણ કે વ્યાકરણ જાણ્યા વગર શબ્દનું અને અર્થનું યથાર્થ જ્ઞાન કેમ થાય? તેના ઉત્તરમાં માત્ર એટલુંજ કહેવાનું કે વ્યાકરણ ભણ્યા વિના પણ શું શબ્દ તથા અર્થનું જ્ઞાન થતું નથી? વ્યાકરણના અભ્યાસ કર્યા વગર પણ (સાધારણ વ્યાકરણના ગ્રંથોથી) શબ્દાર્થનું જ્ઞાન થાય છે. તેમજ પ્રાકૃત પદાર્થોનું જ્ઞાન (પણ) તર્કશાસ્ત્રની યુક્તિ જાણ્યા વગર શું થતું નથી? થાય છે. મીમાંસાશાસ્ત્ર ભણ્યા વગર શું વિધિ નિષેધ વિગેરે નિયમનું જ્ઞાન થતું નથી? થાય છે. અને વેદાંત શાસ્ત્ર ભણ્યા વગર દેહ નાશવંત છે તથા આત્મા અમર છે એવું જ્ઞાન શું થતું નથી? થાય છેજ. અર્થાત્ વ્યાકરણાદિક શાસ્ત્રો પોતપોતાના એકજ વિષયને પ્રતિપાદન કરે છે, પરંતુ તેથી સર્વ વિષયનું જ્ઞાન થતું નથી, પણ નીતિશાસ્ત્રથી સર્વ વિષયનું જ્ઞાન થાય છે. (તે ભણવાથી સર્વ વિષયમાં કુશળતા આવે છે.) ૭-૯

तत्तन्मतानुगैः सर्वैर्विधृतानि जनैः सदा ।
बुद्धिकौशलमेतद्धि तैः किं स्याद्व्यवहारिणाम्? ॥ १० ॥

વ્યાકરણાદિક શાસ્ત્રને અનુસરનારા (તે તે શાસ્ત્રને જાણનારા) પુરૂષો નિત્ય પોતપોતાના શાસ્ત્રનો મત સ્વીકારે છે (અને બીજું ગૌણ છે આમ કહે છે,) પરંતુ તે શાસ્ત્રો ભણવાથી જગતમાં વ્યવહારિક લોકોને વ્યવહારમાં શી રીતે કુશળતા આવે? વ્યવહાર જ્ઞાન તો નીતિશાસ્ત્રના અભ્યાસથીજ આવે છે. ૧૦

सर्वलोकव्यवहारस्थितिर्नीत्या विना न हि ।
यथाऽशनैर्विना देहस्थितिर्न स्याद्धि देहिनाम् ॥ ११ ॥

જેમ ભોજન વિના શરીર ટકી શકે નહીં તેમ નીતિના જ્ઞાન વિના લોકવ્યવહાર (સંસારાચાર) જળવાય નહીં. ૧૧

## રાજાની નીતિ.

सर्वाभीष्टकरं नीतिशास्त्रं स्यात् सर्वसम्मतम् ।
अत्यावश्यं नृपस्यापि स सर्वेषां प्रभुर्यतः ॥ १२ ॥

નીતિશાસ્ત્ર સર્વના મનોરથો પૂર્ણ કરે છે માટે સર્વે લોકોએ નીતિશાસ્ત્રને માન્ય કર્યું છે; તેમાં પણ રાજાને તો તે અત્યંત ઉપયોગી છે, કારણ કે તે સર્વનો સ્વામી છે-જો રાજા નીતિ જાણતો હોય તો તેની પ્રજા પણ નીતિમાં પ્રવર્તે છે. ૧૨

शत्रवो नीतिहीनानां यथापथ्याशिनां गदाः ।
सद्यः केचिच्च कालेन भवन्ति न भवन्ति च ॥ १३ ॥

કુપથ્ય કરનારાને જેમ કેટલાએક રોગો ઝટપટ થઈ આવે છે અને કેટલાએક કાળે કરીને થાય છે, તેમજ અનીતિને માર્ગે જનારા રાજાના પણ કેટલાએક શત્રુઓ તુરત ઉત્પન્ન થાય છે અને કેટલાએક કાળે કરીને પ્રગટ થાય છે. તેમજ પથ્ય પાળનારાના કેટલાએક રોગો જેમ ઝટ નાશ પામે છે અને કેટલાએક કાળે કરીને નાશ પામે છે, તેમજ નીતિ માર્ગે ચાલનારા રાજાના પણ કેટલાએક શત્રુઓ ઝટ નાશ પામે છે અને કેટલાએક શત્રુઓ લાંબે કાળે નાશ પામે છે. ૧૩

नृपस्य परमो धर्मः प्रजानां परिपालनम् ।
दुष्टनिग्रहणं नित्यं न नीत्या ते विना ह्युभे ॥ १४ ॥

પ્રજાનું પાલન અને દુષ્ટ લોકોને શિક્ષા, આ રાજાનો મુખ્ય ધર્મ છે, પરંતુ આ બન્ને કામ નીતિ જાણ્યા વગર રાજાથી થઈ શકતાં નથી. ૧૪

अनीतिरेव संछिद्रं राज्ञो नित्यं भयावहम् ।
शत्रुसंवर्द्धनं प्रोक्तं बलन्हासकरं महत् ॥ १५ ॥

અનીતિ એજ રાજાને સદા ભય આપનારૂં મહા છિદ્ર છે, શત્રુને વધારનાર છે, અને પરાક્રમની મહા હાની કરનાર છે. ૧૫

नीतिं त्यक्त्वा वर्त्तते यः स्वतन्त्रः स हि दुःखभाक् ।
स्वतन्त्रप्रभुसेवा तु ह्यसिधारावलेहनम् ॥ १६ ॥

જે રાજા નીતિનો ત્યાગ કરીને સ્વતંત્રતાથી પોતાની ઈચ્છા પ્રમાણે અનીતિને માર્ગે આચરણ કરે છે તે દુઃખી થાય છે. આવા સ્વેચ્છાચારી રાજાની સેવા કરવી તે જીભથી તરવારની ધારને ચાટવા જેવું છે. (કેમકે પરિણામે મરણ નિપજાવે છે) ૧૬

स्वाराध्यो नीतिमान् राजा दुराराध्यस्त्वनीतिमान् ।
यत्र नीतिबले चोभे तत्र श्रीः सर्वतोमुखी ॥ १७ ॥

ન્યાયી રાજાની સેવા સહજ રીતે થઈ શકે છે, પણ અન્યાયી રાજાની સેવા થઈ શકતી નથી. જે રાજામાં નીતિ અને બળ બન્ને હોય છે ત્યાં પુષ્કળ લક્ષ્મીનો વાસ હોય છે. ૧૭

अप्रेरितहितकरं सर्वराष्ट्रं भवेद्यथा ।
तथा नीतिस्तु सन्धार्य्या नृपेणात्महिताय वै ॥ १८ ॥

માટે રાજાએ પોતાના સુખને માટે એવી રીતે નીતિમાં વર્તવું કે જેમ પોતાના દેશની પ્રજા પ્રેરણા વગર પણ સદાચાર પરાયણ રહીને પોતાના રાજાનું હિત કરે. ૧૮

भिन्नं राष्ट्रं बलं भिन्नं भिन्नोऽमात्यादिको गणः ।
अकौशल्यं नृपस्यैतदनीतेर्यस्य सर्वदा ॥ १९ ॥

જે રાજા નિરંતર અનીતિ કરે છે તેનું મૂર્ખપણું એજ કે તેનો દેશ, તેનું સૈન્ય અને તેના મંત્રી વગેરે સભાસદો તેનાથી ભિન્ન-વિમુખ થઈ પડે છે. (રાજાના અન્યાયથી રાજ્ય જાય છે.) ૧૯

तपसा तेज आदत्ते शास्ता पाता च रञ्जकः ।
नृपः स्वप्राक्तनाद्दत्ते तपसा च महीमिमाम् ॥ २० ॥

પૂર્વજન્મનાં સત્કર્મ અને નીતિશાસ્ત્રનું બળ, એમ બન્ને રાજાને ઉપકારકારી છે. મનુષ્ય પૂર્વ જન્મમાં કરેલા તપના બળથી તેજસ્વી રાજા અવતરે છે, ને બીજા તેના તેજને જીરવી શકતા નથી. તે શાસ્ત્ર પ્રમાણે પ્રજાને શિક્ષા આપે છે, તેનું પાલન કરે છે અને તેને રંજન કરે છે, માટે રાજા પોતાના પૂર્વ જન્મના તપોબળથી અને આ લોકના તપોબળથી એટલે નીતિશાસ્ત્રના જ્ઞાનથી આ પૃથ્વીનું રક્ષણ કરે છે. ૨૦

## કાલનું કારણ રાજા.

वृष्टिशीतोष्णनक्षत्रगतिरूपस्वभावतः ।
इष्टानिष्टाधिकन्यूनाचारैः कालस्तु भिद्यते ॥ २१ ॥

आचारप्रेरको राजा ह्येतत् कालस्य कारणम् ।
यदि कालः प्रमाणं हि कस्माद्धर्मोऽस्ति कर्तृषु ॥ २२ ॥

વર્ષા, શિશિર અને ગ્રીષ્મ વગેરે રૂતુની ગતિને લીધે, નક્ષત્રોની ગતિને લીધે, કાળના સ્વરૂપની પ્રકૃતિને લીધે, તથા આચરણ કરાતા સારા નરતા વ્યવહારોને લીધે, ઉત્કૃષ્ટ વ્યવહારોને લીધે, અને મધ્યમ વ્યવહારોને લીધે, કાળમાં ફેરફાર થાય છે. અર્થાત્ રાજા નવા વ્યવહાર સ્થાપન કરીને કાળના પ્રવાહમાં ફેરફાર કરે છે; કારણકે જગતમાં વ્યવસ્થાપન કર્તા રાજા છે. માટે સત્યાદિક યુગનો સ્થાપન કર્તા પણ રાજાજ છે, પરંતુ કાળ નથી. કદાચ જો કાળને આચાર વ્યવહાર સ્થાપન કરનાર તરિકે ગણીશું તો પછી કાર્ય કરનારા શા માટે શુભાશુભ ફળ ભોગવે કાળજ શુભાશુભ ફળ ભોક્તા ઠરે કેમકે કાળનું સ્વતંત્રપણું આવે પરંતુ કાળ પરાધીન છે અને તેનું કારણ રાજા છે. ૨૨

## ધર્મ પ્રશંસા.

राजदण्डभयाल्लोकः स्वस्वधर्मपरो भवेत् ।
यो हि स्वधर्मनिरतः स तेजस्वी भवेदिह ॥ २३ ॥

લોકો સદાચારમાં પ્રવર્તક રાજાની શિક્ષાથી ડર ખાઈને પોત પોતાનો ધર્મ બરાબર પાળે છે અને જે મનુષ્ય સ્વધર્મમાં પ્રેમ રાખે છે તે જગતમાં પ્રતાપી થાય છે. ૨૩

## સ્વધર્મની મહત્તા.

विना स्वधर्मान्न सुखं स्वधर्मो हि परं तपः ।
तपः स्वधर्मरूपं यत् वर्द्धितं येन वै सदा ॥ २४ ॥

---

* મનુ પણ કાળનું કારણ રાજાને ઠરાવતાં જણાવે છે કે

कलिः प्रसुप्तो भवति, स जाग्रद्द्वापरं युगं ।
कर्मस्वभ्युद्यतस्त्रेता, विचरन्तु कृतं युगम् ।

રાજા જ્યારે શયન કરે છે ત્યારે કળિયુગ વર્તે છે, જ્યારે જાગ્રત રહે છે ત્યારે દ્વાપર, કર્મમાં પ્રવૃત્ત રહે છે ત્યારે ત્રેતા અને ચારે તરફ દૃષ્ટિ કરીને ફરે છે ત્યારે સત્ય યુગ વર્તે છે.

देवास्तु किङ्करास्तस्य किं पुनर्मनुजा भुवि ? ।
सुदण्डैर्धर्मनिरताः प्रजाः कुर्यान्महाभयैः ॥ २५ ॥

नृपः स्वधर्मनिरतो भूत्वा तेजःक्षयोऽन्यथा ।
अभिषिक्तोऽनभिषिक्तो नृपत्वन्तु यदाप्नुयात् ॥ २६ ॥

बुद्ध्या बलेन शौर्य्येण ततो नीत्यानुपालयन् ।
प्रजाः सर्वाः प्रतिदिनमच्छिद्रो दण्डधृक् सदा ॥ २७ ॥

સ્વધર્મનું આચરણ કર્યા વગર સુખ મળતું નથી. સ્વધર્મ એ એક મહા તપ છે. જે મનુષ્ય નિત્ય સ્વધર્મરૂપી તપશ્ચર્યામાં વધારો કરતો જાય છે, તો દેવતાઓ પણ તે મનુષ્યના સેવક થઇને રહે છે, ત્યારે મર્ત્ય લોકનાં મનુષ્યો સેવક થાય તેમાં આશ્ચર્ય શું ? માટે અભિષિક્ત કે અનભિષિક્ત ગમે તેવા રાજાએ પોતાને રાજ્ય મળે ત્યારે પોતાના કામમાં પરાયણ રહેવું, વ્યસન દૂર કરવાં, રાજદંડ ધારણ કરવો અને બુદ્ધિ, બળ, શૌર્ય તથા નીતિથી સમગ્ર પ્રજાનું પાલન કરવું અને મહા ભયંકર શિક્ષાઓ કરીને પ્રજાને સ્વધર્મમાં ચલાવવી. પરંતુ રાજા જો પોતાની પ્રજાને ધર્મમાં ચલાવે નહીં તો તે રાજાનો પ્રતાપ વિનાશ પામે છે. (જે રાજાની પ્રજા રાજાના તાબામાં ન રહેતાં સ્વતંત્ર રીતે વર્તે તે રાજાનું તેજ નાશ પામે છે.) ૨૫-૨૭

## બુદ્ધિ બળ.

नित्यबुद्धिमतोऽप्यर्थः स्वल्पकोऽपि विवर्द्धते ।
तिर्य्यञ्चोऽपि वशं यान्ति शौर्य्यनीतिबलैर्धनैः ॥ २८ ॥

જે રાજા બુદ્ધિબળથી નિત્ય રાજ્યનું કામ ચલાવે છે તેનું સાધારણ ધન હોય તે પણ થોડા દિવસમાં ઘણું વૃદ્ધિ પામે છે. માટે બુદ્ધિથી રાજ્ય કાજ ચલાવવાં. આ વિશ્વમાં પરાક્રમના બળથી, નીતિના બળથી અને સંપત્તિથી પશુપક્ષિયો પણ વશ થાય છે ત્યારે સાધારણ મનુષ્યોને વશ કરવાં તેમાં આશ્ચર્ય શું છે? ૨૮

## જેવું તપ તેવો જન્મ.

सात्त्विकं तामसञ्चैव राजसं त्रिविधं तपः ।
यादृक् तपति योऽत्यर्थं तादृक् भवति सो नृपः ॥ २९ ॥

સાત્વિક, રાજસ અને તામસ એવા ત્રણ પ્રકારનાં તપ છે. જે મનુષ્ય ઉપર જણાવેલાં તપમાંથી જેવું તપ કરે છે તેવા પ્રકારનો રાજા અવતરે છે. ૨૯

## સાત્વિક રાજા.

यो हि स्वधर्मनिरतः प्रजाना परिपालकः ।
यष्टा च सर्वयज्ञानां नेता शत्रुगणस्य च ॥ ३० ॥
दानशौण्डः क्षमी शूरो निस्पृहो विषयेष्वपि ।
विरक्तः सात्त्विकः सो हि नृपोऽन्ते मोक्षमन्वियात् ॥ ३१ ॥

જે રાજા, રાજાના ધર્મો બરાબર પાળતો હોય, પ્રજાનું સર્વ રીતે સંરક્ષણ કરતો હોય, યજ્ઞો કરતો હોય, શત્રુને પોતાને સ્વાધીન રાખતો હોય, ઉદાર મનનો હોય, ક્ષમાશીળ હોય, શૂરવીર હોય, અને વૈભવોની ઇચ્છા ન રાખતાં વિરક્ત રહેતો હોય, તે રાજાને સાત્વિક જાણવો અને તે છેવટે મુક્તિ મેળવે છે. ૩૦-૩૧

## તામસ રાજા.

विपरीतस्तामसः स्यात् सोऽन्ते नरकभाजनः ।
निर्घृणश्च मदोन्मत्तो हिंसकः सत्यवर्जितः ॥ ३२ ॥

જે રાજામાં ઉપરના ગુણો ન હોય, ક્રૂર હોય, મદિરાપાન કરીને ઉન્મત્ત રહેતો હોય, હિંસક તથા અસત્યવાદી હોય, તેને તમોગુણી રાજા જાણવો અને તે રાજા છેવટે નરકમાં પડે છે. ૩૨

## રાજસ રાજા.

राजसो दाम्भिको लोभी विषयी वञ्चकः शठः ।
मनसान्यश्च वचसा कर्मणा कलहप्रियः ॥ ३३ ॥
नीचप्रियः स्वतन्त्रश्च नीतिहीनश्छलान्तरः ।
स तिर्य्यक्त्वं स्थावरत्वं भवितान्ते नृपाधमः ॥ ३४ ॥

જે રાજા દંભી, લોભી, વિષયી, વંચક તથા શઠ હોય, મન વાણી તથા કર્મથી વારંવાર ફરી જતો હોય, કજીયો કરતો હોય, નિચ લોકોનો સંગ કરતો હોય, સ્વેચ્છાચારી, નીતિરહિત અને મનનો કપટી હોય તેને રજોગુણી જાણવો અને તે નીચ રાજા પશુ પક્ષિમાં કે વૃક્ષાદિક સ્થાવર જાતિમાં અવતરે છે. ૩૩-૩૪

## ત્રણ ગુણના ત્રણ દેવ.

देवांशान् सात्त्विको भुङ्क्ते राक्षसांशांस्तु तामसः ।
राजसो मानवांशांस्तु सत्वे धार्य्यं मनस्ततः ॥ ३५ ॥

સત્વગુણી રાજામાં દેવતાનો અંશ હોય છે, તમો ગુણી રાજામાં રાક્ષસનો

અંશ હોય છે અને રજોગુણી શાળામાં મનુષ્યનો અંશ હોય છે. માટે મનુષ્યે સત્વગુણુમાં મન રાખવું. ૩૫

## કર્મ પ્રમાણે જન્મ.

सत्त्वस्य तमसः साम्यान्मानुषं जन्म जायते ।
यद् यदाश्रयते मर्त्यस्तत्तुल्यो दिष्टतो भवेत् ॥ ३६ ॥

સત્વગુણ અને તમોગુણ બન્ને સમાન થાય ત્યારે મનુષ્યનો અવતાર આવે છે. મનુષ્ય જેવું જેવું કર્મ કરે છે તે તે પ્રમાણે દૈવવડે તેવા તેવા અવતારો લે છે. ૩૬

## કર્મ પ્રમાણે સુખ દુઃખ.

कर्मैव कारणञ्चात्र सुगतिं दुर्गतिं प्रति ।
कर्मैव प्राक्तनमपि क्षणं किं कोऽस्ति चाक्रियः? ॥ ३७ ॥

પૂર્વ જન્મમાં જે કંઈ કરવામાં આવે છે તે કર્મ કહેવાય છે અને તે કર્મ કર્યા વગર કોઈપણ પ્રાણી એક ક્ષણ પણ રહી શકતો નથી-સારૂં કે નરંતુ કંઇને કંઈપણ કર્મ કરે છે અને તે કર્મ સુખ અને દુઃખનું કારણ છે. ૩૭

## કર્માદિકને લઇને જાતિની વ્યવસ્થા.

न जात्या ब्राह्मणश्चात्र क्षत्रियो वैश्य एव न ।
न शूद्रो न च वै म्लेच्छो भेदिता गुणकर्मभिः ॥ ३८ ॥

આ સંસારમાં કોઈ જન્મથી બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર કે મ્લેચ્છ જન્મતો નથી. પરંતુ તે વિભાગો તો ગુણ અને કર્મ પ્રમાણે માનેલા છે. ૩૮

ब्रह्मणस्तु समुत्पन्नाः सर्वे ते किं नु ब्राह्मणाः? ।
न वर्णतो न जनकाद् ब्राह्मतेजः प्रपद्यते ॥ ३९ ॥

બ્રહ્માથી સઘળા ઉત્પન્ન થયા છે, માટે તે સઘળાને શું બ્રાહ્મણ માનવા ? બ્રાહ્મણ કુળથી કે બ્રાહ્મણ પુરૂષથી ઉત્પન્ન થવાને લીધે કંઈ બ્રહ્મતેજ આવતું નથી-કર્મથીજ શ્રેષ્ઠતા આવે છે. ૩૯

## બ્રાહ્મણાદિક જન્મનાં કારણ.

ज्ञानकर्मोपासनाभिर्देवताराधने रतः ।
शान्तो दान्तो दयालुश्च ब्राह्मणश्च गुणैः कृतः ॥ ४० ॥

જે મનુષ્યમાં જ્ઞાન અને તપ વગેરે ઉત્તમ ગુણો છે જે દેવની આ-

શધના કરવામાં પ્રેમ રાખે છે, જે જીતેંદ્રિય અને વિનયી છે, તેવા ગુણું-વાળાને બ્રહ્માએ બ્રાહ્મણ બનાવ્યો. ૪૦

लोकसंरक्षणे दक्षः शूरो दान्तः पराक्रमी ।
दुष्टनिग्रहशीलो य स वै क्षत्रिय उच्यते ॥ ४१ ॥

જે પ્રજાનું રક્ષણ કરવામાં ડાહ્યો, શૂરવીર, જીતેંદ્રિય, પરાક્રમી, અને દુષ્ટને શિક્ષા કરવામાં સમર્થ થયો તેને બ્રહ્માએ ક્ષત્રિય બનાવ્યો. ૪૧

क्रयविक्रयकुंशला ये नित्यं पण्यजीविनः ।
पशुरक्षाः कृषिकरास्ते वैश्याः कीर्त्तिता भुवि ॥ ४२ ॥

જે વેચવા સાટવાના કામમાં કુશળ, હંમેશાં વેપાર ઉપર આજીવિકા કરનારા, ઢોરઢાંખર પાળનારા અને ખેતીવાડી કરનારા તે જગતમાં વૈશ્ય કહેવાયા. ૪૨

द्विजसेवार्चनरताः शूराः शान्ता जितेन्द्रियाः ।
सीरकाष्ठतृणवहास्ते नीचाः शूद्रसंज्ञकाः ॥ ४३ ॥

જેઓ બ્રાહ્મણ, ક્ષત્રિય ને વૈશ્યની સેવા કરનારા, કામકાજ કરવામાં ઘણા સમર્થ, શાંત તથા જીતેંદ્રિય હળ ઉપાડનાર, પર્વત ઉપરથી લાકડાના અને ખડના ભારા લાવનારા તે નીચ જાતિ શૂદ્રના નામથી પ્રસિદ્ધ થઈ. ૪૩

त्यक्तस्वधर्माचरणा निघृणाः परपीड़काः ।
चण्डाश्च हिंसका नित्यं म्लेच्छास्ते ह्यविवेकिनः ॥ ४४ ॥

જેઓ સ્વધર્મનો ત્યાગ કરી નિર્દયતાથી પર પીડક હિંસાઆદિક ઘણા ભયંકર કર્મ કરનારા ક્રોધી ને અવિવેકી મ્લેચ્છ થયા. ૪૪

## બુદ્ધિ અને કર્મ.

प्राक्कर्मफलभोगार्हा बुद्धिः सञ्जायते नृणाम् ।
पापकर्मणि पुण्ये वा कर्त्तुं शक्तो न चान्यथा ॥ ४५ ॥

મનુષ્યો પૂર્વ જન્મમાં જેવા કર્મ કરે છે તેવાં કર્મફળોનો ઉપભોગ કરવા યોગ્ય તેની બુદ્ધિ થાયછે અને કર્માનુસારિણીબુદ્ધિ કર્મ કર્તાને પુણ્ય કર્મમાં અને પાપ કર્મમાં દોરે છે; કારણ કે મનુષ્ય પૂર્વ જન્મમાં કરેલાં કર્મ વિના સ્વતઃ પાપ કે પુણ્ય કંઈ પણ કરી શકતો નથીઃ પૂર્વ કૃતકર્મને અધિન છે. ૪૫

बुद्धिरुत्पद्यते तादृक् यादृक् कर्मफलोदयः ।
सहायास्तादृशा एव यादृशी भवितव्यता ॥ ४६ ॥

મનુષ્યે પૂર્વ જન્મમાં જેવાં કર્મ કર્યાં હોય તે કર્મના પરિપાકોદય પ્ર-

માણે તેની બુદ્ધિ અનુસરે છે, અને દૈવાનુસાર તેને સહાય કરનારાએ મળી આવે છે. ૪૬

प्राक्कर्मवशतः सर्वं भवत्येवेति निश्चितम् ।
तदोपदेशा व्यर्थाः स्युः कार्य्याकार्य्यप्रबोधकाः ॥ ४७ ॥

પૂર્વ જન્મમાં કરેલાં કર્મના પ્રભાવથી બીજા જન્મમાં શુભાશુભ સર્વ ફળ મળ્યું જાય છે,' આવો નિશ્ચય કરીને જો દૈવનું અવલંબન કરશું તો અમુક કાર્ય કરવા યોગ્ય છે અને અમુક અયોગ્ય છે આવા ઉપદેશો વ્યર્થ પડશે. તાત્પર્ય કે કેવળ દૈવ ઉપરજ આધાર રાખવાથી પુરૂષાર્થ વ્યર્થ થશે. ૪૭

## દૈવ પુરૂષાર્થ વિચાર.

धीमन्तो वन्द्यचरिता मन्यन्ते पौरुषं महत् ।
अशक्ताः पौरुषं कर्त्तुं क्लीबा दैवमुपासते ॥ ४८ ॥

બુદ્ધિશાળી મહાયશસ્વી લોકો પુરૂષાર્થને મુખ્ય માને છે તથા દૈવને ગૌણ ગણે છે; અને પુરૂષાર્થ કરવા અસમર્થ નપુંસક લોકો દૈવનેજ મુખ્ય માને છે, પણ પુરૂષાર્થને મુખ્ય માનતા નથી. ૪૮

दैवे पुरुषकारे च खलु सर्वं प्रतिष्ठितम् ।
पूर्वजन्मकृतं कर्मेहार्जितं तद् द्विधाकृतम् ॥ ४९ ॥

વસ્તુતઃ એ શુભાશુભ સર્વ વસ્તુ દૈવ અને પુરૂષાર્થ એ બન્નેને આધિન છે; પૂર્વ જન્મમાં કરેલું કર્મ તે દૈવ અને આ લોકમાં કરેલો પુરૂષાર્થ આ બન્ને ફળ આપનારાં છે એમ સમજવું. ૪૯

बलवान् प्रतिकारी स्याद्दुर्बलस्य सदैव हि ।
स बलाबलयोर्ज्ञानफलप्राप्त्यान्यथा नहि ॥ ५० ॥

બળવાન્ રાજા દુર્બળ રાજાનું સદૈવ ભુંડું કર્યા કરે છે, પરંતુ તે રાજા સબળ છે કે નિર્બળ છે તેનું જ્ઞાન પરિણામે જય અથવા તો પરાજય રૂપ ફળ મળ્યા પછી જાણવામાં આવે છે, પણ ફળ મળ્યા શિવાય જાણવામાં આવતું નથી. ૫૦

फलोपलब्धिः प्रत्यक्षहेतुना नैव दृश्यते ।
प्राक्कर्महैतुकी सा तु नान्यथैवेति निश्चयः ॥ ५१ ॥

પ્રત્યક્ષ કારણોને લીધે કંઇ ફળ પ્રાપ્તિ થતી નથી. કિંતુ પૂર્વ જન્મમાં કરેલાં કર્મથી ફળ પ્રાપ્તિ થાય છે. કર્મ શિવાય બીજી કોઈ પણ વસ્તુ ફળ આપવાને શક્તિમાન થતી નથી, આવો વિદ્વાનોએ નિશ્ચય કર્યો છે. ૫૧

यज्जायतेऽल्पक्रियया नृणां वापि महत्फलम् ।
तदपि प्राक्तनादेव केचित् प्रागिह कर्मजम् ॥ ५२ ॥
वदन्तीहैव क्रियया जायते पौरुषं नृणाम् ।
सस्नेहवर्तिदीपस्य रक्षा वातात् प्रयत्नतः ॥ ५३ ॥

કેટલાએક પુરૂષો કહે છે કે મનુષ્યોને થોડા પુરૂષાર્થમાં જે મોટું ફળ મળે છે તે પૂર્વ જન્મમાં કરેલાં કર્મના પ્રભાવથીજ મળે છે; અને કેટલાએક કહે છે કે આ લોકમાં પુરૂષાર્થ કરવાથીજ વસ્તુસિધ્ધિ થાય છે. તેપર દૃષ્ટાંત આપે છે કે–દીવામાં તેલ તથા વાટ બરાબર હોય છે, છતાં પણ 'દીવો રહે નહી' તેનો બચાવ કરવા માટે પ્રયત્ન કરવો પડે છે. નહીં–તર દીવો રાણો થઈ જાય છે. તેમજ કર્મને અંતે ફળ હોય છે, પરંતુ તે મેળવવા માટે પુરૂષાર્થ કરવો પડે છે, માટે સર્વ પુરૂષાર્થને અધિન છે. ૫૨–૫૩

अवश्यम्भाविभावानां प्रतीकारो न चेद्यदि ।
दुष्टानां क्षपणं श्रेयो यावद्बुद्धिबलोदयम् ॥ ५४ ॥

અવશ્ય આવનારી આપત્તિ–જે કોઇ પણ રીતે વારી શકાય નહીં તો જ્યાં સુધી પોતાનું બુધ્ધિબળ ચાલે ત્યાં સુધી દુષ્ટ શત્રુઓનો નાશ કરવાનો ઉપાય કરવો એજ શ્રેયસ્કર છે. ૫૪

प्रतिकूलानुकूलाभ्यां फलाभ्याञ्च नृपोऽप्यतः ।
ईषन्मध्याधिकाभ्याञ्च त्रिधा दैवं विचिन्तयेत् ॥ ५५ ॥

માટે રાજાએ પણ ત્રણ પ્રકારના દૈવનો સારી પેઠે વિચાર કરવો ઉચિત છે. તે દૈવના ભેદ આ પ્રમાણે છે. अल्पप्रतिकूलानुकूल फलक–(થોડું પ્રતિકૂળ અને અનુકૂળ ફળ આપનાર) मध्यप्रतिकूलानुकूल फलक–(અનુકૂળ ફળ આપનાર કિંતુ મધ્યમસર પ્રતિકૂળ) અને अधिकप्रतिकूलानुकूल फलक–(વિશેષ પ્રતિકૂળ અને કિંચિત્ અનુકૂળ ફળ આપનાર.) આવા ત્રણ વિભાગ છે. ૫૫

रावणस्य च भीष्मादेर्वनभङ्गे च गोग्रहे ।
प्रातिकूल्यन्तु विज्ञातमेकस्माद्वानरान्नरात् ॥ ५६ ॥
कालानुकूल्यं विस्पष्टं राघवास्यार्जुनस्य च ।
अनुकूले यदा दैवे क्रियाल्पा सुफला भवेत् ॥ ५७ ॥
महती सत् कियानिष्टफला स्यात् प्रतिकूलके ।
बलिर्दानेन संबद्धो हरिश्चन्द्रस्तथैव च ॥ ५८ ॥

રાવણનું દૈવ જ્યારે પ્રતિકૂળ હતું, ત્યારે એકલા હનુમાને તેનો પ-

રાજ્ય કરીને અશોકવનનો નાશ કર્યો હતો;'અને દુર્યોધનનું દૈવ પણ જ્યારે પ્રતિકૂળ હતું ત્યારે ભીષ્મ જેવા જેને સહાય કરનારા હતા એવા દુર્યોધનનો અર્જુને પરાજય કરી ને વિરાટ રાજાની ગાયો પાછી વાળી આપી હતી. આ ઉપર જણાવેલા દૃષ્ટાંતમાં રામને, હનુમાનને અને વિરાટ રાજાને દૈવ અનુકૂળ હતું એમ સ્પષ્ટ જણાય છે. જ્યારે દૈવ અનુકૂળ હોય છે ત્યારે થોડા પુરૂષાર્થમાં પણ કાર્ય સિદ્ધિ થાય છે; પરંતુ જ્યારે દૈવ પ્રતિકૂળ હોય છે ત્યારે ઘણો પુરૂષાર્થ કરે તોપણ માઠું ફળ મળે છે. દ્રષ્ટાંતમાં જેમ બળિરાજા અને હરિશ્ચંદ્ર રાજાએ દાન કર્યાં છતાં પણ ઉલટા તેઓ કેદમાં પડયા. ૫૬-૫૭-૫૮

भवतीष्टं सत्क्रियायानिष्टं तद्विपरीतया ।
शास्त्रतः सदसज्ज्ञात्वा त्यक्त्वासत् सत् समाचरेत् ॥ ५९ ॥

ઉત્તમ પુરૂષાર્થ કરવાથી ઉત્તમ ફળ મળે છે અને અધમ પુરૂષાર્થ કરવાથી અનિષ્ટ ફળ મળે છે; માટે નીતિશાસ્ત્રદ્વારા કાર્યાકાર્યનો વિચાર કરીને અસત્ય માર્ગનો ત્યાગ કરવો અને સત્ય માર્ગમાં આચરણ કરવું. ૫૯

कालस्य कारणं राजा सदसत्कर्मणस्त्वतः ।
स्वकार्योद्यतदण्डाभ्यां स्वधर्मे स्थापयेत् प्रजाः ॥ ६० ॥

કાળમાં ફેરફાર થવાનું કારણ રાજા છે કારણ કે રાજા જ્યારે પોતાના ધર્માસન ઉપર બેસીને રાજકાર્ય તપાસે છે ત્યારે સત્યયુગ વર્ત્તે છે. જ્યારે સાધારણ રીતે રાજ્ય કાર્યનો તપાસ કરે છે ત્યારે ત્રેતાયુગ વર્ત્તે છે. જ્યારે બીલકુલ રાજ્યકાર્ય તરફ લક્ષ આપતો નથી ત્યારે દ્વાપરયુગ વર્ત્તે છે. અને જ્યારે રાજ્ય ચિંતા છોડીને નિદ્રા કરે છે ત્યારે કળિ વર્ત્તે છે. આ પ્રમાણે સારાનરતા કાળનો પ્રવર્ત્તાવનારો રાજાજ ઠરે છે માટે રાજાએ પોતાના કાર્યમાં દૃષ્ટિ રાખીને પુરૂષાર્થ તથા દંડનો ઉપયોગ કરીને પોતાની પ્રજાને સ્વધર્મમાં ચલાવવી ઉચિત છે. ૬૦

## રાજ્યનાં સાત અંગ.

स्वाम्यमात्यसुहृत्कोशराष्ट्रदुर्गबलानि च ।
सप्ताङ्गमुच्यते राज्यं तत्र मूर्द्धा नृपः स्मृतः ॥ ६१ ॥
दृगमात्यः सुहृच्छ्रोत्रं मुखं कोशो बलं मनः ।
हस्तौ पादौ दुर्गराष्ट्रौ राज्याङ्गानि स्मृतानि हि ॥ ६२ ॥

૧ રાજા, ૨ મંત્રી, ૩ મિત્ર, ૪ ભંડાર, ૫ દેશ-પ્રજાવર્ગ, ૬ દુર્ગ, (કિલ્લા ખાઈ વિગેરે) અને ૭ સેના આ સાત રાજ્યનાં અંગ કહેવાય છે તેમાં રાજાને રાજ્યના મસ્તકને ઠેકાણે જાણવો, મંત્રીને નેત્ર જાણવો, મિત્રને કાન જાણવા, ભંડારને મુખ માનવું. સેનાને મન જાણવું. દુર્ગ રચના

ને હાથ જાણવા અને દેશ ને ચરણ માનવા. આ પ્રમાણે રાજ્યનાં અંગો જાણવાં. અર્થાત્-તે અંગોમાંનું એક અંગ ન હોય અથવા તો તેમાંના એક અંગમાં વિકાર થાય તો રાજ્ય હીનાંગ કહેવાય છે. ૬૧-૬૨

अङ्गानां क्रमशो वक्ष्ये गुणान् भूतिप्रदान् सदा ।
यैर्गुणस्तु सुसंयुक्ता वृद्धिमन्तो भवन्ति हि ॥ ६३ ॥

હવે હું તમને રાજ્યાંગના નિત્ય વૈભવ આપનારા ગુણો ક્રમ પ્રમાણે કહી બતાવું છું; કારણ કે તે ગુણો ગ્રહણ કરવાથી રાજાઓ સંપત્તિવાળા થાય છે. ૬૩

राजास्य जगतो हेतुर्वृद्ध्यै वृद्धाभिसम्मतः ।
नयनानन्दजनकः शशांक इव तोयधेः ॥ ६४ ॥

શંકરના મસ્તક ઉપર રહેનાર અને મનુષ્યોના નેત્રને આનંદ આપનાર ચંદ્ર, જેમ સમુદ્રમાં ભરતી ઓટ કરે છે, તેમ વૃદ્ધ પુરૂષના મતને અનુસરીને ચાલનાર રાજા આ જગત્‌નો અભ્યુદય કરનાર થઇ પડે છે. ૬૪

## રાજા અને પ્રજા બન્નેની જરૂર.

यदि न स्यान्नरपतिः सम्यङ्नेता ततः प्रजा ।
अकर्णधारा जलधौ विप्लवेतेह नौरिव ॥ ६५ ॥

સમુદ્રમાં જેમ ખલાસી વિના વહાણ આડું અવળું અથડાઈને ખરાબ થાય છે, તેમજ રાજ્ય વહીવટનો સારી પેઠે તપાસ કરનાર અને પ્રજા માત્રને નિયમમાં ચલાવનાર રાજા ન હોય તો પ્રજા પણ જગત્‌માં બહુ દુઃખી થાય છે. ૬૫

न तिष्ठन्ति स्वस्वधर्मे विना पालेन वै प्रजाः ।
प्रजया तु विना स्वामी पृथिव्यां नैव शोभते ॥ ६६ ॥

પૃથ્વી ઉપર પ્રજાનું પાલન કરનાર રાજા ન હોય તો પ્રજા પોતપોતાના ધર્મમાં રહેતી નથી; તેમ જો પ્રજા ન હોય તો રાજા પણ શોભતો નથી- અર્થાત્ બન્ને એક બીજા વિના યોગ્ય સ્થિતિએ પોહોચતાં નથી. ૬૬

न्यायप्रवृत्तो नृपतिरात्मानमथच्च प्रजाः ।
त्रिवर्गेणोपसन्धत्ते निहन्ति ध्रुवमन्यथा ॥ ६७ ॥

રાજા જો ન્યાયને રસ્તે ચાલે છે તો પોતાને અને પોતાની પ્રજાને ધર્મ, અર્થ અને કામની ભાગી કરે છે; અને જો તે અન્યાયને માર્ગે ચાલે છે તો પોતાને અને પોતાની પ્રજાને ધર્માદિકથી ભ્રષ્ટ કરીને અવશ્ય નરકમાં નાંખે છે. ૬૭

धर्मं द्वैतवने राजा विधाय बुभुजे भुवम् ।
अधर्माच्चैव नहुषः प्रतिपेदे रसातलम् ॥ ६८ ॥

યુધિષ્ઠિર રાજાએ દ્વૈતવનમાં રહીને સ્વધર્મનું સેવન કર્યું, તેથી પૃથ્વીનું રાજ્ય કર્યું હતું; અને નહુષે અધર્માચરણ કર્યું તેથી તેને રસાતળ પાતાળમાં જવું પડયું હતું. ૬૮

वेनो नष्टस्त्वधर्मेण पृथुर्वृद्धस्तु धर्मतः ।
तस्माद्धर्मं पुरस्कृत्य यतेतार्थाय पार्थिवः ॥ ६९ ॥

અધર્માચરણથી વેન રાજાનો નાશ થયો હતો, અને ધર્માચરણથી પૃથુરાજાનો ઉદય થયો હતો; માટે રાજાએ ધર્માચરણ કરીને ધન મેળવવાના ઉપાયો કરવા. ૬૯

यो हि धर्मपरो राजा देवांशोऽन्यश्च रक्षसाम् ।
अंशभूतो धर्मलोपी प्रजापीडाकरो भवेत् ॥ ७० ॥

જે રાજા ધર્મમાં પરાયણ રહેતો હોય તેનામાં દેવનો અંશ જાણવો. અને જે ધર્મનો લોપ કરતો હોય, તથા પ્રજાને પીડા કરતો હોય તેનામાં રાક્ષસનો અંશ જાણવો. ૭૦

## દિગ્પાળમાંથી રાજાની ઉત્પત્તિ.

अराजके हि सर्वस्मिन् सर्वतो विद्रुते भयात् ।
रक्षार्थमस्य सर्वस्य राजानमसृजत्प्रभुः ॥ ७१ ॥
इन्द्रानिलयमार्काणामग्नेश्च वरुणस्य च ।
चन्द्रवित्तेशयोश्चापि मात्रा निर्हृत्य शाश्वतीः ॥ ७२ ॥

જ્યારે સમસ્ત પૃથ્વી ઉપર એક પણ પ્રજાપાલક રાજા ન હતો ત્યારે પ્રજામાત્ર ભયથી ત્રાસ પામીને ચારે તરફ ભટકતી ફરતી હતી. પછી બ્રહ્માએ તે સર્વની રક્ષા કરવા માટે ઇંદ્ર, વાયુ, યમ, સૂર્ય, અગ્નિ, વરુણ, ચંદ્ર અને કુબેર આ આઠ દિગ્પાળોના અંગોમાંથી તેજસ્વી પરમાણુઓ લઈને તેને એકઠા કર્યા અને તેમાંથી રાજાને ઉત્પન્ન કર્યો. ૭૧-૭૨

जङ्गमस्थावराणाञ्च हीशः स्वतपसा भवेत् ।
भागभाग्रक्षणे दक्षो यथेन्द्रो नृपतिस्तथा ॥ ७३ ॥

ઇંદ્ર જેમ પોતાની તપશ્ચર્યાવડે સ્થાવર અને જંગમરૂપ જગતનો ઇશ્વર થાય છે અને યજ્ઞદ્વારા પોતાનો ભાગ ગ્રહણ કરીને જગતનું રક્ષણ કરે છે; તેમ રાજાએ પણ પોતાના તપવડે સ્થાવર અને જંગમરૂપ જગતનો ઈશ્વર થયા પછી તેઓની પાસેથી કર લે છે અને તેના બદલામાં તેની રક્ષા કરે છે. ૭૩

वायुर्गन्धस्य सदसत्कर्मणः प्रेरको नृपः ।
धर्मप्रवर्त्तकोऽधर्मनाशकस्तमसो रविः ॥ ७४ ॥

વાયુ જેમ જગતમાં સારા અને નરતા ગંધને ફેલાવે છે તેમ રાજા જગતમાં સારાં અને નરતાં કર્મોને દર્શાવે છે. સૂર્ય જેમ અંધારાનો નાશ કરે છે તેમ રાજા પણ અધર્મનો નાશ કરે છે. ૭૪

दुष्कर्मदण्डको राजा यमः स्याद्दण्डकृद्यमः ।
अग्निः शुचिस्तथा राजा रक्षार्थं सर्वभागभुक् ॥ ७५ ॥

યમ રાજા પાપીઓને શિક્ષા કરે છે, તેમ રાજા પણ પાપીઓને શિક્ષા કરે છે–માટે રાજાને યમ જાણવો. અગ્નિ જેમ યજ્ઞમાં સાત્વિક, રાજસ અને તામસ દેવના યજ્ઞ ભાગનું ભક્ષણ કરે છે, તથાપિ પવિત્ર રહે છે, તેમજ રાજા પણ પ્રજા માત્રની રક્ષા કરવા માટે સારા નરતા સર્વની પાસેથી પોતાનો વાર્ષિક કર ગ્રહણ કરે છે, પરંતુ પોતે પવિત્ર રહે છે–માટે રાજાને અગ્નિ સમ જાણવો. ૭૫

पुष्यत्यपां रसैः सर्वं वरुणः स्वधनैर्नृपः ।
करैश्चन्द्रो ल्हादयति राजा स्वगुणकर्मभिः ॥ ७६ ॥

વરૂણદેવ જેમ પોતાના જળથી સમસ્ત જગતનું પોષણ કરે છે તેમ રાજા પોતાના ધનથી સમસ્ત જગતનું પોષણ કરે છે–માટે રાજાને વરૂણ જાણવો. ચંદ્ર જેમ પોતાનાં કિરણોવડે પ્રજા માત્રને રંજન કરે છે, તેમ રાજા પોતાના ગુણો અને કર્મે કરીને પ્રજાને રાજી કરે છે–માટે રાજાને ચંદ્ર સમાન જાણવો. ૭૬

कोशानां रक्षणे दक्षः स्यान्निधीनां धनाधिपः ।
चन्द्रोऽशेन विना सर्वैरंशैर्नो भाति भूपतिः ॥ ७७ ॥

જે રાજા ધનનું રક્ષણ કરવામાં જે ઘણો ડાહ્યો હોય અને કુબેર જેવો પુષ્કળ ધનાઢ્ય હોય તેને કુબેર સમાન જાણવો. ચંદ્રમા જેમ એક કળાથી અપૂર્ણ હોય તો શોભતો નથી તેમ રાજા પાસે પણ ઝાઝું ધન ન હોય તો તે શોભતો નથી. (ઉપર જણાવેલા આઠ ગુણ જે રાજામાં હોય છે તે રાજા ગણાય છે.) ૭૭

## રાજાના સાત ગુણો.

पिता माता गुरुर्भ्राता बन्धुर्वैश्रवणो यमः ।
नित्यं सप्तगुणैरेषां युक्तो राजा न चान्यथा ॥ ७८ ॥

પિતા, માતા, ગુરૂ, ભાઈ, બંધુ, કુબેર અને યમ આ સાત પુરૂષોના સાત ગુણો જેમાં હોય છે તે રાજા (પ્રજારંજક) કહેવાય છે; અને જો એ સાત ગુણો ન હોય તો તે રાજા (પ્રજારંજક) કહેવાય નહીં. ૭૮

गुणसाधनसंदक्षः स्वप्रजायाः पिता यथा ।
क्षमयित्र्यपराधाना माता पुष्टिविधायिनी ॥ ७९ ॥

રાજાએ પોતાની પ્રજાને નિરંતર ગુણ શિખવવામાં પિતાની પેઠે તત્પર રહેવું, અને પુત્રના અપરાધ માત્ર સહન કરીને માતા જેમ પોતાના પુત્રોનું પોષણ કરે છે, તેમ પ્રજાના અપરાધોને ક્ષમા આપી તેનું પોષણ કરવું. ૭૯

हितोपदेष्टा शिष्यस्य सुविद्याध्यापको गुरुः ।
स्वभागोद्धारकृद्भ्राता यथाशास्त्रं पितुर्धनात् ॥ ८० ॥

ગુરૂ જેમ પોતાના શિષ્યને ઉત્તમ પ્રકારની વિદ્યા ભણાવીને તેને હિતોપદેશ કરે છે તેમ રાજાએ પણ પોતાની પ્રજાને વિદ્યાદાન આપીને હિતોપદેશ કરવો; અને ભાઈ જેમ પોતાના પિતાના ધનમાંથી શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે પોતાનો ભાગ જુદો કાઢી લેછે તેમ રાજાએ પોતાની પ્રજાના ધનમાંથી શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે પોતાનો વાર્ષિક કર કાઢી લેવો. ૮૦

आत्मस्त्रीधनगुह्यानां गोप्ता बन्धुस्तु मित्रवत् ।
धनदस्तु कुबेरः स्याद्यमः स्याच्च सुदण्डकृत् ॥ ८१ ॥

મિત્ર જેમ આપણી રક્ષા કરે છે; આપણી સ્ત્રીની રક્ષા કરે છે, ધન ઉરાડવા દેતો નથી, અને ગુપ્ત વાર્તા ઉઘાડી પાડતો નથી, પણ ગુપ્તજ રાખે છે; તેમ રાજાએ પણ પોતાની પ્રજાનું રક્ષણ કરવું, તેઓની સ્ત્રીઓનું રક્ષણ કરવું, પ્રજાના ધનનો ગેરઉપયોગ થવા દેવો નહીં, અને પ્રજાની ગુહ્ય વાર્તા ઉઘાડી પાડવી નહીં. આ પ્રમાણે જે રાજા વર્તે છે તેને મિત્ર જાણવો, ધનની મદદ કરનારા રાજાને કૂબેર જાણવો અને દંડ-શિક્ષા કરનારા રાજાને યમ જાણવો. ૮૧

प्रवृद्धिमृति संराज्ञि निवसन्ति गुणा अमी ।
एते सप्त गुणा राज्ञा न हातव्याः कदाचन ॥ ८२ ॥

ઉપર ગણાવેલા સાત ગુણો અભ્યુદયશાળી એવા ઉત્તમ રાજામાં વસે છે માટે અભ્યુદયની ઈચ્છા રાખનારા રાજાએ કોઈ પણ દિવસ એ સાત ગુણો ત્યાગ કરવા નહીં. ૮૨

क्षमते योऽपराधं स शक्तः सुदमने क्षमी ।
क्षमया तु विना भूपो न भात्यखिलसद्गुणैः ॥ ८३ ॥

જે રાજા પોતે સમર્થ હોય છતાં પણ અપરાધ કરનારી પ્રજાના અપરાધોને ક્ષમા કરે છે તે રાજા પ્રજાને શિક્ષા પણ કરી શકે છે-અર્થાત્ રાજામાં બીજા અનેક સદ્ગુણો હોય તોપણ જો તેમાં ક્ષમા ગુણ ન હોય

તો તે રાજા રાજા (રંજનકરનારો) ગણાતો નથી, માટે રાજાએ ક્ષમાભૂષણ ધારણ કરી બીજા સદ્‌ગુણોને પણ શોભા આપવી જોઈએ. ૮૩

## દેવાંશી રાજાનું લક્ષણ.

स्वान् दुर्गुणान् परित्यज्य ह्यतिवादांस्तितिक्षते ।
दानैर्मानैश्च सत्कारैः स्वप्रजारञ्जकः सदा ॥ ८४ ॥

दान्तः शूरश्च शस्त्रास्त्रकुशलोऽरिनिषूदनः ।
अस्वतन्त्रश्च मेधावी ज्ञानविज्ञानसंयुतः ॥ ८५ ॥

नीचहीनो दीर्घदर्शी वृद्धसेवी सुनीतियुक् ।
गुणिजुष्टस्तु यो राजा स ज्ञेयो देवतांशकः ॥ ८६ ॥

જે રાજા પોતાના દુર્ગુણનો ત્યાગ કરીને બીજાએ કરેલી નિંદા સહન કરતો હોય, નિરંતર દાન, માન અને સત્કારે કરી પોતાની પ્રજાને રંજન કરતો હોય, જીતેંદ્રિય હોય, શુરવીર હોય, શસ્ત્ર વિદ્યામાં અને અસ્ત્ર વિદ્યા–મંત્રના હથીયાર-જેવાં કે નારાયણાસ્ત્ર વગેરેમાં કુશળ હોય, શત્રુનો નાશ કરવા શક્ત હોય, નીતિ શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે આચરણ કરતો હોય, બુદ્ધિમાન્ હોય, સામાન્ય અને વિશેષ જ્ઞાનવાળો હોય, નિચ લોકોનો સંગ કરતો નહોય, દીર્ઘદર્શી હોય, વૃદ્ધ પુરૂષના વિચાર પ્રમાણે વર્ત્તતો હોય, ન્યાયી હોય અને ગુણવાનૂને પોતાની પાસે રાખતો હોય તેવા રાજાને દેવાંશી જાણવો-એટલે કે તેવા રાજામાં દેવનો અંશ છે એમ સમજવું. ૮૪-૮૫-૮૬

विपरीतस्तु रक्षोऽशः स वै नरकभाजनः ।
नृपांशसदृशो नित्यं तत्सहायगणः किल ॥ ८७ ॥

ઉપર ગણાવેલા ગુણોથી વિપરીત-હલકા ગુણો-જે રાજામાં હોય તે રાજામાં રાક્ષસનો અંશ જાણવો અને તેને નરક પાત્ર ગણવો. રાજાની પાસે રહેનારાં મનુષ્યોને પણ જે અંશ રાજામાં હોય તે અંશનાં માની લેવાં (રાજાના પાસવાનો રાજાના સ્વભાવને મળતાજ હોય છે.) ૮૭

तत्कृतं मन्यते राजा सन्तुष्यति च मोदते ।
तेषामाचरणैर्नित्यं नान्यथा नियतेर्बलात् ॥ ८८ ॥

રાજા હંમેશાં પોતાના જેવા પોતાના પાસવાનોનું કહેવું કબૂલ રાખે છે અને પોતાનાં મનુષ્યો જેવો વ્યવહાર કરે છે તે વ્યવહાર જોઈને પોતે પણ દૈવબળથી તેમાં સંતોષ પામીને તેનાથી ખુશી થાય છે, પણ બીજી કોઈ વસ્તુથી પ્રસન્ન થતો નથી. ૮૮

## કરેલાં કર્મ અવશ્ય ભોગવવાંજ પડે.

अवश्यमेव भोक्तव्यं कृतकर्मफलं नरैः ।
प्रतिकारैर्विना नैव प्रतिकारे कृते सति ॥ ८९ ॥

મનુષ્ય જ્યાં સુધી કરેલાં કર્મની શાંતિ કરતાં નથી ત્યાં સુધી તે કર્મના ફળને અવશ્ય ભોગવે છે; અને તે કર્મનો નાશ કર્યા પછી ફરી તે કર્મનાં ફળ ભોગવવાં પડતાં નથી. ૮૯

तथा भोगाय भवति चिकित्सितगदो यथा ।
उपदिष्टेऽनिष्टहेतौ तत्तत्कर्त्तुं यतेत कः ॥ ९० ॥

જે મનુષ્યને રોગ થયો હોય તે પોતાના રોગનો ઉપાય કરી તેમાંથી મુક્ત થયા પછી સુખ ભોગવે છે, તેમ રાજા પણ પોતાનાં પાપ કર્મનો નાશ કર્યા પછીજ સુખ ભોગવે છે. તથા ઉપદેશદ્વારા કુકર્મનું કારણ જાણ્યા પછી કયો મનુષ્ય તે તે કુકર્મ કરવાનો પ્રયત્ન કરે ? કોઈ પણ કરે નહીં. ૯૦

रज्यते सत्फले स्वान्तं दुष्फले न हि कस्यचित् ।
सदसद्बोधकान्येव दृष्ट्वा शास्त्राणि चाचरेत् ॥ ९१ ॥

સારૂં ફળ મળવાથી સર્વનું મન પ્રસન્ન થાય છે, પણ નરતું ફળ મળવાથી કોઈનું મન પ્રસન્ન થતું નથી; માટે સત્યાસત્ય જણાવનારાં શાસ્ત્રોમાં જોઈને તેમાં કહ્યા પ્રમાણે આચરણ કરવું. ૯૧

## રાજાએ જીતેંદ્રિય ને વિનયી થવાની આવશ્યકતા.

नयस्य विनयो मूलं विनयः शास्त्रनिश्चयात् ।
विनयस्येन्द्रियजयस्तद्युक्तः शास्त्रमृच्छति ॥ ९२ ॥

વિનયથી નીતિ આવે છે માટે વિનયનું મૂળ નીતિ કહેલી છે; અને વિનય શાસ્ત્રના તત્વ જાણવાથી આવે છે તથા ઇંદ્રિયોનો વિજય કરવાથી પણ આવે છે, માટે જીતેંદ્રિય થયેલો મનુષ્ય શાસ્ત્રના તત્વને જાણે છે-શાસ્ત્રજ્ઞાનમાં જીતેંદ્રિયપણાનું મુખ્ય કામ છે. ૯૨

आत्मानं प्रथमं राजा विनयेनोपपादयेत् ।
ततः पुत्रांस्ततोऽमात्यांस्ततो भृत्यांस्ततः प्रजाम् ॥ ९३ ॥

માટે રાજાએ પ્રથમ જીતેંદ્રિય થઈ શાસ્ત્રનાં તત્વજ્ઞાન સમજવાં અને વિનય ગ્રહણ કરવો. ત્યાર પછી પોતાના કુમારોને વિનય શિખવવો; ત્યાર પછી કાર્યભારીયોને વિનય શિખવવો, અને પછી નોકરોને વિનય શિખવવો અને છેવટે પ્રજાને વિનય શિખવવો. ૯૩

परोपदेशकुशलः केवलो न भवेन्नृपः ।
प्रजाधिकारहीनः स्यात्सगुणोऽपि नृपः क्वचित् ॥ ९४ ॥

રાજાએ કેવળ બીજાઓને ઉપદેશ આપવામાં કુશળતા મેળવવી નહીં, કિંતુ પોતે પણ ઉપદેશ ગ્રહણ કરવો. કારણકે જે રાજા ઉપદેશ આપવામાં કુશળ હોય છતાં પણ પોતે ઉપદેશ ગ્રહણ કરતો નહોય તે રાજા કોઈ વખતે રાજ્યપરથી પદભ્રષ્ટ થાય છે. ૯૪

## પ્રજાને રાજા મળે પણ રાજાને પ્રજા મળવી દુર્લભ.

न तु नृपाविहीनाः स्युर्दुर्गुणा ह्यपि तु प्रजाः ।
यथा न विधवेन्द्राणी सर्वदा तु तथा प्रजाः ॥ ९५ ॥

પ્રજા દુર્ગુણી હોય-ઉપદેશ ગ્રહણ કરતી ન હોય તોપણ ઈંદ્રાણી જેમ કોઈ દિવસ ઈંદ્ર વગર વિધવા રહેતી નથી તેમ નિર્ગુણી પ્રજા પણ નિરંતર રાજા વગર રહેતી નથી.-રાજામાં જો ગુણ ન હોય તો તે પ્રજા રહિત થાય-પ્રજા તેનો ત્યાગ કરે, પરંતુ પ્રજા ગુણ રહિત હોય તોપણ તે રાજા રહિત-અનાથ રહેતી નથી; માટે રાજાએ તો અવશ્ય ઉપદેશ ગ્રહણ કરી પ્રજાને રંજન કરવી, અને પોતાના અધિકારને બરાબર બજાવવો. ૯૫

## અવિવેકી મંત્રીથી માઠું પરિણામ.

भ्रष्टश्रीः स्वामिता राज्ञो नृप एव न मन्त्रिणः ।
तथा विनीतदायादो दान्ताः पुत्रादयोऽपि च ॥ ९६ ॥
सदानुरक्तप्रकृतिः प्रजापालनतत्परः ।
विनीतात्मा हि नृपतिर्भूयसीं श्रियमश्नुते ॥ ९७ ॥
प्रकीर्णविषयारण्ये धावन्तं विप्रमाथिनम् ।
ज्ञानांकुशेन कुर्वीत वशमिन्द्रियदन्तिनम् ॥ ९८ ॥
विषयामिषलोभेन मनः प्रेरयतीन्द्रियम् ।
तन्निरुध्यात् प्रयत्नेन जिते तस्मिन् जितेन्द्रियः ॥ ९९ ॥
एकस्यैव हि योऽशक्तो मनसः सन्निवर्हणे ।
महीं सागरपर्य्यन्तां स कथं ह्यवजेष्यति? ॥ १०० ॥

રાજાના પરિજનો વિનયી હોય, તેના કુમાર વગેરે વિનયી હોય તોપણ રાજાના મંત્રીયો અવિનયી હોય તો તે રાજાની મહત્તા નિસ્તેજ થઈ જાય છે-તેવા રાજાની પ્રભુતાને ઝાંખ લાગે છે. પરંતુ જે રાજાના મંત્રીયો ઘણા વિનયી હોય, પોતે પ્રજાનું પાલન

કરવામાં તત્પર રહેતો હોય અને વિનયી હોય, તે રાજા ઘણી સંપત્તિ મેળવે છે. માટે રાજાએ વિષયરૂપી મહારણ્યમાં દોડતા અતિ મદોન્મત્ત થયેલા ઇંદ્રિયરૂપી હાથીને જ્ઞાનરૂપી અંકુશવતી વશ કરવો. મન વિષયરૂપી માંસ ખાવાના લોભથી ઇંદ્રિયોને ઉસ્કેરે છે, માટે પ્રથમ તો યત્ન પૂર્વક મનને વશ કરવું; કારણકે જ્યારે મન વશ થાય છે ત્યારે રાજા જીતેંદ્રિય થઈ શકે છે; પણ જે રાજા એક મનનેજ વશ કરી શકતો નથી તે સમુદ્ર પર્યંત પૃથ્વીને કેમ તાબે કરી શકશે? કદી પણ નહીં. ૯૯-૧૦૦

## પાંચ વિષયને ઝેર સમજવા.

क्रियावसानविरसैर्विषयैरपहारिभिः ।
गच्छत्याक्षिप्तहृदयः करीव नृपतिर्ग्रहम् ॥ १०१ ॥
शब्दः स्पर्शश्च रूपञ्च रसो गन्धश्च पञ्चमः ।
एकैकस्त्वलमेतेषां विनाशप्रतिपत्तये ॥ १०२ ॥

પરિણામે દુઃખ આપનારા, પણ દેખાવમાં અતિ મનોહર જણાતા એવા શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ને ગંધમય વિષયમાં જે રાજાનું મન લપટાય છે તે રાજા વિષયાધિન થયેલા હાથીની પેઠે દુઃખી થાય છે; કારણકે શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ આ પાંચ વિષયમાં એક એક વિષય પણ અનર્થ ઉપજાવવા સમર્થ છે, ત્યારે જ્યાં પાંચ વિષયો એક સાથે મળેલા હોય ત્યાં તો વાતજ શી? ૧૦૧-૧૦૨

## શબ્દાદિ વિષયનાં ઉદાહરણ.

शुचिर्दर्भाकुराहारो विदूरभ्रमणे क्षमः ।
लुब्धकोद्गीतमोहेन मृगो मृगयते वधम् ॥ १०३ ॥

મૃગ પવિત્ર છે, દર્ભના કોમળ અંકુરોનો આહાર કરે છે, ઘણે ઊંચે ઠેકવા શક્તિમાન્ છે, તોપણ તે પારધીના તીણા સ્વરવાળા ગાયન (શબ્દથી લોભાઈ) ઉપર મોહ પામી મૃત્યુ પામે છે. ૧૦૩

गिरीन्द्रशिखराकारो लीलयोन्मूलितद्रुमः ।
करिणीस्पर्शसंमोहाद्बन्धनं याति वारणः ॥ १०४ ॥

હાથી પર્વતના શિખર જેવડો ઉંચો હોય છે, રમતમાં ઝાડને મૂળમાંથી ઉખેડી નાખે છે, પરંતુ તે હાથણીના અંગના સ્પર્શથી મોહમાં (કામથી લોભાઈ) પડી તુરત બંધાય છે. ૧૦૪

स्निग्धदीपशिखालोकविलोलितविलोचनः ।
मृत्युमृच्छति संमोहात्पतंगः सहसा पतन् ॥ १०५ ॥

પતંગ દીવાની મનોહર શીખા જોઈ તેના ઉપર મોહ પામે છે, તેની દૃષ્ટિ

ચંચળ થાય છે અને તે તુર્ત મોહથી (રૂપથી લોભાઈ) દીવાની શિખા ઉપર પડીને મૃત્યુ પામે છે. ૧૦૫

अगाधसलिले मग्नो दूरेऽपि वसतो वसन् ।
मीनस्तु सामिषं लोहमास्वादयाति मृत्यवे ॥ १०६ ॥

દૂર ઘણા અગાધ જળમાં રહેનારૂં માછલું રસલોભથી દૂર રહેનારા મચ્છીમારની માંસ વળગાડેલી લોઢાની આકડી (રસાસ્વાદથી લોભાઈ) મોહથી મુખમાં ગ્રહણ કરીને મૃત્યુ પામે છે. ૧૦૬

उत्कर्त्तितुं समर्थोऽपि गन्तुं चैव सपक्षकः ।
द्विरेफो गन्धलोभेन कमले याति बन्धनम् ॥ १०७ ॥

(લાકડાને કાપવા સમર્થ તે) ભમરો દાંતવતી કમળને કાપવા સમર્થ છે, અને પાંખના સહાયથી ઉંચો પણ ઉડી શકે છે, પરંતુ તે ગંધમાં લોભ પામી મોહથી તેમાં બંધાય છે. ૧૦૭

एकैकशो विनिघ्नन्ति विषया विषसन्निभाः ।
किं पुनः पञ्च मिलिताः न कथं नाशयन्ति हि ॥ १०८ ॥

આ પ્રમાણે વિષસમાન શબ્દ આદિ એક એક વિષય પણ માણસોને મોહમાં નાખીને તેનો નાશ કરે છે, ત્યારે જો પાંચ વિષયો એકઠા મળ્યા હોય તો કેમ નાશ કરે નહીં ? ૧૦૮

## ત્રણ વ્યસન.

द्यूतं स्त्री मद्यमेवैतत्त्रितयं बहनर्थकृत् ।
अयुक्तं युक्तियुक्तं हि धनपुत्रमतिप्रदम् ॥ १०९ ॥

[1]જુગાર [2]સ્ત્રી અને [3]મંદિરા આનો ઉલટો ઉપયોગ કર્યો હોય તો તે અત્યંત અનર્થ કરે છે; પણ તેનો જો યોગ્ય ઉપયોગ કર્યો હોય તો તે ક્રમવાર ધન, પુત્ર અને બુદ્ધિ આપે છે. ૧૦૯

नलधर्मप्रभृतयः सुद्यूतेन विनाशिताः ।
सकापत्यं धनायालं द्यूतं भवति तद्विदाम् ॥ ११० ॥

સેહેજ રીતે જુગાર ખેલવાથી નળરાજા અને યુધિષ્ઠિર રાજા પોતાના રાજ્યમાંથી પદભ્રષ્ટ થયા હતા; કારણ કે જુગાર જાણનારા જુગટીયાઓ કપટ ભરેલા જુગારથી ધન મેળવી શકે છે. પણ સાધારણ રીતે જુગાર ખેલવાથી જરા પણ ધન મેળવી શકતા નથી-તેમાં કપટની જરૂર છે. ૧૧૦

स्त्रीणां नामापि संह्लादि विकरोत्येव मानसम् ।
किं पुनर्दर्शनं तासां विलासोल्लासितभ्रुवाम् ॥ १११ ॥

સ્ત્રીનું નામ પણ મોહ ઉત્પન્ન કરી મનમાં અવશ્ય વિકાર કરે છે, ત્યારે વિલાસથી ભ્રૂકુટીના પલકારા કરનારી સ્ત્રીના દર્શનથી મનમાં વિકાર થાય તેમાં આશ્ચર્ય શું? ૧૧૧

रहःप्रचारकुशला मृदुगद्गदभाषिणी ।
कं न नारी वशीकुर्य्यान्नरं रक्तान्तलोचना ॥ ११२ ॥
मुनेरपि मनोऽवश्यं सरागं कुरुतेऽङ्गना ।
जितेन्द्रियस्य का वार्त्ता किं पुनश्चाजितात्मनाम् ॥ ११३ ॥
व्यायच्छन्तश्च बहवः स्त्रीषु नाशं गता अमी ।
इन्द्रदण्डक्यनहुषरावणाद्याः सदा ह्यतः ॥ ११४ ॥

એકાંત વ્યવહાર કરવામાં કુશળ, કોમળ અને ગદગદિત ભાષણ કરનારી, જેના નેત્રના છેડા જરા રાતા હોય એવી સ્ત્રી કયા પુરૂષને વશ કરતી નથી? સર્વને વશ કરે છે. સ્ત્રી જીતેંદ્રિયમુનિના મનમાં પણ અવશ્ય વિકાર ઉત્પન્ન કરે છે, ત્યારે ઈંદ્રિઓને અધિન રહેલા પુરૂષોના મનમાં વિકાર કરે તેમાં કહેવું શું? એટલા માટેજ હંમેશાં સ્ત્રી ઉપર આસકિત રાખનારા ઈંદ્ર, દંડકય, નહુષ અને રાવણ વગેરે ઘણા રાજાઓ મોહમાં ફસાઇને નાશ પામ્યા છે. ૧૧૩-૧૧૪

अतत्परनरस्यैव स्त्री सुखाय भवेत्सदा ।
साहायिनी गृह्यकृत्ये तां विनान्या न विद्यते ॥ ११५ ॥

વિષય રહિત પુરૂષને તેની પરણેલી સ્ત્રી હંમેશાં સુખ આપે છે અને ઘરના કામમાં પણ નિરંતર સહાય કરે છે, પણ રાખેલી સ્ત્રીથી પુત્રો વગેરે ઉત્પન્ન કરવા તથા તેઓનું પાલન કરવું તે કંઈ ગૃહસ્થના કાર્યમાં મદદ કરનાર નથી. ૧૧૫

अतिमद्यं हि पिबतो बुद्धिलोपो भवेत्किल ।
प्रतिभां बुद्धिवैशद्यं धैर्य्यं चित्तविनिश्चयम् ॥ ११६ ॥

બહુ મદિરા પીવાથી માણસની બુદ્ધિ ઠેકાણે રહેતી નથી. પણ અવશ્ય નાશ પામે છે. અને માફકસર મદિરા પીવાથી બુદ્ધિને તીક્ષ્ણ તથા નિર્મળ કરે છે, ધૈર્યતા આપે છે અને મનને સ્થિર કરે છે- પરંતુ અયોગ્ય રીતે પીવાથી સર્વસ્વનો નાશ કરે છે. ૧૧૬

तनोति मात्रया पीतं मद्यमन्यद्विनाशकृत् ।
कामक्रोधौ मद्यतमौ नियोक्तव्यौ यथोचितम् ॥ ११७ ॥

તથા કામ ક્રોધને પણ મહામદિરા માનવી અને તેનો પણ યથોચિત ઉપયોગ કરવો; ઉલટો ઉપયોગ કરવાથી તે પણ બુદ્ધિ વિગેરે સર્વનો નાશ કરે છે. ૧૧૭

## કામક્રોધાદિકનો કેમ ઉપયોગ કરવો?

कामः प्रजापालने च क्रोधः शत्रुनिबर्हणे ।
सेनासंधारणे लोभो योज्यो राज्ञा जयार्थिना ॥ ११८ ॥

परस्त्रीसंगमे कामो लोभो नान्यधनेषु च ।
स्वप्रजादण्डने क्रोधो नैव धार्य्यो नृपैः कदा ॥ ११९ ॥

વિજયેચ્છુ રાજાએ પ્રજાની રક્ષા કરતી વખતે પ્રેમ (કામ)નો ઉપયોગ કરવો; શત્રુનો નાશ કરતી વખતે ક્રોધનો ઉપયોગ કરવો; સેનામાં વધારો કરતી વખતે લોભનો ઉપયોગ કરવો; એટલે કે સેનામાં વધારો કરવાની ઈચ્છા રાખવી અને પરસ્ત્રી સાથે સંગ કરવામાં પ્રેમનો ઉપયોગ કરવો નહીં; પરધન હરણ કરવામાં લોભનો ઉપયોગ કરવો નહીં અને પોતાની પ્રજાને શિક્ષા કરવામાં ક્રોધનો ઉપયોગ કરવો નહીં. ૧૧૮-૧૧૯

किमुच्यते कुटुम्बीति परस्त्रीसंगमान्नरः ।
स्वप्रजादण्डनाच्छूरो धनिकोऽन्यधनैश्च किम्? ॥ १२० ॥

પરસ્ત્રી સાથે સંગ કરવાથી મનુષ્ય શું સ્ત્રીવાળો ગણાય છે? પોતાની પ્રજાને શિક્ષા કરવાથી રાજા શું શૂરો ગણાય છે? નહીં. અને બીજાનું ધન લુટી લેવાથી રાજા શું ધનાઢ્ય થાય છે? ના. ૧૨૦

## પોતાનું કર્તવ્ય ન કરનારાને શિક્ષા.

अरक्षितारं नृपतिं ब्राह्मणं चातपस्विनम् ।
धनिकं चाप्रदातारं देवा घ्नन्ति त्यजन्त्यधः ॥ १२१ ॥

દેવો, પ્રજાનું પાલન ન કરનારા રાજાને, તપ ન કરનારા બ્રાહ્મણોને અને દાન ન કરનારા કૃપણ ધનાઢ્યને શિક્ષા કરી નરકમાં નાખે છે. ૧૨૧

स्वामित्वं चैव दातृत्वं धनिकत्वं तपःफलम् ।
एनसः फलमार्थित्वं दास्यत्वं च दरिद्रता ॥ १२२ ॥

પુણ્યકર્મ કરવાથી ધણીપણું, દાતાપણું અને ધનવાન્પણું મળે છે, તથા પાપકર્મ કરવાથી યાચકપણું, દાસત્વ અને દરિદ્રતા આવી મળે છે. ૧૨૨

दृष्ट्वा शास्त्राण्यतोत्मानं सन्नियम्य यथोचितम् ।
कुर्य्यान्नृपः स्ववृत्तं तु परत्रेह सुखाय च ॥ १२३ ॥

માટે રાજાએ શાસ્ત્રનો અભ્યાસ કરી તેમાંથી સારાસાર વિચાર શોધી પોતાના આત્માને વશ કરવો અને આલોક તથા પરલોકના સુખને માટે પોતાનું કામ બરાબર કરવું-રાજાએ સ્વધર્મનો ત્યાગ ન કરતાં પોતાનું કર્તવ્ય કરવું. ૧૨૩

## રાજાનાં આઠ કામ.

दुष्टनिग्रहणं दानं प्रजायाः परिपालनम् ।
यजनं राजसूयादेः कोशानां न्यायतोऽर्जनम् ॥ १२४ ॥

करदीकरणं राज्ञां रिपूणां परिमर्दनम् ।
भूमेरुपार्जनं भूयो राजवृत्तं तु चाष्टधा ॥ १२५ ॥

१ દુષ્ટને દંડ આપવો, ૨ સુપાત્રને ધન આપવું, ૩ પ્રજાનું પાલન કરવું, ૪ રાજસૂય વગેરે યજ્ઞ કરવા, ૫ ન્યાયથી ધન મેળવવું, ૬ બીજા રાજાઓને કર આપતા કરવા, ૭ શત્રુઓનો સંહાર કરવો, અને ૮ પૃથ્વીમાં વારંવાર વધારો કરવો-રાજ્યની સીમામાં વધારો કરવો-આ આઠ રાજાનાં કર્મ છે. ૧૨૪-૧૨૫

न वर्धितं बलं यैस्तु न भूपाः करदीकृताः ।
न प्रजाः पालिताः सम्यक् ते वै षण्ढतिला नृपाः ॥ १२६ ॥

જે રાજાઓ ૧ સેનામાં વધારો કરતા નથી, ૨ બીજા રાજાઓને ખંડીયા કરતા નથી, ૩ પ્રજાનું સારી રીતે પાલન કરતા નથી, તે રાજાઓને વનતિલની માફક અવશ્ય નિષ્ફળ જાણવા. ૧૨૬

## નીચ રાજા.

प्रजा सूद्विजते यस्माद्यत्कर्म परिनिन्दति ।
त्यज्यते धनिकैर्यस्तु गुणिभिस्तु नृपाधमः ॥ १२७ ॥

જે રાજાને લીધે પ્રજા અત્યંત દુઃખી થાય છે, જે રાજાનું કામ ચારે તરફ નિંદાય છે, જે રાજાનો ધનવાન્ અને વિદ્વાનો સંગ કરતા નથી, તે રાજાને નીચ રાજા જાણવો. ૧૨૭

नटगायकगणिकामल्लषण्ढाल्पजातिषु ।
योऽतिसक्तो नृपो निन्द्यः स हि शत्रुमुखे स्थितः ॥ १२८ ॥

જે રાજા નટ, ગવૈયા, ગણિકા, મલ્લ, નપુંસક અને હલકી જાતિ ઉપર અતિશય પ્રેમ રાખે છે તે રાજા નિંદાપાત્ર છે અને તે શત્રુના મુખમાં ઉભો છે એમ જાણવું. તેને ભ્રષ્ટ થતાં વાર લાગતી નથી. ૧૨૮

बुद्धिमन्तं सदा देष्टि मोदते वञ्चकैः सह ।
स्वं दुर्गुणं नैव वेत्ति स्वात्मनाशाय स नृपः ॥ १२९ ॥

જે રાજા હંમેશાં વિદ્વાનો સાથે દ્વેષ કરે છે, ધૂર્તોની સાથે મોજ ઉડાવે છે અને પોતાનાં અવગુણોને જાણતો નથી તે રાજા રાજ્યમાંથી પદભ્રષ્ટ થાય છે. ૧૨૯

नापराधं हि क्षमते प्रदण्डो धनहारकः ।
स्वदुर्गुणश्रवणतो लोकानां परिपीडकः ॥ १३० ॥
नृपो यदा तदा लोकः क्षुभ्यते भिद्यते यतः ।
गूढचारैः श्रावयित्वा स्ववृतं दूषयन्ति के ॥ १३१ ॥
भूषयन्ति च कैर्भावैरमात्याद्याश्च तद्विदः ।
मयि कीदृक्च संप्रीतिः केषामप्रीतिरेव वा ॥ १३२ ॥
ममागुणैर्गुणैर्वापि गूढं संश्रुत्य चाखिलम् ।
चारैः स्वदुर्गुणं ज्ञात्वा लोकतः सर्वदा नृपः ॥ १३३ ॥
सुकीर्त्यै संत्यजेन्नित्यं नावमन्येत वै प्रजाः ।
लोको निन्दति राजंस्त्वां चारैः संश्रावितो यदि ॥ १३४ ॥
कोपं करोति दौरात्म्यादात्मदुर्गुणलोपकः ।
सीता साध्व्यापि रामेण त्यक्ता लोकापवादतः ॥ १३५ ॥
शक्तेनापि हि न धृतो दण्डोऽल्पो रजके क्वचित् ।
ज्ञानविज्ञानसम्पन्नः राजा दत्ताभयोऽपि च ॥ १३६ ॥

પોતાની પ્રજા અપરાધ કરે તેની ક્ષમા ન કરતાં ઉગ્ર શિક્ષા કરે છે અને પ્રજાની પાસેથી નાણાં હરી લે છે, ત્યારે પ્રજા તેવા રાજાની નિંદા કરવા માંડે છે; એટલે રાજા પ્રજાને ચારે તરફ દુઃખ દેવા માંડે છે. આ પ્રમાણે રાજા જ્યારે પોતાના ચારિત્ર્યથી ભ્રષ્ટ થાય છે ત્યારે લોકોમાં ખળભળાટ થાય છે. તે વખતે રાજાએ કિયા કાર્યભારીયો વગેરે ગુપ્તદૂતો દ્વારા મારૂં વૃતાંત સંભળાવીને મને દૂષણ આપે છે અને કિયા કિયા સદ્ગુણોથી મને ભૂષિત કરે છે તથા મારા ગુણ અને અવગુણોથી કિયા લોકો મારા ઉપર પ્રેમ કરે છે તથા કિયા લોકો મારા ઉપર અપ્રેમ કરે છે; અને પ્રેમ કરનારાઓની મારા ઉપર કેવી પ્રીતિ છે એ સઘળું રાજાએ દૂતો દ્વારા સાંભળી લેવું; અને લોક પરં-

પરાથી પણ તે સર્વ જાણવું અને પછી રાજાએ નિરંતર પોતાના અવગુણનો ત્યાગ કરવો. અને પોતાની પ્રજાનું અપમાન ન કરતાં તેને નિરંતર માન આપવું. કદાચિત્ દૂત લોકો રાજાની પાસે આવીને કહે કે, હે રાજા! પ્રજા તમારી નિંદા કરે છે. તે વખતે જો રાજા દુષ્ટ બુદ્ધિને લીધે કોપ કરે તો જાણવું કે તે રાજા પોતાના અવગુણને સ્વીકાર કરનારો નથી-દુરાત્મા છે. તેવો રાજા પ્રજામાં અકારો થઈ પડે છે. દૃષ્ટાંતમાં જેમકે સીતા સાધ્વી અને દોષ રહિતા હતાં તોપણ રામચંદ્રે લોકાપવાદથી ડરીને તેનો ત્યાગ કર્યો હતો; કિંતુ પોતે શક્તિમાન છતાં પણ તેમણે ધોબીને જરાપણ શિક્ષા કરી ન હતી,-કારણકે રામ, સામાન્ય જ્ઞાન અને વ્યવહાર જ્ઞાનમાં કુશળ હતા; અને તેમણે પોતાના અવગુણ બતાવનારા લોકોને અભયવચન પણ આપ્યું હતું. ૧૩૦-૧૩૬

समक्षं वक्ति न भयाद्राज्ञो गुर्वपि दूषणम् ।
स्तुतिप्रिया हि वै देवा विष्णुमुख्या इति श्रुतिः ॥ १३७ ॥
किं पुनर्मनुजा नित्यं निन्दाजः क्रोध इत्यतः ।
राजा सुभागदण्डी स्यात् सुक्षमी रञ्जक सदा ॥ १३८ ॥

રાજામાં મોટા અવગુણો હોય તોપણ તેની સમક્ષમાં માણસ તેના અવગુણો કહી શકતો નથી; કારણ કે વિષ્ણુ આદિ દેવોને પણ પ્રશંસા પ્રિય લાગે છે, પણ નિંદા સારી લાગતી નથી આમ વેદ વચન છે; ત્યારે મનુષ્યને સ્તુતિ સારી લાગે તેમાં આશ્ચર્ય શું? સ્તુતિ સર્વને પ્રિય લાગે છે પરંતુ નિંદા કોઈને પણ સારી લાગતી નથી. નિંદા કરવાથી સામા મનુષ્યના મનમાં ક્રોધ ઉત્પન્ન થાય છે; માટે કોઈની પણ નિંદા કરવી નહીં. તથા રાજાએ પોતાનું રાજ્ય સારી વ્યવસ્થામાં ચાલે તેમ સર્વ પ્રજાને શિક્ષા કરવી ક્ષમા રાખવી, અને પ્રજાને હંમેશાં પ્રસન્ન રાખવી. ૧૩૭-૧૩૮

यौवनं जीवितं चित्तं छाया लक्ष्मीश्च स्वामिता ।
चञ्चलानि षडेतानि ज्ञात्वा धर्मरतो भवेत् ॥ १३९ ॥

રાજાએ યૌવન, જીવન, મન, છાયા, લક્ષ્મી અને પ્રભુતા-એ છ વસ્તુ નાશવંત માનીને ધર્મ ઉપર પ્રેમ રાખવો. ૧૩૯

## કેવા રાજાનો પ્રજા ત્યાગ કરે!

अदानेनापमानेन छलाच्च कटुवाक्यतः ।
राज्ञः प्रबलदण्डेन नृपं मुञ्चति वै प्रजा ॥ १४० ॥

રાજા દાન આપતો નહોય અથવા આપતો હોય તો કુપાત્રને આપતો હોય, પ્રજાનું અપમાન કરતો હોય, કપટી હોય, કટુ ભાષણ કરતો હોય અને મહાશિક્ષા કરતો હોય તેવા રાજાનો પ્રજા ત્યાગ કરે છે. ૧૪૦

विपरीतगुणैरेभिः सान्वया रज्यंते प्रजा ।
एकस्तनोति दुष्कीर्त्तिं दुर्गुणः संघशो न किम् ॥ १४१ ॥

(ઉપર જણાવેલા) અવગુણોને લીધે પુત્ર પૌત્રાદિક સહિત પ્રજા રાજા ઉપર ઉદાસ થાય છે; કારણકે ઉપર જણાવેલા અવગુણમાંનો એક અવગુણ પણ અપકીર્ત્તિ કરાવનારો છે ત્યારે તે સઘળા અવગુણો અપયશ કરાવે તેમાં આશ્ચર્ય શું ? ૧૪૧

## વર્જવા યોગ્ય વસ્તુ.

मृगयाक्षास्तथा पानं गर्हितानि महाभुजाम् ।
दृष्टास्तेभ्यस्तु विपदो पाण्डुनैषधवृष्णिषु ॥ १४२ ॥

મૃગયા, દ્યૂત અને મદ્યપાન આ ત્રણ બાબત રાજાને ત્યાગ કરવા યોગ્ય છે; કારણકે તે વિષયમાં અનુક્રમે પાંડુ, નળ અને યાદવોને વિપત્તિ પડેલી જોવામાં આવી છે. ૧૪૨

कामक्रोधस्तथा मोहो लोभो मानो मदस्तथा ।
षड्वर्गमुत्सृजेदेनमस्मिंस्त्यक्ते सुखी नृपः ॥ १४३ ॥
दण्डक्यो नृपतिः कामात्क्रोधाच्च जनमेजयः ।
लोभादैलस्तु राजर्षिर्मोहाद्वातापिरासुरः ॥ १४४ ॥
पौलस्त्यो राक्षसो मानान्मदाद्दंभोद्भवो नृपः ।
प्रयाता निधनं ह्येते शत्रुषड्वर्गमाश्रिताः ॥ १४५ ॥

રાજા કામ, ક્રોધ, લોભ, મોહ માન તથા મદ આ છ શત્રુ વર્ગનો ત્યાગ કર્યા પછી સુખી થાય છે. (દૃષ્ટાંત તરિકે કહે છે કે) દંડકય* રાજા કામને લીધે મૃત્યુ પામ્યો હતો; જનમેજય† ક્રોધથી નાશ પામ્યો હતો; ઐલ‡ રાજર્ષિ લોભથી નાશ પામ્યો હતો; વાતાપિ§ નામનો અસુર મોહથી નાશ પામ્યો હતો; રાવણ|| નામનો દૈત્ય અહંકારથી નાશ પામ્યો હતો; અને દંભપુત્ર¶ મદથી નાશ પામ્યો હતો. આ પ્રમાણે ઉપર જણાવેલા રાજાઓ કામાદિકનો આશ્રય કરનારા તેનાથી નાશ પામ્યા હતા. ૧૪૩-૧૪૫

शत्रुषड्वर्गमुत्सृज्य जामदग्न्यः प्रतापवान् ।
अम्बरीषो महाभागो बुभुजाते चिरं महीम् ॥ १४६ ॥

---

* દંડ રાજા ઈક્ષ્વાકુનો નાનો પુત્ર. જુઓ ઉતરકાંડ સર્ગ ૮૦,૮૧. † જનમેજયનો આ ઈતિહાસ "ચંદ્રકાન્ત"ના પૃષ્ઠ ૧૧૩થી જુવો. ‡ પુ૩૨૧. § વાતાપિનો ઈતિહાસ "રામાયણ"ના પૃષ્ઠ ૩૪૬માં જોવો. || રાવણનો ઈતિહાસ પ્રસિદ્ધ છે. ¶ જુઓ "કળાવિલાસ." પૃષ્ટ ૧૧૭.

પ્રતાપી પરશુરામે અને ભાગ્યશાળી અંબરીષ રાજાએ કામાદિક છ રિપુનો ત્યાગ કરવાથી લાંબાકાળ પર્યંત પૃથ્વી ઉપર રાજ્ય કર્યું હતું. ૧૪૬

वर्धयन्निह धर्मार्थौ सेवितौ सद्भिरादरात् ।
निगृहीतेन्द्रियग्रामः कुर्वीत गुरुसेवनम् ॥ १४७ ॥

शास्त्राय गुरुसंयोगः शास्त्रं विनयवृद्धये ।
विद्याविनीतो नृपतिः सतां भवति सम्मतः ॥ १४८ ॥

મનુષ્યે જગતમાં જીતેંદ્રિય થઈ સત્પુરૂષે સેવેલા ધર્મ તથા અર્થમાં આદરપૂર્વક વધારો કરતા જવું અને ગુરૂજનની સેવા કરવી. શાસ્ત્રનો અભ્યાસ કરવા માટે ગુરૂજનની સેવા કરવી. અને વિનયમાં વૃદ્ધિ કરવા માટે શાસ્ત્રનો અભ્યાસ કરવો કહ્યો છે; કારણકે વિદ્યાભ્યાસ કરવાથી રાજા વિનીત થાય છે અને વિનયવંત રાજા સત્પુરૂષોમાં માનીતો થાય છે. ૧૪૭-૧૪૮

प्रेर्य्यमाणोऽप्यसद्भृत्तैर्नाकार्य्येषु प्रवर्त्तते ।
श्रुत्या स्मृत्या लोकतश्च मनसा साधुनिश्चितम् ॥ १४९ ॥
यत्कर्म धर्मसंज्ञं तद्व्यवस्यति च पंडितः ।
आददानप्रतिदानकलासम्यक् महीपातिः ॥ १५० ॥

દુરાચરણી લોકો નિંદ્ય કામ કરવાનું કહે તથાપિ જે રાજા તેવાં કાર્ય કરતો નથી, પણ વેદ, સ્મૃતિ અને લોકાચારને અનુસરીને પોતાના મનમાં સારી રીતે નિર્ણય કરેલું ધર્મ કર્મ કરે છે તથા દેવા લેવાની કળામાં ઘણો નિપુણ હોય છે-એટલે કે ક્યાં દાન આપવું અને તે કેટલું તથા કેમ-તે જાણે છે તથા લેવાની બાબતમાં પણ કુશળ હોય છે તે રાજાને પંડિત જાણવો. ૧૪૯-૧૫૦

जितेन्द्रियस्य नृपतेर्नीतिशास्त्रानुसारिणः ।
भवन्त्युच्चलिता लक्ष्म्यः कीर्त्तयश्च नभस्पृशः ॥ १५१ ॥

જે રાજા જીતેંદ્રિય હોય અને નીતિ શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે વર્તતો હોય તે રાજાની સંપત્તિ વૃદ્ધિ પામે છે અને તેની કીર્તિ આકાશનો સ્પર્શ કરે છે અર્થાત્ સ્વર્ગ સુધી જાય છે. ૧૫૧

## ચાર વિદ્યા ભણવી.

आन्वीक्षिकी त्रयी वार्त्ता दण्डनीतिश्च शाश्वती ।
विद्याश्चतस्र एवैता अभ्यसेन्नृपतिः सदा ॥ १५२ ॥

રાજાએ નીતિ શાસ્ત્રમાં કુશળ થવા માટે નિત્ય आन्विक्षिकी, त्रयी, वार्ता અને દંડનીતિ આ ચાર વિદ્યાનો અભ્યાસ કરવો. ૧૫૨

आन्वीक्षिक्यां तर्कशास्त्रं वेदान्ताद्यं प्रतिष्ठितम् ।
त्रय्यां धर्मो ह्यधर्मश्च कामोऽकामः प्रतिष्ठितः ॥ १९३ ॥
अर्थानर्थौ तु वार्त्तायां दण्डनीत्यां नयानयौ ।
वर्णाः सर्वाश्रमाश्चैव विद्यास्वासु प्रतिष्ठिताः ॥ १९४ ॥

આન્વીક્ષિકી વિદ્યામાં વેદાંત અને તર્ક શાસ્ત્રને ગણેલું છે; ત્રયી વિદ્યામાં ધર્મ અધર્મ અને સકામ નિષ્કામ ધર્મની બાબત વર્ણવી છે; વાર્ત્તા વિદ્યામાં ધન સંપાદન કરવાના તથા અનર્થને અટકાવવા ઉપાયો કહેલાં છે; દંડ નીતિમાં ન્યાયથી ચાલવું તથા અન્યાયને માર્ગે જનારાને શિક્ષા આદિ કરવાનું કહ્યું છે. જેમ વિદ્યા ચાર છે તેમજ ચાર વર્ણ અને ચાર આશ્રમ છે. બ્રાહ્મણ, ક્ષત્રિય વૈસ્ય અને શૂદ્ર એ ચાર વર્ણ છે તથા બ્રહ્મચારી, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સંન્યાસી એ આશ્રમ છે, તે ઉપર જણાવેલી વિદ્યાનો આશ્રય કરીને વર્તે છે. ૧૫૩-૧૫૪

अंगानि वेदाश्चत्वारो मीमांसा न्यायविस्तरः ।
धर्मशास्त्रपुराणानि त्रयीदं सर्वमुच्यते ॥ १९९ ॥

વેદનાં અંગ-(શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરૂકત, છંદ અને જ્યોતિષ.) રૂગ્, રૂજુયપ્ સામ અને અથર્વ એ ચાર વેદ; મીમાંસા, ન્યાયશાસ્ત્ર-તર્કશાસ્ત્ર, મનુ આદિકનાં બનાવેલાં ધર્મશાસ્ત્રો અને બ્રહ્મ પુરાણ વિગેરે પુરાણો આ સર્વનું ત્રાયી નામ કહેવાય છે. (તેનો ત્રયીમાં સમાવેશ થાય છે.)

कुसीदकृषिवाणिज्यं गोरक्षावार्त्तयोच्यते ।
सम्पन्नो वार्त्तया साधुर्न वृत्तेर्भयमृच्छति ॥ १९६ ॥

વ્યાજ વટંતરનો ધંધો, ખેતીવાડીનો ધંધો, વ્યાપાર અને ગોપાલન, આ સર્વે બાબત વાર્તાના નામથી બોલાય છે; જે સત્પુરૂષ વાર્તાવિદ્યામાં કુશળ હોય છે તેને આજીવિકાનો ભય રહેતો નથી. ૧૫૬

दमो दण्ड इति ख्यातस्तस्माद्दण्डो महीपतिः ।
तस्य नीतिर्दण्डनीतिर्नयनान्नीतिरुच्यते ॥ १९७ ॥

દુષ્ટને શિક્ષા કરવી તેનું નામ દંડ કહેવાય છે અને તે રાજાને અધિન હોવાથી રાજા પોતે દંડના નામથી ઓળખાય છે, તે દંડ નામધારી રાજાની નીતિ એટલે કે સારા નરતા પુરૂષોનો નિર્ણય કરવો તેનું નામ દંડનીતિ-રાજનીતિ કહેવાય છે. ૧૫૭

आन्वीक्षिक्यात्मविज्ञानाद्धर्षशोकौ व्युदस्यति ।
उभौ लोकाववाप्नोति त्रय्यां तिष्ठन्यथाविधि ॥ १९८ ॥

આન્વિક્ષિકી વિદ્યા ભણવાથી મનુષ્યને જ્ઞાન મળે છે, અને આત્મ જ્ઞાન

થવાથી મનુષ્ય હર્ષનો તથા શોકનો ત્યાગ કરે છે અને વિધિ પ્રમાણે ત્રયી વિદ્યામાં અનુસરે છે તો આલોક અને પરલોક બન્ને લોકને મેળવે છે. ૧૫૮

आनृशंस्यं परो धर्मः सर्वप्राणभृतां यतः ।
तस्माद्राजानृशंस्येन पालयेत्कृपणं जनम् ॥ १५९ ॥

न हि स्वसुखमन्विच्छन् पीडयेत्कृपणं जनम् ।
कृपणः पीड्यमानः स्वमृत्युना हन्ति पार्थिवम् ॥ १६० ॥

સર્વ પ્રાણિયોનો મુખ્ય ધર્મ દયા છે માટે રાજાએ દીન પ્રજાનું દયાથી પાલન કરવું, પરંતુ પોતાનું સુખ ઈચ્છી દુર્બળ પ્રજાને પીડવી નહીં; કારણકે પીડાતી કૃપણ પ્રજા પોતાના મૃત્યુવડે રાજાનો નાશ કરે છે.

તાત્પર્ય કે પીડાતાં નગરજનો મરણીયાં થઇને રાજાનો નાશ કરે છે. ૧૬૦

## સત્સંગ દુઃસંગ.

सुजनैः संगतं कुर्य्याद्धर्माय च सुखाय च ।
सेव्यमानस्तु सुजनैर्महानतिविराजते ॥ १६१ ॥

ધર્મ અને સુખ સંપાદન કરવા માટે સત્પુરૂષોનો સંગ કરવો; કારણકે સુજનનો સંગ કરવાથી પોતાની શોભામાં વધારો થાય છે. ૧૬૧

हिमांशुमाली च यथा नवोत्फुल्लोत्पलं सरः ।
आनन्दयति चेतांसि तथा सुजनचेष्टितम् ॥ १६२ ॥

ચંદ્રમા તળાવમાં ઉગેલાં નવાં કમળોને ખીલવીને જેમ તળાવને શોભા આપે છે તેમજ સજ્જનનું નિર્મળ ચરિત્ર પણ મનુષ્યોનાં મનને આનંદ પમાડે છે. ૧૬૨.

ग्रीष्मसूर्य्यांशुसन्तप्तमुद्वेजनमनाश्रयम् ।
मरुस्थलमिवोदग्रं त्यजेद्दुर्जनसंगतम् ॥ १६३ ॥

ઉનાળામાં સૂર્યનાં કિરણોથી તપી ગયેલી, ભયંકર અને આશ્રય રહિત મરૂભૂમિ (મારવાડ) જેમ અત્યંત દુઃખ આપે છે, તેમજ ઉનાળાના સૂર્ય કિરણ જેવો પ્રચંડ તાપ-સંતાપ આપનાર ભયંકર અને નિરાધાર દુર્જનનો સમાગમ દુઃખદાયક છે માટે તેનો ત્યાગ કરવો. ૧૬૩

निश्वासोद्गीर्णहुतभुक्धूमधूम्रीकृताननैः ।
वरमाशीविषैः सङ्गं कुर्य्यान्नत्वेवदुर्जनैः ॥ १६४ ॥

નિશ્વાસ નાખીને ઓકી કાઢેલા વિષાગ્નિના ધૂમાડાથી જેનાં મુખ ધુસરા રંગનાં છે એવા ઝેરી સર્પોની સાથે સંગ કરવો તે સારૂં; પરંતુ દુર્જનોની સાથે સંગ કરવો તે નહીં સારૂં. ૧૬૪

क्रियतेऽभ्यर्हणीयाय सुजनाय यथाञ्जलिः ।
ततः साधुतरः कार्य्यो दुर्जनाय हितार्थिना ॥ १६५ ॥

મનુષ્ય માનપાત્ર સત્પુરૂષને જેવી રીતે નમસ્કાર કરતો હોય તે કરતાં પોતાના ભલાને માટે તેણે દુર્જનને વધારે વાર નમસ્કાર કરવા. ૧૬૫

## મધુર વાણી.

नित्यं मनोऽपहारिण्या वाचा प्रह्लादयेज्जगत् ।
उद्वेजयति भूतानि क्रूरवाग्धनदोऽपि सन् ॥ १६६ ॥

મનુષ્યે નિરંતર મનને આનંદ આપે તેવી મધુર વાણી બોલીને જગતને રાજી રાખવું; કારણ કે ધન આપનારો પણ જો કઠોર વેણ કહે છે તો તે સંતાપકારક થઈ પડે છે. ૧૬૬

हृदि विद्ध इवात्यर्थं यया संतप्यते जनः ।
पीडितोऽपि हि मेधावी न तां वाचमुदीरयेत् ॥ १६७ ॥

વિદ્વાનને બીજા દુઃખ આપે છતાં પણ તેણે મનુષ્યના મનમાં પ્રહારની પેઠે અત્યંત દુઃખ ઉપજાવનારી વાણી બોલવી નહીં. ૧૬૭

प्रियमेवाभिधातव्यं नित्यं सत्सु द्विषत्सु वा ।
शिखीव केकां मधुरां वाचं ब्रूते जनप्रियः ॥ १६८ ॥

મનુષ્યે હંમેશાં મિત્રોની સાથે અને શત્રુઓની સાથે મધુર વાણીથી બોલવું; પણ અપ્રિય વાણીથી બોલવું નહીં; કારણ કે મધુર વાણી બોલનારો મયૂર જેમ લોકપ્રિય છે તેમજ મધુર વાણી બોલનારો મનુષ્ય પણ લોકપ્રિય થઇ પડે છે. ૧૬૮

मदरक्तस्य हंसस्य कोकिलस्य शिखण्डिनः ।
हरन्ति न तथा वाचो यथा वाचो विपश्चिताम् ॥ १६९ ॥

બુદ્ધિશાળી મનુષ્યની વાણી જેટલે દરજ્જે સામા મનુષ્યના મનને રંજન કરી શકે છે, તેટલે દરજ્જે મદથી ઉત્કંઠિત થયલા હંસની વાણી અને મયૂરની વાણી મનને હરણ કરી શકતી નથી. ૧૬૯

ये प्रियाणि प्रभाषन्ते प्रियमिच्छन्ति सत्कृतम् ।
श्रीमन्तो वन्द्यचरिता देवास्ते नरविग्रहाः ॥ १७० ॥

જે મનુષ્યોને જગતમાં પ્રિય થવાની ઈચ્છા હોય તથા સત્કાર સંપાદન કરવાની ઈચ્છા હોય, તેમણે મધુર વાણી બોલવી-અને મધુર ભાષણ કરનારા તે લોકોને, શ્રીમંત, પવિત્ર ચરિત્રવાળા અને મનુષ્યના આકારમાં દેવો જાણવા. ૧૭૦

न हीदृशं संवननं त्रिषु लोकेषु विद्यते ।
दया मैत्री च भूतेषु दानञ्च मधुरा च वाक् ॥ १७१ ॥

પ્રાણીમાત્ર ઉપર દયા રાખવી, તેઓની સાથે મિત્રતા રાખવી, તેને ધનાદિકનું દાન આપવું અને મધુર વાણીથી સર્વની સાથે ભાષણ કરવું આના જેવું બીજું ત્રણ લોકમાં એક પણ વશીકરણ નથી. ૧૭૧

## રાજાનું વર્તન.

श्रुतिरास्तिक्यपूतात्मा पूजयेद्देवतां सदा ।
देवतावद्गुरुजनमात्मवच्च सुहृज्जनान् ॥ १७२ ॥

રાજાએ ઈશ્વર ઉપર એક નિષ્ઠા રાખી પવિત્ર મનથી નિત્ય તેની પૂજા કરવી; વડીલોને દેવતા સમાન ગણવા અને બંધુઓને પોતાના સમાન ગણવા. આ સામવેદનાં વચન છે. ૧૭૨

प्रणिपातेन हि गुरून् सतोऽनूचानवेष्टिताः
कुर्वीताभिमुखान्देवान् भूत्यै सुकृतकर्मणा ॥ १७३ ॥

રાજાએ વેદ પારંગત સારા પંડિતોનો સમાગમ કરી પોતાના ઉદય માટે સત્પુરૂષોને અને વડીલોને પ્રણામ કરીને અનુકૂળ કરવા તથા યજ્ઞાદિક સત્કર્મ કરીને દેવોને અનુકૂળ કરવા–સર્વનો પ્રેમ મેળવવો. ૧૭૩

सद्भावेन हरेन्मित्रं सद्भावेन च बान्धवान् ।
स्त्रीभृत्यौ प्रेममानाभ्यां दाक्षिण्येनेतरं जनम् ॥ १७४ ॥

સજ્જનતાથી મિત્રને અને બંધુ વગેરેને વશ કરવા; પ્રેમ દર્શાવીને સ્ત્રીને વશ કરવી; માન આપીને ચાકર વર્ગને વશ કરવા અને ઉદારતાથી બીજા મનુષ્યોને વશ કરવાં. ૧૭૪

## રાજ ગુણો.

बलवान् बुद्धिमान् शूरो यो हि युक्तपराक्रमी ।
वित्तपूर्णां महीं भुंक्ते स भूपो भूपतिर्भवेत् ॥ १७५ ॥

જે રાજા બળવાન્, બુદ્ધિમાન્ અને શૂરવીર હોય, પરાક્રમનો યોગ્ય ઉપયોગ કરી જાણતો હોય તે રાજા ચક્રવર્તી થઈને ધનથી પૂર્ણ ભરેલી સમસ્ત પૃથ્વી ઉપર રાજ્ય કરે છે. ૧૭૫

पराक्रमो बलं बुद्धिः शौर्यमेते वरा गुणाः ।
एभिर्हीनोऽन्यगुणयुङ्महीभुक्सधनोऽपि च ॥ १७६ ॥

महीं स्वल्पां नैव भुंक्ते द्रुतंराज्याद्विनश्यति ।
महाधनाच्च नृपतेर्विभात्यल्पोऽपि पार्थिवः ॥ १७७ ॥

अव्याहताज्ञस्तेजस्वी एभिरेव गुणैर्भवेत् ।
राज्ञः साधारणास्त्वन्ये न शक्ता भूप्रसाधने ॥ १७८ ॥

પરાક્રમ, બળ, બુદ્ધિ અને શૌર્ય આટલા ઉત્તમ ગુણો કહેલા છે. રાજા ધનવાન્ હોય અને તેનામાં બીજા ગુણો પણ હોય, પરંતુ પરાક્રમાદિ ગુણો જો તેનામાં ન હોયતો તે રાજા નાનું રાજ્ય પણ ચલાવી શકતો નથી, પણ રાજ્યપદ ઉપરથી તુરત ભ્રષ્ટ થાય છે પણ જે રાજામાં ઉપર જણાવેલા ચાર ગુણો હોય છે તે અસ્ખલિત આજ્ઞાવાળો અને પ્રતાપી નિવડે છે, અને તે રાજા સાધારણ હોય તોપણ મહાધનવંત છતાં ઉપરના ચાર ગુણ રહિત રાજાઓ કરતાં અધિક પ્રકાશે છે; પરંતુ ચાર ગુણ રહિત સાધારણ રાજાઓ પૃથ્વીને સંપાદન કરવા શક્તિમાન્ થતા નથી. ૧૭૬-૧૭૮

खनिः सर्वधनस्येयं देवदैत्यविमर्दिनी ।
भूम्यर्थे भूमिपतयः स्वात्मानं नाशयन्त्यपि ॥ १७९ ॥

હજારો દેવ અને દૈત્યનો સંહાર કરનારી-જેને માટે પરસ્પર યુદ્ધ કરીને હજારો દેવદૈત્યો મરણ પામ્યા છે. એવી આ પૃથ્વી સર્વ ધનની એક ખાણ છે. તે પૃથ્વી સંપાદન કરવા માટે રાજાઓ પોતાના દેહનો પણ ત્યાગ કરે છે-લડીને મરણ પામે છે. ૧૭૯

उपभोगाय च धनं जीवितं येन रक्षितम् ।
न रक्षिता तु भूर्येन किं तस्य धनजीवितैः ॥ १८० ॥

જે રાજા ઉપભોગ માટે ધનનું અને જીવનનું રક્ષણ કરે છે, પરંતુ પૃથ્વીનું રક્ષણ કરતો નથી તે રાજાનાં ધન અને જીવન શું કામનાં? ૧૮૦

न यथेष्टव्ययायालं सञ्चितं तु धनं भवेत् ।
सदागमाद्विना कस्य कुबेरस्यापि नाञ्जसा ॥ १८१ ॥

સારી આવક વિના કોઈ મનુષ્ય સંગ્રહ કરી મૂકેલા ધનને એકદમ ઈચ્છાનુસાર ખર્ચી શકતો નથી; મનુષ્ય તો શું પણ કુબેરનું સંગ્રહ કરેલું ધન પણ સારી આવક વિના એકદમ ખર્ચી શકાતું નથી. ૧૮૧

पूज्यस्त्वेभिर्गुणैर्भूपो न भूपः कुलसम्भवः ।
न कुले पूज्यते यादृग्बलशौर्य्यपराक्रमैः ॥ १८२ ॥

જે રાજામાં ઉપર જણાવેલા પરાક્રમ, બળ, બુદ્ધિ અને શૌર્ય આ ચાર

ગુણો હોય છે તે રાજા પ્રતિષ્ઠિત ગણાય છે, પરંતુ રાજકુળમાં જન્મગ્રહણ કરવાથી રાજા પ્રતિષ્ઠા પામતો નથી. (માનનું કારણ પરાક્રમાદિક છે) ૧૮૨

## સામંતાદિકના ભેદો.

लक्षकर्षमितो भागो राजतो यस्य जायते ।
वत्सरे वत्सरे नित्यं प्रजानान्त्वविपीडनैः ॥ १८३ ॥
सामन्तः स नृपः प्रोक्तो यावल्लक्षत्रयावधि ।
तदुर्ध्वं दशलक्षान्तो नृपो माण्डलिकः स्मृतः ॥ १८४ ॥
तदूर्ध्वन्तु भवेद्राजा यावद्विंशतिलक्षकः ।
पञ्चाशल्लक्षपर्य्यन्तो महाराजः प्रकीर्तितः ॥ १८५ ॥
ततस्तु कोटिपर्य्यन्तः स्वराट् सम्राट् ततः परम् ।
दशकोटिमितो यावद्विराट् तु तदनन्तरम् ॥ १८६ ॥
पञ्चाशत्कोटिपर्य्यन्तः सार्वभौमस्ततः परम् ।
सप्तद्वीपा च पृथिवी यस्य वश्या भवेत्सदा ॥ १८७ ॥

જે રાજાને પ્રતિ વર્ષે પ્રજાને પીડા કર્યા વિના રાજ્યમાંથી, નિરંતરની એક લાખ કર્ષ (એક જાતનો સિક્કો) ની, ભાગ તરિકે ઉપજ હોય છે, તેને **સામંત** કહે છે; જેને દર વર્ષે રાજ્યમાંથી ભાગ તરિકે ત્રણ લાખ કર્ષની ઉપજ થાય છે તે નૃપ કહેવાય છે; જેને દર વર્ષે ચાર લાખ કર્ષથી માંડીને દશ લાખ કર્ષપર્યંત રાજ્યમાંથી ઉપજ થતી હોય તેને **માંડલિક** રાજા કહે છે; જેને દર વર્ષે અગ્યાર લાખ કર્ષથી માંડીને વીશ લાખ કર્ષ સુધી રાજ્યમાંથી ઉપજ થતી હોય તેને **રાજા** જાણવો. જેને દર વર્ષે રાજ્યમાંથી એકવીશ લાખથી લઈને પચાસ લાખ સુધી કર્ષ ઉપજતા હોય તે **મહારાજા** કહેવાય છે. જેને દર વર્ષે એકાવન લાખથી માંડી એક ક્રોડપર્યંતની ઉપજ થતી હોય તે **સ્વરાટ્** કહેવાય છે. જેને પ્રતિ વર્ષે રાજ્યમાંથી બે કરોડથી લઈને દશ કરોડ સુધીના કર્ષની ઉપજ થતી હોય તે **સમ્રાટ્** કહેવાય છે. જેને પ્રતિ વર્ષે રાજ્યમાંથી અગ્યાર કરોડ કર્ષથી માંડીને પચાસ કરોડ કર્ષ સુધીની ઉપજ થતી હોય તે **વિરાટ્** કહેવાય છે; અને જેને દર વર્ષે તે કરતાં પણ અધિક ઉપજ થતી હોય, તથા નિત્ય સપ્તદ્વીપવાળી સમસ્ત પૃથ્વી જેના સ્વાધિનમાં હોય તે **સાર્વભૌમ** કહેવાય છે. ૧૮૩-૧૮૭

स्वभागभृत्या दास्यत्वे प्रजानाञ्च नृपः कृतः ।
ब्रह्मणा स्वामिरूपस्तु पालनार्थं हि सर्वदा ॥ १८८ ॥

રાજા પોતાના કરરૂપી પગાર ગ્રહણ કરે છે માટે બ્રહ્માએ તેને પ્રજાનો

ચાકર બનાવ્યો છે અને તે નિત્ય પ્રજાનું રક્ષણ કરે છે માટે તેને બ્રહ્માએ પ્રજાનો સ્વામી બનાવ્યો છે-તાત્પર્ય એ કે રાજા કરરૂપી પગાર લેવાથી પ્રજાનો ચાકર છે અને રક્ષણ કરવાથી તેનો સ્વામી છે. ૧૮૮

सामन्तादिसमा ये तु भृत्या अधिकृता भुवि ।
ते तु सामन्तसंज्ञाः स्यूराजभागहराः क्रमात् ॥ १८९ ॥

પૃથ્વી ઉપર જેઓને અમૂક પગાર ઠરાવીને રક્ષણ કરવા માટે રાખવામાં આવ્યા હોય તેઓને પ્રથમ કહેલા સામંત સરખા જાણવા, પણ સામંત જાણવા નહીં; અને તે સામંતો ક્રમવાર રાજ્યમાંથી પોતાનો ભાગ ગ્રહણ કરે છે અને તેઓનું નામ સામંત કહેવાય છે. ૧૮૯

सामन्तादिपदभ्रष्टास्तत्तुल्यं भृतिपोषिताः ।
महाराजादिभिस्ते तु हीनसामन्तसंज्ञकाः ॥ १९० ॥

જેઓ સામંત આદિ પદવીથી પદભ્રષ્ટ થયા હોય તેવાને મહારાજ વગેરે સંજ્ઞાવાળા રાજાઓ પગાર આપીને સામંતના પ્રમાણે તેનું પોષણ કરતા હોય તેને હીન સામંત જાણવા. ૧૯૦

शतग्रामाधिपो यस्तु सोऽपि सामन्तसंज्ञकः ।
शतग्रामे चाधिकृतोऽनुसामन्तो नृपेण सः ॥ १९१ ॥
अधिकृतो दशग्रामे नायकः स च कीर्त्तितः ।
आशापालोऽयुतग्रामभागभाक् च स्वराडपि ॥ १९२ ॥

રાજાએ જેને સો ગામનો અધિપતિ ઠરાવ્યો હોય તેને સામંત જાણવો; અને જેને સો ગામનો અધિકારી નિમ્યો હોય તેને અનુસામંત જાણવો; જેને દશ ગામનો અધિકારી બનાવ્યો હોય તેને નાયક કહેવો તથા જે દશહજાર ગામની ઉપજ લેતો હોય તેને દિગ્પાળ અથવા તો સ્વરાટ્ કહેવો. ૧૯૧-૧૯

## ગ્રામાદિકનાં લક્ષણ.

भवेत्क्रोशात्मको ग्रामो रूप्यकर्षसहस्रकः ।
ग्रामार्द्धकं पल्लिसंज्ञं पल्ल्यर्द्धं कुम्भसंज्ञकम् ॥ १९३ ॥

જે ભૂમિનો વિસ્તાર એક ગાઉમાં હોય અને તે જમીન વર્ષ દહાડે એક હજાર રૂપાના કર્ષની પેદાયસ આપતી હોય તે ગ્રામ કહેવાય છે; જે જમીનનો વિસ્તાર અર્દ્ધ ગાઉમાં હોય તથા પાંચશો રૂપાના કર્ષની ઉપજ આપતી હોય; તે પલ્લી કહેવાય છે; જે ભૂમિનો વિસ્તાર પા ગાઉ હોય અને જેની ઉપજ વર્ષે દાહાડે અઢીસો કર્ષની હોય તે કુંભના નામથી ઓળખાય છે. ૧૯૩

करैः पञ्चसहस्रैर्वा क्रोशः प्रोक्तः प्रजापतेः ।
हस्तैश्चतुःसहस्रैर्वा मनोः क्रोशस्य विस्तरः ॥ १९४ ॥
सार्द्धद्विकोटिहस्तैश्च क्षेत्रं क्रोशस्य ब्रह्मणः ।
पञ्चविंशशतैः प्रोक्तं क्षेत्रैस्तद्धि निवर्त्तनम् ॥ १९५ ॥

બ્રહ્મા કહે છે કે પાંચ હજાર હાથ ઓરસચોરસ જમીનનો કટકો હોય તે એક ગાઉ જમીન કહેવાય છે; અને મનુ કહે છે કે ચાર હજાર હાથ ઓ-રસચોરસ જમીનનો ભાગ હોય તે એક ગાઉ કહેવાય છે. વળી બ્રહ્મા કહે છે કે અઢી કરોડ હાથ ઓરસ ચોરસ જમીનનો ભાગ હોય તે એક ગાઊ ગ-ણાય છે; અને એકસો ને પચીસ હાથ સમચોરસ જમીનનો ભાગ નિવર્તન કહેવાય છે. ૧૯૪-૧૯૫

मध्यमामध्यमपर्वदैर्घ्यं यच्च तदंगुलम् ।
यवोदरैरष्टभिस्तद्दैर्घ्यं स्थौल्यन्तु पञ्चभिः ॥ १९६ ॥

વચલી આંગળીના મધ્યમ પર્વની જાડાઈ તે એક આંગળ કહેવાય છે. આઠ જવને સાથે મૂકતાં જે લંબાઈ આવે અને પાંચ જવને સાથે મૂકતાં જે પોહોળાઇ આવે, આ લંબાઇ પોહોળાઈને એકઠી કરીયે ત્યારે એક આંગળ થાય છે. ૧૯૬

चतुर्विंशत्यंगुलैस्तैः प्राजापत्यः करः स्मृतः ।
स श्रेष्ठो भूमिमाने तु तदन्यास्त्वधमा मताः ॥ १९७ ॥

ઉપર જણાવેલા ચોવીસ આંગળનો એક હાથ થાય છે; અને બ્રહ્માએ તે હાથને સ્વીકાર્યો છે માટે જમીન માપવામાં આજ હાથ ઉત્તમ ગણાય છે, પણ બીજા હાથ ઉત્તમ ગણાતા નથી. ૧૯૭

चतुःकरात्मको दण्डो लघुः पञ्चकरात्मकः ।
तदंगुलं पञ्चयवैर्मानवं मानमेव तत् ॥ १९८ ॥

ચાર હાથનો એક દંડ અને પાંચ હાથનો એક લઘુ કહેવાય છે. અહીં પાંચ જવ સાથે મૂકતાં જે લંબાઈ પોહોળાઈ આવે તેને એક આંગળ સમજવો. આ માપ મનુનુંજ જાણવું. ૧૯૮

वसुषण्मुनिसंख्याकैर्यवैर्दण्डः प्रजापतेः ।
यवोदरैः षट्शतैस्तु मानवो दण्ड उच्यते ॥ १९९ ॥

અનુક્રમે ૭૬૮ જવ એક સાથે મૂકતાં તેની જે લંબાઈ થાય તે બ્રહ્માનો એક દંડ કહેવાય છે. અને અનુક્રમે ૬૦૦ જવ એક સાથે મૂકતાં જે લંબાઇ આવે તે મનુનો એક દંડ કહેવાય છે. ૧૯૯

पञ्चविंशतिभिर्दण्डैरुभयोस्तु निवर्त्तनम् ।
त्रिंशच्छतैरंगुलैर्यवैस्त्रिपञ्चसहस्त्रकैः ॥ २०० ॥
सपादशतहस्तैश्च मानवन्तु निवर्त्तनम् ।
ऊनविंशतिसाहस्त्रैर्द्विशतैश्च यवोदरैः ॥ २०१ ॥
चतुर्विंशशतैरेव ह्यंगुलैश्च निवर्त्तनम् ।
प्राजापत्यन्तु कथितं शतैश्चैव करैः सदा ॥ २०२ ॥

લંબાઈમાં ૩૦૦૦ આંગળ અને પોહોળાઈમાં ૧૫૦૦૦ જવ એક સાથે મૂકતાં જેટલો ભાગ રોકાય તથા પચીસ દંડ પરિમિત અને એકસો ને પચીસ હાથ જેટલો પૃથ્વીનો ભાગ હોય તે મનુમત પ્રમાણે એક નિવર્તન થાયછે, એમ સમજવું. અને લંબાઈમાં ૨૪૦૦ આંગળ તથા પોહોળાઈમાં ૧૯૨૦૦ જવને એક સાથે મૂકતાં જેટલો ભાગ રોકાય તે અથવા તો એક સો હાથ જેટલો ભાગ તે બ્રહ્માનું એક નિવર્તન કહેવાય છે. ૨૦૦-૨૦૨

सपादषट्शता दण्डा उभयोश्च निवर्त्तने ।
निवर्त्तनान्यपि सदोभयोर्वै पञ्चविंशतिः ॥ २०३ ॥

બ્રહ્મા અને મનુ એ બન્ને મતનાં નિવર્તનો કહ્યાં. જ્યારે ૬૨૫ દંડ થાય ત્યારે ઉભયના મતમાં હંમેશાં પચીસ નિવર્તનો થાય છે. ૨૦૩

पञ्चसप्ततिसाहस्त्रैरंगुलैः परिवर्त्तनम् ।
मानवं षष्टिसाहस्त्रैः प्राजापत्यं तथांगुलैः ॥ २०४ ॥
पञ्चविंशाधिकैर्हस्तैरेकत्रिंशच्छतैर्मनोः ।
परिवर्त्तनमाख्यातं पञ्चविंशशतैः करैः ॥ २०५ ॥
प्राजापत्यं पादहीनचतुर्लक्षयवैर्मनोः ।
अशीत्यधिकसाहस्त्रचतुर्लक्षयवैः परम् ॥ २०६ ॥
निवर्त्तनानि द्वात्रिंशन्मनुमानेन तस्य वै ।
चतुःसहस्त्रहस्ताः स्युर्दण्डाश्चाष्टशतानि हि ॥ २०७ ॥

મનુનું પરિવર્તન ૭૫૦૦૦ આંગળનું છે અને બ્રહ્માનું પરિવર્તન ૬૦૦૦૦ આંગળનું કહ્યું છે. મનુનું પરિવર્તન ૩૧૨૫ હાથ લાંબુ છે ત્યારે બ્રહ્માનું પરિવર્તન ૨૫૦૦ હાથ લાંબુ કહ્યું છે-મનુનું પરિવર્તન પોણા ચાર લાખ જવ જેટલું લાંબુ કહેલું છે; અને બ્રહ્માનું પરિવર્તન ચાર લાખ એંશી હજાર જવ જેટલું લાંબુ કહ્યું છે. મનુના મત પ્રમાણે આઠસો દંડ તથા ચાર હજાર હાથનાં બત્રીસ નિવર્તન થાય છે. ૨૦૪-૨૦૭

पञ्चविंशतिभिर्दण्डैर्भुजः स्यात्परिवर्त्तने ।
करैरयुतसंख्याकैः क्षेत्रं तस्य प्रकीर्त्तितम् ॥ २०८ ॥

પૂર્વે કહેલા પરિવર્તનના હિસાબમાં પચીસ દંડનો એક હાથ કહ્યો છે; અને દશ હજાર હાથનું એક ક્ષેત્ર કહ્યું છે. ૨૦૮

चतुर्भुजैः समं प्रोक्तं कष्टभूपरिवर्त्तनम् ।
प्राजापत्येन मानेन भूभागहरणं नृपः ॥ २०९ ॥
सदा कुर्य्याच्च स्वापत्तौ मनुमानेन नान्यथा ।
लोभात्संकर्षयेद्यस्तु हीयते सप्रजो नृपः ॥ २१० ॥

જમીનનું કષ્ટ પરિવર્તન-માપ ? (વિશેષ) ચાર ભુજા જેવડું કહ્યું છે-એટલે કે સો દંડ જેટલું જાણવું; રાજાને જ્યારે કષ્ટ પડે ત્યારે તેમણે બ્રહ્મા અને મનુએ કહેલાં માપ પ્રમાણે પૃથ્વીને માપીને તેમાંથી પોતાનો ભાગ ગ્રહણ કરવો; પરંતુ બીજી કોઇપણ રીતે પોતાનો હિસ્સો ગ્રહણ કરવો નહીં. જે રાજા લોભથી પૃથ્વીના ભાગનો નિર્ણય કરીને પ્રજાને પીડા કરે છે તે રાજા પોતાના કુટુંબ સહિત રાજ્યમાંથી ભ્રષ્ટ થાય છે. ૨૦૯-૨૧૦

## ભૂમી દાન.

न दद्याद्द्व्यंगुलमपि भूमेः स्वत्वनिवर्त्तनम् ।
वृत्त्यर्थं कल्पयेद्वापि यावद्ग्राहस्तु जीवति ॥ २११ ॥

રાજાએ કોઈને બે આંગળ પણ જમીન આપવી નહીં. કદાચ કોઈને જીવિકા અર્થે આપવી હોય તો દાન લેનારાને તેની જીંદગીપર્યંત આપવી, પરંતુ તેનો વંશપરંપરા ભોગવટો કરી આપવો નહીં. ૨૧૧

गुणी तावद्देवतार्थं विसृजेच्च सदैव हि ।
आरामार्थं गृहार्थं वा दद्याद् दृष्ट्वा कुटुम्बिनम् ॥ २१२ ॥

ગુણી રાજાએ દેવ મંદિર કરવા માટે નિરંતર જમીન આપવી અથવા તો ગૃહસ્થ જોઈને તેને ઉપવન-બગિચો બનાવવા માટે કે ઘર બનાવવા માટે જમીન આપવી-પણ બીજા કામ માટે જમીન આપવી નહીં. ૨૧૨

## રાજધાનીની રચના.

नानावृक्षलताकीर्णे पशुपक्षिगणावृते ।
सुबहूदकधान्ये च तृणकाष्ठसुखे सदा ॥ २१३ ॥
आसिन्धु नौगमाकूले नातिदूरमहीधरे ।
सुरम्यसमभूदेशे राजधानीं प्रकल्पयेत् ॥ २१४ ॥

अर्धचन्द्रां वर्त्तुलां वा चतुरश्रां सुशोभनाम् ।
सप्राकारां सपरिखां ग्रामादीनां निवेशिनीम् ॥ २१५ ॥
सभामध्यां कूपवापीतडागादियुतां सदा ।
चतुर्दिक्षु चतुर्द्वारां सुमार्गारामवीथिकाम् ॥ २१६ ॥
दृढसुरालयमठपान्थशालाविराजिताम् ।
कल्पयित्वा॰ वसेत्तत्र सुगुप्तः सप्रजो नृपः ॥ २१७ ॥

જ્યાં આગળ અનેક જાતનાં વૃક્ષોની અને લતાની ઘાડી ઘટાઓ હોય, જ્યાં પશુ પક્ષિઓ ચારે તરફ રહેતાં હોય, જ્યાં જળ તથા અન્ન પુષ્કળ હોય, જ્યાં આગળ નિરંતર તૃણ તથા કાષ્ઠ સુખથી મળી શકતાં હોય, જ્યાંથી વાહાણમાં બેસી સમુદ્રપર્યંત જા આવ થઇ શકતી હોય, જ્યાં સમીપમાં પર્વત હોય, એવી રમણીય સરખી જમીનના વિશાળ પ્રદેશમાં રાજધાની સ્થાપવી. રાજધાની–પાટનગર અર્દ્ધ ચંદ્રાકારની, ગોળાકારની અથવા તો ચોરસ ઘાટની અને મનોહર બાંધવી. તેને ચારે તરફ કીલ્લો કરવો. તે કિલ્લાની આજુબાજુ ભાગ ઉપર ખાઈ કરવી. નગરની આસપાસ ગ્રામપરાં વગેરે વસાવવાં, શેહેરના મધ્ય ભાગમાં સભામંદિર કરાવવું. વાવ, કુવા તળાવો આદિ નગરમાં અને સમીપ ભાગમાં ખોદાવવાં. શેહેરની ચાર દિશામાં ચાર દરવાજા રાખવા. શેહેરમાં સારા રસ્તાઓ અને સુંદર ઉપવનો કરાવવાં. મજબૂત દેવમંદિરો, પાઠશાળા, સંન્યાસીના મઠો અને વટમાર્ગુને ઉતરવાની ધર્મશાળાઓ બંધાવવી. આ પ્રમાણે રાજધાનીને (પાટનગરને) સારી રીતે અલંકૃત કરી તે રાજધાનીમાં રાજાએ સારા રક્ષણમાં પુત્રાદિક પ્રજા સહિત રહેવું. ૨૧૩–૨૧૭

राजगृहं सभामध्यं गवाश्वगजशालिकम् ।
प्रशस्तवापीकूपादिजलयन्त्रैः सुशोभितम् ॥ २१८ ॥
सर्वतः स्यात्समभुजं दक्षिणोच्चमुदङ्नतम् ।
शालां विना नैकभुजं तथा विषमबाहुकम् ॥ २१९ ॥
प्रायः शाला नैकभुजा चतुःशालं विना शुभा ।
शस्त्रास्त्रधारिसंयुक्तप्राकारं सुष्ठुयन्त्रकम् ॥ २२० ॥
सत्रिकक्षचतुर्द्वारं चतुर्दिक्षु सुशोभितम् ।
दिवा रात्रौ सशस्त्रास्त्रैः प्रातिकक्षासु गोपितम् ॥ २२१ ॥
चतुर्भिः पञ्चभिः षड्भिर्यामिकैः परिवर्त्तकैः ।
नानागृहोपकार्य्याट्टसंयुतं कल्पयेत्सदा ॥ २२२ ॥

ઓરસ ચોરસ સરખી જમીનમાં રાજમહેલ બાંધવો-તેને જમણી તરફથી ઉંચો તથા ડાબી તરફથી ઢળતો કરવો. રાજમંદિરની માપણી એકી હાથની રાખવી. અને મુખ્ય ઘરની ઉંચાઈ કરતાં તેની આસપાસનાં ઘરો વધારે હાથ ઉચાં બનાવવાં. પરંતુ પ્રાયશઃ જે રાજમહાલયમાં ચાર શાળાઓ ચારે દિશામાં બાંધેલી ન હોય તેવું રાજમંદિર બહુ ઉચું શોભતું નથી માટે નિચું કરવું. આ રાજમેહેલના મધ્ય ભાગમાં સભામંદિર બંધાવવું. સમીપમાં ગાય, ઘોડા ને હાથીની શાળાઓ બંધાવવી. ઉત્તમ પ્રકારનાં વાવ કુવાનાં પાણી કાઢવાના યંત્રોથી તેને શણગારવું. રાજમેહેલની આસપાસ કિલ્લો બંધાવી તે ઉપર શસ્ત્ર તથા અસ્ત્ર ધારણ કરનારા માણસો રાખવાં. કિલ્લા ઉપર સારાં સારાં કામમાં આવે તેવાં ઉત્તમ યંત્રો રાખવા. તે રાજમહાલયને ત્રણ દોઢી અને ચાર દિશામાં ચાર દરવાજા મૂકવા અને ચારે દિશામાં શોભીતો દેખાય તેવો બંધાવવો. ચાર, પાંચ કે છ પેહેરેગીરોએ શસ્ત્ર તથા અસ્ત્ર ધારણ કરીને દિવસ રાત્રિ રાજમંદિરની પ્રત્યેક દોઢીયોમાં ચોકી કરવી. પ્રહરે પ્રહરે પેહેરાગીરોનો પેહેરો બદલાવવો. આ રાજમંદિરની સમીપમાં જુદાં જુદાં ઘરો, તંબુઓ તથા પ્રાસાદો બંધાવવા. ૨૧૮-૨૨૨

वस्त्रादिमार्जनार्थञ्च स्नानार्थं यजनार्थकम् ।
भोजनार्थञ्च पाकार्थं पूर्वस्यां कल्पयेत् गृहान् ॥ २२३ ॥
निद्रार्थञ्च विहारार्थं पानार्थं रोदनार्थकम् ।
धान्यार्थं घरटाद्यर्थं दासीदासार्थमेव च ॥ २२४ ॥
उत्सर्गार्थं गृहान् कुर्य्याद्दक्षिणस्यामनुक्रमात् ।
गोमृगोष्ट्रगजाद्यर्थं गृहान् प्रत्यक् प्रकल्पयेत् ॥ २२५ ॥
रथवाज्यस्त्रशस्त्रार्थं व्यायामायामिकार्थकम् ।
वस्त्रार्थकन्तु द्रव्यार्थं विद्याभ्यासार्थमेव च ॥ २२६ ॥
उदग्गृहान् प्रकुर्वीत सुगुप्तान्सुमनोहरान् ।
यथासुखानि वा कुर्य्याद्गृहाण्येतानि वै नृपः ॥ २२७ ॥
धर्माधिकरणं शिल्पशालां कुर्य्यादुदग्गृहात् ।
पञ्चमांशाधिकोच्छ्राया भित्तिर्विस्तारतो गृहे ॥ २२८ ॥
कोष्ठविस्तारषष्ठांशस्थूला सा च प्रकीर्त्तिता ।
एकभूमेरिदं मानमूर्ध्वमूर्ध्वं समन्ततः ॥ २२९ ॥
स्तम्भैश्च भित्तिभिर्वापि पृथक्कोष्ठानि संन्यसेत् ।
त्रिकोष्ठं पञ्चकोष्ठं वा सप्तकोष्ठं गृहं स्मृतम् ॥ २३० ॥

द्वारार्थमष्टधा भक्तं द्वारस्यांशौ तु मध्यमौ ।
द्वौ द्वौ ज्ञेयौ चतुर्दिक्षु धनपुत्रप्रदौ नृणाम् ॥ २३१ ॥

રાજમહાલયની પૂર્વ દિશામાં વસ્ત્રાદિક ધોવા માટે, સ્નાન કરવા માટે, યજ્ઞ કરવા માટે, ભોજન કરવા માટે અને રાંધવા માટે જુદી જુદી શાળાઓ બંધાવવી. રાજમેહેલની દક્ષિણ દિશામાં શયન કરવા માટે, રમત ગમત કરવા માટે, મદિરાપાન કરવા માટે, શોકજન્ય રૂદન કરવા માટે, ધાન્ય રાખવા માટે, ઘઉં, મગ, અડદ આદિ અન્નને દળવાના યંત્રોને માટે, ચાકર તથા ચાકરડીને રહેવા માટે, તથા મળમૂત્ર ત્યાગ કરવા માટે ક્રમવાર જુદી જુદી શાળાઓ બંધાવવી. પશ્ચિમ દિશામાં ગાય, ભેંસ, મૃગ, ઉંટ અને હાથી વગેરેના રક્ષણ માટે જુદી જુદી પશુશાળાઓ બંધાવવી. રાજમહાલયની ઉત્તર દિશામાં રથ, ઘોડા, અસ્ત્ર શસ્ત્ર રાખવા માટે, કસરત વગેરે કરવા માટે, વસ્ત્રો રાખવા માટે, ઘરવાખરો રાખવા માટે, અને વિદ્યાભ્યાસ કરવા માટે સારાં શોભીતાં અને રક્ષણવાળાં ઘરો બંધાવવાં. અથવા તો રાજાએ પોતાની રૂચિ પ્રમાણે ઉપર કહેલી શાળાઓ બંધાવવી. રાજમેહેલની ઉત્તર દિશામાં ન્યાયમંદિર (કોર્ટ) અને શિલ્પશાળા (કળાભવન) બંધાવવી. રાજમહાલયની ભીંતો રાજમેહેલના વિસ્તાર કરતાં એક પંચમાંસ વધારે ઉંચી કરવી અને રાજમહાલયની અંદર કોઠાનો જેટલો ઓરસચોરસ ભાગ હોય તેનો એક ષષ્ઠાંશ જાડી કરવી કહી છે. આ માપ એક માળવાળા ઘરનું-ઉત્તમ પ્રકારનું-છેવટનું માપ કહેલું છે. રાજ મેહેલ બનાવવો તેની અંદર ત્રણ, પાંચ અથવા તો સાત કોઠા કરવા કહ્યા છે, અને છેવટનાં બારણાં સહિત આઠ કોઠા થાય છે. આ કોઠાઓને ભિન્નભિન્ન પાડવા માટે તેઓની મધ્યમાં ભીત અથવા તો સ્તંભ ઉભા કરવા અને ઘરના મધ્ય ભાગમાં બબ્બે ખંડવાળાં બારણાં ચારે દિશામાં મૂકવાં જે મનુષ્યોને ધન અને પુત્ર આપે છે. ૨૨૩ ૨૩૧

तत्रैव कल्पयेद्द्वारं नान्यथा तु कदाचन ।
वातायनं पृथक्कोष्ठे कुर्य्याद्यादकसुखावहम् ॥ २३२ ॥

કોઠાઓના વિભાગોમાંજ બારણાં મૂકવાં, પણ બીજી જગ્યાએ મૂકવાં નહીં. અને તે કોઠાઓમાં પવન આવવા માટે ભિન્નભિન્ન સુખકર બારીયો મૂકાવવી. ૨૩૨

अन्यगृहद्वारविद्धं गृहद्वारं न चिन्तयेत् ।
गृहकोणस्तम्भमार्गपीठकूपैश्च वेधितम् ॥ २३३ ॥
प्रासादमण्डपद्वारे मार्गवेधो न विद्यते ।
गृहपीठं चतुर्थांशमुच्छ्रायस्य प्रकल्पयेत् ॥ २३४ ॥

प्रासादानां मण्डपानामर्धांशं वापरे जगुः ।
परवातायनैर्विद्धं नापि वातायनं स्मृतम् ॥ २३५ ॥

રાજમેહેલનું બારણું એવી રીતે મૂકવું કે સામા ઘરનાં બારણાનો, ઘરના ખૂણાનો, સ્તંભનો, ઓટલાનો તથા કૂવાનો વેધ નડે નહીં. દેવમંદિરના બારણામાં અને રાજમહાલયના બારણામાં બે માર્ગનો અથવા તો તે કરતાં વધારે માર્ગનો વેધ આવે નહીં તેમ તેનાં બારણાંઓ મૂકવાં. અને ઘરની ખુરસી (ઘર બાંધતાં પ્રથમ ઓટલા જેવું કરે છે અને તેના ઉપર ઘર બાંધે છે તે) ઘરની ઉંચાઈના એક ચતુર્થાંશ જેટલી ઉંચી રાખવી. કેટલાએક એમ કહે છે કે દેવમંદિર તથા રાજ મંદિરની ખુરસી અર્ધાંશ-એક અષ્ટમાંશ ઉંચી કરવી, અને બીજી બારીઓની સાથે વેધ નડે નહીં તેમ બારી મૂકવી કહી છે. ૨૩૩-૨૩૫

विस्तारार्धांशमध्योच्चा छदिः खर्परसम्भवा ।
पतितन्तु जलं तस्यां सुखं गच्छति वाप्यधः ॥ २३६ ॥

રાજમેહેલ ઉપર માળણ નળીયાથી છાવું; અને તે માળણ વચમાં ઉંચકેલું અને બન્ને બાજુએ ઢળતું રાખવું કે તે ઉપર પડેલું પાણી સહજમાં ઢળીને નિચે ચાલ્યું જાય. ૨૩૬

हीना निम्ना छदिर्न स्यात्ताद्दक्कोष्ठस्य विस्तरः ।
स्वोच्छ्रायस्यार्धमूलो वा प्राकारः सममूलकः ॥ २३७ ॥
तृतीयांशकमूलो वा ह्युच्छ्रायार्धप्रविस्तरः ।
उच्छ्रितस्तु तथा कार्य्यो दस्युभिर्न विलङ्घ्यते ॥ २३८ ॥

માળણ નાનું ને નમેલું કરવું નહીં. તેમ કોઠો પણ નાનો અને નિચો કરવો નહીં. પણ ઉચાઇના પ્રમાણમાં તેનો વિસ્તાર કરવો. કિલ્લો જેટલો બાહાર હોય તેના કરતાં અર્ધો, અથવા તો જેટલો ભાગ બાહાર હોય તેટલો અથવા તેનો એક તૃતીયાંશ ભાગ પાયામાં રાખવો; અને તેનો વિસ્તાર ઉંચાઈ કરતા અર્ધોઅર્ધ કરવો. તે એવો ઉંચો કરવો કે ચોરો તેના ઉપરથી ઠેકીને સામે પાર જઇ શકે નહીં. ૨૩૭-૨૩૮

यामिकैः रक्षितो नित्यं नालिकास्त्रैश्च संयुतः ।
सुबहुदृढगुल्मश्च सुगवाक्षप्रणालिकः ॥ २३९ ॥
स्वहीनप्रतिप्राकारो ह्यसमीपमहीधरः ।
परिखा च ततः कार्या खाताद्द्विगुणविस्तरा ॥ २४० ॥
नातिसमीपप्राकारा ह्यगाधसलिला शुभा ।
युद्धसाधनसम्भारैः सुयुद्धकुशलैर्विना ॥ २४१ ॥

न श्रेयसे दुर्गवासो राज्ञः स्याद्बन्धनाय सः ।

પેહેરેગીરો દ્વારા તે કીલ્લાની નિત્ય ચોકી કરાવવી. તેમાં બંદુક વગેરે હથીયારો રાખવાં, પેહેરેગીરોને બેસવા માટે મજબુત બેઠકો કરાવવી, મનોહર બારીયો અને પાણી જવાની પરનાળો બંધાવવી. આ કીલ્લો શત્રુના કિલ્લાથી નિરંતર ઉન્નત હોવો જોઇએ. તેની સમીપમાં પર્વત હોવો નહીં જોઈયે કે જેથી શત્રુઓ ફાવી જાય. તે કિલ્લાની આસપાસ એક ફરતી ખાઇ કરવી. તે ઉંડાઈના કરતાં બમણી પોહોળી અને અગાધ જળથી ભરેલી તથા મનોહર બંધાવવી. આવા ઉત્તમ પ્રકારના કિલ્લામાં જો યુદ્ધોપયોગી સામગ્રી ન હોય તથા યુદ્ધકળામાં કુશળ સારા યોદ્ધાઓ ન હોય તો તે કિલ્લામાં રાજાને વસવું લાભકર થતું નથી, પણ બંધનકારક થઈ પડે છે. ૨૩૯–૨૪૧

राज्ञा राजसभा कार्य्या सुगुप्ता सुमनोरमा ॥ २४२ ॥
त्रिकोष्ठैः पञ्चकोष्ठैर्वा सप्तकोष्ठैः सुविस्तृता ।
दक्षिणोदक्तथा दीर्घा प्राक्प्रत्यग्द्विगुणाथवा ॥ २४३ ॥
त्रिगुणा वा यथाकाममेकभूमिर्द्विभूमिका ।
त्रिभूमिका वा कर्त्तव्या सोपकार्य्या शिरोगृहा ॥ २४४ ॥
परितः प्रतिकोष्ठे तु वातायनविराजिता ।
पार्श्वकोष्ठात्तु द्विगुणो मध्यकोष्ठस्य विस्तरः ॥ २४५ ॥
पञ्चमांशाधिकं त्वौच्चं मध्यकोष्ठस्य विस्तरात् ।
विस्तारेण समं त्वौच्चं पञ्चमांशाधिकन्तु वा ॥ २४६ ॥
कोष्ठकानाञ्च भूमिर्वा छदिर्वा तत्र कारयेत् ।
द्विभूमिके पार्श्वकोष्ठे मध्यमं त्वेकभूमिकम् ॥ २४७ ॥

રાજાએ રાજ્યનાં કામો તપાસવા માટે ત્રણ કોઠાવાળી, પાંચ કોઠાવાળી, અથવા તો સાત કોઠાવાળી ઘણી મનોરમ ને ગુપ્ત રાજસભા (Darbar Room) કરવી. તેને દક્ષિણ તથા ઉત્તર દિશામાં પોહોળી કરવી અને પૂર્વ પશ્ચિમમાં ઈચ્છાનુસાર બમણી ત્રમણી લાંબી કરવી. તેના ઉપર એક, બે કે ત્રણ માળ કરવા, અને તેના ઉપર એક છેવટનો માળ બંધાવવો. રાજસભામંદિરના પ્રત્યેક ખંડમાં ચારે દિશા ઉપર ફરતી બારીયો મૂકાવીને ન્યાયમંદિરને શણગારવું. આસપાસના ખંડો કરતાં મધ્ય ભાગનો ખંડ વિસ્તારમાં બમણો મોટો કરવો. મધ્ય કોઠાનું ઓરસ ચોરસ માપ ગણતાં જેટલો વિસ્તાર આવે તે કરતાં કૈ એક પંચમાંશ વધારે કોઠો ઉંચો કરવો. કેટલાએક કહે છે કે કોઠાનો

જેટલો વિસ્તાર હોય તેટલો કોઠાને ઉંચો બાંધવો; અને કેટલાએક કહે છે કે વિસ્તાર કરતાં કોઠાને ૧/૫ એક પંચમાંસ વધારે ઉંચો બાંધવો કોઠાઓ ઉપર માળ અથવા તો છાપરાં બાંધવાં. આસપાસના કોઠા ઉપર બે માળ હોય તો વચલો કોઠો એક માળનો કરવો ૨૪૨-૨૪૭

पृथक्स्तम्भान्तसत्कोष्ठा चतुर्मार्गागमा शुभा ।
जलोर्ध्वपातियन्त्रैश्च युता सुस्वरयन्त्रकैः ॥ २४८ ॥

वातप्रेरकयन्त्रैश्च यन्त्रैः कालप्रबोधकैः ।
प्रतिष्ठिता च स्वादर्शैस्तथा च प्रतिरूपकैः ॥ २४९ ॥

एवंविधा राजसभा मन्त्रार्था कार्य्यदर्शने ।
तथाविधामात्यलेख्यसभ्याधिकृतशालिकाः ॥ २५० ॥

कर्त्तव्याश्च पृथक्त्वेतास्तदर्थाश्च पृथक् पृथक् ।
शतहस्तमितां भूमिं त्यक्त्वा राजगृहात्सदा ॥ २५१ ॥

તે ન્યાયમંદિરમાં આવેલા ભિન્ન ભિન્ન સુંદર કોઠાઓમાં-ઓરડાઓમ ચારે તરફથી જઈ શકાય એવા રસ્તાઓ બાંધવા. ને તેની આસપાસ પાણીના ફુવારાઓ બંધાવવા, મધુર સ્વરવાળાં વાજીત્રો રાખવાં, પવનના પંખાઓ બંધાવવા, સમય જણાવનારાં ઘડીયાળો ટાંગવાં, સુંદર અરીસાઓ અને મહાત્માઓનાં ચિત્રપટો ટાંગવાં. આ પ્રમાણે રાજ્ય કાર્યનો નિર્ણય કરવા માટે તથા તે સંબંધિ ગુપ્ત વિચાર કરવા માટે બંધાવેલી રાજસભાને શણગારવી તથા કાર્યભારીઓ, લેખકો, સભાસદો અને અધિકારીયોને બેસવા માટે પણ ઉપર પ્રમાણેજ જુદી જુદી શાળાઓ બંધાવવી અને તે શાળાઓ રાજમેહેલની સો હાથ જમીન મૂકીને દૂર બંધાવવી. ૨૪૮-૨૫૫

उदग्द्विशतहस्तां प्राक्सेनासंवेशनार्थिकाम् ।
आराद्राजगृहस्यैव प्रजानां निलयानि च ॥ २५२ ॥

सधनश्रेष्ठजात्यानुक्रमतश्च सदा बुधः ।
समन्ताच्च चतुर्दिक्षु विन्यसेच्च ततः परम् ॥ २५३ ॥

प्रकृत्यनुप्रकृतयो ह्यधिकारिगणस्ततः ।
सेनाधिपाः पदातीनां गणः सादिगणस्ततः ॥ २५४ ॥

साश्वश्च सगजश्चापि गजपालगणस्ततः ।
बृहन्नालिकयन्त्राणि ततः स्वतुरगीगणः ॥ २५५ ॥

ततः स्वगौल्मिकगणो ह्यारण्यकगणस्ततः ।
क्रमादेषां गृहाणि स्युः शोभनानि पुरे सदा ॥ २५६ ॥

કેળવાયલા રાજાએ પ્રથમ તો રાજમેહેલની સમીપમાંજ ઉત્તર દિશા તરફ બસો હાથ દૂર જગ્યા ઉપર સેનાના પડાવ માટે એક સેનાશાળા બંધાવવી અને રાજમંદિરનીજ સમીપમાં ચારે દિશાઓમાં સર્વત્ર અનુક્રમવાર લક્ષ્મી, શ્રેષ્ઠતા, અને જાતિના પ્રમાણમાં પ્રજાનાં ઘરો બાંધવાં. પ્રથમ રાજાના કાર્યભારી મંડળોનાં ઘરો બાંધવાં, ત્યાર પછી તેનાથી ઉતરતા કાર્યભારીયોનાં ઘરો બાંધવાં, ત્યાર પછી રાજાના અધિકારીયોનાં ઘરો બાંધવાં, તે પછી સેનાપતિઓનાં, તે પછી પાયદળોનાં, તે પછી ઘોડા સહિત ઘોડેશ્વારનાં, ત્યાર પછી હાથીઓ સહિત હાથીના માવતોનાં, ત્યાર પછી મોટી મોટી તોપો અને તેના ઉપરનાં અધિકારી વર્ગોનાં ત્યાર પછી પોતાના ખાસ ઘોડાઓ તથા તેના રખેવાળ રાવત લોકોનાં, ત્યાર પછી પોતાની ડોઢી ઉપર ચોકી કરનારા રક્ષકગણોનાં અને ત્યાર પછી જંગલ સાથે સંબંધ ધરાવનારી જાતિના લોકોનાં ઘરો બાંધવાં. ઉપર જણાવેલા લોકોનાં નગરમાં અનુક્રમવાર સુંદર ઘરો બંધાવવાં. ૨૫૨–૨૫૬

पान्थशाला ततः कार्य्या सुगुप्ता सुजलाशया ।
सजातीयगृहाणां हि समुदायेन पंक्तितः ॥ २५७ ॥
निवेशनं पुरे ग्रामे प्रागुदङ्मुखमेव वा ।
सजातिपण्यानिवहैरापणे पण्यवेशनम् ॥ २५८ ॥

ઉપર જણાવેલાં ઘરના છેવટમાં વટેમાર્ગુને ઉતરવા માટે એક પાંથશાળા (ધર્મશાળા) બંધાવવી, તેની ચારે તરફ સારો બંદોબસ્ત રાખવો અને ધર્મશાળામાં એક સારૂં નવાણ કરાવવું. નગરમાં એક જાતિનાં લોકોનાં ઘરો એક જગ્યાથી હારદોર બંધાવવાં અને નગરમાં કે ગામમાં ઘરનાં બારણાંઓ ઉત્તર દિશા તરફ કે પૂર્વ દિશા તરફ રાખવાં; તથા બજારમાં પદાર્થ વેચવાની દુકાનો એક સાથે રાખવી; (એટલે વસ્તુવાર જુદી જુદી બજારોની ગોઠવણો કરવી. દૃષ્ટાંત તરિકે શાકબજારમાં શાકજ વેચાય. કાપડબજારમાં વસ્ત્રોજ વેચાય.) ૨૫૭–૨૫૮

धनिकादिक्रमेणैव राजमार्गस्य पार्श्वयोः ।
एवं हि पत्तनं कुर्य्याद् ग्रामञ्चैव नराधिपः ॥ २५९ ॥

મોટા રસ્તાના બન્ને ભાગ ઉપર મોટા ધનાઢ્ય પુરૂષોનાં ઘરો બંધાવવાં. આ પ્રમાણે રાજાએ નગરની અને ગ્રામની રચના કરવી. ૨૫૯

राजमार्गास्तु कर्त्तव्याश्चतुर्दिक्षु नृपगृहात् ।
उत्तमो राजमार्गस्तु त्रिंशद्धस्तमितो भवेत् ॥ २६० ॥

मध्यमो विंशतिकरो दशपञ्चकरोऽधमः ।
पण्यमार्गास्तथा चैते पुरग्रामादिषु स्थिताः ॥ २६१ ॥

રાજમહાલયની ચારે દિશામાં મોટા રાજમાર્ગો બંધાવવા. અર્થાત્ રાજમંદિરની ચારે બાજુએ ઉભા રહીને નિહાળતાં ચારે દરવાજા ઉપર દૃષ્ટિ પડે. રાજમાર્ગ–મોટો રસ્તો ત્રીસ હાથ પોહોળો હોય તે ઉત્તમ ગણાય છે; વિશ હાથનો મધ્યમ ગણાય છે, અને પંદર હાથનો કનિષ્ટ કહેવાય છે. માટે નગરમાં અને ગ્રામ આદિમાં રાજાએ મોટા રસ્તાઓ તથા બજારના રસ્તાઓ વિશાળ કરાવવા. ૨૬૦–૨૬૧

करत्रयात्मिका पद्या वीथिः पञ्चकरात्मिका ।
मार्गो दशकरः प्रोक्तो ग्रामेषु नगरेषु च ॥ २६२ ॥

ત્રણ હાથનો રસ્તો પદ્યા કહેવાય છે, પાંચ હાથનો રસ્તો વીથિ કહેવાય છે. અને દશ હાથનો રસ્તો માર્ગ કહેવાય છે. આ પ્રમાણે પદ્યા વીથિ તથા માર્ગો નગરમાં અને ગ્રામમાં બંધાવવા કહ્યા છે. ૨૬૨

प्राक् पश्चाद्दक्षिणोदक्तान् ग्राममध्यात्प्रकल्पयेत् ।
पुरं दृष्ट्वा राजमार्गान्सुबहून्कल्पयेन्नृपः ॥ २६३ ॥

રાજાએ ગામની પૂર્વ પશ્ચિમ ઉત્તર અને દક્ષિણ દિશા તરફ દૃષ્ટિ કરીને તેના પ્રમાણમાં ગામમાં માર્ગો બંધાવવા અને નગરની પણ પૂર્વ પશ્ચિમ ઉત્તર તથા દક્ષિણ દિશામાં દૃષ્ટિ કરીને (તેના પ્રમાણમાં) નગરમાં પુષ્કળ રસ્તાઓ બંધાવવા. ૨૬૩

न वीथिं न च पद्यां हि राजधान्यां प्रकल्पयेत् ।
षड्योजनान्तरेऽरण्ये राजमार्गन्तु चोत्तमम् ॥ २६४ ॥
कल्पयेन्मध्यमं मध्ये तयोर्मध्ये तथाधमम् ।
दशहस्तात्मकं नित्यं ग्रामे ग्रामे नियोजयेत् ॥ २६५ ॥

રાજધાનીમાં–પાટનગરમાં વીથિ કે પદ્યા કરાવવી નહીં. નગરમાંથી અરણ્યમાં જવા માટે ચોવીસ ગાઉ સુધી મહામાર્ગ બંધાવવો. અને તેની આગળનો રસ્તો મધ્યમસરનો બંધાવવો. અને તેની આગળનો રસ્તો તે કરતાં ઉતરતો બંધાવવો તથા પ્રત્યેક ગામમાં નિરંતર દશ હાથ પોહોળો રસ્તો બંધાવવો. ૨૬૪–૨૬૫

कूर्मपृष्ठा मार्गभूमिः कार्य्या ग्राम्यैः सुसेतुका ।
कुर्य्यान्मार्गान् पार्श्वखातान्निर्गमार्थं जलस्य च ॥ २६६ ॥

ગામમાં લોકદ્વારા નગરના મોટા રસ્તાઓ ઉપર કાચબાની પીઠ

જેવી-વચમાં ઉપડતી અને બન્ને બાજુએ ઢળતી સડક બંધાવવી અને નગરનું પાણી જવા માટે માર્ગના બન્ને ભાગ ઉપર ગટરો બંધાવવી. ૨૬૬

राजमार्गमुखानि स्युर्गृहाणि सकलान्यपि ।
गृहपृष्ठे सदा वीथिं मलनिर्हरणस्थलम् ॥ २६७ ॥

ઘરનાં સઘળાં બારણાંઓ રાજમાર્ગ ઉપર પડે તેમ મૂકવાં, અને ઘરની પાછળના ભાગમાં એક નાની ગાળી તથા મળ ત્યાગ કરવાનું સ્થાન (સંડાસ) બંધાવવો.° ૨૬૭

पङ्क्तिद्वयगतानां हि गेहानां कारयेत्तथा ।
मार्गान्सुधाशर्करैर्वा घटितान्प्रतिवत्सरम् ॥ २६८ ॥
अभियुक्तनिरुद्धैर्वा कुर्य्यात्ग्राम्यजनैर्नृपः ।

રાજાએ બંને પંક્તિ ઉપર આવેલા ઘરોની આગળના માર્ગો ઉપર કેદી માણસો પાસે અથવા તો ગામડીયા લોકો પાસે પ્રતિવર્ષે ચુનો અને રેતી નંખાવીને તે માર્ગોને દૃઢ કરાવવા. ૨૬૮

## ધર્મશાળા ને ઉતારૂ લોકોની તપાસ.

ग्रामद्वयान्तरे चैव पान्थशालां प्रकल्पेत् ॥ २६९ ॥
नित्यं सम्मार्जितांश्चैव ग्रामपैश्च सुगोपिताम् ।
तत्रागतन्तु सम्पृच्छेत्पान्थं शालाधिपः सदा ॥ २७० ॥
प्रयातोऽसि कुतः कस्मात्क गच्छसि ऋतं वद ।
ससहायोऽसहायो वा किं सशस्त्रः सवाहनः ॥ २७१ ॥
का जातिः किं कुलं नाम स्थितिः कुत्रास्ति ते चिरम् ।
इति पृष्ट्वा लिखेत्सायं शस्त्रं तस्य प्रगृह्य च ॥ २७२ ॥
सावधानमना भूत्वा स्वापं कुर्विति शासयेत् ।
तत्रस्थान्गणयित्वा तु शालाद्वारं पिधाय च ॥ २७३ ॥
संरक्षयेद्यामिकैश्च प्रभाते तान्प्रबोधयेत् ।
शस्त्रं दद्याच्च गणयेद्द्वारमुद्घाट्य मोचयेत् ॥ २७४ ॥
कुर्य्यात्सहायं सीमान्तं तेषां ग्राम्यजनः सदा ।

રાજાએ બે ગામની મધ્ય ભાગમાં એક પાંથશાળા (વટેમાર્ગુને ઉતરવાની ધર્મશાળા) બંધાવવી. નિરંતર ગામના ઉપરી-પોલીસપટેલ મારફતે તેને ઝડાવીને સાફ રખાવવી અને તેનું રક્ષણ કરાવવું. વળી ધર્મશાળાના રક્ષકે હંમેશાં

આવનારા વાટમાર્ગુને પુછવું કે કયા દેશમાંથી આવે છે? કયાં જાય છે? તું એકલો છે કે તારી સાથે બીજો કોઈ પણ સાથ છે! તારી પાસે હથીયાર છે! વાહન છે! તું કેઈ જાતિનો છે! તારા કુળનું નામ શું છે. ઘણા દિવસ કયાં રહીશ? સત્ય બોલ. આ પ્રમાણે પ્રશ્ન કર્યા પછી વાટમાર્ગુ જે કહે તે સર્વ કાગળ ઉપર લખી લેવું અને સાયંકાળ થાય એટલે વાટમાર્ગુનાં હથીયારો પોતાના કબજામાં કરવાં. અને પોતે સારી રીતે સાવધાન રહેવું તથા વાટમાર્ગુઓને કહેવું કે હવે તમે સુઈ જાઓ. પછી ધર્મશાળામાં જેટલાં ઉતારૂઓ ઉતર્યા હોય તે સર્વને ગણી કાઢીને ધર્મશાળાના બારણાં બન્ધ કરવાં. ને રાત્રે પેહેરેગીર મારફતે તેઓની ચોકી કરાવવી. ચોકી કરનારાઓને પ્રહરે પ્રહરે બદલાવવા. પ્રભાત થાય એટલે જેનાં જે હથીયારો હોય તેને તે પાછાં સોંપી દેવાં. અને સર્વને પાછા ગણી લેવાં પછી ધર્મશાળાનો દરવાજો ઉઘાડીને જવા દેવાં. અને જે ગામની નજદીકમાં ધર્મશાળા હોય તે ગામના સીપાઈએ હંમેશાં પોતાના ગામના સીમાડા સુધી વટમાર્ગુની સાથે જઇને તેને પોતાની સીમમાં ન લુટાય તે પ્રમાણે વળાવવા. ૨૬૯-૨૭૪

## રાજાની દિનચર્યા.

प्रकुर्य्याद्दिनकृत्यन्तु राजधान्यां वसन् नृपः ॥ २७५ ॥
उत्थाय पश्चिमे यामे मुहूर्त्तद्वितयेन वै।
नियतायश्च कत्यस्ति व्ययश्च नियतः कति ॥ २७६ ॥
कोशभूतस्य द्रव्यस्य व्ययः कति गतस्तथा।
व्यवहारे मुद्रिताय व्ययशेषं कतीति च ॥ २७७ ॥
प्रत्यक्षतो लेखतश्च ज्ञात्वा चाद्य व्ययः कति।
भविष्यति च तत्तुल्यं द्रव्यं कोशात् तु निर्हरेत् ॥ २७८ ॥
पश्चात्तु वेगनिर्मोक्षं स्नानं मौहूर्त्तिकं मतम्।
सन्ध्यापुराणदानैश्च मुहूर्त्तद्वितयं नयेत्।
गवाश्वयानव्यायामैर्नयेत्प्रातर्मुहूर्त्तकम् ॥ २७९ ॥
पारितोषिकदानेन मुहूर्त्तन्तु नयेत्सुधीः।
धान्यवस्त्रस्वर्णरत्नसेनादेशविलेखनैः ॥ २८० ॥
आयव्ययैर्मुहूर्त्तानां चतुष्कन्तु नयेत्सदा।
स्वस्थचित्तो भोजनेन मुहूर्त्तं स सुहृन्नृपः ॥ २८१ ॥
प्रत्यक्षीकरणाज्जीर्णनवीनानां मुहूर्त्तकम्।
ततस्तु प्राड्विवाकादिबोधितव्यवहारतः ॥ २८२ ॥

मुहूर्त्तद्वितयञ्चैव मृगयाक्रीडनैर्नयेत् ।
व्यूहाभ्यासैर्मुहूर्त्तन्तु मुहूर्त्तं सन्ध्यया ततः ॥ २८३ ॥
मुहूर्त्तं भोजनेनैव द्विमुहूर्त्तञ्च वार्त्तया ।
गूढचारश्राविताया निद्रयाष्टमुहूर्त्तकम् ॥ २८४ ॥

રાજાએ પોતાની રાજધાનીમાં રહીને દિવસ કૃત્યો કરવાં તે દિન-કૃત્યો. રાજાએ રાત્રિને પાછલે પોહોરે ઉઠીને હંમેશાં નક્કી આવક કેટલી છે? ખરો ખર્ચ કેટલો છે? ભંડારમાંથી ધન કેટલું ખર્ચાયું? રાજ-કાજની આવક તથા ખર્ચ બાદ કરતાં બાકી શું રહ્યું? એ સઘળું ચોપડામાં લખેલું પ્રત્યક્ષ વાંચી જવું. ત્યાર પછી આજે કેટલો ખર્ચ થશે તેનો વિચાર કરીને તે દિવસે ખર્ચ જેટલું ધન ભંડારમાંથી બાહાર કાઢવું. આ સર્વ કામ બે મુહૂર્તમાં આટોપવું. ત્યાર પછી એક મુહૂર્તમાં દીર્ઘ શંકાએ જઈ આવવું અને સ્નાન કરવું. ત્યાર પછી બે મુહૂર્તમાં સંધ્યાવંદન, પુરાણ શ્રવણ અને દાન કરવાં. ત્યાર પછી પ્રભાતમાં એક મુહૂર્ત બળદ-ગાડીમાં કે ઘોડાગાડીમાં બેસીને ફરવા જવું તથા જુદી જુદી કસરતો કરીને ગાળવો. ત્યાર પછી વિદ્વાન્ રાજાએ એક મુહૂર્ત નોકરોને ઈનામો આપવામાં ગાળવો. ત્યાર પછી ધાન્ય, વસ્ત્રો, સુવર્ણ, રત્ન, સેના અને દેશ આદિની સંખ્યા લખાવવામાં તથા આય અને વ્યયનો હિસાબ કરવામાં નિરંતર ચાર મુહૂર્ત કાઢવા. ત્યાર પછી એક મુહૂર્ત શાંત મનથી સગા સંબં-ધીથી વિંટળાઈને ભોજન કરવામાં ગાળવો. ત્યાર પછી જુના અને નવા મનુષ્યોને મળવામાં એક મુહૂર્ત ગાળવો. પછી રાજ્ય સંબંધી કાર્યનો વિચાર કરવા માટે રાખેલા વકીલો વ્યવહાર સંબંધી જે વાર્તા કહે તે સાંભળવામાં બે મુહૂર્ત ગાળવા. મૃગયા કરવામાં, રમતગંમતમાં તથા વ્યૂહ રચનાનો અભ્યાસ કરવામાં અને તેની તપાસ કરવામાં એક મુહૂર્ત કાઢવો. ત્યાર પછી સાંય સંધ્યા કરવામાં એક મુહૂર્ત ગાળવો. રાત્રિ ભોજન કરવામાં એક મુહૂર્ત ગાળવો. ત્યાર પછી ગુપ્ત દૂતો ગુપ્તવાર્તા–નગર ચર્ચા કહે તે સાંભળવામાં બે મુહૂર્ત ગાળવા અને આઠ મુહૂર્ત નિદ્રા લેવી.–આ પ્રમાણે નિયમિત કામ કરનારો રાજા મહારાજા બને છે. ૨૭૫–૨૮૪

एवं विहरतो राज्ञः सुखं सम्यक्प्रजायते ।
अहोरात्रं विभज्यैवं त्रिंशद्भिस्तु मुहूर्त्तकैः ॥ २८५ ॥
नयेत्कालं वृथा नैव नयेत्स्त्रीमद्यसेवनैः ।
यत्काले ह्युचितं कर्तुं तत्कार्य्यं द्रागशङ्कितम् ॥ २८६ ॥
काले वृष्टिः सुपोषाय ह्यन्यथा सुविनाशिनी ।
कार्य्यस्थानानि सर्वाणि यामिकैरभितोऽनिशम् ॥ २८७ ॥

नयवान्नीतिनतिवित्सिद्धशस्त्रादिकैर्वरैः ।
चतुर्भिः पञ्चभिर्वापि षड्भिर्वा गोपयेत्सदा ॥ २८८ ॥

આ પ્રમાણે રાત્રિદિવસના ત્રિશ મુહૂર્તનો વિભાગ પાડીને તેનો યોગ્ય ઉપયોગ કરનારો રાજા સારી રીતે સુખ મેળવે છે. રાજાએ સ્ત્રીસંગમાં અથવા તો મદિરાપાનમાં વૃથા કાળ ગાળવો નહીં; પરંતુ જે વખતે જે કામ કરવું યોગ્ય જણાય તેજ વખતે તે કામ નિઃશંકતાથી તુરત કરવું. કારણ કે સમય ઉપર વર્ષેલો વર્ષાદ પ્રજાનું પોષણ કરી શકે છે. પરંતુ સમય વિત્યા પછી વર્ષેલો વર્ષાદ પ્રજાનો નાશ કરનાર થઈ પડે છે-દુકાળ પાડે છે. માટે સમયોચિત કાર્ય સમય ઉપરજ કરવાં. નીતિવેત્તા, અને અનીતિથી થનારી અધોગતિને જાણનારા રાજાએ, શસ્ત્ર તથા અસ્ત્રમાં કુશળ એવા ચાર, પાંચ કે છ સારા પેહેરેગીર દ્વારા હંમેશા સઘળાં કાર્યસ્થાનોની રક્ષા કરાવવી. ૨૮૫-૨૮૮

तत्रत्यानि दैनिकानि शृणुयाल्लिखकाधिपैः ।
दिने दिने यामिकानां प्रकुर्य्यात्परिवर्त्तनम् ॥ २८९ ॥

તે કાર્યસ્થાનોમાં જે જે કામકાજ થયાં હોય તે સર્વ મુખ્ય મેહેતાઓ પાસેથી સાંભળી લેવાં અને પેહેગીરોની પ્રતિદિવસ બદલી કરવી. ૨૮૯

गृहपंक्तिमुखे द्वारं कर्त्तव्यं यामिकैः सदा ।
तैस्तद्वृत्तन्तु शृणुयाद्गृहस्थभृतिपोषितैः ॥ २९० ॥

રસ્તા ઉપર પેહેરો ભરનારા સીપાઈઓએ, સદા, ગૃહસ્થના ઘરોની આગળ દ્વારપાળ માફક ઉભું રહેવું અને ગૃહસ્થોનો પગાર ખાનારા સીપાઇઓએ ગૃહસ્થના કહેવા પ્રમાણે વર્તવું. ૨૯૦

निर्गच्छन्ति च ये ग्रामाद्ये ग्रामं प्रविशन्ति च ।
तान्सुसंशोध्य यत्नेन मोचयेद्दत्तलग्नकान् ॥ २९१ ॥
प्रख्यातवृत्तशीलांस्तु ह्यविमृश्य विमोचयेत् ।

જે મનુષ્ય ગામમાંથી બહાર જાય અને જે ગામમાં આવે તેનો પ્રયત્નપૂર્વક સારી રીતે તપાસ કરી તેને શોધનપત્ર(Pass-porte) આવવા જવાની ચિઠી) કરી આપવું; અને તે શોધનપત્ર લઇ તેઓને સારી પેઠે તપાસી નગરમાંથી બહાર જવા દેવા તથા આવવા દેવા; પરંતુ જેઓ સારા સ્વભાવના તથા સદાચરણી ગણાતા હોય તેવાને તપાસ્યા વિના જવા આવવા દેવા. ૨૯૧

वीथिवीथिषु यामार्द्धैर्निशि पर्य्यटनं सदा ॥ २९२ ॥
कर्त्तव्यं यामिकैरेव चौरजारानिवृत्तये ।

પેહેરેગીરે એ ચોરોનો અને જારોનો નાશ કરવા માટે હંમેશા રાત્રે નગરની શેરીયે શેરીયે અર્ધ્ધ અર્ધ્ધ પ્રહરે ફરવું. ૨૯૨

## રાજ આદેશ.

शासनं त्वीदृशं कार्य्यं राज्ञा नित्यं प्रजासु च ॥ २९३ ॥

दासे भृत्येऽथ भार्य्यायां पुत्रे शिष्ये ऽपि वा क्वचित् ।
वाग्दण्डपरुषं नैव कार्य्यं मद्देशसंस्थितैः ॥ २९४ ॥

तुलाशासनमानानां नाणकस्यापि वा क्वचित् ।
निर्य्यासानाञ्च धातूनां सजातीनां घृतस्य च ॥ २९५

मधुदुग्धवसादीनां पिष्टादीनाञ्च सर्वदा ।
कूटं नैव तु कार्य्यं स्याद्बलाच्च लिखितं जनैः ॥ २९६ ॥

उत्कोचग्रहणं नैव स्वामिकार्य्यविलोभनम् ।
दुर्वृत्तकारिणञ्चोरं जारं मद्द्वेषिणं द्विषम् ॥ २९७ ॥

न रक्षन्त्वप्रकाशं हि तथान्यानपकारकान् ।
मातृणां पितृणांञ्चैव पूज्यानां विदुषामपि ॥ २९८ ॥

नावमानं नोपहासं कुर्य्युः सद्वृत्तशालिनाम् ।
न भेदं जनयेयुर्वै नृनार्य्योः स्वामिभृत्ययोः ॥ २९९ ॥

भ्रातृणां गुरुशिष्याणां न कुर्य्युः पितृपुत्रयोः ।
वापीकूपारामसीमधर्मशालासुरालयान् ॥ ३०० ॥

मार्गान्नैव प्रबाधेयुर्हीनाङ्गविकलाङ्गकान् ।
द्यूतञ्च मद्यपानञ्च मृगयां शस्त्रधारणम् ॥ ३०१ ॥

गोगजाश्वोष्ट्रमहिषीनृणां वै स्थावरस्य च ।
रजतस्वर्णरत्नानां मादकस्य विषस्य च ॥ ३०२ ॥

क्रयो वा विक्रयो वापि मद्यसन्धानमेव च ।
क्रयपत्रं दानपत्रमृणानिर्णयपत्रकम् ॥ ३०३ ॥

राजाज्ञया विना नैव जनैः कार्यं चिकित्सितम् ।
महापापाभिशपनं निधिग्रहणमेव च ॥ ३०४ ॥

नवसमाजनियमं निर्णयं जातिदुषणम् ।
अस्वामिनाष्टिकधनसंग्रहं मन्त्रभेदनम् ॥ ३०५ ॥
नृपदुर्गुणलापन्तु नैव कुर्य्युः कदाचन ।
स्वधर्महानिमनृतं परदाराभिमर्शनम् ॥ ३०६ ॥
कुटसाक्ष्यं कुटलेख्यमप्रकाशप्रतिग्रहम् ।
निर्धारितकराधिक्यं स्तेयं साहसमेव च ॥ ३०७ ॥
मनसापि न कुर्वन्तु स्वामिद्रोहं तथैव च ।
भृत्या शुल्केन भागेन वृद्धया दर्पबलाच्छलात् ॥ ३०८ ॥
आधर्षणं न कुर्वन्तु यस्य कस्यापि सर्वदा ।
परिमाणोन्मानमानं धार्य्यं राजाविमुद्रितम् ॥ ३०९ ॥
गुणसाधनसंदक्षा भवन्तु निखिला जनाः ।
साहसाधिकृते दद्युर्विनिगृह्याततायिनम् ॥ ३१० ॥
उत्सृष्टा वृषभाद्या यैस्तैस्ते धार्य्याः सुयन्त्रिताः ।
इति मच्छासनं श्रुत्वा येऽन्यथा वर्त्तयन्ति तान् ॥ ३११ ॥
विनाशिष्यामि दण्डेन महता पापकारकान् ।
इति प्रबोधयेन्नित्यं प्रजाः शासनडिंडिमैः ॥ ३१२ ॥
लिखित्वा शासनं राजा धारयीत चतुष्पथे ।
सदा चोद्यतदण्डः स्यादसाधुषु च शत्रुषु ॥ ३१३ ॥

રાજાએ હંમેશાં (ઢંઢેરો) પીટાવીને પ્રજાને આ પ્રમાણે બોધ આપવો કે-મારા દેશમાં વસનારા અને મારી આજ્ઞામાં વર્તનારા મનુષ્યોએ કોઇપણ દિવસ દાસ, ભૃત્ય,* ભાર્યા, પુત્ર અથવા તો શિષ્યને કઠિણ વેણો કહેવાં નહીં, તથા શિક્ષા પણ કરવી નહીં. કોઇ દિવસ ત્રાજવામાં તથા શેર બશેર છાપેલાં તોલમાં કપટ કરવું નહીં, ખોટા પૈસા પાડવા નહીં, સદા ઝાડ તથા લતા વગેરેમાંથી નિકળેલા ગુંદરમાં, સોના રૂપા વગેરે ધાતુમાં, ઘીમાં, મધમાં, દુધમાં, ચરબી વગેરેમાં અને લોટમાં ભેગ કરવો નહીં, માણસ ઉપર બલાત્કાર કરીને તેની પાસે લેખ લખાવવો નહી, લાંચ લેવી નહીં, રાજાના કામ કરવામાં લોભની દૃષ્ટિ રાખવી નહીં; દુરાચરણી, ચોર, જાર, મારી આજ્ઞાનો ભંગ કરનાર, મારો શત્રુ, અને ગુપ્ત રીતે મારૂં ભુંડું કરનારા બીજા મનુષ્યોનો કોઈએ પણ બચાવ કરવો નહીં, પરંતુ તેને શિક્ષા આપવી.

* પગારદાર નોકર.

માતાપિતા, ગુરૂઓ, પંડિતો અને સદાચરણી મનુષ્યોનું ઉપહાસ અને અપમાન કરવું નહીં. સ્ત્રી પુરૂષ વચ્ચે, સ્વામી સેવક વચ્ચે, ભાઇ ભાઇ વચ્ચે, ગુરૂ શિષ્ય વચ્ચે અને પિતા પુત્ર વચ્ચે કોઈપણ દિવસ કલહ કરાવીને ભેદ પડાવવો નહીં. વાવ, કુવા, બાગ, સીમાડો, ધર્મશાળા અને દેવમંદિરોમાં હરકત કરવી નહીં; માર્ગોમાં જતાં આવતાં વટેમાર્ગુઓને પીડા કરવી નહીં; હાથ પગ વગરના લોકોને, આંધળા લોકોને દુઃખ દેવું નહીં, (પણ આશ્રય આપવો). મારી આજ્ઞા વગર મારી પ્રજાએ જુગાર રમવો નહીં, મદિરા પીવી નહીં, શિકાર કરવો નહીં, હથીઆરો રાખવાં નહીં. બળદ, હાથી ઘોડા, ઉંટ, ભેંસ, મનુષ્ય તથા પૃથ્વી વગેરે સ્થાવર ધન, રૂપું, સોનું, રત્ન, માદક પદાર્થ અને ઝેર એટલી વસ્તુ રાજાની આજ્ઞા વિના વેચવી નહીં, તથા વેચાતી લેવી નહીં. વળી મનુષ્યોએ અને અધિકારીઓએ રાજાની આજ્ઞા વિના મદ્ય બનાવટ, વેચાણપત્ર દાનપત્ર, રૂણનિર્ણયપત્ર તથા ચિકિત્સા વ્યવસાય કરવોજ નહીં. કોઈ ઉપર મહા પાતકનો આરોપ મૂકવો નહીં. કોઈનો ભંડાર છિનવી લેવો નહીં. સભાના નવા નિયમો ઘડવાં નહીં. જે બાબતમાં નિર્ણય થયો ન હોય તેવી બાબતમાં નિર્ણય આપવો નહીં–કેમકે તેવો નિર્ણય આપવાની સત્તા રાજાની છે. કોઈપણ જાતિને દૂષણ આપવું નહીં. સ્વામી વગરના ધનનો અથવા તો મરી ગયેલા મનુષ્યના ધનનો સંગ્રહ કરવો નહીં, ગુપ્ત વાર્તા ઉઘાડી પાડવી નહીં, રાજાના દુર્ગુણ કોઈ દિવસ ગાવાજ નહીં, સ્વધર્મનો ત્યાગ કરવો નહીં, અસત્ય બોલવું નહીં, પરસ્ત્રીનો સંગ કરવો નહીં, ખોટી સાક્ષી પુરવી નહીં, ખોટું ખતપત્ર કરવું નહીં, ગુપ્ત રીતે પરધન હરવું નહીં, કર ઉઘરાવનારાએ નિયમિત કર કરતાં વિશેષ કર લેવો નહીં, ચોરી કરવી નહીં, સાહસ કરવું નહીં, તેમજ મનમાં પણ રાજાનો દ્રોહ કરવો નહીં. મારા અધિકારીયોએ તથા પ્રજાએ હમેશાં બીજાનો પગાર, દાણ, કિંમત અથવા વ્યાજ ખાઈ જઈને અથવા તો દર્પથી, બળથી કે કપટ કરીને હરકોઈપણ મનુષ્યને પીડા કરવી નહીં, ભૂમિ વગેરે માપવાની દોરી, ગજ અને પાલી વગેરે માપો રાજાની છાપ મારીને રાખવાં. સર્વ પ્રજાએ ગુણ સંપાદન કરવામાં સારી રીતે નિપુણ થવું. આતતાયીયો* ઉપર બળાત્કાર વગેરે અપવાદ આવે ત્યારે તેને કેદ કરી રાજાની પાસે મોકલી દેવા. જેમણે બળદોને છુટા મૂક્યા હોય, તેમણે તેને પકડીને પાછા બાંધવા, અને તેનું પોષણ કરવું. આવી મારી આજ્ઞા છતાં પણ જે તેનાથી આડો ચાલશે તે મહા પાપીયોને હું મહા શિક્ષા કરીશ. આ પ્રમાણે રાજાએ સાશન, ડિંડિમો (ડાંડીયા) દ્વારા સર્વ પ્રજાને નિત્ય જણાવવું. તથા ઉપર જણાવેલી પોતાની આજ્ઞા એક

*अग्निदो, गरदश्चैव, शस्त्रपाणिर्धनापहः क्षेत्रदारापहारीच, षडेतआततायिनः ॥१॥

અગ્નિ મૂકનારો, વિષ આપનારો, શસ્ત્રપાણિ, ધન લુંટનારો. ક્ષેત્ર, અને સ્ત્રીનું હરણ કરનારો એ ૭ આતતાયી ગણાય છે.

પત્રમાં લખાવીને સર્વ લોકોને જાહેર કરવા માટે ચૌટામાં ચોડાવવી, અને શત્રુઓ ઉપર અને દુર્જનો ઉપર નિરંતર ઉદ્યતદંડ રહેવું. ૨૯૩-૩૧૩

प्रजानां पालनं कार्य्यं नीतिपूर्वं नृपेण हि ।
मार्गसंरक्षणं कुर्य्यान्नृपः पान्थसुखाय च ॥ ३१४ ॥
पान्थप्रपीडका ये ये हातव्यास्ते प्रयत्नतः ।

રાજાએ નીતિપૂર્વક પ્રજાનું પાલન કરવું અને વટમાર્ગુના સુખને માટે માર્ગોમાં ચોકીયો રખાવી માર્ગોને નિર્ભય કરવા તથા જે જે લોકો માર્ગમાં જનારા લોકોને પીડા કરતા હોય તેઓનો પ્રયત્નપૂર્વક રક્ષકોદ્વારા નાશ કરાવવો. ૩૧૪

## આવકના વિભાગ.

त्रिभिरंशैर्बलं धार्य्यं दानमर्द्धांशकेन च ॥ ३१५ ॥
अर्द्धांशेन प्रकृतयो ह्यर्द्धांशेनाधिकारिणः ।
अर्द्धांशेनात्मभोगश्च कोशोंऽशेन स रक्ष्यते ॥ ३१६ ॥
आयस्यैवं षड्भिभागैर्व्ययं कुर्य्यात्तु वत्सरे ।
सामन्तादिषु धर्मोऽयं न न्यूनस्य कदाचन ॥ ३१७ ॥

આવકના છ વિભાગો કરવા, તેમાંથી ત્રણ ભાગ સેનાના પોષણમાં વાપરવા. અર્ધ્ધ ભાગ દાનમાં વાપરવો, અર્ધ્ધ ભાગ પ્રકૃતિ મંડળની પાછળ વાપરવો, અર્ધ્ધ ભાગ અધિકારી મંડળની પાછળ વાપરવો, અર્ધ્ધ ભાગમાંથી પોતાની આજીવિકા ચલાવવી અને બાકી રહેલો એક ભાગ ભંડારમાં નાખવો. આ પ્રમાણે દરેક વર્ષમાં થયેલી આવકના છ વિભાગો પાડીને તેની વ્યવસ્થા કરવી. આ સામંતાદિકનો ધર્મ છે, પરંતુ તેનાથી ઉતરતી પદ્વીના લોકોને માટે નથી. ૩૧૫-૩૧૭

राज्यस्य यशसः कीर्त्तेर्धनस्य च गुणस्य च ।
प्राप्तस्य रक्षणेऽन्यस्य हरणे चोद्यमोऽपि च ॥ ३१८
संरक्षणे संहरणे सुप्रयत्नो भवेत्सदा ।
शौर्य्यपाण्डित्यवक्तृत्वं दातृत्वं न त्यजेत्कचित् ॥ ३१९ ॥
बलं पराक्रमं नित्यमुत्थानञ्चापि भूमिपः ।

રાજાએ મેળવેલું રાજ્ય, મેળવેલો યશ, મેળવેલો મહીમા, મેળવેલું ધન, અને મેળવેલા ગુણનું રક્ષણ કરવું તથા ન મેળવેલી વસ્તુઓ સંપા-

દન કરવા માટે પણ ઉદ્યમ કરવો. ઉપર જણાવ્યા પ્રમાણે મેળવેલી વસ્તુનું સારી રીતે રક્ષણ કરવું અને ન મેળવેલી વસ્તુને સંપાદન કરવા માટે નિત્ય પ્રયત્ન કરવો અને શૌર્યતા, પાંડિત્ય, વક્તૃત્વ, દાતૃત્વ, બળ, પરાક્રમ, અને વિજયોત્સાહ એટલી વસ્તુનો (તો) ક્યારેય ત્યાગ કરવો નહીં. ૩૧૮-૩૧૯

समितौ स्वात्मकार्य्ये वा स्वामिकार्य्ये तथैव च ॥ ३२० ॥

त्यक्त्वा प्राणभयं युध्येत्स शूरस्त्वविशंकितः ।
पक्षं सन्त्यज्य यत्नेन बालस्यापि सुभाषितम् ॥ ३२१ ॥

गृह्णाति धर्मतत्त्वञ्च व्यवस्यति स पण्डितः ।
राज्ञोऽपि दुर्गुणान्वक्ति प्रत्यक्षमविशंकितः ॥ ३२२ ॥

स वक्ता गुणतुल्यांस्तान्न प्रस्तौति कदाचन ।
अदेयं यस्य नैवास्ति भार्य्यापुत्रादिकं धनम् ॥ ३२३ ॥

आत्मानमपि संदत्ते पात्रे दाता स उच्यते ।
अशंकितक्षमो येन कार्य्यं कर्त्तुं बलं हि तत् ॥ ३२४ ॥

किंकरा इव येनान्ये नृपाद्याः स पराक्रमः ।
युद्धानुकूलव्यापार उत्थानमिति कीर्त्तितम् ॥ ३२५ ॥

જે યુદ્ધમાં પોતાના કામ માટે તેમજ પોતાના રાજાના કામ માટે શંકા રહિત થઈને મૃત્યુનો ભય રાખ્યા વિના યુદ્ધ કરે તેને શૂર જાણવો. જે મનુષ્ય નિષ્પક્ષપાતપણે બાળકનું સુભાષિત પણ સારા ધ્યાનથી સાંભળે છે. તથા ધર્મના તત્વ જાણવા માટે ઉપાય કરે છે તેને પંડિત જાણવો. જે રાજાની સમક્ષમાં નિર્ભય થઈને રાજાના દુર્ગુણો કહે પણ કોઈ દિવસ દુર્ગુણોની ગુણરૂપે પ્રશંસા કરતો નથી તેને વક્તા જાણવો. જે સ્ત્રી, પુત્ર, ધન વગેરે વસ્તુનો ત્યાગ કરી શકે છે અને સુપાત્રને પોતાનું શરીર પણ અર્પણ કરે છે તે દાતા કહેવાય છે. મનુષ્ય જે ઉત્તમ પ્રતિના ગુણોવડે નિઃશંકતાથી કાર્ય કરવા સમર્થ થાય છે તેનું નામ બળ કહેવાય છે. જે ગુણવડે બીજા રાજાઓ અનુચર બની જાય છે તેનું નામ પરાક્રમ કહેવાય છે. તથા યુદ્ધમાં અનુકૂળ પડે તે પ્રમાણે ઉદ્યોગ કરવો તેનું નામ ઉત્થાન કહેવાય છે. ૩૨૦-૩૨૫

## સાવધાનતાની જરૂર.

विपद्दोषभयादन्नं विमृशेत्कपिकुक्कुटैः ।
हंसाः स्खलन्ति कूजन्ति भृंगा नृत्यन्ति मायूराः ॥ ३२६ ॥

विरौति कुक्कुटो माद्येत्क्रौञ्चो वै रेचते कपिः ।
हृष्टरोमा भवेद्भृङ्गः शारिका वमते तथा ॥ ३२७ ॥

दृष्ट्वैवं सविषं चान्नं तस्माद्भोज्यं परीक्षयेत् ।
भुञ्जीत षड्रसं नित्यं न द्वित्रिरससंकुलम् ॥ ३२८ ॥

हीनातिरिक्तं न कटु मधुरक्षारसंकुलम् ॥ ।
आवेदयति यत्कार्य्यं शृणुयान्मन्त्रिभिः सह ॥ ३२९ ॥

રાજાએ વિષદોષના-ઝેરના ભયથી કડવો, તીખો, તુરો, કષાયલો, ખારો અને મીઠો એવા છ રસમિશ્રિત ભોજનની વાનર કુકડાદ્વારા પરીક્ષા કરાવવી. હંસો ઝેરી અન્નને જોતાંવેતજ પડી જાય છે, ભમરાઓ ગણગણાટ કરે છે, મયૂરો નૃત્ય કરે છે, કુકડો રૂદન કરે છે, ક્રૌંચ ગાંડો બને છે, વાનરને ઝાડો થાય છે, ભરદ્વાજ પક્ષી રોમાંચિત થાય છે અને મેના ઉલટી કરે છે. માટે અન્નમાં ઝેર છે કે નથી તેની ઉપર કહેલાં પક્ષીયોદ્વારા પરીક્ષા કરાવવી અને પછી તે અન્નનું ભોજન કરવું. નિત્ય છ રસવાળું ભોજન જમવું, પરંતુ બે ત્રણ રસવાળું અન્નનું ભોજન કરવું નહીં. જે અન્નમાં જોઈએ તે કરતાં ઓછા વા અધિક રસ હોય તેવું અન્ન ખાવું નહીં. જેમાં તીખો, ગળ્યો અને ખારો એવા ત્રણ રસો હોય તે અન્ન પણ ખાવું નહીં. તથા કોઈપણ આવીને કંઈક કાર્ય જણાવે તે મંત્રિયોને સાથે રાખીને સાંભળવું. ૩૨૬-૩૨૯

आरामादौ प्रकृतिभिः स्त्रीभिश्च नटगायकैः ।
विहरेत्सावधानस्तु मागधैरैन्द्रजालिकैः ॥ ३३० ॥

રાજાએ નિરંતર પ્રકૃતિ મંડળ, સ્ત્રીયો, નટો, ગવૈયા, ભાટ અને ઇંદ્રજાળ ખેલનારા લોક સાથે ઉપવનમાં વિહાર કરવા માટે જવું, પરંતુ ત્યાં સાવધાનપણાથી રહેવું-અને કપટ ન થાય તેની સંભાળ રાખવી. ૩૩૦

## જરૂરનાં કાર્યો.

गजाश्वरथयानं तु प्रातः सायं सदाभ्यसेत्
व्यूहाभ्यासं सैनिकानां स्वयं शिक्षेच्चशिक्षयेत् ॥ ३३१ ॥

રાજાએ નિરંતર સવાર સાંજ હાથી, ઘોડા અથવા તો રથ વગેરે વાહનમાં બેસીને બહાર ફરવું અને તેના ઉપર ચઢવાનો અભ્યાસ રાખવો. તથા સેનાઓની વ્યૂહ રચનાનો અભ્યાસ પોતે કરવો અને સેનાને પણ તે શિખવવો. ૩૩૧

व्याघ्रादिभिर्वनचरैर्मयूराद्यैश्च पक्षिभिः ।
क्रीडयेन्मृगयां कुर्याद्दुष्टसत्वान्निपातयन् ॥ ३३२ ॥

વાઘ વગેરે વનચર પશુઓને તથા મયૂર વગેરે પક્ષીઓને વનમાંથી લાવીને ઘરમાં પાળવાં અને તેની સાથે ગમત કરવી તથા મૃગયા કરીને હિંસાવિહારી પ્રાણિયોનો નાશ કરવો. ૩૩૨

शौर्य्यं प्रवर्द्धते नित्यं लक्ष्यसन्धानसाधनम् ।
अकातरत्वं शस्त्रास्त्रशीघ्रपातनकारिता ॥ ३३३ ॥
मृगयायां गुणा एते हिंसादोषो महत्तरः ।

નિરંતર મૃગયા કરવાથી શૂરવીરતા વધે છે, નિશાન તાકવામાં કુશળતા આવે છે, નિડરતા આવે છે, શસ્ત્ર તથા અસ્ત્રનો સત્વર પ્રહાર કરવામાં શક્તિ આવે છે આટલા ગુણો મૃગયામાં છે. પરંતુ તેમાં હિંસારૂપી એક મોટો અવગુણ છે-તે કર્મ કરવાથી મહાપાપ થાય છે. ૩૩૩

इङ्गितं चेष्टितं यत्नात् प्रजानामाधिकारिणाम् ॥ ३३४ ॥
प्रकृतीनाञ्च शत्रुणां सैनिकानां मतञ्च यत् ।
सभ्यानां बान्धवानाञ्च स्त्रीणामन्तः पुरे च यत् ॥ ३३५ ॥
शृणुयाद्गूढचारेभ्यो निशि चात्ययिके सदा ।
सावधानमनाः सिद्धशस्त्रास्त्रः संलिखेच्च तत् ॥ ३३६ ॥

જ્યારે આપત્તિનો સમય સમીપમાં આવે ત્યારે શસ્ત્ર તથા અસ્ત્ર વિદ્યામાં નિપુણ એવા રાજાએ સાવધાન મનથી દરરોજ રાત્રે ગુપ્ત દૂતોદ્વારા પ્રજાના, અધિકારીના, પ્રકૃતિ મંડળના, શત્રુઓના, સિપાઈઓના, સભાસદોના, બાંધવોના અને અંતઃપુરની સ્ત્રીયોના મનનો વિચાર તથા તેઓનો આચાર લક્ષપૂર્વક સાંભળવો અને તેની એક કાગળ ઉપર નોંધ કરી લેવી. ૩૩૪-૩૩૬

असत्यवादिनं गूढचारं नैव च शास्ति यः ।
स नृपो म्लेच्छ इत्युक्तः प्रजाप्राणधनापहः ॥ ३३७ ॥

જે રાજા અસત્ય ભાષણ કરનારા ગુપ્ત દૂતને શિક્ષા કરતો નથી તે રાજાને મ્લેચ્છ કહ્યો છે કારણ કે તે પ્રજાના પ્રાણ અને ધનનો નાશ કરનાર છે. ૩૩૭

वर्णि तपस्वि संन्यासि नीचसिद्धस्वरूपिणम् ।
प्रत्यक्षेण च्छलेनैव गूढचारं विशोधयेत् ॥ ३३८ ॥

બ્રહ્મચારીના વેશમાં, તપસ્વિના વેશમાં, સંન્યાસીના વેશમાં, કપટ સિદ્ધ પુરૂષના વેશમાં રહેલા ગુપ્ત દૂતની પ્રત્યક્ષ અને કપટથી પરીક્ષા કરીને તેના દોષો ઉઘાડા પાડવા. ૩૩૮

विना तच्छोधनात्तत्त्वं न जानाति च नाप्यते ।
अशोधकनृपान्नैव विभ्यन्त्यनृतवादने ॥ ३३९ ॥

રાજા ગુપ્તદૂતની બરાબર પરીક્ષા કર્યા વિના ખરા સમાચાર જાણી શકતો નથી અને ખરા સમાચાર તેને મળતા પણ નથી, તેમ દૂતો પણ શોધ ન કરનારા રાજાની આગળ જુઠું બોલતાં ડરતા નથી. ૩૩૯

प्रकृतिभ्योऽधिकृतेभ्यो गूढचारं सुरक्षयेत् ।
सदैकनायकं राज्यं कुर्य्यान्न बहुनायकम् ॥ ३४० ॥

ગુપ્તદૂત, પ્રકૃતિ મંડળ અને અધિકારી મંડળનો રાજા ઉપર અનુરાગ તથા વિરાગ હોય તે ગુપ્ત રીતે રાજાને જણાવે છે, માટે તેઓ ગુપ્ત દૂતનો નાશ કરે છે. એટલા માટે રાજાએ પ્રકૃતિ મંડળ અને અધિકારી મંડળથી ગુપ્ત દૂતનું સારી રીતે રક્ષણ કરવું અને હંમેશાં રાજ્યમાં એક નાયક ઠ-રાવવો પણ ઘણા નાયક બનાવવા નહીં–તેમ કરવાથી રાજ્યમાં ભંગાણ પડે છે. ૩૪૦

## રાજ્ય રક્ષણ.

नानायकं क्वचिदपि कर्त्तुमीहेत भूमिपः ।
राजकुले तु बहवः पुरुषा यदि सन्ति हि ॥ ३४१ ॥
तेषु ज्येष्ठो भवेद्राजा शेषास्तत्कार्य्यसाधकाः ।
गरीयांसो वराः सर्वसहायेभ्योऽभिवृद्धये ॥ ३४२ ॥

રાજાએ કોઈપણ વખત રાજ્યને નાયક વગરનું કરવાની ઈચ્છા રાખ-વી નહીં. પણ રાજ્ય ઉપર નાયક તો રાખવોજ. જો રાજકુળમાં ઘણા પુરૂષો હોય તો તેમાં જે ગુણ તથા અવસ્થામાં મોટા હોય તેણે રાજા થવું અને બાકીના પુરૂષોએ રાજ્યકાર્યમાં રાજાને સહાય કરવી; અને સહાય કરનારામાં મોટા તથા ઉત્તમ પુરૂષોએ રાજ્યની વૃદ્ધિ માટે ઉપાયો યોજવા. ૩૪૧–૩૪૨

ज्येष्ठोऽपि बधिरः कुष्ठी मूकोऽन्धः षण्ढ एव यः ॥
स राजार्हो भवेन्नैव भ्राता तत्पुत्र एव हि ॥ ३४३ ॥

કુળમાં મોટા હોય છતાં પણ બહેરો, કોઢીયો, મુંગો અથવા તો ન-

પુંસક હોય તે રાજ્યપાત્ર ગણાયજ નહીં, પણ તેનો બંધુ અથવા તો બંધુનો પુત્ર રાજ્યયોગ્ય ગણાય છે. ૩૪૩

स्वकनिष्ठोऽपि ज्येष्ठस्य भ्रातुः पुत्रस्तु राज्यभाक् ।
यथाग्रजस्य चाभावे कनिष्ठा राज्यभागिनः ।
दायादानामैकमत्यं राज्ञः श्रेयस्करं परम् ॥ ३४४ ॥

पृथग्भावो विनाशाय राज्यस्य च कुलस्य च ।
अतः स्वभोगसदृशान् दायादान् कारयेन्नृप ।
अव्याहताज्ञः सन्तुष्येच्छत्रसिंहासनैरपि ॥ ३४५ ॥

પોતાનાથી નાનો બંધુ અથવા તો મોટા ભાઈનો પુત્ર ઉક્ત દોષરહિત હોય તો તે રાજ્યનો ભાગી ગણાય છે, પરંતુ તે બન્નેમાં જ્યેષ્ઠ બંધુનો હક્ક વિશેષ છે, તેના અભાવે નાના બંધુઓ રાજ્યના માલિક ગણાય છે. ભાગીદારોનું એક મતથી વર્તન તે રાજાનું પરમ કલ્યાણ કરનારૂં છે, પરંતુ જો ભાગીદારોમાં એકતાનો નાશ થાય તો રાજ્યનો અને કુળનો નાશ થાય છે માટે રાજાએ પોતાના ભાગીદારોને પણ પોતાના જેવોજ વૈભવ મણાવવો, અને પોતાની આજ્ઞા અસ્ખલિત ચલાવવી તથા છત્ર અને સિંહાસન-આદિથી પણ સંતોષ માનવો. ૩૪૪-૩૪૫

राज्यविभजनाच्छ्रेयो न भूपानां भवेत्खलु ।
अल्पीकृतं विभागेन राज्यं शत्रुर्जिघृक्षति ॥ ३४६ ॥

રાજ્યના ભિન્નભિન્ન ભાગો કરીને ભાયાતોને આપવામાં રાજાનું કંઈ શ્રેય થતું નથી, કારણ કે શત્રુઓ, ભાગ પડવાથી નાનાં થયેલાં રાજ્યને હરવાની ઈચ્છા કરે છે. ૩૪૬

राज्यतुर्य्यांशदानेन स्थापयेत्तान् समन्ततः
चतुर्दिक्ष्वथवा देशाधिपान् कुर्य्यात्सदा नृपः ॥ ३४७ ॥

गोगजाश्वोष्ट्रकोशानामाधिपत्ये नियोजयेत् ।
माता मातृसमा या च सा नियोज्या महानसे ॥ ३४८ ॥

सेनाधिकारे संयोज्या बान्धवाः श्यालकाः सदा ।
स्वदोषदर्शकाः कार्य्या गुरवाः सुहृदश्च ये ॥ ३४९ ॥

वस्त्रालंकारपात्राणां स्त्रियो योज्याः सुदर्शने ।
स्वयं सर्वन्तु विमृशेत्पर्यायेण च मुद्रयेत् ॥ ३५० ॥

રાજાએ ભાયાતોને રાજ્યનો ચતુર્થાંશ ભાગ આપીને નિત્ય ચારે

દિશાઓમાં નિમવા; અથવા તો ચાર દિશામાં આવેલા દેશોના અધિપતિ નિમવા અથવા તો ગાય, હાથી, ઘોડા, ઉંટ તથા ભંડાર આદિ સ્થાનકોના અધિકારી બનાવવા. માતા અથવા તો માતા સમાન હોય તેને ભોજનશાળાની અધિકારિણી કરવી. ભાઈઓને તથા શાળાઓને સદા સેનાપતિની જગ્યાએ નિમવા; વડીલોને તથા હિત ચાહનારા સંબંધીયોને પોતાના દોષદર્શકના અધિકાર ઉપર નિમવા—અર્થાત્ પોતાના ઉપદેશક બનાવવા કે જેથી તેઓ ગુણ અવગુણ સઘળું કહી આપે. તથા વસ્ત્ર, અલંકાર અને વાસણ વગેરેના તપાસ ઉપર સ્ત્રીયોની નિમણુક કરવી. અને રાજાએ પોતે અમુક શું કરે છે? શું કરતો નથી? તેનો તપાસ રાખવો, અને ક્રમવાર તે સર્વ કામને એક પત્રકમાં ઉતારી તેના ઉપર મોહોર (મુદ્રા) મારવી. ૩૪૭-૩૫૦

अन्तर्वेश्मनि रात्रौ वा दिवारण्ये विशोधिते ।
मन्त्रयेन्मन्त्रिभिः सार्द्धं भाविकृत्यन्तु निर्जने ॥ ३५१ ॥
सुहृद्भिर्भ्रातृभिः सार्द्धं सभायां पुत्रबान्धवैः ।
राजकृत्यं सेनपैश्च सभ्याद्यैश्चिन्तयेत्सदा ॥ ३५२ ॥

રાજાએ દિવસે અથવા તો રાત્રે ઘરના એકાંત ઓરડામાં અથવા તો નિર્જન અરણ્યમાં મંત્રિયોની સાથે ભવિષ્યની ગુપ્ત બાબતનો વિચાર કરવો. અને સભામાં સદા મિત્રો, ભાઈયો, પુત્રો, બાંધવો, સેનાપતિયો તથા સભાસદોની સાથે રાજકાર્યનો વિચાર કરવો. ૩૫૧-૩૫૨

## રાજસભા વ્યવસ્થા.

सभायां प्रत्यगर्द्धस्य मध्ये राजासनं स्मृतम् ।
दक्षसंस्था वामसंस्था विशेयुः पार्श्वकोष्ठगाः ॥ ३५३ ॥
पुत्राः पौत्रा भ्रातरश्च भागिनेयाः स्वपृष्ठतः ।
दौहित्रा दक्षभागात्तु वामसंस्था क्रमादिमे ॥ ३५४ ॥
पितृव्याः स्वकुलश्रेष्ठाः सभ्याः सेनाधिपास्तथा ।
स्वाग्रे दक्षिणभागे तु प्राक्संस्थाः पृथगासनाः ॥ ३५५ ॥
मातामहकुलश्रेष्ठा मन्त्रिणो बान्धवास्तथा ।
श्वशुराश्चैव श्यालाश्च वामाग्रे चाधिकारिणः ॥ ३५६ ॥
वामदक्षिणपार्श्वस्थौ जामाता भगिनीपतिः ।
स्वसदृशः समीपे वा स्वार्द्धासनगतः सुहृत् ॥ ३५७ ॥

दौहित्रभागिनेयानां स्थाने स्युर्दत्तकादयः ।
भागिनेयाश्च दौहित्राः पुत्रादिस्थानसंश्रिताः ॥ ३५८ ॥
यथा पिता तथाचार्य्यः समश्रेष्ठासने स्थितः ।
पार्श्वयोरग्रतः सर्वे लेखका मन्त्रिपृष्ठगाः ॥ ३५९ ॥
परिचारगणाः सर्वे सर्वेभ्यः पृष्ठसंस्थिताः ।
स्वर्णदण्डधरौ पार्श्वे प्रवेशनातिबोधकौ ॥ ३६० ॥

સભામાં પાછલા અર્દ્ધભાગની મધ્યમાં રાજસિંહાસન રાખવું કહ્યું છે–અને કેટલાએક પુરૂષોએ રાજસિંહાસનના જમણા પડખા ઉપર બેસવું, કેટલાએકે ડાબા પડખા ઉપર બેસવું અને કેટલાએક પુરૂષોએ બન્ને પડખાના કોઠા સમીપ ઉભું રહેવું. પુત્રોએ, પૌત્રોએ, ભાઈઓએ અને ભાણેજોએ રાજાની પાછળ બેસવું. દોહિતરાઓએ ક્રમવાર રાજસિંહાસનના જમણા ભાગ ઉપર બેસવું; અને પોતાના કુળમાં મુરબ્બી ગણાતા કાકાઓએ, સભાસદોએ અને સેનાપતિયોએ ક્રમવાર ડાબી તરફ બેસવું અથવા રાજાની સન્મુખ બેસવું. મોસાળ કુળના વડીલોએ દક્ષિણ બાજુએ બેસવું. મંત્રિયોએ, ભાઇઓએ, સસરાઓએ અને સાળાઓએ આસનની પૂર્વ દિશા તરફ જુદા જુદા આસનો ઉપર બેસવું. અધિકારી વર્ગે ડાબા ભાગ ઉપર બેસવું. બનેવીએ રાજ્યાસનના જમણા પડખા ઉપર બેસવું, અને-રાજાના સમાન સંબંધીએ રાજાની સમીપમાં અથવા રાજાના અર્દ્ધ આસન ઉપર બેસવું. દત્તક આદિ પુત્રો, દોહિતરા અને ભાણેજોના સ્થાન ઉપર બેસી શકે. ભાણેજે અને દોહિતરાઓ પુત્રાદિકના સ્થાન ઉપર બેશી શકે. પિતા અને વેદાધ્યાપક ગુરૂને સમાન ગણવા અને તે બન્ને રાજસિંહાસનની સન્મુખ અથવા તો બાજુ ઉપર, રાજ્યાસન સમાન કે તે કરતાં શ્રેષ્ઠ આસન ઉપર બેસવું અને સર્વ લેખકોએ કાર્યભારીયોની પાછળના ભાગમાં બેસવું. સર્વે સેવકવર્ગોએ સર્વની પાછળના ભાગમાં બેસવું. સુવર્ણની છડી ધારણ કરનારા દંડધારી પુરૂષોએ રાજાના સિંહાસનના બન્ને ભાગ ઉપર ઉભા રહીને કાર્યાર્થીયોનું આગમન તથા પ્રણામ રાજાને નિવેદન કરવાં. ૩૫૩ ૩૬૦

## રાજચિન્હ.

विशिष्टचिह्नयुग्राजा स्वासने प्रविशेत्सुखम् ।
सुभूषणः सुकवचः सुवस्त्रो मुकुटान्वितः ॥ ३६१ ॥
सिद्धास्त्रनम्रशस्त्रः सन्सावधानमनाः सदा ।
सर्वस्मादधिको दाता शूरस्त्वं धार्मिको ह्यसि ॥ ३६२ ॥

इति वाचं न शृणुयाच्छ्रावका वञ्चकास्तु ते ।
रागाल्लोभाद्भयाद्राज्ञः स्युर्मूका इव मन्त्रिणः ॥ ३६३ ॥
नताननुमतान्विद्यान्नृपतिः स्वार्थसिद्धये ।
पृथक्पृथङ्मतं तेषां लेखयित्वा ससाधनम् ॥ ३६४ ॥
विमृशेत्स्वमतेनैव यत्कुर्याद्बहुसम्मतम् ।

અસ્ત્રવિદ્યામાં કુશળ એવા રાજાએ જુદાં જુદાં રાજચિન્હ ધારણ કરવાં, સુશોભિત અલંકાર, દૃઢ કવચ, સારાં વસ્ત્રો અને મુકુટ ધારણ કરવો. હાથમાં ખુલ્લું શસ્ત્ર ધારણ કરવું અને સાવધાન મન થઇ સદા આનંદથી રાજ્યસિંહાસન ઉપર બીરાજવું. સભામાં કોઈ મનુષ્ય આવીને કહે કે તમે સર્વ કરતાં અધિક દાતા, અધિક શૂર અને અધિક ધાર્મિક છો. પરંતુ તેની વાણી ઉપર ધ્યાન આપવું નહીં. કાર્યાર્થી લોકોનાં (અસીલનાં) કામ સંભળાવનારા ધૂર્ત લોકો તથા મંત્રિયો, કાર્યાર્થીયોમાંના કેટલાએક, કાર્યાર્થી ઉપર પ્રેમ હોવાથી, ધનના લોભથી અથવા તો ખરૂં કહીશું તો તેનું કામ બગડશે એવા ભયથી, રાજાની આગળ મૌન જેવા બની જાય છે—સત્ય વિચાર આપતા નથી. માટે રાજાએ તેઓને રાજ્યકાર્યની સિદ્ધિ કરનારા સમજવા નહીં—તેઓનો રાજ્યકાર્યમાં મત લેવો નહીં; પરંતુ તે મંત્રીયોની પાસે ભિન્ન ભિન્ન સકારણ મત લખાવીને તે મતને પોતાના વિચાર સાથે મેળવીને વિચાર કરવો અને જેમાં વિશેષ મત પડે તે કામ કરવું. ૩૬૧-૩૬૪

गजाश्वरथपश्वादीन्भृत्यान्दासांस्तथैव च ॥ ३६५ ॥
सम्भारान्सैनिकान्कार्य्याक्षमान्ज्ञात्वा दिने दिने ।
संरक्षयेत्प्रयत्नेन सुजीर्णान्सन्त्यजेत्सुधीः ॥ ३६६ ॥

કેળવાયલા રાજાએ પ્રતિ દિવસ હાથી, ઘોડા, રથ, ઢોરઢાંખર, ચાકર, દાસ, તથા ઉપયોગી વસ્તુઓ, અને સીપાઈઓની તપાસ કરીને કાર્ય કરી શકે તેવાને ચોકસીથી રાખવા અને કામ કરવા અસમર્થ ઘરડા પુરૂષોને તથા જીર્ણ વસ્તુઓનો ત્યાગ કરવો. ૩૬૫-૩૬૬

अयुतक्रोशजां वार्त्तां हरेदेकदिनेन वै ।
सर्वविद्याकलाभ्यासे शिक्षयेद्भृतिपोषितान् ॥ ३६७ ॥
समाप्तविद्यं संदृष्ट्वा तत्कार्य्ये तं नियोजयेत् ।
विद्याकलोमान्दृष्ट्वा वत्सरे पूजयेच्च तान् ॥ ३६८ ॥
विद्याकलानां वृद्धिः स्यात्तथा कुर्य्यान्नृपः सदा ।

દશ હજાર ગાઉ ઉપરના સમાચાર એક દિવસમાં લાવી શકાય તથા તેટલે દુર, એક દિવસમાં સમાચાર મોકલી શકાય તેવા ઉપાયોની શોધ કરાવવી. મનુષ્યોને આજીવિકા બાંધી આપી તેનું પોષણ કરવું અને તેઓ પાસે સર્વ વિદ્યાનો તથા કળાનો અભ્યાસ કરાવવો. જ્યારે વિદ્યાભ્યાસ સમાપ્ત કરેલો જોવામાં આવે ત્યારે તેને તે વિદ્યા શિખવવા ઉપર અથવા તો તે કળા કાર્ય કરવા ઉપર નિમવો. તથા વર્ષેવર્ષે અભ્યાસીઓની વિદ્યામાં અને કળામાં પરીક્ષા લઈને વિદ્યાકળામાં ઉત્તમ જણાય તેઓનો સત્કાર કરવો; અને રાજાએ સ્વદેશમાં વિદ્યાની તથા કળાની ઉન્નતિ થાય તેમ હંમેશાં કરવું. ૩૬૭-૩૬૮

पृष्ठाग्रगान्क्रूरवेषान्नतिनीतिविशारदान् ॥ ३६९ ॥
सिद्धास्त्रनग्नशस्त्रांश्च भटानारान्नियोजयेत् ।
पुरे पर्य्यटयेन्नित्यं गजस्थो रञ्जयन्प्रजाः ॥ ३७० ॥

રાજાએ ભયંકર વેશધારી, નમ્રતા તથા નીતિ કુશળ, અસ્ત્રવિદ્યા કુશળ, નગ્ન શસ્ત્રધારી સીપાઈઓને હંમેશાં બન્ને બાજુએ અને આગળ પાછળ રાખવા; અને હાથીએ ચઢીને નિરંતર પ્રજાને રંજન કરતાં નગરમાં ફરવું. ૩૬૯–૩૭૦

राजयानारूढितः किं राज्ञा श्वानसमोऽपि च ।
शुना समो न किं राजा कविभिर्भाव्यतेऽञ्जसा ॥ ३७१ ॥

अतः स्वबान्धवैर्मित्रैः स्वसाम्यप्रापितैर्गुणैः ।
प्रकृतिभिर्नृपो गच्छेन्न नीचैस्तु कदाचन ॥ ३७२ ॥

કવિ લોકો રાજાની પાલખી કે હાથીના હોદ્દા ઉપર બેઠેલા શ્વાનને, શું તુરત રાજાના સમાન ગણતા નથી? રાજા તુલ્ય ગણે છે તેમજ ઉચિત પરિજનહીન રાજાને પણ શું શ્વાન સમાન ગણતા નથી? ગણે છે. માટે રાજાએ પોતાના જેવા ગુણવાન્ પોતાના બાંધવો, મિત્રો અને પ્રકૃતિ મંડળોની સાથે સંબંધ રાખવો, પરંતુ કોઈ દિવસ નીચ પુરૂષોની સાથે સંબંધ રાખવો નહીં. ૩૭૧–૩૭૨.

मिथ्यासत्यसदाचारैर्नीचः साधुः क्रमात्स्मृतः ।
साधुभ्योऽतिस्वमृदुत्वं नीचाः सन्दर्शयन्ति हि ॥ ३७३ ॥

ક્રમવાર મિથ્યા સદાચરણ પાળનારાને નીચ મનુષ્ય સમજવો અને સત્ય સદાચારીને સજ્જન સમજવો કારણ કે નીચ મનુષ્યો સત્પુરૂષ કરતાં પોતાની કોમળતા વિશેષ દર્શાવે છે. ૩૭૩

## સાંવત્સરિક રાજ્યદર્શન.

ग्रामान्पुराणि देशांश्च स्वयं संवीक्ष्य वत्सरे ।
अधिकारिगणैः काश्च रञ्जिताः काश्च कर्षिताः ॥ ३७४ ॥

प्रजास्ताः साधुभूतेन व्यवहारं विचिन्तयेत् ।
न भृत्यपक्षपाती स्यात्प्रजापक्षं समाश्रयेत् ॥ ३७५ ॥

રાજાએ પોતે વર્ષેવર્ષે ગ્રામોમાં, નગરોમાં અને દેશમાં જઈને જોવું કે અધિકારી વર્ગે કઈ પ્રજાને રંજન કરી અને કઈ પ્રજાને પીડી છે. તેને તપાસ્યા પછી સત્યતાથી તેના કાર્યની તપાસ કરવી. તે કામમાં અધિકારીયોનો પક્ષ કરવો નહી, પરંતુ પ્રજાનો પક્ષ ગ્રહણ કરવો. ૩૭૪–૩૭૫

प्रजाशतेन संद्विष्टं संत्यजेदधिकारिणम् ।
अमात्यमपि संवीक्ष्य सकृदन्यायगामिनम् ॥ ३७६ ॥

एकान्ते दण्डयेत्स्पष्टमभ्यासापकृतं त्यजेत् ।
अन्यायवर्त्तिनां राज्यं सर्वस्वञ्च हरेन्नृपः ॥ ३७७ ॥

પ્રજામાંના સો મનુષ્યો અધિકારીથી વિરૂદ્ધ થાય તો તે અધિકારીને રાજાએ અધિકાર ઉપરથી રજા આપવી. મંત્રીને પણ એકવાર અન્યાય કરતાં જોયોતો તેને એકાંતમાં શિક્ષા કરવી, પરંતુ વારંવાર અન્યાય કર્યા કરે તો તેને રાજાએ પ્રગટમાં મંત્રીપદ ઉપરથી ઢોળી પાડવો; તથા સત્તામાં રહેનારા રાજાઓ અને અનુચરો પણ અન્યાયથી વર્તતા હોય તો તેઓનું રાજ્ય તથા ધન વગેરે સર્વસ્વ હરી લેવું. ૩૭૬–૩૭૭

जितानां विषये स्थाप्यं धर्माधिकरणं सदा ।
भृतिं दद्यान्निर्जितानां तच्चरित्रानुरूपतः ॥ ३७८ ॥

જીતીને સ્વાધીન કરેલા રાજાઓના દેશમાં હમેશાં એક ન્યાયમંદિર સ્થાપવું-કે જેથી તેઓ કપટાદિકમાં ફાવી શકે નહીં. અને અન્યાય કરતાં ડરે. તથા રાજ્ય ઉપરથી પદભ્રષ્ટ કરેલા રાજાઓને તેના વ્યવહારના પ્રમાણમાં માસિક પગાર બાંધી આપવો. ૩૭૮

स्वानुरक्तां सुरूपाञ्च सुवस्त्रां प्रियवादिनीम् ।
सुभूषणां सुसंशुद्धां प्रमदां शयने भजेत् ॥ ३७९ ॥

यामद्वयं शयानश्च ह्यत्यन्तं सुखमश्नुते ।
न संत्यजेच्च स्वस्थानं नीत्या शत्रुगणं जयेत् ॥ ३८० ॥

રાજાએ પોતાના ઉપર અનુરાગવાળી, સુરૂપવતી, સુંદર વસ્ત્ર પેહેરનારી,

પ્રિયભાષિણી, સુંદર આભૂષણ ધારણ કરનારી, પવિત્ર ચરિત્રવાળી એવી પ્રમદાને રાત્રે શય્યામાં સેવવી. બે પ્રહર તેની સાથે શયન કરીને અત્યંત સુખ ભોગવવું. તથા પોતાની સ્વસ્થાન છોડીને બાહાર જવું નહીં તથા નીતિથી શત્રુઓનો પરાજય કરવો. ૩૭૯-૩૮૦

## બારવટીયા.

स्थानभ्रष्टा नो विभान्ति दन्ताः केशा नखा नृपाः ।
संश्रयेद्गिरिदुर्गाणि महापदि नृपः सदा ॥ ३८१ ॥

तदाश्रयाद्दस्युवृत्त्या स्वराज्यन्तु समाहरेत् ।
विवाहदानयज्ञार्थं विनाप्यष्टांशशेषितम् ॥ ३८२ ॥

सर्वतस्तु हरेद्दस्युरसतामखिलं धनम् ।
नैकत्र संवसेन्नित्यं विश्वसेन्नैव कं प्रति ॥ ३८३ ॥

सदैव सावधानः स्यात्प्राणनाशं न चिन्तयेत् ।
क्रूरकर्मा सदोद्युक्तो निर्घृणो दस्युकर्मसु ॥ ३८४ ॥

विमुखः परदारासु कुलकन्याप्रदूषणे ।
पुत्रवत्पालिता भृत्याः समये शत्रुतां गताः ॥ ३८५ ॥

દાંત, કેશ, નખ અને રાજા સ્થાનસ્ત્ર ઉપરથી ભ્રષ્ટ થયા પછી નિસ્તેજ થાય છે-શોભતા નથી. રાજાએ મહાસંકટના સમયમાં સદાય પર્વતના દુર્ગ પ્રદેશનો આશ્રય કરવો. અને ગિરિ દુર્ગોનો આશ્રય કર્યા કેડે ચૌર વૃત્તિથી પોતાના રાજ્યને પાછું, શત્રુ પાસેથી છિનવી લેવું. પરંતુ ચૌરવૃત્તિમાં લુટફાટ કરતી વેળા વિવાહનું, દાનનું અને યજ્ઞનું દ્રવ્ય લુંટવું નહીં; પરંતુ ક્ષેત્ર વગેરેમાં જે ધાન્ય હોય તેમાંનું એક અષ્ટમાંશ બાકી રાખીને બીજું સર્વે ધન હરી લેવું. તેણે હંમેશાં એકજ જગ્યાએ રહેવું નહીં (ફરતાં ફરતાં રહેવું); કોઈનો વિશ્વાસ કરવો નહીં હંમેશાં સાવધાન રહેવું, મૃત્યુનો ભય રાખવો નહીં, ભયંકર કર્મ કરવાં, નિત્ય ઉદ્યોગ તત્પર રહેવું, ચોરનાં કામ કરવામાં નિર્દયતા વાપરવી; પરસ્ત્રીને કે કુળકન્યાને દૂષિત કરવી નહીં. અને જે અનુચરોને પોતાના પુત્રની પેઠે પાળ્યા હોય તે આપત્તિના સમયમાં શત્રુ થઇને બેસે તો તેનો નાશ કરવામાં દોષનો વિચાર કરવો નહીં. ૩૮૧-૩૮૫

न दोषः स्यात्प्रयत्नस्य भागधेयं स्वयं हि तत् ।
दृष्ट्वा सुविफलं कर्म तपस्तप्त्वा दिवं व्रजेत् ॥ ३८७ ॥

પ્રયત્ન કર્યા છતાં કાર્ય સિદ્ધિ થાય નહીં તો રાજાએ તેમાં ઉદ્યોગનો દોષ ગણવો નહીં, પણ પોતાના દૈવનોજ દોષ ગણવો; અને પોતાનું કર્મ નિષ્ફળ થયું જોઈ તપશ્ચર્યા કરી સ્વર્ગમાં જવું. ૩૮૬

उक्तं समासतो राजकृत्यं मिश्रेऽधिकं ब्रुवे ।
अध्याय: प्रथम: प्रोक्तो राजकार्य्यनिरूपक: ॥ ३८७ ॥

રાજકાર્ય નિરૂપણ કરનાર પ્રથમાધ્યાય કહ્યો. તેમાં રાજકાર્ય ટુંકમાં જણાવ્યું છે. માટે ચોથા અધ્યાયના મિશ્ર પ્રકરણમાં રાજકાર્ય વિસ્તારથી કહીશ. ૩૮૭

## इति शुक्रनीतौ प्रथमोऽध्याय:

---

## અધ્યાય ૨ જો.

### સહાયની આવશ્યકતા.

यद्यप्यल्पतरं कर्म तदप्येकेन दुष्करम् ।
पुरुषेणासहायेन किमु राज्यं महोदयम् ॥ १ ॥

જો કે નાનામાં નાનું કામ હોય તોપણ તે કામ એક મનુષ્ય મુસ્કેલીથી કરી શકે છે, ત્યારે એક મનષ્ય, સહાય વિના મહા ઉન્નત રાજકાર્ય તો કેમજ ચલાવી શકે? ૧

सर्वविद्यासु कुशलो नृपो ह्यपि सुमन्त्रवित् ।
मन्त्रिभिस्तु विना मन्त्रं नैकोऽर्थं चिन्तयेत्कचित् ॥ २ ॥

રાજા સર્વ વિદ્યામાં કુશળ અને સારો ન્યાયવેત્તા હોય તોપણ તેણે કાર્યભારી વિના એકલાં કોઈપણ વખત રાજ્ય સંબંધી ગુપ્તકાર્યના વિચાર કરવા નહીં-મંત્રીયો સાથે રહીને રાજ્યકાર્યનો વિચાર કરવો. ૨

सभ्याधिकारिप्रकृतिसभासत्सुमते स्थित: ।
सर्वदा स्यान्नृप: प्राज्ञ: स्वमते न कदाचन ॥ ३ ॥

प्रभु: स्वातन्त्रयमापन्नो ह्यनर्थायैव कल्पते ।
भिन्नराष्ट्रो भवेत्सद्यो भिन्नप्रकृतिरेव च ॥ ४ ॥

બુદ્ધિશાળી રાજાએ, સદા સભાસદોના, અધિકારી વર્ગોના, પ્રકૃતિ મંડળના તથા માન્યપુરૂષોના ઉત્તમ મત પ્રમાણે વર્તવું; પરંતુ કોઈ દિવસ પણ

સ્વમતે વર્તવું નહીં, કારણ કે પ્રકૃતિમંડળના મતનું ઉલ્લંઘન કરી સ્વતંત્રતાથી વર્તનારો રાજા દુઃખીજ થાય છે; અને રાજ્યપરથી તુરત ભ્રષ્ટ થાયછે. ૩-૪

पुरुषे पुरुषे भिन्नं दृश्यते बुद्धिवैभवम् ।
आप्तवाक्यैरनुभवैरागमैरनुमानतः ॥ ५ ॥

प्रत्यक्षेण च सादृश्यैः साहसैश्च छलैर्बलैः ।
वैचित्र्यं व्यवहाराणामौन्नत्यं गुरुलाघवैः ॥ ६ ॥

માન્ય પુરૂષોના વાકયોવડે, અનુભવવડે, શાસ્ત્રવિચારવડે અને અનુમાનવડે, પ્રત્યેક પુરૂષમાં ભિન્નભિન્ન બુદ્ધિ વૈભવ જોવામાં આવે છે. તથા પ્રત્યક્ષ પ્રમાણથી, સાદૃશ્યથી, સાહસથી, છળથી અને બળથી તથા વ્યવહારો પણ ભિન્નભિન્ન દેખાય છે અને ગુરૂતા તથા લઘુતાથી ચઢતી પડતી જોવામાં આવે છે. ૫-૬

न हि तत्सकलं ज्ञातुं नरेणैकेन शक्यते ।
अतः सहायान्वरवेद्राजा राज्यविवृद्धये ॥ ७ ॥

कुलगुणशीलवृद्धान्शूरान्भक्तान्प्रियंवदान् ।
हितोपदेशकान्क्लेशसहान्धर्मरतान्सदा ॥ ८ ॥

कुमार्गगं नृपमपि बुद्ध्योद्धर्तुं क्षमान्शुचीन् ।
निर्मत्सरान्कामक्रोधलोभहीनान्निरालसान् ॥ ९ ॥

ઉપર જણાવેલી સર્વ બાબતો એક મનુષ્ય જાણી શકતો નથી. માટે રાજાએ રાજ્યની વૃદ્ધિ માટે, કુળવાન્, ગુણવાન્, સુશીલ, શૂરવીર, ભક્ત, પ્રિયવાદી, હિતોપદેશક, કલેશ સહન કરનાર, ધર્મપરાયણ, અવળે માર્ગે વળેલા રાજાનો પણ બુદ્ધિથી ઉધ્ધાર કરવામાં સમર્થ, ક્ષમાશીળ પવિત્ર ચરિત્રવાળા, મત્સર રહિત, કામ, ક્રોધ લોભ રહિત, અને આળસ રહિત પુરૂષોને સહાયક તરિકે રાખવા. ૭-૯

हीयते कुसहायेन स्वधर्माद्राज्यतो नृपः ।
कुकर्मणा प्रनष्टास्तु दितिजाः कुसहायतः ॥ १० ॥
नष्टा दुर्य्योधनाद्यास्तु नृपाः शूरा बलाधिकाः ।
निराभिमानो नृपतिः सुसहायो भवेदतः ॥ ११ ॥

રાજા, નિચ મંત્રીયોના સહાયવડે, સ્વધર્મથી તથા સ્વરાજ્યમાંથી ભ્રષ્ટ થાય છે. જેમકે દુરાચરી દૈત્યો, નિચ કાર્યભારીના સહાયથી અને કુકર્મ કરવાથી મૃત્યુ પામ્યા હતા તથા દુર્યોધન વગેરે રાજાઓ પણ પરાક્રમી અને બળશાળી હતા છતાં દુર્જન લોકોના સંગથી નાશ

પામ્યા હતા. માટે રાજાએ અભિમાન ત્યાગ કરી સત્પુરૂષોને સહાય તરિકે રાખવા. ૧૦-૧૧

## યુવરાજ વિચાર.

युवराजोऽमात्यगणो भुजावेतौ महीभुजः ।
तावेव नयने कर्णौ दक्षसव्यौ क्रमात्स्मृतौ ॥ १२ ॥

बाहुकर्णाक्षिहीनः स्याद्विना ताभ्यामतो नृपः ।
योजयेच्चिन्तयित्वा तौ महानाशाय चान्यथा ॥ १३ ॥

યુવરાજ અને કાર્યભારી વર્ગ આ બન્ને, ક્રમવાર રાજાની જમણી અને ડાબી ભુજા, આંખ તથા કાન ગણાય છે. જો આ બે ન હોય તો રાજા હાથ, આંખ અને કાન વગરનો કહેવાય છે. માટે રાજાએ યુવરાજ અને કાર્યભારી તે બન્નેની પરીક્ષા કરીને તે બન્નેની તેમના સ્થાન ઉપર નિમણુંક કરવી. બરાબર તપાસ કર્યા વિના રાજા યુવરાજની તથા કાર્યભારીની નિમણુંક કરે છે તો મંત્રી કે યુવરાજ મહાઅનર્થ કરે છે. ૧૨-૧૩

मुद्रां विनाखिलं राजकृत्यं कर्त्तुं क्षमं सदा ।
कल्पयेद्युवराजार्थमौरसं धर्मपत्निजम् ॥ १४ ॥

स्वकनिष्ठं पितृव्यं वानुजं वाग्रजसम्भवम् ।
पुत्रं पुत्रीकृतं दत्तं यौवराज्येऽभिषेचयेत् ॥ १५ ॥

क्रमादभावे दौहित्रं स्वप्रियं वा नियोजयेत् ।
स्वहितायापि मनसा नैतान्संकर्षयेत्क्वचित् ॥ १६ ॥

હંમેશાં આળસ રહિત થઈ, રાજ્યનો વહીવટ ચલાવવા સમર્થ, એવા પોતાની ધર્મપત્નીથી ઉત્પન્ન થયેલા, ઔરસ પુત્રને યુવરાજનું પદ આપવું. ઔરસ પુત્ર ન હોય તો પોતાના નાનાભાઈને, અથવા તો અવસ્થામાં પોતાથી નાના પોતાના કાકાને અથવા મોટા ભાઈના પુત્રને અથવા તો પુત્ર તરિકે લીધેલા દત્તક પુત્રને યુવરાજનાસ્થાનક ઉપર નિમવો. ઉપર જણાવેલા પુરૂષોમાંનો કોઈપણ ન હોય તો પછી ક્રમવાર પોતાના દોહિતરાને અથવા તો પોતાના પ્રેમપાત્ર મનુષ્યને યુવરાજની જગ્યા ઉપર નિમવો; અને પોતાના હિતને માટે રાજાએ તે યુવરાજનું મન કોઈ દિવસ દુભાવવું નહીં. ૧૪-૧૬

स्वधर्मनिरतान्शूरान्भक्तान्नीतिमतः सदा ।
संरक्षयेद्राजपुत्रान्बालानपि सुयत्नतः ॥ १७ ॥

રાજપુત્રો સદા સ્વધર્માનુસારી, શૂરવીર, નિરંતર ભક્તિમંત, નીતિસંપન્ન તથા બાળક હોય છતાં પણ, રાજાએ પ્રયત્નપૂર્વક તેની સંભાળ રાખવી. ૧૭

लोलुभ्यमानास्तेऽर्थेषु हन्युरेनमरक्षिताः ।
रक्ष्यमाणा यदि छिद्रं कथञ्चित्प्राप्नुवन्ति ते ॥ १८ ॥

सिंहशावा इव घ्नन्ति रक्षितारं द्विपं द्रुतम् ।

રાજા, રાજકુમારોને ધનમાં લોભાવે છે અને તેને સ્વતંત્ર વર્તવા દેછે તો તેઓ રાજાનો નાશ કરે છે અને રાજા કદાચ તેઓને પોતાના સ્વાધિનમાં રાખે છે તોપણ કોઈ રીતે રાજાનું છિદ્ર તેઓના જાણવામાં આવે છે તો તેઓ સિંહનાં બચ્ચાં જેમ હાથીનો નાશ કરે છે તેમ રાજાનો તુરત નાશ કરે છે. ૧૮

राजपुत्रा मदोद्धूता गजा इव निरंकुशाः ॥ १९ ॥

पितरञ्चापि निघ्नन्ति भ्रातरं त्वितरं न किम् ।
मूर्खो बालोऽपीच्छतिस्म स्वाम्यं किं नु पुनर्युवा ? ॥ २० ॥

નિરકુંશ હાથીની પેઠે મદમત્ત થયેલા અને મર્યાદા રહિત રાજપુત્રો જ્યારે પિતાનો અને ભાઈનો નાશ કરે છે ત્યારે બીજાનો શા માટે નાશ કરે નહીં? મૂર્ખ તથા બાળક પણ પ્રભુતા મેળવવાની ઈચ્છા કરે છે ત્યારે તરૂણ પુરૂષ શા માટે પ્રભુતા મેળવવાની ઈચ્છા કરે નહીં? ૧૯-૨૦

स्वात्यन्तसन्निकर्षेण राजपुत्रांस्तु रक्षयेत् ।
सद्भृत्यैश्चापि तत्स्वान्तं छलैर्ज्ञात्वा सदा स्वयम् ॥ २१ ॥

सुनितिशास्त्रकुशलान्धनुर्वेदविशारदान् ।
क्लेशसहांश्च वाग्दण्डपारुष्यानुभवान्सदा ॥ २२ ॥

शौर्य्ययुद्धरतान्सर्वकलाविद्याविदोऽञ्जसः ।
सुविनीतान्प्रकुर्वीत ह्यमात्याद्यैर्नृपः सुतान् ॥ २३ ॥

માટે રાજાએ પોતે નિરંતર કુશળતા વાપરીને, સારા અનુચરોદ્વારા, રાજપુત્રોના મનનો અભિપ્રાય જાણી લેવો અને તેઓને પોતાની નિકટમાં રાખીને તેનું રક્ષણ કરવું; અને રાજાએ કાર્યભારી આદિકદ્વારા રાજકુમારોને સારાં નીતિશાસ્ત્રમાં કુશળ કરવા, ધનુર્વેદ વિદ્યામાં વિશારદ કરવા, નિરંતર ક્લેશ સહન કરી શકે તેવા દૃઢ બનાવવા, કટુવાણી તથા મહા શિક્ષા સહન કરી શકે તેવા બનાવવા, શૌર્ય રસમાં, અને યુદ્ધમાં નિપુણ કરવા, સર્વ કળામાં અને વિદ્યામાં જાણીતા કરવા તથા શીઘ્રતાથી કામ કરનારા અને રૂડા વિનયસંપન્ન બનાવવા. ૨૧-૨૩

सुवस्त्राद्यैर्भूषयित्वा लालयित्वा सुक्रीडनैः ।
अर्हयित्वासनाद्यैश्च पालयित्वा सुभोजनैः ॥ २४ ॥
कृत्वा तु यौवराज्यार्हान् यौवराज्येऽभिषेचयेत् ।

વળી તે રાજકુમારોને સારાં વસ્ત્રો તથા આભૂષણોથી સણગારવા, સુંદર રમકડાંઓ આપીને રમાડવા, આસન વિગેરે આપીને માન આપવું; તથા સારાં ભોજનોવડે તેઓનું પોષણ કરવું. આ પ્રમાણે રાજકુમારોને ઉછેરીને યુવરાજ પદને યોગ્ય કરવા અને પછી તેઓનો યુવરાજપદપર અભિષેક કરવો. ૨૪

अविनीतकुमारं हि कुलमाशु विनश्यति ॥ २५ ॥
राजपुत्रः सुदुर्वृत्तः परित्यागं हि नार्हति ।
क्लिश्यमानः स पितरं परानाश्रित्य हन्ति हि ॥ २६ ॥

જે રાજકુળમાં રાજકુમાર વિનય રહિત હોય, તે રાજાનું કુળ તુરત નાશ પામે છે. રાજકુમાર દુરાચરણી હોય તોપણ રાજાએ તેનો ત્યાગ કરવો યોગ્ય નથી. રાજાએ ત્યાગ કરેલો રાજકુમાર અત્યંત કષ્ટ પામે છે ત્યારે શત્રુનો આશ્રય કરીને પિતાનો નાશ કરે છે. ૨૫-૨૬

व्यसने सज्जमानं तं क्लेशयेद्व्यसनाश्रयैः ।
दुष्टं गजमिवोद्वृत्तं कुर्वीत सुखबन्धनम् ॥ २७ ॥

રાજાએ સ્ત્રી અને મદિરા આદિ વ્યસનમાં બંધાયલા અવિનયી રાજકુમારને, તે તે વ્યસન કરનારા લોકોદ્વારા દુઃખ અપાવવું અને બેહકેલા હાથીની પેઠે ઉન્મત્ત થયેલા દુષ્ટ કુમારને સહજથી વશ કરવો. ૨૭

सुदुर्वृत्तास्तु दायादा हन्तव्यास्ते प्रयत्नतः ।
व्याघ्रादिभिः शत्रुभिर्वा छलै राष्ट्रविवृद्धये ॥ २८ ॥
अतोऽन्यथा विनाशाय प्रजाया भूपतश्च ते ।

દુરાચારી ભાગીદારો, રાજ્યનો ઉદય થવા દેતા નથી, માટે રાજાએ રાજ્યની વૃદ્ધિનિમિત્ત તેવા દુષ્ટ ભાગીદારોનો સિંહાદિકદ્વારા, શત્રુદ્વારા અથવા તો કપટદ્વારા પ્રયત્નથી નાશ કરવો. રાજા જો દુષ્ટ ભાગીદારોનો નાશ કરતો નથી તો તેઓ પ્રજાનો અને રાજાનો નાશ કરે છે. ૨૮

तोषयेयुर्नृपं नित्यं दायादाः स्वगुणैः परैः ॥ २९ ॥
भ्रष्टा भवन्त्यन्यथा ते स्वभागाज्जीवितादपि ।

ભાગીદારોએ ઉત્તમ પ્રકારના ગુણોથી રાજાને સંતુષ્ટ રાખવો. જો ભાગીદારો રાજાને પ્રસન્ન રાખતા નથી તો પોતાનો રાજ્યભાગ તથા જીવન બન્ને ખુવે છે. ૨૯

## દત્તક વિચાર.

स्वसापिण्ड्यविहीना ये ह्यन्योऽत्पन्ना नराः खलु ॥ ३० ॥
मनसापि न मन्तव्या दत्ताद्याः स्वसुता इति ।
ते दत्तकत्वमिच्छन्ति दृष्ट्वा यद्धनिकं नरम् ॥ ३१ ॥

જેઓ પોતાના સગોત્રી ન હોય પણ ઈતર વંશમાં જન્મ્યા હોય તેવાને મનમાં પણ દત્તક આદિક પોતાના પુત્રો છે એમ માનવા નહીં, કારણ કે તેઓ ધનવંત મનુષ્યને જોઈને દત્તક થવાની આશા રાખે છે. તાત્પર્ય કે વિશેષ ધનવંત જોઈને બીજાનો પણ દત્તક થાય છે. ૩૦-૩૧

स्वकुलोत्पन्नकन्यायाः पुत्रस्तेभ्यो बरो ह्यतः ।
अङ्गादङ्गात्सम्भवति पुत्रवद्दुहिता नृणाम् ॥ ३२ ॥

पिण्डदाने विशेषो न पुत्रदौहित्रयोस्त्वतः ।
भूप्रजापालनार्थं हि भूपो दत्तन्तु पालयेत् ॥ ३३ ॥

દીકરી પણ પુત્રની પેઠે મનુષ્યોના, પોતાનાજ અંગમાંથી ઉત્પન્ન થાય છે માટે સ્વકુળોત્પન્ન કન્યાનો પુત્ર, દત્તકપુત્રો કરતાં અધિક ગણાય છે માટે પુત્ર તથા દોહિતરો સરખી રીતે પિંડદાન કરી શકે છે. રાજાએ રાજ્ય અને પ્રજાનું રક્ષણ કરવા માટે, દોહિતરાને દત્તક લેવો અને દોહિતરો ન હોય તો પછી દત્તક ઉછેરવો.. ૩૨-૩૩

नृपः प्रजापालनार्थं सधनश्चेन्न चान्यथा ।
परोत्पन्ने स्वपुत्रत्वं मत्वा सर्वं ददाति तम् ॥ ३४ ॥

किमाश्चर्य्यमतो लोके न ददाति यजत्यपि ।

રાજા જો ધનવાન્ હોય તો તેણે પ્રજાનું પાલન કરવા માટે બીજાના પુત્રને દત્તક પુત્ર તરિકે ગ્રહણ કરવો અને તેને સર્વ ધન આપવું, પરંતુ નિર્ધન રાજાએ દત્તક લેવો નહીં. મનુષ્ય દાન તથા યજ્ઞાદિક કરતો નથી પરંતુ પારકા પુત્રને પોતાનો દત્તકપુત્ર કરીને પોતાનો પુત્ર માની તેને સર્વ આપે છે તેમાં આશ્ચર્ય શું છે? કારણ કે જ્યાં પ્રેમ હોય ત્યાં તેમજ બને છે. ૩૪

## યુવરાજનો ધર્મ.

प्राप्यापि युवराजत्वं प्राप्नुयाद्विकृतिं न च ॥ ३५ ॥
स्वसम्पत्तिमदान्नैव मातरं पितरं गुरुम् ।
भ्रातरं भगिनीं वापि ह्यन्यान्वा राजवल्लभान् ॥ ३६ ॥

રાજકુમારે યુવરાજપદ મેળવીને પણ અભિમાન કરવું નહીં તથા માતાને, પિતાને, ગુરૂને, ભાઇને, બેહેનને અથવા તો બીજા રાજવલ્લભ પુરૂષોને રાજ્યની સંપત્તિ આપવી નહીં. તાત્પર્ય કે બહુ ધન ઉરાડવાથી રાજ્ય લક્ષ્મીનો નાશ થાય છે. ૩૫-૩૬

महाजनांस्तथा राष्ट्रे नावमन्वेत पीडयेत् ।
प्राप्यापि महतीं वृद्धिं वर्त्तेत पितुराज्ञया ॥ ३७ ॥
पुत्रस्य पितुराज्ञाहि परमं भूषणं स्मृतम् ।
भार्गवेण हता माता राघवस्तु वनं गतः ॥ ३८ ॥
पितुस्तपोबलात्तौ तु मातरं राज्यमापतुः ।
शापानुग्रहयोः शक्तो यस्तस्याज्ञा गरीयसी ॥ ३९ ॥

તથા દેશમાં વસતા માન્ય પુરૂષોનું અપમાન કરવું નહીં, તેઓને દુઃખ પણ દેવું નહીં અને મોટું ઐશ્વર્ય મળે તોપણ પોતાના પિતાની આજ્ઞામાં વર્તવું,-પિતાની આજ્ઞામાં વર્તવું તે પુત્રનું પરમ ભૂષણ ગણાય છે. પરશુરામે પિતાની આજ્ઞાથી માતાનો નાશ કર્યો હતો અને રામ વનમાં ગયા હતા. અને પરશુરામે તથા રામે પિતાના તપોબળથી માતાને તથા રાજ્યને ફરી મેળવ્યાં હતાં. માટે જે પુરૂષો શાપ દેવા તથા અનુગ્રહ કરવા સમર્થ હોય તે પુરૂષની આજ્ઞા મોટી ગણાય છે. ૩૭-૩૯

सोदरेषु च सर्वेषु स्वस्याधिक्यं न दर्शयेत् ।
भागार्हभ्रातॄणां नष्टो ह्यवमानात्सुयोधनः ॥ ४० ॥

યુવરાજે સઘળા સહોદરોને પોતાની પ્રભુતા બતાવવી નહીં તથા તેઓનું અપમાન પણ કરવું નહીં; કારણકે દુર્યોધન રાજ્ય ભાગ લેવાને યોગ્ય એવા પાંડવોનું અપમાન કરવાથી વિનાશને પામ્યો હતો. ૪૦

पितुराज्ञोल्लंघनेन प्राप्यापि पदमुत्तमम् ।
तस्माद्भ्रष्टा भवन्तीह दासवद्राजपुत्रकाः ॥ ४१ ॥
ययातेश्च यथा पुत्रा विश्वामित्रसुता यथा ।
पितृसेवापरास्तिष्ठेत्कायवाङ्मानसैः सदा ॥ ४२ ॥

तत्कर्म नियतं कुर्य्याद्येन तुष्टो भवेत्पिता ।
तन्न कुर्य्याद्येन पिता मनागपि विषीदति ॥ ४३ ॥
यस्मिन् पितुर्भवेत्प्रीतिः स्वयं तस्मिन्प्रियञ्चरेत् ।
यस्मिन्द्वेषं पिता कुर्य्यात्स्वस्यापि द्वेष्य एव सः ॥ ४४ ॥
असन्मतं विरुद्धं वा पितुर्नैव समाचरेत् ।
चारसूचकदोषेण यदि स्यादन्यथा पिता ॥ ४५ ॥
प्रकृत्यनुमतं कृत्वा तमेकान्ते प्रबोधयेत् ।
अन्यथा सूचकान्नित्यं महद्दण्डेन दण्डयेत् ॥ ४६ ॥

રાજકુમારો, જગતમાં ઉત્તમ રાજ્ય મેળવ્યા પછી પણ જો પિતાની આજ્ઞાનું ઉલ્લંઘન કરે છે તો તેઓ દાસની માફક, *યયાતિ રાજાના પુત્રોની માફક અને †વિશ્વામિત્રના પુત્રોની માફક રાજ્યપદ ઉપરથી ભ્રષ્ટ થાય છે; માટે રાજપુત્રોએ નિરંતર મન, વાણી અને કાયાથી પિતાની સેવામાં પરાયણ રહેવું જે કામ કરવાથી પિતા પ્રસન્ન થાય તે કામ નિત્ય કરવું અને જે કામ કરવાથી પિતાના મનમાં જરાપણ ખેદ થાય તે કામ કરવું નહીં. જેના ઉપર પિતાનો પ્રેમ હોય તેના ઉપર રાજપુત્રે પણ પ્રેમ રાખવો અને જેના ઉપર પિતાની અપ્રીતિ હોય તેને રાજકુમારે પોતાનો પણ શત્રુ ગણવો. જે બાબતમાં પિતાનો મત ન હોય અથવા તો પિતાના વિચારથી વિરૂદ્ધ હોય તેવું કામ કરવુંજ નહીં. પિતા દૂતોને લીધે તથા ચાડી કરનારા લોકોના દોષને લીધે પોતાની સાથે જો વિપરીત વર્તતો હોય તો, પ્રકૃતિ મંડળનો વિચાર લઈને એકાંતમાં પિતાને સમજાવવો અને સમજાવવા છતાં પણ પિતાને સંતોષ થાય નહીં તો ચાડી ખાનારા ગુપ્તદૂત વગેરે શઠ લોકોને નિરંતર મહાશિક્ષા કરવી. ૪૧-૪૬

प्रकृतीनाञ्च कपटस्वान्तं विद्यात्सदैव हि ।
प्रातर्नत्वा प्रतिदिनं पितरं मातरं गुरुम् ॥ ४७ ॥
राजानं स्वकृतं यद्यान्निवेद्यानुदिनं ततः ।
एवं गृहाविरोधेन राजपुत्रो वसेद्गृहे ॥ ४८ ॥

તથા રાજકુમારે નિરંતર પ્રકૃતિમંડળના મનનું કપટ જાણતા રહેવું (કાર્યભારી વર્ગ કપટથી રમે છે કે નિષ્કપટથી રમે છે તેની શોધ કરતાં રહેવું.) પ્રભાતમાં ઉઠી નિત્ય પિતા માતા તથા ગુરૂને નમસ્કાર કરવા અને પોતે જે જે કાર્ય કર્યાં હોય તે તે સર્વ કાર્ય, પ્રતિ દિવસ રાજાને નિવેદન કરવાં. આ પ્રમાણે રાજપુત્રે ઘરમાં સર્વની સાથે અનુકૂળ થઈને રહેવું. ૪૭-૪૮

* યયાતિના પુત્ર યદુ વગેરેની કથા. મહાભારત આદિપર્વ અ. ૮૪ જુવો.
† વસિષ્ઠના પુત્ર મધુચ્છંદાની કથા. વાલ્મિકી રામાયણ બાળકાંડ અ. ૬૨ મો જુવો.

विद्यया कर्मणा शीलः प्रजाः संरञ्जयन्मुदा ।
त्यागी च सत्यसंम्पन्नः सर्वान्कुर्य्याद्वशे स्वके ॥ ४९ ॥
शनैः शनैः प्रवर्द्धेत शुक्लपक्षमृगांकवत् ।
एवं वृत्तो राजपुत्रो राज्यं प्राप्याप्यकंटकम् ॥ ५० ॥
सहायवान्सहामात्यश्चिरं भुंक्ते वसुन्धराम् ।
समासतः कार्य्यमुक्तं युवराजस्य यद्धितम् ॥ ५१ ॥

તથા પ્રેમપૂર્વક વિદ્યાવડે, કર્મવડે અને સુસ્વભાવવડે સમસ્ત પ્રજાને રંજન કરવી અને ત્યાગી તથા સત્યવાદી થઈ સમસ્ત લોકો પોતાને વશ કરવા. આ પ્રમાણે આચરણ કરતો રાજકુમાર, શુક્લપક્ષના ચંદ્રની પેઠે ધીરેધીરે વૃધ્ધિ પામે છે; અને નિષ્કંટક રાજ્ય મેળવીને સારા સહાયક તથા મંત્રીયોની સાથે રહીને ચિર કાળ સુધી પૃથ્વીનું રાજ્ય ભોગવે છે. આ પ્રમાણે યુવરાજનું હિતકારક જે કાર્ય હતું તે સર્વ કાર્ય ટુંકામાં કહી બતાવ્યું. ૪૯-૫૧

## અમાત્યાદિકનાં લક્ષણ.

समासादुच्यते कृत्यममात्यादेश्च लक्षणम् ।
मृदुगुरुप्रमाणत्ववर्णशब्दादिभिः समम् ॥ ५२ ॥

હવે કાર્યભારી વગેરેનાં કામ તથા કોમળ, ગંભીર, પ્રમાણિક, જાતિ અને ભાષા આદિક સહિત લક્ષણો ટુંકામાં કહું છું. તાત્પર્ય-એ કે કાર્યભારી કોમળ છે કે ગંભીર પ્રમાણિક છે કે કેમ, કઇ જાતિનો છે અને તેનું બોલવું કેવું છે વગેરે લક્ષણો કહેવામાં આવે છે. ૫૨

परीक्षकैर्द्रावयित्वा यथा स्वर्णं परीक्ष्यते ।
कर्मणा सहवासेन गुणैः शीलकुलादिभिः ॥ ५३ ॥
भृत्यं परीक्षयेन्नित्यं विश्वास्यं विश्वसेत्सदा ।
नैव जातिर्न च कुलं केवलं लक्षयेदपि ॥ ५४ ॥

જેમ સોની લોકો સોનાને ગાળીને તેની પરીક્ષા કરે છે તેમ રાજાએ કર્મ, સહવાસ, ગુણ, શીળ તથા કુળ વગેરે બાબતોથી સેવકની નિત્ય પ-રીક્ષા કરવી; અને જો તે વિશ્વાસપાત્ર જણવામાં આવે તો તેનો સદા વિશ્વાસ કરવો, પણ કેવળ જાતિ કે કુળ ઉપરજ વિચાર કરવો નહીં-તેમ કરવાથી ઘણી હાની થાય છે. ૫૩-૫૪

कर्मशीलगुणाः पूज्यास्तथा जातिकुले नहि ।
न जात्या न कुलेनैव श्रेष्ठत्वं प्रतिपद्यते ॥ ५५ ॥

સારાં કામ, સારો સ્વભાવ તથા સદ્ગુણો જેવા માન્ય ગણાય છે તેવાં જાતિ અને કુળ માન્ય ગણાતાં નથી. કારણ કે કેવળ જાતિથી અને કુળથી શ્રેષ્ઠતા આવતી નથી પણ સદ્ગુણાદિકથીજ શ્રેષ્ઠતા સંપાદન કરી શકાયછે. ૫૫

विवाहे भोजने नित्यं कुलजातिविवेचनम् ।
सत्यवाक्गुणसम्पन्नस्तथाभिजनवान्धनी ॥ ५६ ॥
सुकुलश्च सुशीलश्च सुकर्मा च निरालसः ।
यथा करोत्यात्मकार्य्यं स्वामिकार्य्यं ततोऽधिकम् ॥ ५७ ॥

વિવાહમાં તથા ભોજનમાં સદા કુળનો તથા જાતિનો વિચાર કરવો; પરંતુ રાજકાર્ય કરવામાં તો તે નિષ્ફળ છે. સત્યવાદી, ગુણી, સારા કુટુંબવાળો, ધનાઢય, સારા કુળવાળો, સારા સ્વભાવનો, સારાં આચરણવાળો અને ઉદ્યોગી પુરૂષ જેવું પોતાનું કામ કરે છે તે કરતાં પોતાના ઉપરીનું અધિક કામ કરે છે. ૫૬-૫૭

## ઉત્તમ સેવક.

चतुर्गुणेन यत्नेन कायवाङ्मानसेन च ।
भृत्यैव तुष्टो मृदुवाक्कार्य्यदक्षः शुचिर्दृढः ॥ ५८ ॥
परोपकरणे दक्षो ह्यपकारपराङ्मुखः ।
स्वाम्यागस्कारिणं पुत्रं पितरं वापि दर्शकः ॥ ५९ ॥
अन्यायगामिनि पत्यौ यतद्रूपः सुबोधकः ।
नाक्षेप्ता तद्गिरं काञ्चित्तन्न्यूनस्याप्रकाशकः ॥ ६० ॥
अदीर्घसूत्रः सत्कार्य्ये ह्यसत्कार्य्ये चिरक्रियः ।
न तद्भार्य्यापुत्रमित्रछिद्रदर्शी कदाचन ॥ ६१ ॥
तद्वद्बुद्धिस्तदयेषु भार्य्यापुत्रादिबन्धुषु ।
न श्लाघते स्पर्द्धते न नाभ्यसूयति निन्दति ॥ ६२ ॥
नेच्छत्यन्याधिकारं हि निस्पृहो मोदते सदा ।
तद्दत्तवस्त्रभूषादिधारकस्तत्पुरोऽनिशम् ॥ ६३ ॥
भृतितुल्यव्ययी दान्तो दलालुः शूर एव हि ।
तदकार्य्यस्य रहसि सूचको भृतको वरः ॥ ६४ ॥

જે રાજસેવક, ચારગણા પ્રયત્નવડે તથા મન, વાણી અને કાયાવડે રાજાનું કામ કરતો હોય, જે પગાર મળતો હોય તેટલાથીજ સંતુષ્ટ રહેતો હોય, મધુર બોલતો હોય, કામ કરવામાં નિપુણ હોય, પવિત્ર મનનો

હોય, કોઈથી ડગે નહી તેવો દૃઢ હોય, પરોપકાર કરવામાં કુશળ હોય, અપકાર કરવાથી દૂર રહેતો હોય તથા રાજાનું ભુંડું કરનારા પુત્રની અને કુમારનું ભુંડુ કરનારા રાજાની તપાસ રાખતો હોય, રાજા અન્યાયને માર્ગે જાય તો તેને પ્રયત્નપૂર્વક સદ્બોધ આપતો હોય, રાજાના હરકોઈ વચનનું કોઈ દિવસ પણ અપમાન કરતો ન હોય, રાજાની ન્યૂનતાને પ્રકટ કરતો ન હોય, દાનાદિક સારા કામમાં તત્પર રહેતો હોય, હિંસા આદિક નીચ કામ કરતાં વિલંબ કરતો હોય, કોઈ દિવસ પણ રાજા રાણીનાં, રાજપુત્રનાં અને રાજાના મિત્રનાં ગુપ્ત છિદ્રો જોતો ન હોય, રાજાની સ્ત્રી, પુત્ર તથા બંધુઓને પણ રાજાના જેવાંજ માનતો હોય, પોતાની પ્રશંસા કરતો ન હોય, સામા મનુષ્યના ગુણ જોઈને તેની સાથે સ્પર્દ્ધા કરતો ન હોય, કોઈની ઈર્ષ્યા કે નિંદા કરતો ન હોય, બીજાના અધિકારની આશા રાખતો ન હોય, નિરંતર નિસ્પૃહ થઈને આનંદમાં દિવસ ગાળતો હોય, રાજાએ ભેટ કરેલાં વસ્ત્રો તથા આભૂષણો ધારણ કરતો હોય, રાત દિવસ રાજાની સમીપમાં હાજર રહેતો હોય, પગારના પ્રમાણમાં ખર્ચ કરતો હોય (ડોળઘાલું ન હોય), જીતેંદ્રિય હોય, દયાળુ હોય, શૂરવીર હોય તથા રાજાનું અકાર્ય રાજાને એકાંતમાં જણાવતો હોય તેવા સેવકને ઉત્તમ જાણવો. ૫૮-૬૪

## નીચ સેવક.

विपरीतगुणैरेभिर्भृतको निन्द्य उच्यते ।
ये भृत्या हीनभृतिका ये दण्डेन प्रकर्षिताः ॥ ६५ ॥
शठाश्च कातरा लुब्धाः समक्षं प्रियवादिनः ।
मत्ता व्यसनिनश्चार्त्ता उत्कोचेष्टाश्च देविनः ॥ ६६ ॥
नास्तिका दाम्भिकाश्चैवासत्यवाचोऽप्यसूयकाः ।
ये चापमानिता येऽसद्वाक्यैर्मर्मणि भेदिताः ॥ ६७ ॥
रिपोर्मित्राः सेवकाश्च पूर्ववैरानुबन्धिनः ।
चण्डाः साहसिका धर्महीना नैते सुसेवकाः ।
संक्षेपतस्तु कथितं सदसद्भृत्यलक्षणम् ॥ ६८ ॥

જે સેવકમાં ઉપર જણાવેલા ગુણોથી વિપરીત ગુણો હોય, તે દુષ્ટ સેવક કહેવાય છે. તથા જે ટુંક પગારમાં રહેનારા હોય, જેને શિક્ષા થયેલી હોય, જે લુચ્ચા, બીકણ, લોભી, સમક્ષમાં પ્રિય બોલનારા, મદમત્ત, વ્યસની, દુઃખી, લાંચ લેવાની ઈચ્છાવાળા, જુગારી, નાસ્તિક, દાંભિક, અસત્યવાદી, ઇર્ષ્યાળું-પરગુણમાં દોષારોપ કરનારા, અપમાન પામેલા, કટુ વેણ કહીને મર્મમાં ભેદેલા, શત્રુના મિત્ર, શત્રુના સેવક, પૂર્વના વૈરી,

ક્રોધી, સાહસિક (અવિચારી) અને ધર્મભ્રષ્ટ હોય તેવાને નીચ સેવક જાણવા. આ પ્રમાણે સારા નરતા સેવકોનું લક્ષણ ટુંકમાં કહી બતાવ્યું. ૬૫-૬૮.

## પ્રકૃતિ મંડળ.

समासतः पुरोधादिलक्षणं यत्तदुच्यते ।
पुरोधाश्च प्रतिनिधिः प्रधानः सचिवस्तथा ॥ ६९ ॥
मन्त्री च प्राड्विवाकश्च पण्डितश्च सुमन्त्रकः ।
अमात्यो दूत इत्येता राज्ञः प्रकृतयो दश ॥ ७० ॥
दशमांशाधिकाः पूर्वं दूतान्ताः क्रमशः स्मृताः ।

પુરોહિત વગેરે પ્રકૃતિ મંડળનાં જે લક્ષણો છે તે ટુંકામાં કહું છું. પુરોહિત, પ્રતિનિધિ, પ્રધાન, સચિવ, મંત્રી, પ્રાડ્વિવાક (ન્યાયાધીશ), પંડિત, સુમંત્રક, અમાત્ય અને દૂત આ દશ રાજાનું પ્રકૃતિમંડળ કહેવાય છે. પુરોહિતથી માંડીને દૂત પર્યંતનો ક્રમવાર પૂર્વ પૂર્વ દશમાંશ અધિક પગાર જાણવો એટલે કે પુરોહિતનો પગાર પ્રતિનિધિ કરતાં એક દશમાંશ અધિક જાણવો, ને પ્રતિનિધિનો પગાર પ્રધાન કરતાં એક દશમાંશ અધિક જાણવો. ૬૯-૭૦.

अष्टप्रकृतिभिर्युक्तो नृपः कैश्चित्स्मृतः सदा ॥ ७१ ॥
सुमन्त्रः पण्डितो मन्त्री प्रधानः सचिवस्तथा ।
अमात्यःप्राड्विवाकश्च तथा प्रतिनिधिः स्मृतः ॥ ७२ ॥
एता भृतिसमास्त्वष्टौ राज्ञः प्रकृतयः सदा ।
इङ्गिताकारतत्त्वज्ञो दूतस्तदनुगः स्मृतः ॥ ७३ ॥

કેટલાએક, રાજાના પ્રકૃતિ મંડળમાં સદા આઠ મનુષ્ય કહે છે-તે આઠ પ્રકૃતિનાં નામ-સુમંત્ર, પંડિત, મંત્રી, પ્રધાન, સચિવ, અમાત્ય, પ્રાડ્વિવાક તથા પ્રતિનિધિ-આ આઠ સદા રાજાનું પ્રકૃતિ મંડળ જાણવું ને તેઓનો પગાર સરખો હોય છે, તથા મનોભાવ અને શરીરની ચેષ્ટાથી મનુષ્યનો ગૂઢ ભાવ જાણનારો દૂત આ પ્રકૃતિમંડળને અનુસરતો રહે છે એમ જાણવું. ૭૧-૭૩.

## પ્રકૃતિ મંડળના ધર્મ.

पुरोधाः प्रथमं श्रेष्ठः सर्वेभ्यो राजराष्ट्रभृत् ।
तदनु स्यात्प्रतिनिधिः प्रधानस्तदनन्तरम् ॥ ७४ ॥
सचिवस्तु ततः प्रोक्तो मन्त्री तदनु चोच्यते ।
प्राड्विवाकस्ततः प्रोक्तः पण्डितस्तदनन्तरम् ॥ ७५ ॥
सुमन्त्रस्तु ततः ख्यातो ह्यमात्यस्तु ततः परम् ॥ ७६ ॥
दूतस्ततः क्रमादेते पूर्वश्रेष्ठा यथा गुणाः ॥ ७७ ॥

પ્રકૃતિ મંડળમાં સર્વ કરતાં પુરોહિત શ્રેષ્ઠ છે તે સર્વ ઉપદ્રવમાંથી રાજાનું તથા દેશનું રક્ષણ કરે છે. તે કરતાં પ્રતિનિધિ જરા ન્યૂન ગણાય છે, તેના કરતાં પ્રધાન, પ્રધાનના કરતાં સચિવ, અને તેના કરતાં મંત્રી ન્યૂન કહેવાય છે, તેના કરતાં ન્યાયાધીશ ન્યૂન, તે કરતાં પંડિત ન્યૂન, તે કરતાં સુમંત્ર ન્યૂન, અને તે કરતાં અમાત્ય ન્યૂન કહેવાય છે અને સર્વ કરતાં દૂત ન્યૂન કહેવાય છે. એમ ક્રમ વાર ગુણના પ્રમાણમાં પૂર્વપૂર્વ ને શ્રેષ્ઠ અને ઉત્તર ઉત્તરને સાધારણ ગણવા. ૭૪-૭૫.

मन्त्रानुष्ठानसम्पन्नस्त्रैविद्यः कर्मतत्परः ।
जितेन्द्रियो जितक्रोधो लोभमोहविवर्जितः ॥ ७८ ।
षडंगवित्सांगधनुर्वेदविच्चार्थधर्मवित् ।
यत्कोपभीत्या राजापि धर्मनीतिरतो भवेत् ॥ ७९ ॥
नीतिशास्त्रास्त्रव्यूहादिकुशलस्तु पुरोहितः ।
सैवाचार्य्यः पुरोधा यः शापानुग्रहयोः क्षमः ॥ ८० ॥

શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે મંત્રાનુષ્ઠાન કરનાર, વેદ જાણનાર, કર્મ કરવામાં તત્પર, જીતેંદ્રિય, ક્રોધ, લોભ ને મોહ રહિત, છ અંગ સહિત વેદ જાણનાર, અંગ સહિત ધનુર્વેદ જાણનાર, અર્થશાસ્ત્રમાં અને ધર્મ-શાસ્ત્રમાં કુશળ, રાજા પણ જેના ભયથી ડરી, ધર્મ તથા નીતિમાં પરાયણ રહેતો હોય તથા નીતિશાસ્ત્રમાં, શસ્ત્રવિદ્યામાં અને અસ્ત્રવિદ્યામાં નિપુણ, વ્યૂહાદિક રચનામાં નિપુણ, શાપ દેવામાં તથા અનુગ્રહ કરવામાં સમર્થ હોય તેવા પુરોહિતનેજ આચાર્ય જાણવો. ૭૮-૮૦

विना प्रकृतिसन्मन्त्राद्राज्यनाशो भवेद्ध्रुवम् ।
रोधनं न भवेत्तस्मात्राज्ञस्ते स्युः सुमन्त्रिणः ॥ ८१ ॥

પૂર્વે જણાવેલા પુરોહિત વગેરે પ્રકૃતિ મંડળ, રાજ્યની ગુહ્ય બાબત ઉપર સારી રીતે વિચાર કરતા નથી તો રાજ્ય અવશ્ય નાશ પામે છે અને રાજા પણ અવળે માર્ગે જતાં અટકતો નથી; માટે પુરોહિત વગેરે મત્રીઓ સારા હોવા જોઇએ. ૮૧

न बिभेति नृपो येभ्यस्तैः स्यात्किं राज्यवर्द्धनम्? ।
यथालङ्कारवस्त्राद्यैः स्त्रियो भूष्यास्तथा हि ते ॥ ८२ ॥

રાજા જે પુરોહિત આદિ પ્રકૃતિમંડળથી ડર ખાતો ન હોય તેવા પુરોહિત આદિ પ્રકૃતિમંડળથી શું રાજ્યની વૃદ્ધિ થઈ શકે કે? આભૂષણો તથા વસ્ત્રો જેમ સ્ત્રીઓનાં શણગારમાં કામ લાગે છે તેમજ નિર્બળ પુરો-હિત વગેરે પણ રાજાના શણગારરૂપ થઈ પડે છે-માટે શણગારરૂપ ન થતાં પોતાનો ધર્મ બજાવવો. ૮૨

राज्यं प्रजा बलं कोशः सुनृपत्वं न वर्धितम् ।
यन्मन्त्रतोऽरिनाशस्तैर्मन्त्रिभिः किं प्रयोजनम् ॥ ८३ ॥

જે મંત્રીયોના ગુપ્ત વિચારથી રાજ્ય, પ્રજા, બળ, કોશ, ને સુરાજ્ય વૃદ્ધિ પામતું નથી તથા શત્રુનો નાશ થતો નથી તે મંત્રીયોથી શું ફળ? ૮૩

कार्य्याकार्य्यप्रविज्ञाता स्मृतः प्रतिनिधिस्तु सः ।
सर्वदर्शी प्रधानस्तु सेनावित्सचिवस्तथा ॥ ८४ ॥
मन्त्री तु नीतिकुशलः पण्डितो धर्मतत्त्ववित् ।
लोकशास्त्रनयज्ञस्तु प्राड्विवाकः स्मृतः सदा ॥ ८५ ॥
देशकालप्रविज्ञाता ह्यमात्य इति कथ्यते ।
आयव्ययप्रविज्ञाता सुमन्त्रः स च कीर्त्तितः ॥ ८६ ॥
इङ्गिताकारचेष्टाज्ञः स्मृतिमान्देशकालवित् ।
षाड्गुण्यमन्त्रविद्वाग्मी वीतभीर्दूत इष्यते ॥ ८७ ॥

જે કાર્યાકાર્ય સારી રીતે સમજતો હોય તેને પ્રતિનિધિ જાણવો, જે સર્વ ઠેકાણે દૃષ્ટિ રાખતો હોય તેને પ્રધાન જાણવો, જેને સૈન્ય સંબંધી સારી રીતે જ્ઞાન હોય તેને સચિવ જાણવો, જે નીતિશાસ્ત્રમાં કુશળ હોય તેને મંત્રી જાણવો, જે ધર્મતત્વમાં જાણીતો હોય તેને પંડિત જાણવો, જે નિત્ય લોકવ્યવહારમાં, શાસ્ત્રમાં અને નીતિમાં કુશળ હોય તેને પ્રાડ્‌વિવાક જાણવો, જે દેશ તથા કાળનું જ્ઞાન ધરાવતો હોય-આ દેશમાં આમ વર્તવું, આ સમયે આમ કરવું તે જાણતો હોય-તેને અમાત્ય જાણવો. જે આવક તથા ખર્ચની બાબતમાં જાણીતો હોય તેને સુમંત્ર જાણવો. તથા જે ગુપ્ત મનોભાવ અને ચેષ્ટાથી સામા મનુષ્યના મનોભાવને સમજતો હોય, બુદ્ધિશાળી હોય, દેશ તથા કાળને અનુસરીને કાર્ય કરતો હોય, નીતિનાં છ-(સંધિ, વિગ્રહ, યાન, આસન, સંશ્રય, દ્વૈધીભાવ) ગુણમાં પ્રવીણ હોય, વાચાળ તથા નિર્ભય હોય તેને દૂત જાણવો. ૮૪—૮૭.

अहितञ्चापि यत्कार्य्यं सद्यः कर्त्तुं यदोचितम् ।
अकर्त्तुं यद्धितमपि राज्ञः प्रतिनिधिः सदा ।
बोधयेत्कारयेत्कुर्य्यान्न कुर्य्यान्न प्रबोधयेत् ॥ ८८ ॥

પ્રતિનિધિએ હમેશાં અહિત છતાં પણ જે કાર્ય કરવા યોગ્ય હોય તે કામ રાજાને નિવેદન કરવું, તેની પાસે કરાવવું અને પોતે કરવું; પરંતુ હિતકારક છતાં જે કામ કરવું અનુચિત હોય તે કામ પોતે કરવું નહીં, તેમ રાજાને નિવેદન પણ કરવું નહીં. ૮૮.

सत्यं वा यदि वाऽसत्यं कार्य्यजातञ्च यत्किल ।
सर्वेषां राजकृत्येषु प्रधानस्तद्विचिन्तयेत् ॥ ८९ ॥

રાજકાજમાં સઘળાં સાચાં તથા ખોટાં જે કામ થતાં હોય તેનો પ્રધાને નિપુણ દૃષ્ટિથી તપાસ કરવો. ૮૯

गजानाञ्च तथाश्वानां रथानां पदगामिनाम् ।
सुदृढानां तथोष्ट्राणां वृषाणां सद्य एव हि ॥ ९० ॥
वाह्यभाषासु संकेतव्यूहाभ्यसनशालिनाम् ।
प्राक्प्रत्यग्गामिनां राज्यचिह्नशस्त्रास्त्रधारिणाम् ॥ ९१ ॥
परिचारगणानां हीनमध्योत्तमकर्मणाम् ।
अस्त्राणामस्त्रजातीनां संघः स्वतुरगीगणः ॥ ९२ ॥
कार्य्यक्षमश्च प्राचीनः साद्यस्कः कति विद्यते ।
कार्य्यासमर्थः कत्यस्ति शस्त्रगोलाग्निचूर्णयुक् ॥ ९३ ॥
सांग्रामिकश्च कत्यस्ति सम्भारस्तान्विचिन्त्य च ।
सचिवश्चापि तत्कार्य्यं राज्ञे सम्यङ्निवेदयेत् ॥ ९४ ॥

હાથીઓના, ઘોડાના, રથોના, પાળાઓના, મજબૂત બાંધાના ઉંટ તથા બળદોના, પરદેશની ભાષા જાણવાના સંકેતમાં નિપુણતા ધરાવનારા લોકોના, વ્યૂહરચના જાણનારાઓના, પૂર્વ પશ્ચિમ આદિક દેશોમાં જનારા લોકોના, રાજ્યનાં ચિન્હો ધારણ કરનારાઓના, શસ્ત્ર તથા અસ્ત્રધારી લોકોના, સાધારણ, મધ્યમ તથા ઉત્તમ કામ કરનારા સેવકોના, અસ્ત્રશસ્ત્રોના તથા તેની જુદી જુદી જાતિઓના નિયમનો બરાબર તપાસ કરવો. અને કામ કરી શકે તેવા જુના ઘોડેશ્વાર તથા નવા ઘોડેશ્વાર કેટલા છે, તથા કામ ન કરી શકે તેવા જુના તથા નવા ઘોડેશ્વાર કેટલા છે, હથીયાર, ગોળા, દારૂ વગેરે સંગ્રામની સામગ્રી કેટલી છે, તે સઘળાનો વિચાર કરીને તે સંબંધી સઘળું કામ સચિવે રાજાને સારી રીતે જણાવવું. ૯૦—૯૪

सामदानञ्च भेदश्च दण्डः केषु कदा कथम् ।
कर्त्तव्यः किं फलं तेभ्यो बहु मध्यं तथाल्पकम् ।
एतत्सञ्चिन्त्य निश्चित्य मन्त्री सर्वं निवेदयेत् ॥ ९५ ॥

મંત્રીએ સામ, દામ, ભેદ અને દંડ આ ચાર ઉપાયોનો કયારે, કેમ અને કંઈ બાબતમાં ઉપયોગ કરવો અને તેઓથી શું ફળ થશે; તથા જે ફળ થશે તે ઉત્તમ, મધ્યમ કે કનિષ્ઠ થશે તેનો વિચાર કરી મનમાં નિશ્ચય કરવો અને રાજાને સર્વ નિવેદન કરવું. ૯૫

साक्षिभिर्लिखितैर्भोगैश्छलैर्भूतैश्च मानुषान् ।
स्वेनोत्पादितसम्प्राप्तव्यवहारान्विचिन्त्य च ॥ ९६ ॥
दिव्यसंसाधनाद्वापि केषु किं साधनं परम् ।
युक्तिप्रत्यक्षानुमानोपमानैर्लोकशास्त्रतः ॥ ९७ ॥
बहुसम्मतसंसिद्धान् विनिश्चित्य सभास्थितः ।
ससभ्यः प्राड्विवाकस्तु नृपं संबोधयेत्सदा ॥ ९८ ॥

પ્રાડ્‌વિવાકે (ન્યાયાધીશે) હંમેશાં કોર્ટમાં યથાર્થ વકતા સભાસદોની સાથે બેસીને સાચા તથા ખોટા સાક્ષીઓ ઉપરથી, લખતપત્ર ઉપરથી તથા ભોગવટા ઉપરથી પોતે ઉપજાવી કાઢેલા દાવાવાળા અને ખરા દાવાવાળા લોકોની તપાસ કરવી. અને તે વિવાદમાં સાક્ષી લેખ વગેરે પુરાવા ન હોવાથી, કેટલા સોગન વગેરેથી મનાવવા યોગ્ય છે અને કેટલા પુષ્કળ પુરાવાથી સાચા છે, કયા વિવાદોમાં ખરાં પ્રમાણ શું છે, તે સર્વ યુક્તિ, પ્રત્યક્ષદર્શન, અનુમાન, ઉપમાન, લોકવ્યવહાર, તથા શાસ્ત્રવિચાર ઉપરથી બરાબર વિચાર કરીને રાજાને નિવેદન કરવું. ૯૬—૯૮

वर्त्तमानाश्च प्राचीना धर्माः के लोकसंश्रिता ।
शास्त्रेषु के समुद्दिष्टा विरुध्यन्ते च केऽधुना ॥ ९९ ॥
लोकशास्त्रविरुद्धाः के पण्डितस्तान्विचिन्त्य च ।
नृपं संबोधयेत्तैश्च परत्रेह सुखप्रदैः ॥ १०० ॥

લોકોમાં પ્રાચીન ધર્મ કયા ચાલે છે ? વર્તમાન નવીન ધર્મો કયા ચાલે છે, શાસ્ત્રમાં કયા ધર્મો બતાવ્યા છે, શાસ્ત્રમાં જણાવ્યા છતાં હાલમાં કયા ધર્મોને આદર આપવામાં આવતો નથી, લોકોમાં કયા ધર્મોનો પ્રચાર છે અને કયા ધર્મો લોક તથા શાસ્ત્રથી વિરૂદ્ધ છે, તેનો વિચાર કરી પંડિતે આલોકમાં અને પરલોકમાં સુખ આપનારા ધર્મોનો રાજાને ઉપદેશ કરવો. ૯૯-૧૦૦

इयच्च सञ्चितं द्रव्यं वत्सरेऽस्मिन्तृणादिकम् ।
व्ययीभूतमियच्चैव शेषं स्थावरजंगमम् ।
इयदस्तीति वै राज्ञे सुमन्त्रो विनिवेदयेत् ॥ १०१ ॥

આ વર્ષમાં તૃણાદિક સ્થાવર અને જંગમ પદાર્થોનો આટલો સંગ્રહ કર્યો હતો. તેમાંથી આટલો ખર્ચ થયો, તે બાદ કરતાં આટલા સ્થાવર અને જંગમ પદાર્થ બાકી રહ્યા છે, ઇત્યાદિ સુમંત્રે રાજાને જણાવવું. ૧૦૧

पुराणि च कति ग्रामा अरण्यानि च सन्ति हि ।
कर्षिता कति भूः केन प्राप्तो भागस्ततः कति ॥ १०२ ॥
भागशेषं स्थितं तस्मिन्कत्यकृष्टा च भूमिका ।
भागद्रव्यं वत्सरेऽस्मिन्शुल्कदण्डादिजं कति ॥ १०३ ॥
अकृष्टपच्यं कति च कति चारण्यसम्भवम् ।
कति चाकरसञ्जातं निधिप्राप्तं कतीति च ॥ १०४ ॥
अस्वामिकं कति प्राप्तं नाष्टिकं तस्कराहृतम् ।
सञ्चितन्तु विनिश्चित्यामात्यो राज्ञे निवेदयेत् ॥ १०५ ॥.

કેટલાં નગરો છે, કેટલાં ગ્રામો છે, કેટલાં જંગલો છે, કેટલી જમીન ખેડેલી છે, ખેડેલી જમીનમાંથી કોણ ધાન્યનો ભાગ લેછે અને તે કેટલો લેછે, બાકી કેટલો ભાગ તે ક્ષેત્રમાં રહેછે, ખેડયા વિનાની કેટલી જમીન રહી છે, પ્રતિવર્ષે આ દેશમાં કરમાંથી તથા લોકોને દંડ કરવામાંથી કેટલું ધન ઉત્પન્ન થયું, ખેડ વિના કેટલું ધાન્ય નિપજ્યું, જંગલમાંથી કેટલું ધન મળ્યું, ખાણમાંથી કેટલું ધન મળ્યું, રસ્તાપરથી નિધણીયાતું કેટલું ધન મળ્યું, ગુમ થયેલું ધન કેટલું મળ્યું, ચોરોને દંડ કરતાં કેટલું ધન આવ્યુ, આ સર્વ બાબત ઉપર સારી રીતે નિર્ણય કરીને અમાત્યે રાજાને જણાવવું ૧૦૨-૧૦૫

समासाल्लक्षणं कृत्यं प्रधानदशकस्य च ।
उक्तं तल्लिखितैः सर्वं विन्द्यात्तदनुदर्शिभिः ॥ १०६ ॥

આ પ્રમાણે પુરોહિત વગેરે દશ પ્રકૃતિ મંડળનાં લક્ષણ તથા કામ ટુકામાં કહ્યાં. રાજાએ પુરોહિત વગેરેનાં લક્ષણ અને કામમાં જે પ્રમાણે દર્શાવ્યું છે તે પ્રમાણે અને પુરોહિત આદિનાં લખાણોપરથી સર્વ જાણી લેવું. ૧૦૬

परिवर्त्य नृपो ह्येतान्युञ्ज्यादन्योऽन्यकर्मणि ॥ १०७ ॥

રાજાએ ઉપર જણાવેલા પ્રકૃતિ મંડળમાં એક બીજાને એક બીજાનાં કામ ઉપર નિમીને તેઓની ફેરબદલી કરવી: જેમકે સુમંત્રને અમાત્યના કામ ઉપર નિમવો અને અમાત્યને સુમંત્રના કામ ઉપર નિમવો. ૧૦૬–૧૦૭

न कुर्य्यात्स्वाधिकबलान्कदापि ह्यधिकारिणः ।
परस्परं समबलाः कार्य्याः प्रकृतयो दश ॥ १०८ ॥

રાજાએ કોઈ દિવસ પણ અધિકારીઓને પોતાના કરતાં વિશેષ બળશાળી થવા દેવા નહીં–પણ પોતાના સ્વાધીન રાખવા; અને પુરોહિત વગેરે દશ પ્રકૃતિમંડળમાં પરસ્પર સઘળાને સમાન બળવાળા બનાવવા–સઘળાનું બળ એકસરખુંજ હોવું જોઈએ. ૧૦૮

## અધિકારીની નિમણુક.

एकस्मिन्नधिकारे तु पुरुषाणां त्रयं सदा ।
नियुञ्जीत प्राज्ञतमं मुख्यमेकन्तु तेषु वै ॥ १०९ ॥
द्वौ दर्शकौ तु तत्कार्य्ये हायनैस्तन्निवर्त्तयेत् ।
त्रिभिर्वा पञ्चभिर्वापि सप्तभिर्दशभिश्च वा ॥ ११० ॥
दृष्ट्वा तत्कार्य्यकौशल्ये तथा तौ परिवर्त्तयेत् ।
नाधिकारं चिरं दद्याद्यस्मै कस्मै सदा नृपः ॥ १११ ॥

રાજાએ નિરંતર એક અધિકાર ઉપર (રાજ્ય કાર્ય ઉપર) ત્રણ પુરૂષની નિમણુંક કરવી. તે ત્રણ પુરૂષમાં એક મહા બુદ્ધિશાળી મનુષ્યની તેના ઉપરી તરિકે નિમણુંક કરવી. તે કાર્ય ઉપર બેદર્શકની નિમણુક કરવી. અને આ દર્શકની ત્રણ, પાંચ, સાત કે દશ વર્ષ કેડે બદલી કરવી. બદલી કરતી વેળાએ તેના કામ ઉપર તથા નિપુણતા ઉપર દૃષ્ટિ કરીને તેના પ્રમાણમાં બન્ને દર્શકની બદલી કરવી. રાજાએ સદા હરકોઈ પણ મનુષ્યને ચિરકાળ સુધી એક અધિકાર ઉપર રાખવો નહીં. ૧૦૯–૧૧૧

अधिकारे क्षमं दृष्ट्वा ह्यधिकारे नियोजयेत् ।
अधिकारमदं पीत्वा को न मुह्येत्पुनश्चिरम् ॥ ११२ ॥
अतः कार्य्यक्षमं दृष्ट्वा कार्य्येऽन्ये तं नियोजयेत् ।
तत्कार्य्ये कुशलं चान्यं तत्पदानुगतं खलु ॥ ११३ ॥
नियोजयेद्दर्शने तु तदभावे तथापरम् ।
तद्गुणो यदि तत्पुत्रस्तत्कार्य्ये तं नियोजयेत् ॥ ११४ ॥

અધિકાર-રાજકાર્ય ચલાવી શકે તેવા યોગ્ય મનુષ્યની અધિકાર ઉપર નિમણુક કરવી. લાંબા કાળ સુધી એકના એકજ અધિકાર ઉપર રહેલો કયો મનુષ્ય અધિકારરૂપી મદિરાનું પાન કરીને મદમત્ત થાય નહીં? સર્વ થાય. માટે તે અધિકારીઓની ફેર બદલી કરવા માટે અધિકારીની તપાસ કરતાં જે અધિકારી કાર્ય કરવામાં સમર્થ જોવામાં આવે તેની બીજા કાર્ય ઉપર નિમણુક કરવી; અને તેના કાર્ય ઉપર તેનાથી ઉતરતા બીજા કુશળ અધિકારીની નિમણુક કરવી. જો તે કામ કરી શકે તેવો ન હોય તો બીજા કાર્યક્ષમ અધિકારીની તેના કાર્ય ઉપર નિમણુંક કરવી. પરંતુ પ્રથમના અધિકારીનો પુત્ર જો તેવો ગુણશાળી અને કાર્ય ક્ષમ હોય તો તે અધિકાર ઉપર તેના પુત્રની નિમણુક કરવી. ૧૧૨-૧૧૪

यथा यथा श्रेष्ठपदे ह्यधिकारी यदा भवेत् ।
अनुक्रमेण संयोज्यो ह्यन्ते तं प्रकृतिं नयेत् ॥ ११५ ॥

અધિકારી જેમ જેમ શ્રેષ્ઠ શ્રેષ્ઠ જગ્યાનું કામ કરવાને યોગ્ય થાય તેમ તેમ અનુક્રમે તેને મોટી પદ્વીએ ચઢાવવો; અને છેવટે તે યોગ્ય મનુષ્યને પ્રકૃતિ મંડળમાં દાખલ કરવો. ૧૧૫

अधिकारबलं दृष्ट्वा योजयेद्दर्शकान्बहून् ।
अधिकारिणमेकं वा योजयेद्दर्शकैर्विना ॥ ११६ ॥

કામનું ઘણું બળ જોવામાં આવે તો તેમાં ઘણા દર્શકોની-કાર્ય તપાસ નારાની) નિમણુંક કરવી અથવા તો કામ કરવાને સમર્થ એવા એક અધિકારીની નિમણુક કરવી, પરંતુ દર્શકોની નિમણુક કરવી નહીં. ૧૧૬

ये चान्ये कर्मसचिवास्तान्सर्वान्विनियोजयेत् ।
गजाश्वरथपादातपशूष्ट्रमृगपक्षिणाम् ॥ ११७ ॥
सुवर्णरत्नरजतवस्त्राणामधिपान्पृथक् ।
वित्तानामधिपं धान्याधिपं पाकाधिपं तथा ॥ ११८ ॥
आरामाधिपतिञ्चैव सौधगेहाधिपं पृथक् ।
सम्भारपं देवतुष्टिपतिं दानपतिं सदा ॥ ११९ ॥

ઉપર જણાવ્યા શિવાય બીજા અધિકારીયો હોય તેઓને યથોચિત હાથીયો, ઘોડાઓ, રથ, પાયદાઓ, ગાય ભેંસ, ઉંટ, પશુઓ, પક્ષિયો, સુવર્ણ રત્ન, રૂપુ, તથા વસ્ત્ર વિગેરે પદાર્થોના જુદા જુદા અધિકારીઓ નિમવા. તેમાં કોઇને ધનાધ્યક્ષ બનાવવો, કોઈને ધાન્યાધ્યક્ષ બનાવવો, કોઈને ઉપવનાધ્યક્ષ બનાવવો, કોઇને સૌધાધ્યક્ષ બનાવવો, કોઈને જુદાં જુદાં ગૃહનો

અધ્યક્ષ બનાવવો, કોઈને દેવ સેવાધ્યક્ષની જગ્યા ઉપર નિમવો. આ પ્રમાણે જુદા જુદા મનુષ્યોને જુદા જુદા અધિકારો ઉપર નિમવા. ૧૧૭-૧૧૯

साहसाधिपतिञ्चैव ग्रामनेतारमेव च ।
भागहारं तृतीयन्तु लेखकञ्च चतुर्थकम् ॥ १२० ॥
शुल्कग्राहं पञ्चमञ्च प्रतिहारं तथैव च ।
षट्कमेतन्नियोक्तव्यं ग्रामे ग्रामे पुरे पुरे ॥ १२१ ॥

૧ સંગ્રામાધિપ-સેનાપતિ, ૨ ગ્રામાધ્યક્ષ, વહીવટદાર, ૩ કરાધ્યક્ષ કર ઉઘરાવવાના ખાતાના અધિકારી, ૪ લેખક (મેહેતો), ૫ જગાત લેનારો તથા ૬ દ્વારપાળ (કોટવાળ) આ ૭ અધિકારીની પ્રત્યેક નગરમાં તથા પ્રત્યેક ગામમાં નિમણુક કરવી. ૧૨૦-૧૨૧

## રાજાએ વિદ્વાનોનો સત્કાર કરવો.

तपस्विनो दानशीलाः श्रुतिस्मृतिविशारदाः ।
पौराणिकाः शास्त्रविदो दैवज्ञा मान्त्रिकाश्च ये ॥ १२२ ॥
आयुर्वेदविदः कर्मकाण्डज्ञास्तान्त्रिकाश्च ये ।
ये चान्ये गुणिनः श्रेष्ठा बुद्धिमन्तो जितेन्द्रियाः ॥ १२३ ॥
तान्सर्वान्पोषयेद्वृत्या दानैर्मानैः सुपूजितान् ।
हीयते चान्यथा राजा ह्यकीर्त्तिं चापि विन्दति ॥ १२४ ॥

જે મનુષ્યો તપસ્વી, દાનશીળ, શ્રુતિ તથા સ્મૃતિમાં નિપુણ, પૌરાણિક, શાસ્ત્રવેત્તાઓ, જોશીઓ, મંત્ર શાસ્ત્રીયો, આયુર્વેદ જાણનારા વૈદ્યો, કર્મકાંડ જાણનારા, અને તાંત્રિકો હોય તથા બીજા જે ગુણવંત સદાચરણી, બુદ્ધિશાળી અને જીતેંદ્રિય હોય તેવા સર્વ પુરૂષોને દાન તથા માન આપીને સત્કાર કરવો; અને માસિક પગાર બાંધી આપીને તેઓનું પોષણ કરવું. જો રાજા ગુણવાન્ મનુષ્યોનું પોષણ કરતો નથી તો રાજ્યપરથી પદભ્રષ્ટ થાય છે અને અપયશ સંપાદન કરે છે. ૧૨૨-૧૨૪

बहुसाध्यानि कार्य्याणि तेषामप्यधिपांस्तथा ।
तत्तत्कार्य्येषु कुशलाञ्ज्ञात्वा तांस्तु नियोजयेत् ॥ १२५ ॥

જે જે કામ ઘણા મનુષ્યોથી બની શકે તેવાં જાણવામાં આવે તે તે કાર્યો ઉપર પ્રથમ જણાવેલા કાર્યકુશળ પુરૂષોને જાણી લઈને તેઓને અધિપતિ નિમવા. ૧૨૫

अमन्त्रमक्षरं नास्ति नास्ति मूलमनौषधम् ।
अयोग्यः पुरुषो नास्ति योजकस्तत्र दुर्लभः ॥ १२६ ॥

જેમ કોઈપણ અક્ષર મંત્ર રહિત નથી, પણ સઘળા પરમાત્મારૂપ હોવાથી મંત્ર મૂર્તિજ છે; વૃક્ષોનું મૂળ ઔષધ નથી, તેમ નથી પણ ઔષધજ છે; તેમજ મનુષ્ય અયોગ્ય નથી પણ યોગ્ય છે-પરંતુ તેનો યોજક પુરૂષ દુર્લભ છે. ૧૨૬

## રાજાના અધિકારીઓનાં લક્ષણો.

प्रभद्रादिजातिभेदं गजानाञ्च चिकित्सितम् ।
शिक्षां व्याधिं पोषणञ्च तालुजिह्वानखैर्गुणान् ।
आरोहणं गतिं वेत्ति स योज्यो गजरक्षणे ॥ १२७ ॥
तथाविधाधोरणस्तु हस्तिहृदयहारकः ॥ १२८ ॥

જે મનુષ્ય હાથીની પ્રભદ્ર આદિ જુદી જુદી જાતિયો જાણતો હોય તેને ઔષધ કરી જાણતો હોય તેઓને નાના પ્રકારની ચાલો શિખવી શકતો હોય, તેના રોગ પારખવામાં નિપુણ હોય, તેનું પોષણ કરી જાણતો હોય, તાળવું, જીહ્વા, અને નખો તરફ દ્રષ્ટિ કરીને તેના ગુણો તથા અવસ્થાની પરીક્ષા કરી જાણતો હોય, તેના ઉપર સારી રીતે ચઢી જાણતો હોય, તેની ગતિની પરીક્ષા કરી જાણતો હોય-તેવા મનુષ્યને હસ્તિપાળકનો અધિકાર આપવો; કારણ કે તેવો હસ્તિપાળક હસ્તિના મનને રંજન કરી શકે છે. ૧૨૭-૧૨૮

अश्वानां हृदयं वेत्ति जातिवर्णभ्रमैर्गुणान् ।
गतिं शिक्षां चिकित्साञ्च सत्त्वं सारं रुजं तथा ॥ १२९ ॥
हिताहितं पोषणञ्च मानं यानं दतो वयः ।
शूरश्च व्यूहवित्प्राज्ञः कार्य्योऽश्वाधिपतिश्च सः ॥ १३० ॥

જે ઘોડાના મનોભિપ્રાયને જાણી શકતો હોય, જાતિ, શરીરના રંગ અને કપાળની ભમરીપરથી તેના ગુણો પારખી શકતો હોય, તેની જુદી જુદી ગતિઓ જાણતો હોય, તેને શિક્ષા કરીને નિયમમાં રાખી શકતો હોય, તેને દવાદારૂ કરી જાણતો હોય, તેનું બળ તથા પરાક્રમ સમજતો હોય, તેના રોગોની પરીક્ષા કરી જાણતો હોય, અમુક ખવરાવવાથી સારૂં થશે ને અમુક ખવરાવવાથી માઠું થશે તેનું જ્ઞાન ધરાવતો હોય, અને ઉછેરવાની બાબતમાં કુશળ હોય, તેનું માપ, ચાલ, દાંત અને અવસ્થાની

પરીક્ષા કરી જાણતો હોય; શૂરવીર, વ્યૂહરચનામાં નિપુણ તથા કેળવાયલો હોય તેવા મનુષ્યને અશ્વાધિપતિ બનાવવો. ૧૨૯-૧૩૦

एभिर्गुणैश्च संयुक्तो धुर्य्यान् युग्यांश्च वेत्ति यः ।
रथस्य सारं गमनं भ्रमणं परिवर्त्तनम् ॥ १३१ ॥

समापतत्सुशस्त्रास्त्रलक्ष्यसन्धाननाशकः ।
रथगत्या स रथपो हयसंयोगगुप्तिवित् ॥ १३२ ॥

ઉપર જણાવેલા ગુણો જેમાં હોય, તથા આ ઘોડાઓ ભાર ખેંચી શકે તેવા છે એવું જાણતો હોય, રથની દ્રઢતા પારખવામાં, રથને હાંકવામાં, ચારે તરફ ફેરવવામાં અને બીજાની સાથે રથની અદલાબદલી કરવામાં નિપુણ હોય, રથને વિચિત્ર રીતે હાંકીને શત્રુઓએ ફેંકેલાં શસ્ત્રો તથા અસ્ત્રોની ચોટને ચુકાવી જાણતો હોય, શત્રુના ઘોડાઓ સાથે પોતાના રથના ઘોડાઓ ભેટમભેટા થાય ત્યારે પોતાના ઘોડાઓનું કેમ રક્ષણ કરવું તે વિષયમાં નિપુણ હોય, તેવાને રથપાળ-સારથી બનાવવો. ૧૩૧-૧૩૨

सादिनश्च तथा कार्य्याः शूरा व्यूहविशारदाः ।
वाजिगतिविदः प्राज्ञाः शस्त्रास्त्रैर्युद्धकोविदाः ॥ १३३ ॥

શૂરવીર, વ્યૂહ રચનાની બાબતમાં નિપુણ, ઘોડાઓની ચાલને જાણનારા, બુદ્ધિશાળી, અને શસ્ત્ર તથા અસ્ત્રવડે યુદ્ધ કરવામાં ઘણા કુશલ હોય તેઓને ઘોડેશ્વારો બનાવવા. ૧૩૩

चक्रितं रेचितं वल्गितकं धौरितमाप्लुतम् ।
तुरं मन्दञ्च कुटिलं सर्पणं परिवर्त्तनम् ॥ १३४ ॥
एकादशास्कन्दितञ्च गतीरश्वस्य वेत्ति यः ।
यथाबलं यथार्थञ्च शिक्षयेत्स च शिक्षकः ॥ १३५ ॥

[1] ચક્રાકાર ફરવું ( મંડળ ફરવું), [2] જરા ઠેકીને ચાલવું, [3] મોરની પેઠે ડોક ઉંચી રાખીને અર્દ્ધું શરીર ડોલાવતાં રેવાલ ચાલે ચાલવું, [4] સરખા પગ કરીને ઉતાવળી ચાલે ચાલવું, [5] મૃગનીમાફક ચાર પગે ઠેકીને ચાલવું, [6] ઉતાવળું ચાલવું, [7] ધીરે ધીરે ચાલવું, [8] વાંકુ ચાલવું, [9] સર્પાકારે ચાલવું, [10] વારંવાર આવજાવ કરવી, [11] આગળના પગ વાંકા કરીને વારંવાર ઠેકીને ચાલવું-આ પ્રમાણે અશ્વોની (ઘોડાઓની) અગ્યાર ગતિયોને જાણતો હોય તેને અશ્વશિક્ષક જાણવો. અને તેને અશ્વનો શિક્ષક બનાવવો. તેણે ઘોડાનું બળ જોઈને તેના પ્રમાણમાં ઘોડાને યથાર્થ શિખવવું. ૧૩૪-૧૩૫

वाजिसेवासु कुशलः पल्याणादिनियोगवित् ।
दृढाङ्गश्च तथा शूरः स कार्य्यो वाजिसेवकः ॥ १३६ ॥

ઘોડાની સેવા કરવામાં કુશળ. પલાણ, ગાદી વગેરેને સારી રીતે ગોઠવી જાણનાર, શરીરે દઢ તથા શૂરવીર હોય, તેને ઘોડાનો રાવત બનાવવો. ૧૩૬

## સેનામાં કોને રાખવા ને અધિપતિ બનાવવા?

नीतिशस्त्रास्त्रव्यूहादिनतिविद्याविशारदाः ।
अबाला मध्यवयसः शूरा दान्ता दृढाङ्गकाः ॥ १३७ ॥
स्वधर्मनिरता नित्यं स्वामिभक्ता रिपुद्विषः ।
शूद्रा वा क्षत्रिया वैश्या म्लेच्छाः संकरसम्भवाः ॥ १३८ ॥
सेनाधिपाः सैनिकाश्च कार्य्या राज्ञा जयार्थिना ॥ १३९ ॥

વિજયની ઈચ્છા રાખનારા રાજાએ જેઓ કાર્યાકાર્ય વગેરે દર્શાવનારાં-નીતિશાસ્ત્રોમાં, વ્યૂહાદિક રચનામાં તથા શત્રુનો પરાજય કરવામાં કુશળ હોય, નાની અવસ્થાના નહીં પણ મધ્યમસર અવસ્થાના, શૂરા, વિનયી, શરીરે દૃઢ, સ્વધર્મ પરાયણ, નિરંતર રાજ્યભકત અને શત્રુની સાથે દ્વેષ રાખનારા-આવા ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર, મ્લેચ્છ કે પછી વર્ણસંકર ગમે તે જાતિમાં જન્મેલા મનુષ્યોને સેનાપતિયો તથા સૈનિકો બનાવવા. ૧૩૭-૧૩૯

पञ्चानामथवा षण्णामधिपः पदगामिनाम् ।
योज्यः स पत्तिपालः स्यात्त्रिंशतां गौल्मिकः स्मृतः ॥ १४० ॥
शतानान्तु शतानीकस्तथानुशतिको वरः ।
सेनानीर्लेखकश्चैते शतं प्रत्यधिपा इमे ॥ १४१ ॥

પાંચ કે છ પાળા ઉપર એક અધિકારીની નિમણુક કરવી. અને તે પત્તિપાળ કહેવાયછે. ત્રીસ પાળાઓની ઉપર એક અધિકારીની નિમણુક કરવી. જે અધિકારી ગૌલ્મિક કહેવાય છે. સો ગૌલ્મિકના ઉપર નિમેલો અધિકારી શતાનીક કહેવાય છે, અને તેને સહાય કરનારો બીજો અનુશતાનીકના નામથી ઓળખાય છે. શતાનીક, સેનાપતિ તથા એક સર્વે વહીવટ રાખનારો-મેહેતો આટલા અધિકારીયો સો ગૌલ્મિકની પાછળ રાખવા. ૧૪૦-૧૪૧

साहस्रिकस्तु संयोज्यस्तथा चायुतिको महान् ॥ १४२ ॥

હજાર ગૌલ્મિક ઉપર એક સાહસ્રિક નામના અધિકારીની નિમણુક કરવી. તથા દશ હજાર ઉપર એક મહાનાયકની નિમણુક કરવી. ૧૪૨

व्यूहाभ्यासं शिक्षयेद्यः सायं प्रातश्च सैनिकान् ।
जानाति स शतानीकः सुयोद्धुं युद्धभूमिकाम् ॥ १४३ ॥

જે સાંજસવાર સૈનિકોને વ્યૂહરચના શિખવતો હોય, અને પોતે સારી રીતે યુદ્ધ કરવાની સર્વ તૈયારી કરી જાણતો હોય, તે શતાનીક કહેવાય છે. ૧૪૩

तथाविधोऽनुशतिकः शतानीकस्य साधकः ।
जानाति युद्धसम्भारं कार्य्ययोग्यञ्च सैनिकम् ॥ १४४ ॥

શતાનીકના ગુણો જેમાં હોય, જે શતાનીકને સહાય કરતો હોય, યુદ્ધની સામગ્રીઓને જાણતો હોય, તથા અમુક સૈનિક પોતાનું કામ કરી શકશે એવું જ્ઞાન જેનામાં હોય-અર્થાત્ સૈનિકના બળાબળનું જ્ઞાન ધરાવતો હોય તે અનુશતિક કહેવાય છે. ૧૪૪

निदेशयाति कार्य्याणि सेनानीर्यामिकांश्च सः ।
परिवृत्तिं यामिकानां करोति स च पत्तिपः ॥ १४५ ॥

જે પેહેરેગીરોને કામ કરવા માટે આજ્ઞા ફરમાવે છે તેને સેનાપતિ જાણવો અને જે પેહેરેગીરોની અદલી બદલી કરે છે તેને પાયદળનો નાયક જાણવો. ૧૪૫

स्वावधानं यामिकानां विजानीयाच्च गुल्मपः ॥ १४६ ॥

જે પેહેરેગીરોની પોતપોતાનાં કામની નિપુણતાને જાણે તેને ગુલ્મપતિ જાણવો. ૧૪૬

सैनिकाः कति सन्त्येतैः कति प्राप्तन्तु वेतनम् ।
प्राचीनाः के कुत्र गताश्चैतान्वेत्ति स लेखकः ।
गजाश्वानां विंशतेश्चाधिपो नायकसंज्ञकः ॥ १४७ ॥
उक्तसंज्ञान्स्वस्वचिह्नैर्लाञ्छितांश्च नियोजयेत् ॥ १४८ ॥

સૈનિકો કેટલા છે, તેઓને કેટલો પગાર મળ્યો, પુરાણા (કામ કરવા અશક્ત) સૈનિકો કેટલા છે, તેમાંથી અમુક સૈનિકો ક્યાં ગયા? તેનો હિસાબ રાખનારો લેખકના નામથી ઓળખાય છે. વિશ હાથી અને વિશ ઘોડાઓનો સ્વામી નાયક કહેવાય છે. આ પ્રમાણે ઉપર કહેલા નામધારી પુરૂષોને પોતપોતાના અધિકારના પટાઓ બંધાવીને અધિકાર ઉપર નિમવા. ૧૪૭-૪૮

अजाविगोमहिष्येण मृगाणामधिपाश्च ये ।
तद्वृद्धिपुष्टिकुशलास्तद्वात्सल्यनिपीडिताः ।
तथाविधा गजोष्ट्रादेर्योज्यास्तत्सेवका अपि ॥ १४९ ॥

જે બકરાં, મેઢાં, ગાય, ભેંસ પશુ, તથા મૃગ વગેરેને ઉછેરવામાં અને પાળવામાં કુશળ હોય, તેના ઉપર સ્નેહ રાખતા હોય, તેના દુઃખે દુભાતા હોય તેવાને ઢોર ઢાંખર વગેરેના અધિકારી નિમવા. તેમજ હાથી, ઉંટ વગેરે પ્રાણિયો ઉપર પણ તેવાજ અધિકારી નિમવા. ૧૪૯

युद्धप्रवृत्तिकुशलास्तित्तिरादेश्च पोषकाः ।
शुकादेः पाठकाः सम्यक्श्येनादेः पातबोधकाः ।
तत्तद् हृदयविज्ञानकुशलाश्च सदा हि ते ॥ १५० ॥

જેઓ તેતર, કુકડાં વગેરે પક્ષિઓને યુદ્ધ કરાવવામાં તથા પોષણ કરવામાં ઘણા કુશળ હોય તેઓને તેના ઉપરી નિમવા. જેઓ પોપટ આદિકને પાળીપોષીને પઢાવી જાણતા હોય તેવાને તેના અધિકારી નિમવા. જેઓને બાજ વગેરેની ઉંચી નિચી ગતિનું જ્ઞાન હોય તેવાને તેના ઉપરી બનાવવા; કારણ કે તેવા મનુષ્યો હંમેશાં તે તે પશુઓ અને પક્ષિઓનાં મનને જાણવામાં કુશળ હોય છે. ૧૫૦

मानाकृतिप्रभावर्णजातिसाम्याच्च मौल्यवित् ।
रत्नानां स्वर्णरजतमुद्राणामधिपश्च सः ॥ १५१ ॥

જે રત્નાદિકના પરિમાણવડે, આકૃતિવડે, કાંતિવડે, રાતા પીળા રંગવડે, જુદા જુદા ભેદ બતાવનારી જાતિવડે અને બીજી વસ્તુઓની સાથે સરખામણી કરવાવડે રત્નોની તથા સોનાના અને રૂપાના સિક્કાની કિંમત કરી જાણતો હોય તેને રત્ન અને સોના તથા રૂપાના સિક્કાઓ ઉપર અધિકારી નિમવો. ૧૫૧

दान्तस्तु सधनो यस्तु व्यवहारविशारदः ।
धनप्राणोऽतिकृपणः कोशाध्यक्षः स एव हि ॥ १५२ ॥

જે વિનયી, ધનાઢ્ય, વ્યવહારમાં કુશળ, ધનને પ્રાણ સમાન માનનાર અને અતિ કૃપણ હોય તેનેજ કોશાધ્યક્ષ કરવો. ૧૫૨

देशभेदैर्जातिभेदैः स्थूलसूक्ष्मबलाबलैः ।
कौशेयादेर्मानमूल्यवेत्ता वस्त्रस्य वस्त्रपः ॥ १५३ ॥

જુદા જુદા દેશમાં બનેલાં, જુદી જુદી જાતનાં જાડાં તથા ઝીણાં ટકાઉ તથા તુરત ફાટી ન જાય તેવાં રેશમી વગેરે વસ્ત્રોનું માપ અને તેની કિંમત જાણતો હોય તેને વસ્ત્રાધિપ બનાવવો. ૧૫૩

कुटीकञ्चुकनेपथ्यमण्डपादेः परिक्रियाम् ।
प्रमाणतः सौचिकेन रञ्जनानि च वेत्ति यः ॥ १९४ ॥

तथा शय्यादिसन्धानं वितानादेर्नियोजनम् ।
वस्त्रादीनाञ्च स प्रोक्तो वितानाद्यधिपः खलु ॥ १९९ ॥

જે તંબૂ, જામા, પડદા અને ઉત્તમ શોભિતા પોશાકો, તથા મંડપ આદિના ચંદરવા માપ પ્રમાણેજ બનાવી જાણનાર, શીવવાના કામમાં બીજાને રંજન કરી જાણનાર, શય્યા અને પલંગ આદિક ઉપર પાથરવામાં આવતી તળાઈ ઓશીકા વગેરે ભરવામાં કુશળ, છત બાંધી જાણનાર, તથા વસ્ત્રાદિકનો સારી રીતે ઉપયોગ કરી જાણતો હોય તેવાને વિતાનાધધિપ બનાવવો. ૧૫૪-૧૫૫

जातिं तुलाञ्च मौल्यञ्च सारं भोगं परिग्रहम् ।
सम्मार्जनञ्च धान्यानां विजानाति स धान्यपः ॥ १९६ ॥

જે મનુષ્ય, ધાન્યની જાતિ, તેનું તોલ, તેની કીંમત, તેનો રસકસ, તેનો ઉપયોગ, તેને સંગ્રહ કરવાના ઉપાયો, તથા કાંકરી વગેરે કાઢીને શુધ્ધ કરવાની રીત જાણતો હોય તેને ધાન્યાધિપ બનાવવો. ૧૫૬

धौताधौतविपाकज्ञो रससंयोगभेदवित् ।
क्रियासु कुशलो द्रव्यगुणवित्पाकनायकः ॥ १९७ ॥

જે મનુષ્ય ધોયેલાં અને વગર ધોયેલાં અન્નને સારી રીતે રાંધી જાણતો હોય, તીખા, તુરા, કડવા, કસાયલા, ખારા અને ગળ્યા, એવા છ રસને ધાન્યની સાથે મેળવી જાણતો હોય, પાકક્રીયામાં નિપુણ હોય, પદાર્થ માત્રના જુદા જુદા ગુણો જાણતો હોય તેને પાકનાયક (રસોઈયો) કરવો. ૧૫૭

फलपुष्पवृद्धिहेतु रोपणं शोधनं तथा ।
पादपानां यथाकालं कर्त्तुं भूमिजलादिना ।
तद्भेषजञ्च संवेत्ति ह्यारामाधिपतिश्च सः ॥ १९८ ॥

જે વૃક્ષોને રોપી જાણનાર, શોધી જાણનાર ને સમયાનુસાર ખાતર અને પાણી પાઈને ફળમાં તથા પુષ્પમાં વધારો થાય તેવા ઉપાયો કરી

જાણનાર તથા ઉંધઈ વગેરે વૃક્ષના રોગોનો નાશ કરવાનાં ઔષધ જાણતો હોય, તેને ઉદ્યાનાધિપ બનાવવો. ૧૫૮

प्रासादं परिखां दुर्गं प्राकारं प्रतिमां तथा ।
यन्त्राणि सेतुबन्धञ्च वापीं कूपं तडागकम् ॥ १५९ ॥
तथा पुष्करिणीं कुण्डं जलाद्यूर्द्धगतिक्रियाम् ।
सुशिल्पशास्त्रतः सम्यक्सुरम्यन्तु यथा भवेत् ॥ १६० ॥
कर्त्तुं जानाति यः सैव गृहाद्यधिपतिः स्मृतः ॥ १६१ ॥

જે સારાં-શિલ્પશાસ્ત્રમાં કહ્યા પ્રમાણે રમણીય દેખાય તેવાં દેવમંદિર, રાજપ્રાસાદ, ખાઈ, કિલ્લો, કોટ, પ્રતિમા, યંત્રો, સડક, વાવ કૂવા, તળાવ, સરોવર, કુંડ, અને ઉપર પાણી જાય તેવા ફુવારાઓ કરી જાણતો હોય તેનેજ ગૃહાધિપ જાણવો. ૧૫૯-૧૬૧

राजकार्य्योपयोग्यान्हि पदार्थान्वेत्ति तत्त्वतः ।
सञ्चिनोति यथाकाले सम्भाराधिप उच्यते ॥ १६२ ॥

જે રાજાના કામમાં ઉપયોગ આવે તેવા પદાર્થોને બરાબર ઓળખતો હોય, અને તે તે પદાર્થોનો તે તે મોસમમાં સંગ્રહ કરી રાખતો હોય તેવા મનુષ્યને રાજપદાર્થાધિપ બનાવવો. ૧૬૨

स्वधर्माचरणे दक्षो देवताराधने रतः
निस्पृहः स च कर्त्तव्यो देवतुष्टिपतिः सदा ॥ १६३ ॥

સ્વધર્માચરણ કરવામાં નિપુણ, દેવતાના આરાધનમાં તત્પર અને નિસ્પૃહ હોય તેને હંમેશાં દેવપૂજાધ્યક્ષ બનાવવો. ૧૬૩

याचकं विमुखं नैव करोति न च संग्रहम् ।
दानशीलश्च निर्लोभो गुणज्ञश्च निरालसः ॥ १६४ ॥
दयालुर्मृदुवाक्दानपात्रविन्नतितत्परः ।
नित्यमेभिर्गुणैर्युक्तो दानाध्यक्षः प्रकीर्त्तितः ॥ १६५ ॥

જે યાચકને નિરાશ કરતો ન હોય, ધનનો સંગ્રહી ન હોય, દાનશીળ, નિર્લોભી, ગુણજ્ઞ, આળસ્ય રહિત, દયાળુ, મધુરભાષી, દાન લાયક સુપાત્રને પારખી શકનાર તથા વિનયી હોય તેવા ગુણશાળી પુરૂષને નિરંતર દાનાધ્યક્ષ કરવો કહ્યો છે. ૧૬૪-૧૬૫

व्यवहारविदः प्राज्ञा वृत्तशीलगुणान्विताः ।
रिपौ मित्रे समा ये च धर्मज्ञाः सत्यवादिनः ॥ १६६ ॥

निरालसा जितक्रोधकामलोभाः प्रियंवदा ।
सभ्याः सभासदः कार्य्या वृद्धाः सर्वासु जातिषु ॥ १६७ ॥

સર્વ જાતિમાંના વ્યવહાર જાણનારા, બુદ્ધિશાળી, સદાચાર, સૌજન્ય તથા દયા દાક્ષિણ્યાદિકગુણસંપન્ન, શત્રુ અને મિત્ર ઉપર સમભાવ રાખનારા, ધર્મપ્રવીણ, સત્યવાદી, આળસ રહિત, કામ ક્રોધ અને લોભપર વિજય મેળવનારા, મધુરભાષી, સભ્ય તથા અવસ્થામાં વૃદ્ધ હોય એવા સર્વ જાતિના લોકોમાંથી સભાસદો ચુંટી કઢવા-જે સર્વ વ્યવહારનો નિર્ણય કરે. ૧૬૬-૧૬૭

सर्वभूतात्मतुल्यो यो निस्पृहोऽतिथिपूजकः ।
दानशीलश्च यो नित्यं सैव सत्राधिपः स्मृतः ॥ १६८ ॥

સર્વ પ્રાણિઓને પોતાના સમાનજ સમજનાર, નિસ્પૃહી, અતિથીનું સન્માન કરનાર અને દાનશીળ હોય તેનેજ નિત્ય અન્નસત્રનો અધિપતિ બનાવવો. ૧૬૮

परोपकारनिरतः परमर्माप्रकाशकः ।
निर्मत्सरो गुणग्राही तद्विद्यः स्यात्परीक्षकः ॥ १६९ ॥

પરોપકાર કરવામાં તત્પર, બીજાના મર્મમાં દુઃખ થાય તેવા દોષને ઢાંકનાર, મત્સર રહિત, ગુણગ્રાહી તથા ગુણને સમજનાર હોય તેને ગુણીપરીક્ષક નિમવો. ૧૬૯

प्रजा नष्टा न हि भवेत्तथा दण्डविधायकः ।
नातिक्रूरो नातिमृदुः साहसाधिपतिश्च सः ॥ १७० ॥

જે પ્રમાણે પ્રજા દુરાચારી થાય નહીં તે પ્રમાણે પ્રજાને શિક્ષા કરી જાણનાર અને બહુ ક્રૂર ન હોય, તેમ બહુ કોમળ ન હોય-પણ સમભાવી હોય તેને સાહસાધિપતિ-યુદ્ધપતિ બનાવવો. ૧૭૦

आधर्षकेभ्यश्चोरेभ्यो ह्यधिकारिगणात्तथा ।
प्रजासंरक्षणे दक्षो ग्रामपो मातृपितृवत् ॥ १७१ ॥

वृक्षान्संपुष्य यत्नेन फलं पुष्पं विचिन्वति ।
मालाकार इवात्यन्तं भागहारस्तथाविधः ॥ १७२ ॥

જે નઠારા લોકોથી, ચોરોથી, તથા દુરાચરણી એવા રાજાના અધિકારીયોથી પોતાની પ્રજાનું માતાપિતાની પેઠે સારી રીતે રક્ષણ કરવામાં ડાહ્યો હોય અને માળી જેમ મહા મેહેનતે ઝાડોને ઉછેરીને તેમાંથી ફળ તથા ફુલ મેળવે છે, તેમજ જે પ્રજાનું પોષણ કરીને તેની પાસેથી રાજાનો કર લેતો હોય તેને ગ્રામાધિપ-(વહીવટદાર) બનાવવો. ૧૭૧-૧૭૨

गणनाकुशलो यस्तु देशभाषाप्रभेदवित् ।
असन्दिग्धमगूढार्थं विलिखेत्स च लेखकः ॥ १७३ ॥

જે ગણવામાં કુશળ હોય, દેશ દેશની ભિન્ન ભિન્ન ભાષા જાણતો હોય, અને સ્પષ્ટ તથા સમજાય તેવું લખતો હોય તેને લેખક જાણવો. ૧૭૩

शस्त्रास्त्रकुशलो यस्तु दृढाङ्गश्च निरालसः ।
यथायोग्यं समाहूयात्प्रणम्रः प्रतिहारकः ॥ १७४ ॥

જે શસ્ત્ર તથા અસ્ત્રવિદ્યામાં કુશળ હોય, શરીરે મજબૂત હોય, આળસ રહિત હોય, તથા આહ્વાન કરતી વખતે યથોચિત આહ્વાન કરતો હોય, અને નમ્ર હોય તેને પ્રતિહાર જાણવો. ૧૭૪

यथा विक्रयिणां मूलधननाशो भवेन्नहि ।
तथा शुल्कन्तु हरति शौल्किकः स उदाहृतः ॥ १७५ ॥

જે વેપારીઓની મૂળ મુડી નાશ ન થાય તે પ્રમાણે તેઓની પાસથી જગાત લેતો હોય તેને શૌલ્કિક જાણવો. ૧૭૫

जपोपवासनियमकर्मध्यानरतः सदा ।
दान्तः क्षमी निस्पृहश्च तपोनिष्ठः स उच्यते ॥ १७६ ॥

જે નિરંતર, જપ, તપ, ઉપવાસ, વ્રત, કર્મકાંડ અને ધ્યાનમાં તત્પર રહેતો હોય, જીતેંદ્રિય, ક્ષમાશીળ, અને નિસ્પૃહી હોય તે તપોનિષ્ઠ કહેવાય છે. ૧૭૬

याचकेभ्यो ददात्यर्थं भार्य्यापुत्रादिकं त्वपि ।
न संगृह्णाति यत्किञ्चिद्दानशीलः स उच्यते ॥ १७७ ॥

જે યાચકને ધન આપે છે, એટલુંજ નહીં પણ સ્ત્રી પુત્ર પણ અર્પણ કરે છે અને પોતે કંઈપણ સંગ્રહ કરતો નથી તે દાનશીલ કહેવાય છે. ૧૭૭

पठनं पाठनं कर्त्तुं क्षमास्त्वभ्यासशालिनः ।
श्रुतिस्मृतिपुराणानां श्रुतज्ञास्ते प्रकीर्त्तिताः ॥ १७८ ॥

જેઓ શ્રુતિસ્મૃતિ અને પુરાણોનું પઠન પાઠન કરવા કરાવવા સમર્થ હોય, અને પોતે શાસ્ત્રનો અભ્યાસ કરતા હોય, તેવાને શાસ્ત્રવેત્તા કહ્યા છે. ૧૭૮

साहित्यशास्त्रनिपुणः संगीतज्ञश्च सुस्वरः ।
सर्गादिपञ्चकज्ञाता स वै पौराणिकः स्मृतः ॥ १७९ ॥

જે સાહિત્ય શાસ્ત્રમાં નિપુણ હોય, સંગીત વિદ્યામાં કુશળ હોય, જેનો કંઠ મધુર હોય, અને પુરાણોનાં ( સર્ગ, પ્રતિ સર્ગ, વંશ, મન્વંતર અને વંશાનુચરિત ) પાંચ લક્ષણ જાણતો હોય તે પૌરાણિક કહેવાય છે. ૧૭૯

मीमांसातर्कवेदान्तशब्दशासनतत्परः ।
ऊहवान्बोधितुं शक्तस्तत्त्वतः शास्त्रविच्च सः ॥ १८० ॥

જે મીમાંસા, તર્કશાસ્ત્ર, વેદાંત, અને વ્યાકરણ શાસ્ત્રમાં પ્રવીણ હોય, તર્કશક્તિવાળો હોય, પોતે સમજી શકતો હોય તથા સામા મનુષ્યને સમજાવી શકતો હોય, તેને શાસ્ત્રી જાણવો. ૧૮૦

संहिताञ्च तथा होरां गणितं वेत्ति तत्त्वतः ।
ज्योतिर्विच्च स विज्ञेयो त्रिकालज्ञश्च यो भवेत् ॥ १८१ ॥

જે હોરા શાસ્ત્ર તથા ગણિત શાસ્ત્ર યથાર્થ રીતે જાણતો હોય, તથા ભૂત, ભવિષ્ય અને વર્તમાનનું જ્ઞાન ધરાવતો હોય તેને જ્યોતિર્વિદ્ ( જોશી ) જાણવો. ૧૮૧

बीजानुपूर्व्या मन्त्राणां गुणान्दोषांश्च वेत्ति यः ।
मन्त्रानुष्ठानसम्पन्नो मान्त्रिकः सिद्धदैवतः ॥ १८२ ॥

જે બીજ મંત્રના આરંભથી માંડીને મંત્રોના ગુણ તથા દોષ જાણતો હોય, મંત્રનું અનુષ્ઠાન નિરંતર કર્યા કરતો હોય, અને જેને ઈષ્ટદેવ સિદ્ધ હોય તેને મંત્રશાસ્ત્રી જાણવો. ૧૮૨

हेतुलिंगौषधीभिर्यो व्याधीनां तत्त्वनिश्चयम् ।
साध्यासाध्यं विदित्वोपक्रमते स भिषक्स्मृतः ॥ १८३ ॥

જે કારણોથી, ચિન્હોથી તથા ઔષધોથી રોગોનો યથાર્થ નિર્ણય કરી જાણતો હોય અને આ રોગી સાધ્ય છે કે અસાધ્ય છે તેની પરીક્ષા કરીને ઉપાય શરૂ કરતો હોય તેને વૈદ્ય જાણવો. ૧૮૩

श्रुतिस्मृतीतरैर्मन्त्रानुष्ठानैर्देवतार्चनम् ।
कर्त्तुं हिततमं मत्वा यतते स च तान्त्रिकः ॥ १८४ ॥

જે વેદ, સ્મૃતિ તથા પુરાણોમાં બતાવેલા મંત્રોના અનુષ્ઠાનોવડે દેવનું પૂજન કરવું તે અત્યંત હિતકારક છે એમ માનીને દેવનું પૂજન કરતો હોય તેને તાંત્રિક જાણવો, ૧૮૪

नपुंसकाः सत्यवाचः सुभूषाश्च प्रियंवदाः ।
सुकुलाश्च सुरूपाश्च योज्यास्त्वन्तःपुरे सदा ॥ १८५ ॥

સત્યવાદી, સારાં આભૂષણ ધારનારા, મધુર વાણી બોલનારા, સત્કુળમાં જન્મેલા, અને રૂપાળા એવા નપુંસકોને નિરંતર અંતઃપુરમાં રાખવા. ૧૮૫

अनन्याः स्वामिभक्ताश्च धर्मनिष्ठा दृढाङ्गकाः ।
अबाला मध्यवयसः सेवासु कुशलाः सदा ॥ १८६ ॥
सर्वं यद्यत्कार्य्यजातं नीचं वा कर्त्तुमुद्यताः ।
निदेशकारिणो राज्ञा कर्त्तव्याः परिचारकाः ॥ १८७ ॥

બીજાનો આશ્રય નહી કરનારા, સ્વામી ઉપર ભક્તિ રાખનારા, ધર્મપરાયણ, શરીરે મજબૂત, બાળક નહીં પણ તરૂણ વયના, હંમેશાં સેવા ચાકરી કરવામાં કુશળ, સારૂં નરતું જે કામ હોય તે સંધુ કરવા તૈયાર અને આજ્ઞા ઉઠાવનારા એવા લોકોને રાજાએ પરિચારક બનાવવા. ૧૮૬–૧૮૭

शत्रुप्रजाभृत्यवृत्तं विज्ञातुं कुशलाश्च ये ।
ते गूढचाराः कर्त्तव्या यथार्थश्रुतबोधकाः ॥ १८८ ॥

જેઓ શત્રુઓનું, પ્રજાનું તથા અધિકારી મંડળનું ગુપ્ત વૃત્તાંત જાણવામાં કુશળ હોય, અને જેટલું સાંભળ્યું હોય તેટલુંજ કહેતા હોય તેવા પુરૂષોને ગુપ્ત દૂતો બનાવવા. ૧૮૮

राज्ञः समीपप्राप्तानां नतिस्थानविबोधकाः ।
दण्डधरा वेत्रधराः कर्त्तव्यास्ते सुशिक्षकाः ॥ १८९ ॥

જે રાજાની પાસે આવેલા મનુષ્યોએ કરેલા પ્રણામ રાજાને સારી રીતે જણાવે છે; તથા આગંતુક મનુષ્યોને બેસવાનું સ્થાન બતાવે છે, અને પોતે સારા વિનયવંત હોય છે તેઓને દંડધારી તથા વેત્રધારી કરવા. ૧૮૯

तन्त्रीकण्ठोत्थितान्सप्त स्वरान्स्थानविभागतः ।
उत्पादयति संवेत्ति ससंयोगविभागिनः ॥ १९० ॥

अनुरागं सुस्वरञ्च सतालञ्च प्रगायति ।
सनृत्यं वा गायकानामधिपः स च कीर्त्तितः ॥ १९१ ॥

જે વીણામાંથી તથા ગળામાંથી ઉત્પન્ન થતા નિષાદ આદિ સપ્ત સ્વરોને, તેના સ્થાનના વિભાગ પ્રમાણે, ગાઈ શકે છે; એકઠા મળેલા સ્વરને અને ભિન્ન ભિન્ન સ્વરને સારી પેઠે સમજી શકે છે; તથા નૃત્ય અને તાલની સાથે સુસ્વરથી ગાયન કરે છે તેને ગાયનાધિપ બનાવવો. ૧૯૦-૧૯૧

तथाविधा च पण्यस्त्री निर्ल्लज्जा भावसंयुता ।
श्रृंगाररसतन्त्रज्ञा सुन्दराङ्गी मनोरमा ।
नवीनोत्तुंगकाठिनकुचा सुस्मितदर्शिनी ॥ १९२ ॥
ये चान्ये साधकास्ते च तथा चित्ताविरञ्जकाः ।
सुभृत्यास्तेऽपि सन्धार्य्या नृपेणात्महिताय च ॥ १९३ ॥

ગવૈયાની માફક, ગાયન વિદ્યામાં કુશળ, લજ્જા રહિત, પ્રેમપૂર્ણ, હાવભાવ આદિક જાણનારી, શૃંગારાદિક નવ રસ નિપુણ, સુંદરાંગી, મનોહર, નવયુવાવસ્થાવાળી, ઉંચા અને કઠિણ સ્તનવાળી, મંદહાસ્ય સહિત નિહાળનારી એવી સુઘડ નાયિકાને રાજાએ, પોતાના મનના સંતોષ માટે, રાખવી. તથા મનમાં ધારેલું કામ કરવામાં કુશળ અને મનને રંજન કરનારા બીજા સારા સેવકોને પણ પોતાના હિતને માટે રાખવા. ૧૯૨-૧૯૩

वैतालिकाः सुकवयो वेत्रदण्डधराश्च ये ।
शिल्पज्ञाश्च कलावन्तो ये सदाप्युपकारकाः ॥ १९४ ॥
दुर्गुणासूचका भाणा नर्त्तका बहुरूपिणः ।
आरामकृत्रिमवनकारिणो दुर्गकारिणः ॥ १९५ ॥
महानालिकयन्त्रस्थगोलैर्लक्ष्यविभेदिनः ।
लघुयन्त्राग्नेयचूर्णबाणगोर्लासिकारिणः ॥ १९६ ॥
अनेकयन्त्रशस्त्रास्त्रधनुस्तूणादिकारकाः ।
स्वर्णरत्नाद्यलंकारघटका रथकारिणः ॥ १९७ ॥
पाषाणघटका लोहकारा धातुविलेपकाः ।
कुम्भकाराः शौल्विकाश्च तक्षाणो मार्गकारका ॥ १९८ ॥
नापिता रजकाश्चैव वासिका मलहारकाः ।
वार्त्ताहराः सौचिकाश्च राजचिह्नाग्रधारिणः ॥ १९९ ॥
भेरीपटहगोपुच्छशंखवेण्वादिनिस्वनैः ।
ये व्यूहरचका यानव्यपयानादिबोधकाः ॥ २०० ॥

नाविकाः खनका व्याधाः किराता भारिका अपि ।
शस्त्रसम्मार्जनकरा जलधान्यप्रवाहकाः ॥ २०१ ॥
आपणिकाश्च गणिका वाद्यजायाप्रजीविनः ।
तन्तुवायाः शाकुनिकाश्चित्रकाराश्च चर्मकाः ॥ २०२ ॥
गृहसम्मार्जकाः पात्रधान्यवस्त्रप्रमार्जकाः ।
शय्यावितानास्तरणकारकाः शासका अपि ॥ २०३ ॥
आमोदास्वेदसद्धूपकारास्ताम्बूलिकास्तथा ।
हीनाल्पकर्मिणश्चैते योज्याः कार्य्यानुरूपतः ॥ २०४ ॥

વૈતાલિકો (સ્તુતિ કરનારા), ઉત્તમ કવિયો, વેત્રધારી તથા દંડધારીયો (છડીદાર), શિલ્પશાસ્ત્રીયો, કળાનિપુણો, નિત્ય ઉપકાર કરનારાઓ, પરના દોષને ઢાંકનારા,ઉપહાસ કરવામાં કુશળ–મશ્કરાઓ, નટો, બહુરૂપીયો, બગિચા બનાવી જાણનારા, કૃત્રિમ (કાગળના) બગીચા બનાવી જાણનારા, કિલ્લા આદી ગુપ્ત સ્થાન કરી જાણનારા, યંત્રવાળા જંજાળમાં ગોળાઓ ભરીને તેના વતી નિશાન ભેદનારા, નાનાં યંત્રો, દારૂ, બાણ, બંદુકમાં ભરવાના ગોળાઓ અને તરવાર બનાવનારા, જાત જાતની કળાવાળાં શસ્ત્ર, અસ્ત્ર, ધનુષ તથા ભાથા વગેરે બનાવનારા, સુવર્ણ,તથા રત્ન વગેરેનાં આભૂષણ બનાવનારા, રથ, ગાડાં, ગાડીયો વગેરે બનાવનારા, પત્થર વગેરેપર કોતરકામ કરી જાણનારા, ઘર તથા હવેલીયો બાંધી જાણનારા, કડીયા લુહાર, જુદા જુદા ગેરૂ આદિ રંગોથી ઘરને રંગી જાણનારા, કુંભારો, શૈલ્પિકો (એક જાતિના સૂતારછે), માર્ગ વગેરે દુરસ્ત કરનારા મજુરો, વાળંદ, ધોબી, લાકડાં ફાડનાર જાતિ, મળમૂત્ર ઉઠાવનાર ભંગીયા,ગામેગામ ખબર પોહોચાડનાર ખેપીયા, દરજીઓ, રાજચિન્હ ધારણ કરનારા રાજપુરૂષો, ભેરી, ઢોલ, શીંગડી, શંખ તથા વાંસળી વગેરે વાદિત્ર વગાડી તેના શબ્દોથી વ્યૂહરચના રચનારા, શત્રુના ઉપર ચઢાઈ કરવાનું અને પાછા હઠવાનું જણાવનારા તથા નૌકા વગેરે હાંકનારા ખારવાઓ, પૃથ્વી ખોદનારા, પારધીઓ, ભીલ્લો, ભાર ઉપાડનારા મજૂરો, હથીયારોઓને સજ કરનારા સરાણીયાઓ, જળ ભરનારા, ધાન્યાદિક ઉપાડી લાવનારા કણિઆઓ, વ્યાપારીયો, ગણિકાઓ, વાજીંત્ર ઉપર અને સ્ત્રી ઉપર આજીવિકા કરનારા, વસ્ત્રો વણનારા સાળવી પક્ષિના શબ્દો ઉપરથી શુભાશુભ જાણનારા, અથવા તો પક્ષિ ઉપર આજીવિકા કરનારા, ચિત્રકાર, મોચી, ઘરને ઝાડીઝુડીને સાફ કરનારા, વાસણ માજનારા, ધાન્ય વિણીને સાફ કરનારા–વસ્ત્ર ધોનારા, શય્યા, ચંદ્રવો અને ઓછાડ બનાવી જાણનારા, શિક્ષા આપનારા ઉપદેશકો, સુગંધીદાર, શીતળ ઉત્તમ ધૂપ, અને સુગંધી ચંદન આદિક બનાવી જાણનારા, પાનની પટ્ટી બનાવી જાણનારા, ઉત્તમ, મધ્યમ તથા કનિષ્ઠ જાતનાં કામ કરવામાં નિપુણ–એવા નોકરોની રાજાએ હંમેશાં કાર્ય પ્રમાણે નિમણુક કરવી. ૧૯૪—૨૦૪

प्रोक्तं पुण्यतमं सत्यं परोपकरणं तथा ।
आज्ञायुक्तांश्च भृतकान्सततं धारयेन्नृपः ॥ २०५ ॥

સત્ય અને પરોપકારનું કાર્ય-આ બે મહા પુણ્યકારક કર્મ કહ્યાં છે. રાજાએ હંમેશાં સત્યવાદી, પરોપકારી અને આજ્ઞાવર્તી સેવકોનું પાલન કરવું. ૨૦૫

हिंसा गरीयसी सर्वपापेभ्योऽनृतभाषणम् ।
गरीयस्तरमेताभ्यां युक्तान्भृत्यान्न धारयेत् ॥ २०६ ॥

સર્વ પાપમાં મોટું પાપ હિંસા છે અને તે કરતાં અધિક મોટું પાપ અસત્ય ભાષણ છે. માટે રાજાએ હિંસક તથા અસત્યવાદી અનુચરોને રાખવા નહીં. ૨૦૬

यदा यदुचितं कर्त्तुं वक्तुं वा तत्प्रबोधयन् ।
तद्वक्ति कुरुते द्राक्तु स सद्भृत्यः सुपूज्यते ॥ २०७ ॥

જે કામ જ્યારે કરવું ઘટે ત્યારે અથવા તો કહેવું ઘટે ત્યારે તે તુરત કરે છે અને રાજાને નિવેદન કરે છે, તે ઉત્તમ સેવક સન્માન પામે છે. ૨૦૭

### રાજકૃત્ય.

उत्थाय पश्चिमे यामे गृहकृत्यं विचिन्त्य च ।
कृत्वोत्सर्गन्तु विष्णुं हि स्मृत्वा स्नायादनन्तरम् ॥ २०८ ॥
प्रातः कृत्यन्तु निर्वर्त्य यावत्सार्द्धमुहूर्त्तकम् ।
गत्वा स्वकार्य्यशालां वा कार्य्याकार्य्यं विचिन्त्य च । २०९ ॥

રાજાએ રાત્રિને પાછલે પોહોરે ઉઠીને ગૃહકૃત્યનો વિચાર કરવો, પછી મળમૂત્રનો ત્યાગ કરી વિષ્ણુનું ધ્યાન અને પછી સ્નાન કરવું, પછી દોઢ મુહૂર્ત (ત્રણ ઘડી સુધી) પ્રાભાતિક ઇશ્વરારાધન કરવું, પછી પોતાના કાર્ય મંદિરમાં જઈને કાર્યાકાર્યનો વિચાર કરવો અને પછી નાહાવું. ૨૦૮-૨૦૯

### દ્વારપાળ. ને છડીદાર

विनाज्ञया विशन्तन्तु द्वास्थः सम्यङ्निरोधयेत् ।
निदेशकार्य्यं विज्ञाप्य तेनाज्ञप्तः प्रमोचयेत् ॥ २१० ॥

દ્વારપાળે રાજાની આજ્ઞા વિના અંદર આવતા મનુષ્યને સારી રીતે અટકાવવો; અને પછી રાજાની આજ્ઞા પ્રમાણે આગંતુકનું કાર્ય રાજાને જણાવવું. રાજાની આજ્ઞા થાય ત્યારે તેને અંદર આવવા દેવો. ૨૧૦

दृष्टागतान्सभामध्ये राज्ञे दण्डधरः क्रमात् ।
निवेद्य तन्नतीः पश्चात्तेषां स्थानानि सूचयेत् ॥ २११ ॥

છડીદારે સભામાં આવતા મનુષ્યોને જોઈ ક્રમવાર તેના પ્રણામ રાજાને નિવેદન કરવાં અને તેઓને બેસવા માટે યથોચિત સ્થાનો બતાવવાં. ૨૧૧

## રાજસભાની રીતભાત.

ततो राजगृहं गत्वाज्ञप्तो गच्छेच्च सन्निधिम् ।
गत्वा नृपं यथान्यायं विष्णुरूपमिवापरम् ॥ २१२ ॥
प्रविश्य सानुरागस्य चित्तज्ञस्य समन्ततः ।
भर्त्तुरर्द्धासने दृष्टिं कृत्वा नान्यत्र निक्षिपेत् ॥ २१३ ॥

છડીદારે બેસવાનું સ્થાન બતાવ્યા પછી, મનુષ્યે રાજમંદિરમાં જઈ રાજાની આજ્ઞા મેળવીને રાજાની સમીપમાં જવું અને યોગ્યતા પ્રમાણે વિષ્ણુની બીજી મૂર્તિ રાજાને, યથોચિત નમસ્કાર કરવા. પછી પોતાના આસન ઉપર બેસવું. રાજસભામાં પ્રવેશ કરતી વેળાએ અનુરાગવાળા, સઘળાના મનનો અભિપ્રાય જાણનારા એવા રાજાના અર્ધ્ધ આસન ઉપર દૃષ્ટિ કરવી, પણ આજુબાજુ જોયા કરવું નહીં–પણ રાજાની સામાજ દૃષ્ટિ કરવી.૨૧૨–૨૧૩

अग्निं दीप्तमिवासीदेद्राजानमुपशिक्षितः ।
आशीविषमिव क्रुद्धं प्रभुं प्राणधनेश्वरम् ॥ २१४ ॥

(અને) અગ્નિ જેવા તેજસ્વી, ઝેરી સર્પ જેવા ક્રોધાયમાન તથા ધન અને જીવનના સ્વામી એવા રાજાની પાસે સારી રીતે વિનીતભાવથી બેસવું–એ અદબી કરવી નહીં. ૨૧૪

यत्नेनोपचरेन्नित्यं नाहमस्मीति चिन्तयेत् ।
समर्थयंश्च तत्पक्षं साधु भाषेत भाषितम् ।
तान्नियोगेन वा ब्रूयादर्थं सुपरिनिश्चितम् ॥ २१५ ॥

(રાજાની) નિરંતર સારી રીતે સેવા કરવી, 'હું સ્વતંત્ર થાઉં" આવો વિચાર કરવો નહીં. રાજાના પક્ષને દૃઢ કરવો, તે સંતુષ્ટ થાય તેવાં સારા વચનો બોલવાં. અને રાજાની આજ્ઞા લઈ નિર્ણય કરેલી વાર્તા રાજાને કહેવી. ૨૧૫

सुखप्रबन्धगोष्ठीषु विवादे वादिनां मतम् ।
विजानन्नपि नो ब्रूयाद्भर्त्तुः क्षिप्त्वोत्तरं वचः ॥ २१६ ॥

આનંદ માટે મળેલી સભાઓમાં પણ પરસ્પર તર્ક ઉઠાવનારા લોકો

ના તર્કોનો સિદ્ધાંતઉત્તર જાણવામાં હોય છતાં પણ રાજાના ઉત્તરનો અનાદર કરીને બોલવું નહીં, પણ શાંતિથી સાંભળવું. ૨૧૬

सदानुद्धतवेशः स्यान्नृपाहूतस्तु प्राञ्जलिः ।
तद्वा कृतनतिः श्रुत्वा वस्त्रान्तरितसम्मुखः ॥ २१७ ॥
तदाज्ञां धारयित्वादौ स्वकर्माणि निवेदयेत् ।
नत्वाऽऽसीताऽऽसने प्रह्वो न तत्पार्श्वे न सम्मुखे ॥ २१८ ॥

રાજા બોલાવે ત્યારે મનુષ્યે સાધારણ વસ્ત્ર પેહેરી આગળનો ભાગ સારી રીતે ઢાંકી-બે હાથ જોડીને-રાજાની સમીપમાં જવું અને તેને પ્રણામ કરવા. પછી રાજા જે કહે તે પ્રથમ સાંભળવું. ત્યાર પછી તેની આજ્ઞા મસ્તક ઉપર ચઢાવી પોતાનું કાર્ય નિવેદન કરવું, અને પછી નમસ્કાર કરીને રાજાની આજ્ઞા પ્રમાણે સરળભાવથી તેની સન્મુખ અથવા તો તેની પડખે બેસવું. રાજા સન્મુખ ઉંચા આસન ઉપર બેસવું નહીં-વિશેષ આગ્રહ કરે તો માન માટે આસનને હાથ અરાડવો. ૨૧૭-૨૧૮

उच्चैः प्रहसनं कासं ष्ठीवनं कुत्सनं तथा ।
जृम्भणं गात्रभङ्गञ्च पर्वास्फोटञ्च वर्जयेत् ॥ २१९ ॥

રાજાની સમક્ષમાં દાંત દેખાય તેમ હસવું નહીં, ઉધરસ ખાવી નહીં, થુંકવું નહીં, નિંદા આદિક કરવી નહીં, બગાસાં ખાવાં નહીં, આંગ મરોડવું નહીં અને આંગળીના ટાચકા ફોડવા નહીં. ૨૧૯

राज्ञादिष्टन्तु यत्स्थानं तत्र तिष्ठेन्मुदान्वितः ।
प्रवीणोचितमेधावी वर्जयेदभिमानताम् ॥ २२० ॥

રાજા જે સ્થાન બતાવે તે સ્થાન ઉપર હર્ષથી બેસી જવું. પ્રવીણ પુરૂષને છાજે તેમ બુદ્ધિશાળી બનીને બેસવું-(જડતા જણાય તેમ વર્તવું નહીં) તથા અભિમાનનો ત્યાગ કરવો. ૨૨૦

## રાજસેવકનો ધર્મ.

आपद्युन्मार्गगमने कार्य्यकालात्ययेषु च ।
अपृष्टोऽपि हितान्वेषी ब्रूयात्कल्याणभाषितम् ॥ २२१ ॥

રાજાના હિતૈષી પુરૂષે, આપત્તિનો સમય હોય ત્યારે, રાજા અવળે માર્ગે જતો હોય ત્યારે અને રાજકાર્યનો સમય વહી જતો હોય ત્યારે-રાજાના પુછ્યા વિના પણ રાજાને હિતવચનો કહેવાં. ૨૨૧

प्रियं तथ्यञ्च पथ्यञ्च वदेद्धर्मार्थकं वचः ।
समानवार्त्तया चापि तद्धितं बोधयेत्सदा ॥ २२२ ॥

રાજાને પ્રીતિકર, સત્ય, હિતકારક, અને ધર્મ તથા અર્થમાં વૃદ્ધિ કરનારાં વચન નિરંતર કહેવા, તથા માન સહિત સદ્બોધ વાર્તાઓ કહીને રાજાને તેના હિતનો નિત્ય ઉપદેશ કરવો. ૨૨૨

कीर्त्तिमन्यनृपाणां वा वदेन्नीतिफलं तथा ।
दाता त्वं धार्मिकः शूरो नीतिमानसि भूपते! ॥ २२३ ॥
अनीतिस्ते तु मनसि वर्त्तते न कदाचन ।
ये ये भ्रष्टा अनीत्या तांस्तदग्रे कीर्त्तयेत्सदा ॥ २२४ ॥

બીજા રાજાઓની કીર્તિ અથવા નીતિનાં ફળો રાજાની આગળ કહેવાં, અને કહેવું, 'કે હે રાજ, તમે દાતા, ધાર્મિક શૂરવીર અને ન્યાયી છો, તમારા મનમાં કોઇપણ દિવસ અન્યાય તો છેજ નહીં.' આ પ્રમાણે કહ્યા પછી, જે જે રાજાઓ અનીતિથી રાજ્યભ્રષ્ટ થયા હોય તે સઘળા રાજાઓની કથાઓ રાજાની આગળ હંમેશાં કરવી. ૨૨૪

नृपेभ्यो ह्यधिकोऽसीति सर्वेभ्यो न विशेषयेत् ।
परार्थं देशकालज्ञो देशे काले च साधयेत् ॥ २२५ ॥

'તમે સર્વ રાજાઓ કરતાં શ્રેષ્ઠ છો' આમ કહીને રાજાને ચઢાવવો નહીં; પરંતુ દેશ તથા કાળનું સ્વરૂપ જાણનારા સેવકે, દેશોચિત તથા કાળોચિત વિચાર કરી બીજાનાં કામ સાધવાં. ૨૨૫

परार्थनाशनं न स्यात्तथा ब्रूयात्सदैव हि ।
न कर्षयेत्प्रजाकार्य्यमिषतश्च नृपं सदा ॥ २२६ ॥

રાજસેવકે હંમેશાં એવું બોલવું કે જે બોલવાથી બીજાના કામમાં હાની થાય નહીં તથા કોઇપણ કામમાં પ્રજાના કામનું નિમિત્ત કાઢીને રાજાને નિરંતર ઉદાસ કરવો નહીં. ૨૨૬

अपि स्थाणुवदासीत शुष्यन्परिगतः क्षुधा ।
न त्वेवानर्थसंम्पन्नां वृत्तिमीहेत पण्डितः ॥ २२७ ॥

પંડિત મનુષ્ય, ક્ષુધાથી પીડાતો હોય, તથા ક્ષુધાના પરાભવથી અતિ દુર્બળ થઈ ગયો હોય, તોપણ તેણે શુષ્ક વૃક્ષની માફક સ્થિર થઈને ટકમાં રહેવું, પરંતુ અનર્થોત્પન્ન આજીવિકાની ઈચ્છા કરવી નહીં. ૨૨૭

यत्कार्य्ये यो नियुक्तः स भूयात्तत्कार्य्यतत्परः ।
नान्याधिकारमन्विच्छेन्नाभ्यसूयेच्च केनाचित् ॥ २२८ ॥

જે મનુષ્યની જે કામ ઉપર નિમણુક કરવામાં આવી હોય તેણે તે કામ કરવાને તત્પર રહેવું, પરંતુ કોઇએ બીજાના અધિકારની આશા રાખવી નહીં, તેમ કોઈનો દ્વેષ પણ કરવો નહીં. ૨૨૮

न न्यूनं लक्षयेत्कस्य पूरयीत स्वशक्तितः ।
परोपकरणादन्यन्न स्यान्मित्रकरं सदा ॥ २२९ ॥

કોઈ મનુષ્યની ન્યૂનતા તરફ દૃષ્ટિ કરવી નહીં. પરંતુ પોતાની શક્તિ પ્રમાણે સામા મનુષ્યના દોષો દૂર કરી, તેમાં ગુણનો વધારો કરવો. કારણ કે સદા પરોપકાર શિવાય બીજું એક પણ મિત્રતા કરાવનારૂં નથી. ૨૨૯

करिष्यामीति ते कार्य्यं न कुर्यात्कार्य्यलम्बनम् ।
द्राक्कुर्य्यात्तुसमर्थश्चेत्साशां दीर्घं न रक्षयेत् ॥ २३० ॥

'હું તારૂં કામ કરી આપીશ, આવી કોઇને આશા આપીને તેના કામને લંબાવવું નહીં, પરંતુ શક્તિમાન હોઈએ તો તેનું કામ હાથમાં લેવું; અને ઝટ કરી આપવું. આશા આપી લાંબા વખત સુધી તેના કામને મુલતવી રાખવું નહીં. ૨૩૦

गुह्यं कर्म च मन्त्रञ्च न भर्त्तुः सम्प्रकाशयेत् ।
विद्वेषञ्च विनाशञ्च मनसापि न चिन्तयेत् ॥ २३१ ॥

રાજાનું ગુપ્ત કામ તથા ગુપ્ત વિચાર પ્રગટ કરવો નહીં. તથા રાજાનો દ્વેષ કરવાનો તથા તેનો નાશ કરવાનો મનમાં પણ વિચાર કરવો નહીં. ૨૩૧

राजा परममित्रोऽस्ति न कामं विचरेदिति ।
स्त्रीभिस्तदर्थिभिः पापैर्वैरिभूतैर्निराकृतैः ॥ २३२ ॥
एकार्थचर्य्या साहित्यं संसर्गञ्च वियर्जयेत् ।
वेशभाषानुकरणं न कुर्य्यात्पृथिवीपतेः ॥ २३३ ॥

રાજા મારો પરમ મિત્ર છે એવું મનમાં ખરૂં ધારવું નહીં. રાજા ઉપર આસક્ત થયેલી રાણીઓ સાથે અને રાજાએ રાજ્યની બાહેર કરવાથી રાજા સાથે વેર કરનારા દુષ્ટોની સાથે વ્યવહાર રાખવો નહીં, તેઓની સાથે મળીને કામ કરવું નહીં, તેનો સંસર્ગ પણ કરવો નહીં તથા રાજાના વેશ અને ભાષાનું અનુકરણ કરવું નહીં. ૨૩૨-૨૩૩

सम्पन्नोऽपि च मेधावी न स्पर्धेत च तद्गुणैः ।
रागापरागौ जानीयाद्भर्त्तुः कुशलकर्मवित् ।
इङ्गिताकारचेष्टाभ्यस्तदभिप्रायतां तथा ॥ २३४ ॥

મનુષ્ય બુદ્ધિશાળી તથા સંપતિશાળી હોય તોપણ તેણે રાજાના માણસોની સાથે સ્પર્દ્ધા કરવી નહીં, પરંતુ શુભ કાર્ય સમજનારા પુરૂષે; કયા કામથી રાજાનો પ્રેમ વધશે અને કયા કામથી રાજાનો અપ્રેમ થશે તે જાણવું તથા તેના મનોભાવ, આકાર અને ચેષ્ટાથી તેનો અભિપ્રાય સમજી લેવો. ૨૩૪

## વિરક્ત અનુરક્ત રાજાનાં લક્ષણ.

त्यजेद्विरक्तं नृपतिं रक्ते वृत्तिन्तु कारयेत् ॥ २३५ ॥
विरक्तः कारयेन्नाशं विपक्षाभ्युदयं तथा ॥ २३६ ॥

વિરક્ત રાજાનો ત્યાગ કરવો અને પ્રેમી રાજાની સાથે રહેવું; કારણ કે વિરક્ત (ઉદાસી) રાજા પોતાના પક્ષનો નાશ કરાવે છે અને શત્રુ પક્ષનો ઉદય કરાવે છે. ૨૩૫—૨૩૬

आशावर्धनकं कृत्वा फलनाशं करोति च ।
अकोपोऽपि सकोपाभः प्रसन्नोऽपि च निष्फलः ।
वाक्यञ्च समदं वक्ति वृत्तिच्छेदं करोति च ॥ २३७ ॥
लक्ष्यते विमुखश्चैव गुणसंकीर्त्तने कृते ।
दृष्टिं क्षिपत्यथान्यत्र क्रियमाणे च कर्मणि ॥ २३८ ॥
विरक्तलक्षणं ह्येतद्रक्तस्य लक्षणं ब्रुवे ॥ २३९ ॥

વિરક્ત રાજા આશા બતાવીને ફળ વખતે નિરાશ કરે છે, ક્રોધ રહિત છતાં ક્રોધી જેવો દેખાય છે, પ્રસન્ન થયા છતાં પણ ફળ દાનમાં વિમુખ રહે છે, ગર્વનાં વાક્યો બોલે છે, આજીવિકા તોડી નાખે છે, પ્રશંસા કરતી વેળા પણ વિમુખ જણાય છે; અને બીજી તરફ કામ થતું હોય ત્યાં દૃષ્ટિ નાંખે છે; પરંતુ સ્વગુણગાન કરનારા તરફ દૃષ્ટિ કરતો નથી. આ પ્રમાણે વિરક્ત રાજાનાં લક્ષણ છે. હવે અનુરાગી રાજાનાં લક્ષણ કહું છું. ૨૩૭-૨૩૯

दृष्ट्वा प्रसन्नो भवति वाच्यं गृह्णाति चादरात् ।
कुशलादिपरिप्रश्नी प्रदापयति चासनम् ॥ २४० ॥
विविक्तदर्शनं चास्य रहस्येनं न शंकते ।
जायेत हृष्टवदनः श्रुत्वा तस्य च तत्कथाम् ॥ २४१ ॥
अप्रियाण्यपि चान्यानि तद्युक्तान्यभिमन्यते ।
उपानयञ्च गृह्णाति स्तोकं सम्पादनैस्तथा ।
कथान्तरेषु स्मरति प्रहृष्टवदनस्तथा ॥ २४२ ॥
इति रक्तस्य वै लक्ष्यं कर्त्तव्यं तस्य सेवनम् ॥ २४३ ॥

અનુરાગી રાજા પોતાના સેવકને જોઈને પ્રસન્ન થાય છે, આદરપૂર્વક તેનાં વાક્યને સ્વીકારે છે, કુશળ આદિક પ્રશ્ન પુછે છે, અનુચર દ્વારા આસન અપાવે છે, એકાંતમાં પણ દર્શન આપે છે—રહસ્યની વખતે પણ તેની શંકા રાખતો નથી, અનુચરની વાર્તા સાંભળીને પ્રસન્ન મુખ દેખાય

છે, પોતાને પ્રસંદ નહી તેવી બાબત પોતાના સેવકના સંબંધમાં હોય તો તેને પણ ધન્યવાદ આપે છે, સેવકની સાધારણ ભેટ પણ સ્વીકારે છે અને સાધારણ કામ કરનારા સેવકો સાથે વાર્તાલાપ કરતાં, વચમાં પ્રસન્ન થઈને, સેવકોને સંભારે છે. આ પ્રમાણે અનુરક્ત રાજાનાં લક્ષણો છે. સેવકે તે રાજાની સેવા કરવી. ૨૪૦-૨૪૩

## રાજસેવક.

तद्दत्तवस्त्रभूषादिचिह्नं सन्धारयेत्सदा ।
न्यूनाधिक्यं स्वाधिकारकार्ये नित्यं निवेदयेत् ।
तदर्थां तत्कृतां वार्तां शृणुयाद्वापि कीर्त्तयेत् ॥ २४४ ॥

રાજસેવકે સદા રાજાનાં આપેલાં વસ્ત્રો, ઘરેણાં વગેરે રાજ્ય ચિન્હો ધારણ કરવાં. પોતાના અધિકારના કાર્યમાં કંઈ ન્યૂનાધિક હોય તે નિરંતર રાજાને નિવેદન કરવું તથા રાજા સંબંધી વાર્તા અથવા તો રાજાએ કહેલી વાર્તા સાંભળવી અને રાજાના હિતની વાર્તા રાજાને પણ કહેવી. ૨૪૪

चारसूचकदोषेण त्वन्यथा यद्वदेन्नृपः ।
शृणुयान्मौनमाश्रित्य तथ्यवन्नानुमोदयेत् ॥ २४५ ॥

રાજા ગુપ્તદૂતોના અને ચાડીયાઓના દોષથી જે કંઈ વિરૂદ્ધ બોલે તે રાજસેવકે મૌન રહીને સાંભળી લેવું, પરંતુ સત્યની પેઠે તેનો સ્વીકાર કરવો નહીં. ૨૪૫

आपद्गतं सुभर्त्तारं कदापि न परित्यजेत् ॥ २४६ ॥
एकवारमप्यशितं यस्यान्नं ह्यादरेण च ।
तादिष्टं चिन्तयेन्नित्यं पालकस्याञ्जसा न किम्? ॥ २४७ ॥

અનુરક્ત સદ્‌ગુણી રાજા, આપત્તિમાં આવી પડયો હોય તોપણ કોઈ દિવસ તેનો ત્યાગ કરવો નહીં. કારણ કે આપણે એક વખત પણ આદરપૂર્વક જેનું અન્ન ખાધું હોય તેનું હંમેશાં ભલું ઈચ્છવું જોઈએ, તો આપણા પાળકનું ભલું ખરેખરી રીતે કેમ ન ઈચ્છવું. ૨૪૬-૨૪૭

अप्रधानः प्रधानः स्यात्काले चात्यन्तसेवनात् ।
प्रधानोऽप्यप्रधानः स्यात्सेवालस्यादिना यतः ॥ २४८ ॥

સાધારણ મનુષ્ય પણ રાજાની બહુ સેવા કરવાથી સમયે પ્રધાનપદ મેળવે છે, અને પ્રધાન છતાં પણ સેવા કરવામાં આળસ કરવાથી સમયે પ્રધાનપદ ઉપરથી દૂર થાય છે. ૨૪૮

नित्यं संसेवनरतो भृत्यो राज्ञः प्रियो भवेत् ।
स्वस्वाधिकारकार्यं यद्वाक्कुर्यात्सुमना यतः ॥ २४९ ॥

જે સેવક હંમેશાં રાજાની સેવામાં તત્પર રહે છે, તે રાજાનો માનીતો થઈ પડે છે. કારણ કે તે પોતાના અધિકારનું કામ કરે છે તેથી રાજાની તેના ઉપર પ્રીતિ થાય છે. ૨૪૯

न कुर्य्यात्सहसा कार्य्यं नीचं राजापि नो दिशेत् ।
तत्कार्य्यकारकाभावे राज्ञः कार्य्यं सदैव हि ॥ २५० ॥

રાજા કામ બતાવે પણ રાજસેવકે સહસા કામ કરવું નહીં; અને રાજાએ સેવકને તેના યોગ્ય કામ બતાવવું, પણ હલકું કામ બતાવવું નહીં. તદપિ સમય ઉપર, રાજાનાં કનિષ્ઠ કાર્ય કરનારો મનુષ્ય ન હોય તો સેવકે તે કામ હંમેશાંજ કરવું–સેવા એ એક મંત્રરહિત વશીકરણ છે. ૨૫૦

काले यदुचितं कर्त्तुं नीचमप्युत्तमोऽर्हति ।
यस्मिन्प्रीतो भवेद्राजा तदनिष्टं न चिन्तयेत् ॥ २५१ ॥

સમય ઉપર હલકું કામ કર્યા વિના ચાલે તેમ ન હોય તો ઉત્તમ સેવકે તે કામ પણ કરવું; કારણ કે તે કામ કરવાથી રાજા પ્રસન્ન થાય છે; અને તેવા કામ કરવાથી સેવકે રાજા તરફનું માઠું લગાડવું નહીં. ૨૫૧

न दर्शयेत्स्वाधिकारगौरवन्तु कदाचन ॥ २५२ ॥

સેવકે કોઇપણ દિવસે પોતાના અધિકારની મહત્તા બતાવવી નહીં. ૨૫૨

परस्परं नाभ्यसूयुर्न भेदं प्राप्नुयुः कदा ।
राज्ञा चाधिकृताः सन्तो स्वस्वाधिकारगुप्तये ॥ २५३ ॥

રાજાના અધિકારીયોએ પોતપોતાના અધિકારના બચાવ માટે એકબીજાની ઈર્ષ્યા કરવી નહીં તથા કોઈ દિવસ પરસ્પર કલહ કરવો નહીં. ૨૫૩

अधिकारिगणो राजा सद्वृत्तौ यत्र तिष्ठतः ।
उभौ तत्र स्थिरा लक्ष्मीर्विपुला सम्मुखी भवेत् ॥ २५४ ॥

જ્યાં રાજા અને તેના અધિકારીયો બન્ને જણાઓ સદાચરણમાં વર્તે છે, ત્યાં આગળ લક્ષ્મી સ્થિર, વિશાળ અને અનુકૂળ થાય છે. ૨૫૪

अन्याधिकारवृत्तन्तु न ब्रूयाच्छ्रुतमप्युत ।
राजा न शृणुयादन्यमुखतस्तु कदाचन ॥ २५५ ॥

અધિકારીએ બીજાના કામનું વૃત્તાંત સાંભળવામાં આવ્યું હોય તોપણ તે રાજાને જાહેર કરવું નહીં, તેમ રાજાએ પણ કોઈવાર એક અધિકારીના

મુખથી બીજા અધિકારીના અધિકારની વાર્તા સાંભળી નહી-જાતેજ તપાસ કરવી. ૨૫૫

न बोधयन्ति च हितमहितं चाधिकारिणः ।
प्रच्छन्नवैरिणस्ते तु दास्यरूपमुपाश्रिताः ॥ २५६ ॥

જે અધિકારીઓ રાજાને તેના હિતનો તથા અહિતનો ઉપદેશ આપતા નથી તેઓને અધિકારીના રૂપમાં રહેલા ગુપ્ત વૈરીઓ જાણવા. ૨૫૬

हिताहितं न शृणोति राजा मन्त्रिमुखाच्च यः ।
स दस्यू राजरूपेण प्रजानां धनहारकः ॥ २५७ ॥

જે રાજા પોતાના કાર્યભારીના મુખથી હિત તથા અહિત સાંભળતો નથી તે રાજાને, રાજારૂપે પ્રજાનું ધન હરણ કરનારો ચોર સમજવો. ૨૫૭

सुपृष्टव्यवहारा ये राजपुत्रैश्च मन्त्रिणः ।
विरुध्यन्ति च तैः साकं ते तु प्रच्छन्नतस्कराः ॥ २५८ ॥

જે મંત્રીયો ઉત્તમ પ્રતિના વ્યાવહારિક વિષયોમાં પોતાની સલાહ લેનારા રાજકુમારો સાથે વિરૂદ્ધતાથી વર્તે છે તે મંત્રીયોને પણ ગુપ્ત ચોર જાણવા. ૨૫૮

बाला अपि राजपुत्रा नावमान्यास्तु मन्त्रिभिः ।
सदा सुबहुवचनैः सम्बोध्यास्ते प्रयत्नतः ॥ २५९ ॥

રાજકુમાર બાળક હોય તોપણ મંત્રીયે તેઓનું અપમાન કરવું નહીં. પરંતુ હંમેશાં રાજકુમારોને સારી રીતે હિતવચનો કહીને તેઓને ઉપદેશ આપવો. ૨૫૯

असदाचरितं तेषां क्वचिद्राज्ञे न दर्शयेत् ।
स्त्रीपुत्रमोहो बलवान्न निन्दा श्रेयसे तयोः ॥ २६० ॥

મંત્રિયોએ કોઈ દિવસ રાજપુત્રોના દુરાચરણ રાજાને નિવેદન કરવા નહીં-પણ એકાંતમાં તેનેજ ઉપદેશ આપવો. મનુષ્યને સ્ત્રી પુત્ર ઉપર પ્રબળ મોહ હોય છે. માટે કોઈ સ્ત્રી પુત્રની નિંદા કરવી તેના નિંદકને સુખકર નથી. ૨૬૦

राज्ञोऽवश्यतरं कार्य्यं प्राणसंशायितञ्च यत् ।
आज्ञापयाग्रतश्चाहं करिष्ये तत्तु निश्चितम् ।
इति विज्ञाप्य द्राक्कर्त्तुं प्रयतेत स्वशक्तितः ॥ २६१ ॥

સેવકે રાજાની સન્મુખકહેવું કે, 'અત્યાવશ્યક પ્રાણઘાતક કામ હશે

તોપણ તે કામ અવશ્ય કરીશ, આજ્ઞા કરો'. આ પ્રમાણે જણાવીને તુરત પોતાની શક્તિ અનુસાર કામ કરવા માંડવું. ૨૬૧

प्राणानपि च सन्दद्यान्महत्कार्य्ये नृपाय च ।
भृत्यः कुटुम्बपुष्ट्यर्थं नान्यथा तु कदाचन ॥ २६२ ॥

અનુચર પોતાના કુટુંબના પોષણ માટે સંકટના સમયમાં રાજાને પ્રાણ પણ અર્પણ કરે છે, પરંતુ જો કુટુંબનું પોષણ થતું નહોય તો કોઈપણ દિવસ પ્રાણદાન દે નહીં. ૨૬૨

भृत्या धनहराः सर्वे युक्त्या प्राणहरो नृपः ॥ २६३ ॥

સર્વે અનુચરો, યુક્તિથી રાજાનું ધન હરે છે; અને રાજા યુક્તિથી સર્વે સેવકોના પ્રાણ હરે છે. ૨૬૩

युद्धादौ सुमहत्कार्य्ये भृत्या प्राणान्हरेन्नृपः ।
नान्यथा भृतिरूपेण भृत्यो राजधनं हरेत् ॥ २६४ ॥

જ્યારે યુદ્ધાદિક મહાકાર્ય આવી પડે ત્યારે રાજા પગાર આપીને નોકરોના પ્રાણ હરે છે. પરંતુ તેવા પ્રસંગ વિના પ્રાણ હરતો નથી. તેમજ સેવક પણ પગારરૂપે રાજાનું ધન હરે છે, પરંતુ ફોગટ રાજાનું ધન હરતો નથી. ૨૬૪

अन्यथा हरतस्तौ तु भवतश्च स्वनाशकौ ॥ २६५ ॥

રાજા અને સેવક નિરર્થક પ્રાણ તથા ધન હરે છે એટલે રાજા વ્યર્થ સેવકના પ્રાણ લે છે. અને સેવક કાર્ય કર્યા વિના પગાર લે છે, તો તે ઉભય આત્મઘાતી થાય છે. ૨૬૫

राजानु युवराजस्तु मान्योऽमात्यादिकैः सदा ।
तन्न्यूनामात्यनवकं तन्न्यूनाधिकृतो गणः ।
मन्त्रितुल्यश्चायुतिको न्यूनःसाहस्त्रिको मतः ॥ २६६ ॥

કાર્યભારી વિગેરે અધિકારી મંડળે રાજ્યમાં રાજાને સદા મુખ્ય ગણવો. તે કરતાં રાજકુમારને ઉતરતો ગણવો. તે કરતાં પ્રકૃતિમંડળને ઉતરતું ગણવું અને તે કરતાં અધિકારી વર્ગને ઉતરતો ગણવો. જેની પાસે દશ હજાર સોનામહોર હોય તેને મંત્રી સમાન જાણવો અને જેની પાસે હજાર સોનામહોર હોય તેને મંત્રી કરતાં ન્યૂન માનવો. ૨૬૬

न क्रीडयेद्राजसमं क्रीडिते तं विशेषयेत् ।
नावमान्या राजपत्नी कन्या ह्यपि च मन्त्रिभिः ॥ २६७ ॥

મંત્રીયોએ રાજાની સાથે રમવું નહીં અને કદાચ રમવું તો રાજાનો

વિજય કરાવવો.-પરંતુ તેનું અપમાન કરવું નહીં. તેમ રાણી અને રાજકન્યાનું પણ અપમાન કરવું નહીં. ૨૬૭

राजसम्बन्धिनः पूज्याः सुहृदश्च यथार्हतः ।
नृपाहूतस्तुरं गच्छेत्त्यक्त्वा कार्य्यशतं महत् ॥ २६८ ॥

રાજાના સંબંધીયોને તથા રાજાના મિત્રોને યથોચિત માન આપવું. અને રાજા બોલાવે ત્યારે સો મોટાં કામ પડતાં મૂકીને તુરત રાજાની પાસે જવું. ૨૬૮

मित्रायापि न वक्तव्यं राजकार्य्यं सुमन्त्रितम् ।
भृतिं विना राजद्रव्यमदत्तं नाभिलाषयेत् ॥ २६९ ॥

રાજાનું નિશ્ચય કરેલું અતિ ગુપ્ત કાર્ય મિત્રને પણ કહેવું નહીં અને પગાર શિવાય રાજાના આપ્યા વિના રાજાના ધનની ઈચ્છા રાખવી નહીં. ૨૬૯

राजाज्ञया विना नेच्छेत्कार्य्यमाध्यास्थिकीं भृतिम् ।
न निहन्याद्द्रव्यलोभात्सत्कार्य्यं यस्य कस्यचित् ॥ २७० ॥

રાજાની આજ્ઞાવિના, કાર્ય પુરૂ કર્યા શિવાય, વચમાં પગાર લેવાની ઈચ્છા કરવી નહીં તથા ધનના લોભથી હરકોઈનાં પણ શુભ કામનો નાશ કરવો નહીં. ૨૭૦

## મંત્રી ધર્મ.

स्वस्त्रीपुत्रधनप्राणैः काले संरक्षयेन्नृपम् ।
उत्कोचं नैव गृह्णीयान्नान्यथा बोधयेन्नृपम् ॥ २७१ ॥

મંત્રીયે આપત્તિ સમય ઉપર પોતાનાં સ્ત્રી, પુત્ર, ધન તથા પ્રાણ જતાં કરીને રાજાનો બચાવ કરવો, તેના દેશમાંથી કે રાજ્યમાંથી લાંચ લેવી નહીં. અને રાજાને અવળું સમજાવવું નહીં. ૨૭૧

अन्यथा दण्डकं भूपं नित्यं प्रबलदण्डकम् ।
निगृह्य बोधयेत्सम्यगेकान्ते राजगुप्तये ॥ २७२ ॥

મંત્રીયે પ્રજાને વૃથા શિક્ષા કરનારા તથા ભયંકર શિક્ષા કરનારા રાજાને પોતાના સ્વાધીન કરવો-સમય ઉપર કેદપણ કરવો, અને રાજ્યની રક્ષા માટે એકાંતમાં તેને બોધ આપવો. ૨૭૨

हितं राज्ञश्चाहितं यल्लोकानां तन्न कारयेत् ।
नवीनकरशुल्काद्यैर्लोक उद्विजते ततः ॥ २७३ ॥

જે કામ કરવાથી રાજાનું હિત થતું હોય અને પ્રજાનું અહિત થતું હોય તેવું કામ મંત્રીયે કરવું નહીં; કારણ કે રાજાના હિત માટે પ્રજાની ઉપર નવા કર, જગાત વગેરે નાખવાથી પ્રજા, રાજા ઉપર ઉદાસીન થાય છે–તેવા રાજહિતથી મંત્રીયે અળગા રહેવું. ૨૭૩

## પદભ્રષ્ટ કરવા યોગ્ય રાજા.

गुणनीतिबलद्वेषी कुलभूतोऽप्यधार्मिकः ।
नृपो यदि भवेत्तन्तु त्यजेद्राष्ट्रविनाशकम् ॥ २७४ ॥
तत्पदे तस्य कुलजं गुणयुक्तं पुरोहितः ।
प्रकृत्यनुमतिं कृत्वा स्थापयेद्राज्यगुप्तये ॥ २७५ ॥

રાજા, મોટા કુળમાં જન્મ્યા છતાં પણ જો અધર્મી હોય, ગુણ તથા નીતિનો કટ્ટો શત્રુ હોય, અને સેનામાં વધારો કરતો ન હોય તેવા, દેશનો નાશ કરનારા રાજાને રાજ્યપરથી પદભ્રષ્ટ કરવો, અને પુરોહિતે પ્રકૃતિ મંડળની અનુમતિ લઈને રાજ્યના રક્ષણ માટે, રાજકુળમાં જન્મેલા ગુણવાળા પુરૂષને તેના સ્થાન ઉપર સ્થાપવો. ૨૭૪–૨૭૫

सास्त्रो दूरं नृपात्तिष्ठेदस्त्रपाताद्बहिः सदा ।
सशस्त्रो दशहस्तन्तु यथादिष्टं नृपप्रियाः ॥ २७६ ॥
पञ्चहस्तं वसेयुर्वै मन्त्रिणो लेखकाः सदा ।
सेनपैस्तु विना नैव सशस्त्रास्त्रो विशेत्सभाम् ॥ २७७ ॥

ગોફણ વગેરે અસ્ત્રધારી પુરૂષોએ હંમેશાં રાજાથી એક અસ્ત્રપાત જેટલે દૂર ઉભું રહેવું. હથીઆર બાંધનારાઓએ રાજાથી દશ હાથ દૂર ઉભું રહેવું. રાજાના સ્નેહીઓએ રાજાની આજ્ઞાનુસાર ઉભું રહેવું; અને મંત્રીઓએ તથા મેહેતાઓએ રાજાથી પાંચ હાથ દૂર ઉભું રહેવું અને રાજાએ શસ્ત્ર તથા અસ્ત્રધારી એવા સેનાપતિઓની સાથે રાજસભામાં જવું, પરંતુ એકલાં જવું નહીં. ૨૭૬–૨૭૭

पुरोहितः श्रेष्ठतरः श्रेष्ठः सेनापतिः स्मृतः ।
समः सुहृच्च सम्बन्धी ह्युतमा मन्त्रिणः स्मृताः ॥ २७८ ॥
अधिकारिगणो मध्योऽधमौ दर्शकलेखकौ ।
ज्ञेयोऽधमतमो भृत्यः परिचारगणः सदा ।
परिचारगणान्न्यूनो विज्ञेयो नीचसाधकः ॥ २७९ ॥

રાજ્યમાં, પુરોહિતને સર્વ અધિકારી મંડળમાં શ્રેષ્ઠ જાણવો, સેનાપતિને ઉત્તમ જાણવો, રાજાના મિત્રોને તથા સંબંધીયોને રાજા સમાન જાણવા, મંત્રિયોને નિરંતર ઉત્તમ સમજવા, અધિકારી વર્ગને મધ્યમ જાણવો, દર્શક તથા લેખક વર્ગને તે કરતાં ઉતરતા જાણવા, ચાકરોને અને પરિચારક વર્ગને સદા અતિ ઉતરતા જાણવા. અને નીચ કામ કરનારા લોકોને પરિચારક વર્ગ કરતાં ઉતરતા જાણવા, ૨૭૮-૨૭૯

पुरोगमनमुत्थानं स्वासने सन्निवेशनम् ।
कुर्य्यात्सकुशलप्रश्नं क्रमात्सुस्मितदर्शनम् ॥ २८० ॥
राजा पुरोहितादीनां त्वन्येषां स्नेहदर्शनम् ।
अधिकारिगणादीनां सभास्थश्च निरालसः ॥ २८१ ॥

સભામાં બેઠેલા રાજાએ પુરોહિત આદિક આવે ત્યારે આળસરહિત થઇ આસન ઉપરથી ઉભા થવું, ચાલીને તેઓની સામા જવું, અને તેઓને પોતાના આસન ઉપર બેસારવા. પછી તેઓને ક્રમવાર કુશળ પ્રશ્નો પુછવાં, તથા મંદહાસ્ય પૂર્વક તેઓના મુખ તરફ દ્દષ્ટિ કરવી. અને બીજા અધિકારીયો આવે ત્યારે રાજાએ સાવધાન થઈને આસન ઉપર બેસી રહેવું, અને આગંતુક અધિકારીયો તરફ સ્નેહ સહિત દ્દષ્ટિ કરવી. ૨૮૦-૨૮૧

विद्यावत्सु शरच्चन्द्रो निदाघार्को द्विषत्सु च ।
प्रजासु च वसन्तार्क इव स्यात्त्रिविधो नृपः ॥ २८२ ॥

રાજાએ વિદ્વાનોની સાથે શરદૃતુના ચંદ્રની પેઠે શાંતપણાથી વર્તવું, શત્રુઓની સાથે ગ્રીષ્મૃતુના સૂર્યની પેઠે પ્રચંડતાથી વર્તવું. અને પ્રજાની સાથે વસંતના સૂર્યની પેઠે સમભાવે વર્ત્તવું. ૨૮૨

यदि ब्राह्मणभिन्नेषु मृदुत्वं धारयेन्नृपः ।
परिभवन्ति तं नीचा यथा हस्तिपका गजम् ॥ २८३ ॥

રાજા જો શૂદ્રાદિક સાથે કોમળતાથી વર્તે છે તો માવતો જેમ હાથીનો પરાજય કરે છે તેમ નીચ લોકો રાજાનું અપમાન કરે છે. ૨૮૩

भृत्याद्यैर्यन्न कर्त्तव्याः परिहासाश्च क्रीडनम् ।
अपमानास्पदे ते तु राज्ञो नित्यं भयावहे ॥ २८४ ॥

રાજાએ ચાકરાદિકની સાથે મશ્કરી ઠઠ્ઠાઓનો તથા રમત ગમત કરવી નહીં, કારણ તેવી બાબતો હંમેશાં રાજાને અપમાનકારક તથા ભયદાયક થઇ પડે છે. ૨૮૪

पृथक्पृथग्ज्ञापयन्ति स्वार्थसिद्ध्यै नृपाय ते ।
स्वकार्य्यं गुणवत्कृत्वा सर्वे स्वार्थपरा यतः ॥ २८५ ॥

રાજાની સાથે રમત ગમત કરનારા રાજપુરૂષો, પોતાનો સ્વાર્થ સાધવા માટે પોતાનું કામજ ઉત્તમ છે, પણ બીજાનું નથી એવું બતાવીને રાજાને કંઈ જુદું જુદું સમજાવવા માટે અનેક પ્રયત્ન આદરે છે; કારણ કે સઘળા મનુષ્યો સ્વાર્થ પરાયણ હોય છે. ૨૮૫

विकल्पन्तेऽवमन्यन्ति लंघयन्ति च तद्वचः ।
राजभोज्यानि भुञ्जन्ति न तिष्ठन्ति स्वके पदे ॥ २८६ ॥
विस्रंसयन्ति तन्मन्त्रं विवृण्वन्ति च दुष्कृतम् ।
भवन्ति नृपवेशा हि वञ्चयन्ति नृपं सदा ॥ २८७ ॥
तत्स्त्रियं सज्जयान्ति स्म राज्ञि क्रुद्धे हसन्ति च ।
व्याहरन्तिच निर्लज्जा हेलयान्ति नृपं क्षणात् ॥ २८८ ॥
आज्ञामुल्लंघयन्ति स्म न भयं यान्त्यकर्मणि ।
एते दोषाः परीहासक्षमाक्रीडोद्भवा नृपे ॥ २८९ ॥

રાજા પોતાના સેવકોની સાથે ઉપહાસ કરે, તેના અપરાધોને ક્ષમા આપે તથા રમતગમત કરે તેથી આટલા દોષો ઉપજે છે. તે દોષો–રાજસેવકો તર્કથી રાજાના વાક્યને ઉરાડી દે છે, તેના બોલનું અપમાન કરે છે, તેના વચનને ઉલ્લંઘન કરે છે, રાજાની આજ્ઞા ન હોય છતાં પણ રાજાના ખાવા યોગ્ય પદાર્થો પોતે ખાઇ જાય છે, પોતાના અધિકાર પ્રમાણે વર્તતા નથી, રાજાની ગુપ્ત વાર્તા ઉઘાડી પાડે છે, રાજાનું નીચ કૃત્ય (જે ગુપ્ત હોય) તેને ઉઘાડું પાડીને રાજાને વગોવે છે, રાજાના જેવો પોશાક પેહેરે છે, વિશેષ તો શું પણ હંમેશાં રાજાને છેતરે છે, રાણીને પોતાનું કામ સાધવા માટે અનુકૂળ કરે છે, (અનેક ઉપાયો કરીને રાણીના મનનો પ્રેમ સંપાદન કરી તેની સાથે અસદ્વ્યવહાર ચલાવે છે), રાજા ક્રોધ કરે છે ત્યારે તેઓ હસી કાઢે છે, નિર્લજ્જ બનીને રાજાની આગળ બોલે છે, રાજાને એક ક્ષણમાં નમાવે છે, તેનું અપમાન કરે છે અને નીચ કામ કરતાં પણ ડરતા નથી. ૨૮૬—૨૮૯

## લેખપત્ર વિચાર.

न कार्य्यं भृतकः कुर्य्यान्नृपलेखाद्विना क्वचित् ।
नाज्ञापयेल्लेखनेन विनाल्पं वा महन्नृपः ॥ २९० ॥

અધિકારીએ રાજાનાં લખાણ વિના કોઇપણ દિવસ કામ કરવું નહીં અને રાજાએ પણ લખાણ વિના નાનાં કે મોટાં કામ કરવાને આજ્ઞા આપવી નહીં. ૨૯૦

भ्रान्तेः पुरुषधर्मत्वाल्लेख्यं निर्णायकं परम् ।
अलेख्यमाज्ञापयति ह्यलेख्यं यत्करोति यः ।
राजकृत्यमुभौ चोरौ तौ भृत्यनृपती सदा ॥ २९१ ॥

વિસ્મરણ થવું એ સર્વ મનુષ્યનો સ્વાભાવિક ધર્મ છે, માટે તે વિસ્મરણ થયેલી વાર્તાને સ્મરણ કરાવનારૂં ઉત્તમ સાધન લેખ છે. જે રાજા લેખ કર્યા વિના મુખથી આજ્ઞા કરે છે કે, 'અમુક કામ કરો,' અને જે અધિકારી લેખ વિના રાજાનું કામ કરે છે તે રાજાને અને સેવકને સદા ચોર જાણવા. ૨૯૧

नृपसंचिन्हितं लेख्यं नृपस्तन्न नृपो नृपः ॥ २९२ ॥

રાજાના મોહોર છાપવાળા લેખનેજ રાજા સમજવો પણ રાજાને રાજા સમજવો નહીં.-કારણ કે રાજ્યમાં સર્વ કાર્યનો આધાર લેખ ઉપર છે. માટે લેખને રાજાની ઉપમા આપી છે.

समुद्रालिखितं राज्ञा लेख्यं तच्चोत्तमोत्तमम् ।
उत्तमं राजलिखितं मध्यं मन्त्र्यादिभिः कृतम् ।
पौरलेख्यं कनिष्टं स्यात्सर्वं संसाधनक्षमम् ॥ २९३ ॥

રાજાએ જે લેખ કરીને તેમાં પોતાની મુદ્રા (મોહોરછાપ) મારી હોય તે લેખ ઉત્તમોત્તમ ગણાય છે. રાજાએ લેખ કર્યો હોય, પરંતુ તેના ઉપર મોહોર છાપ મારી ન હોય તે લેખ ઉત્તમ ગણાય છે, મંત્રી વગેરેનો લખેલો લેખ મધ્યમ ગણાય છે, અને પ્રજાએ કરેલો લેખ કનિષ્ઠ ગણાય છે. સઘળા લખાણો સારી રીતે કાર્ય કરી શકે છે, પરંતુ તેઓમાં ઉત્તમાદિક ભેદ પરત્વે મહત્તા રહેલી છે. ૨૯૩

यस्मिन्यस्मिन्हि कृत्ये तु राज्ञा योऽधिकृतो नरः ।
सामात्ययुवराजादिर्यथानुक्रमतश्च सः ॥ २९४ ॥
दैनिकं मासिकं वृत्तं वार्षिकं बहुवार्षिकम् ।
तत्कार्य्यजातलेख्यन्तु राज्ञे सम्यङ्निवेदयेत् ॥ २९५ ॥

રાજાએ યુવરાજ, કાર્યભારી વગેરે જે જે મનુષ્યોને જે જે કામ ઉપર અધિકારી નિમ્યા હોય તે તે અધિકારીઓએ ક્રમવાર પોતાના દૈનિક, માસિક, વાર્ષિક, તથા બહુ વાર્ષિક કામોનાં જે લખાણ થયાં હોય તે સર્વ લખાણો રાજાને જાણ કરવાં. ૨૯૪-૨૯૫

राजाद्यंकितलेख्यस्य धारयेत्स्मृतिपत्रकम् ।
कालेऽतीते विस्मृतिर्वा भ्रान्तिः सञ्जयते नृणाम् ॥ २९६ ॥

રાજાએ મુદ્રા મારેલાં જે લખાણો કર્યાં હોય તે સર્વેનું એક સ્મૃતિ-પત્ર કરી રાખવું; કારણ કે ઘણો કાળ વિત્યા પછી મનુષ્યને વિસ્મૃતિ અથવા તો ભ્રમ થાય છે. ૨૯૬

अनुभूतस्य स्मृत्यर्थं लिखितं निर्मितं पुरा ।
यत्नाच्च ब्रह्मणा वाचा वर्णस्वरविचिन्हितम् ॥ २९७ ॥

પૂર્વે બ્રહ્માએ અનુભવમાં આવેલાં કામને સંભારવા માટે મહા પ્રયત્ને સ્વર તથા વ્યંજનોવાળો બોલાતી ભાષાનો એક લેખ તૈયાર કર્યો છે. ૨૯૭

वृत्तलेख्यं तथा चायव्ययलेख्यमिति द्विधा ।
व्यवहारक्रियाभेदादुभयं बहुतां गतम् ॥ २९८ ॥

લેખ બે પ્રકારનો છે: વૃતાંત સંબંધી તથા આયવ્યય સંબંધી. તે બન્ને લેખ ભિન્નભિન્ન વ્યવહારિક સંબંધને લઈને બહુ વિસ્તાર પામેલા છે. ૨૯૮

यथोपन्यस्तसाध्यार्थसंयुक्तं सोत्तरक्रियम् ।
सावधारणकञ्चैव जयपत्रकमुच्यते ॥ २९९ ॥

લેખમાં કર્તવ્યકાર્ય યથાર્થ રીતે જણાવ્યું હોય અને ઉત્તરક્રીયા પણ સિદ્ધાંત સહિત જણાવેલી હોય તે જયપત્ર કહેવાય છે. ૨૯૯

सामन्तेष्वथ भृत्येषु राष्ट्रपालादिकेषु यत् ।
कार्य्यमादिश्यते येन तदाज्ञापत्रमुच्यते ॥ ३०० ॥

જે લેખથી સામંતો ઉપર, સેવકો ઉપર, તથા દેશનું રક્ષણ કરનારા પુરૂષો ઉપર આજ્ઞા કરવામાં આવે છે તે આજ્ઞાપત્ર કહેવાય છે. ૩૦૦

ऋत्विक्पुरोहिताचार्य्यमन्येष्वभ्यर्चितेषु च ।
कार्य्यं निवेद्यते येन पत्रं प्रज्ञापनाय तत् ॥ ३०१ ॥

જે લેખપત્રથી ઋત્વિજો, પુરોહિતો, આચાર્યો તથા બીજા પૂજ્ય-પુરૂષોને અધિકારનાં કામ જણાવવામાં આવે છે તે પ્રજ્ઞાપન પત્ર કહેવાય છે. ૩૦૧

सर्वे श्रुणुत कर्त्तव्यमाज्ञया मम निश्चितम् ।
स्वहस्तकालसम्पन्नं शासनं पत्रमेव तत् ॥ ३०२ ॥

તમે સઘળા મારી આજ્ઞાથી મારૂં આવશ્યક કર્તવ્ય ધ્યાન દઇને સાંભળો. આમ કહીને રાજા પોતાના હસ્તાક્ષરથી મિતિવાળું જે લખાણ કરે છે તે શાસનપત્ર કહેવાય છે. ૩૦૨

देशादिकं यस्य राजा लिखितेन प्रयच्छति ।
सेवाशौर्य्यादिभिस्तुष्टः प्रसादलिखितं हि तत् ॥ ३०३ ॥

રાજા જેની સેવાથી તથા શૌર્યતાવગેરેથી પ્રસન્ન થઈને, દેશ ગામ વગેરેનો લેખ કરીને તે દેશ વગેરે આપે છે તે પ્રસાદપત્ર ગણાય છે. ૩૦૩

भोगपत्रन्तु करदीकृतं चोपायनीकृतम् ।
पुरुषावधिकं तत्तु कालावधिकमेव वा ॥ ३०४ ॥

'અમુક આટલો ભાગ લેતા જવું,' આવો ઠરાવ કરીને જે લેખ કરવામાં આવે છે તે ભોગપત્ર કહેવાય છે. રાજ્યમાંથી આટલું ધન અમુકને આપવું આવો ઠરાવ કરીને જે લેખ કરવામાં આવે છે તે કરદપત્ર કહેવાય છે. ભેટ તરિકે આટલું ધન મળ્યું જશે એવો અમુકને લેખ કરવામાં આવે છે તે ઉપાયનપત્ર કહેવાય છે. આટલું દ્રવ્ય અમુક વંશના એક બે કે ઘણા પુરૂષોને મળશે, આવો જે લેખ કરવામાં આવે છે તે પુરૂષાવધિપત્ર કહેવાય છે. અમુક કાળ સુધી ધન મળ્યા જશે એવો જે લેખ કરી આપવામાં આવે છે તે કાળાવધિકપત્ર કહેવાય છે. ૩૦૪

विभक्ता ये च भ्रात्राद्याः स्वरुच्या तु परस्परम् ।
विभागपत्रं कुर्वन्ति भागलेख्यं तदुच्यते ॥ ३०५ ॥

જે ભાઈઓ વગેરે પોતાની ઇચ્છાથી પરસ્પર જુદા થઇને એક બીજાના ભાગની વેહેચણી માટે જે લેખ કરે છે. તે ભાગપત્ર કહેવાય છે. ૩૦૫

गृहभूम्यादिकं दत्वा पत्रं कुर्य्यात्प्रकाशकम् ।
अनुच्छेद्यमनाहार्य्यं दानलेख्यं तदुच्यते ॥ ३०६ ॥

ઘર અથવા તો જમીન વગેરેનું દાન આપીને, આનો કોઈએ નાશ કરવો નહીં અથવા તો છીનવી લેવું નહીં, એવો, મનુષ્યના સમક્ષમાં જે લેખ કરવામાં આવે છે તે દાનપત્ર કહેવાય છે. ૩૦૬

गृहक्षेत्रादिकं क्रीत्वा तुल्यमूल्यप्रमाणयुक् ।
पत्रं कारयते यत्तु क्रयलेख्यं तदुच्यते ॥ ३०७ ॥

યોગ્ય કિંમતવાળું અને પ્રમાણવાળું ઘર અથવા તો ક્ષેત્ર વગેરે વેચીને તેનો જે લેખ કરવામાં આવે છે તેને ક્રય (વેચાણ) પત્ર કહે છે. ૩૦૭

जङ्गमस्थावरं बन्धं कृत्वा लेख्यं करोति यत् ।
गोप्यभोग्यक्रीयायुक्तं सादिलेख्यं तदुच्यते ॥ ३०८ ॥

જંગમ મીલકત તથા સ્થાવર મીલકત ઘરેણે મૂકીને તેનો ગુપ્ત રીતે ભોગવટો સ્વાધીન રાખી જે લેખ કરવામાં આવે છે તેને સાદિપત્ર કહે છે. ૩૦૮

ग्रामो देशश्च यत्कुर्य्यात्सत्यलेख्यं परस्परम् ।
राजविरोधिधर्मार्थं संवित्पत्रं तदुच्यते ॥ ३०९ ॥

ગામના લોકો તથા દેશના લોકો, રાજા જે ધર્મ પાળતો ન હોય તેવા રાજા વિરૂદ્ધ સ્વધર્મની રક્ષા કરવા માટે પરસ્પર જે લેખ કરે છે તે સંવિત્‌પત્ર કહેવાય છે. ૩૦૯

वृद्ध्यै धनं गृहीत्वा तु कृतं वा कारितञ्च यत् ।
ससाक्षिमच्च तत्प्रोक्तमृणलेख्यं मनीषिभिः ॥ ३१० ॥

'આ ધનનું તમને હું વ્યાજ આપીશ,' આવી પ્રતિજ્ઞા કરી ધન વ્યાજે લઈ સારા સાક્ષીયોની સહીવાળો જે લેખ કર્યો હોય વા કરવામાં આવ્યો હોય તે લેખને વિદ્વાનો ઋણપત્ર (ખત)કહે છે. ૩૧૦

अभिशापे समुत्तीर्णे प्रायश्चित्ते कृते बुधैः ।
दत्तं लेख्यं साक्षिमद्यच्छुद्धिपत्रं तदुच्यते ॥ ३११ ॥

અપવાદમાંથી મુક્ત થયા પછી અને પાતકની શુદ્ધિ માટે પ્રાયશ્ચિત્ત કર્યા પછી આ નિર્દોષ છે આવો સારા સાક્ષીવાળો જે લેખ આપવામાં આવે છે તેને વિદ્વાનો શુદ્ધિપત્ર કહે છે. ૩૧૧

मेलयित्वा स्वधनांशान्व्यवहाराय साधकाः ।
कुर्वन्ति लेखपत्रं यत्तच्च सामयिकं स्मृतम् ॥ ३१२ ॥

વ્યાપાર કરનારા પુરૂષો વ્યાપાર માટે પોતપોતાના ધનનો ભાગ એકઠો કરીને જે લેખ કરે છે તે લેખ સામાયિકપત્ર જાણવું છે. ૩૧૨

सभ्याधिकारिप्रकृतिसभासद्भिर्न यः कृतः ।
तत्पत्रं वादिमान्यं चेज्ज्ञेयं सम्मतिसंज्ञिकम् ॥ ३१३ ॥

માન્ય પુરૂષોએ, અધિકારી વર્ગે, પ્રકૃતિમંડળે, તથા સભાસદોએ (આસેસરોએ) જે લેખને માન્ય ન કર્યો હોય છતાં પણ વાદી તે લેખને માન્ય કરે તો તેનું નામ સંમતિપત્ર કહેવાય છે. ૩૧૩

स्वकीयवृतज्ञानार्थं लिख्यते यत्परस्परम् ।
श्रीमङ्गलपदाढ्यं वा सपूर्वोत्तरपक्षकम् ॥ ३१४ ॥
असन्दिग्धमगूढार्थं स्पष्टाक्षरपदं सदा ।
अन्यव्यावर्तकस्वात्मपरापित्रादिनामयुक् ॥ ३१५ ॥
एकद्विबहुवचनैर्यथार्हस्तुतिसंयुतम् ।
समामासतदर्द्धाहर्नामजात्यादिचिन्हितम् ॥ ३१६ ॥
कार्य्यबोधि सुसम्बन्धं नत्याशीर्वादपूर्वकम् ।
स्वाम्यसेवकसेव्यार्थं क्षेमपत्रं तु तत्स्मृतम् ॥ ३१७ ॥

જેમાં શ્રી એવું મંગળકારક પદ પ્રથમ હોય, જેમાં પૂર્વ અને ઉત્તર પક્ષ લખ્યાં હોય, સંદેહ રહિત સ્પષ્ટ વાર્તા લખી હોય, જેમાં સ્પષ્ટ અક્ષરથી પ્રસિદ્ધ વાર્તા લખવામાં આવી હોય, જેમાં એક બીજાને જુદા પાડી આપનારાં પોતાનાં તથા સામા મનુષ્યના પિતા વગેરેનાં નામો સ્પષ્ટ લખેલાં હોય, જેમાં એક વચન, દ્વિવચન તથા બહુવચનોવડે યથાયોગ્ય સ્તુતિ કરવામાં આવી હોય, જેમાં વર્ષ, માસ, પક્ષ દિવસ અને જાતિ તથા નામ વગેરે લખ્યાં હોય, જેમાં અમુક કામ જણાવવામાં આવ્યું હોય, ઉત્તમ પ્રકારનો સંબંધ જણાવનારા નમસ્કાર અથવા તો આશીર્વાદ જણાવ્યા હોય, જેમાં સ્વામી તથા સેવકની સેવા સંબંધી બાબત બતાવી હોય-આ પ્રમાણે પોતપોતાનું વૃત્તાંત જણાવવા માટે પરસ્પર જે કાગળ લખવામાં આવે છે તે ક્ષેમપત્ર કહેવાય છે. ૩૧૪—૩૧૭

एभिरेव गुणैर्युक्तं स्वाधर्षकविबोधकम् ।
भाषापत्रं तु तज्ज्ञेयमथवा वेदनार्थकम् ॥ ३१८ ॥

ઉપર જણાવ્યા પ્રમાણે જેમાં યોગ્ય રીતે સર્વ લખવામાં આવ્યું હોય અને તેની સાથે જેમાં પોતાનું દુઃખ જણાવવામાં આવ્યું હોય, તે પત્રને ભાષાપત્ર, અભિયોગપત્ર અથવા તો વેદનાપત્ર કહેછે. ૩૧૮

प्रदर्शितं वृत्तलेख्यं समासाल्लक्षणान्वितम् ।
समासात्कथ्यते चान्यच्छेषायव्ययबोधकम् ॥ ३१९ ॥

આ પ્રમાણે ટૂંકામાં વૃત્તાંતનું લખાણ, તેનાં લક્ષણો સહિત દર્શાવ્યું. હવે બાકી રહેલું આવક તથા ખર્ચ સંબંધી લખાણ ટુકામાં કહું છું. ૩૧૯

## આવક ખર્ચના ભેદ.

व्याप्यव्यापकभेदैश्च मूल्यमानादिभिः पृथक् ।
विशिष्टसंज्ञितैस्ताद्धि यथार्थैर्बहुभेदयुक् ॥ ३२० ॥

વ્યાપ્ય (પેટા) વિષય અને વ્યાપક (મુખ્ય) વિષયના ભેદોવડે તથા નાના મોટાં યથાર્થ મૂલ્ય અને માન આદિકવડે આવકના તથા ખર્ચના ચોપડાઓ ભિન્નભિન્ન ઘણી જાતના છે. ૩૨૦

वत्सरे वत्सरे वापि मासि मासि दिने दिने ।
हिरण्यपशुधान्यादि स्वाधीनं त्वायसंज्ञकम् ।
पराधीनं कृतं यत्तु व्ययसंज्ञं धनञ्च तत् ॥ ३२१ ॥

પ્રતિવર્ષે, પ્રતિમાસે અને પ્રતિદિવસે સુવર્ણ, પશુ અને ધાન્ય આદિક

 પોતાના અધીનમાં આવે છે તેનું નામ આવક; તથા સુવર્ણ, પશુ

આદિક ધન બીજાને સ્વાધિન કરવામાં આવે છે તેનું નામ વ્યય ગણુાય છે. ૩૨૧

साद्यस्कश्चैव प्राचीन आयः स सञ्चितसंज्ञकः ।
व्ययो द्विधा चोपभुक्तस्तथा विनिमयात्मकः ॥ ३२२ ॥

આવકના બે ભેદ છેઃ તુરત થયેલી અને ઘણા વર્ષ ઉપર થયેલી. ઘણા વર્ષ ઉપર થયેલી આવકને સંચિત કહે છે. તેમજ ખર્ચના પણ બે ભેદ છેઃ ઉપભુક્ત અને વિનિમય. ૩૨૨

निश्चितान्यस्वामिकं चानिश्चितस्वामिकं तथा ।
स्वस्वत्वनिश्चितं चेति त्रिविधं सञ्चितं मतम् ॥ ३२३ ॥

સંચિત ધનના ત્રણ ભેદ માનેલાછેઃ ૧ જે ધનનો બીજો સ્વામી નિશ્ચય કરેલો હોય, ૨ જેનો બીજો સ્વામી નિશ્ચય કરેલો ન હોય. તથા ૩ જેના ઉપર પોતાનું સ્વામીત્વ નિશ્ચય થયું હોય. ૩૨૩

निश्चितान्यस्वामिकं यद्धनं तु त्रिविधं हि तत् ।
औपनिध्यं याचितकमौत्तमर्णिकमेव च ॥ ३२४ ॥

જે ધનનો બીજો સ્વામી નિશ્ચય કરવામાં આવ્યો હોય તેવા સંચિત ધનના ત્રણ ભેદ છેઃ ૧ ઔપનિધ્ય, ૨ યાચિતક, તથા ૩ ઔત્તમર્ણિક. ૩૨૪

विस्रम्भान्निहितं सद्भिर्यदौपानिधिकं हि तत् ।
अवृद्धिकं गृहीतान्यालंकारादि च याचितम् ॥ ३२५ ॥
सवृद्धिकं गृहीतं यदृणं तच्चौत्तमर्णिकम् ।
निध्यादिकं च मार्गादौ प्राप्तमज्ञातस्वामिकम् ॥ ३२६ ॥

સજ્જનોએ વિશ્વાસથી કોઈને ત્યાં મુકેલું ધન ઔપનિધ્ય કહેવાય છે. વ્યાજવિના ઘરેણાં ધન વિગેરે માંગી લીધાં હોય તે યાચિતક કહેવાય છે, કરજે લીધેલું ધન ઔત્તમર્ણિક કહેવાય છે તથા માર્ગાદિકમાં નિધિ વિગેરે જે ધન મળે તે અજ્ઞાતસ્વામી ધન કહેવાય છે. ૩૨૫-૩૨૬

साहजिकं चाधिकं च द्विधा स्वस्वत्वनिश्चितम् ॥ ३२७ ॥

જે ધન ઉપર પોતાનું સ્વામીત્વ સિદ્ધ થયું હોય તેવા ધનના બે ભેદ છેઃ સાહજીક તથા અધિક. ૩૨૭

उत्पद्यते यो नियतो दिने मासि च वत्सरे ।
आयः साहजिकः सैव दायाद्यश्च स्ववृत्तितः ॥ ३२८ ॥

પિતાએ આપેલા ધનના વિભાગમાંથી તથા પોતાની આજીવિકામાંથી

પ્રતિદિવસે પ્રતિમાસે અને વર્ષે જે નિશ્ચય આવક થતી હોય તેને સાહજીક આવક કહેવી. ૩૨૮

दायः परिग्रहो यत्तु प्रकृष्टं तत्स्वभावजम् ।

પિતાએ આપેલા ધનમાંથી તથા દાનમાંથી જે નિયત આવક થતી હોય તે ઉત્તમ સાહજીક આવક જાણવી–જે શ્રમ વિના મળે છે. ૩૨૮

मौल्याधिक्यं कुसीदञ्च गृहीतं याजनादिभिः ॥ ३२९ ॥
पारितोष्यं भृतिप्राप्तं विजिताद्यं धनञ्च यत् ।
स्वस्वत्वेऽधिकसंज्ञं तदन्यत्साहजिकं स्मृतम् ॥ ३३० ॥

મૂળ કિંમત કરતાં અધિક કિંમતમાં વેચીને મેળવેલું ધન, વ્યાજ તરિકે મેળવેલું ધન, યજ્ઞયાગાદિકમાંથી મેળવેલું ધન, ઇનામ તરિકે મેળવેલું ધન, યુદ્ધમાં વિજય કરીને મેળવેલું ધન, સ્વત્વનિશ્રિતસ્વધનમાં અધિક ધનના નામથી ઓળખાય છે અને તે કરતાં બીજી રીતે મેળવેલાં ધનને સાહજીક જાણવું. ૩૨૯–૩૩૦

पूर्ववत्सरशेषञ्च वर्त्तमानाब्दसम्भवम् ।
स्वाधीनं सञ्चितं द्वेधा धनं सर्वं प्रकीर्त्तितम् ॥ ३३१ ॥

સ્વાધીન ધન તથા સંચિત ધન એ સર્વ ધનના બે પ્રકાર કહ્યા છે: ૧ પૂર્વવર્ષશેષધન (પ્રથમના વર્ષમાં ખર્ચાતાં બાકી બચેલું) અને ૨ વર્તમાન વર્ષમાં ઉપજેલું. ૩૩૧

द्वेधाधिकं साहजिकं पार्थिवेतरभेदतः ।
भूमिभागसमुद्भूत आयः पार्थिव उच्यते ॥ ३३२ ॥
स देवकृत्रिमजलैर्देशग्रामपुरैः पृथक् ।
बहुमध्याल्पफलतो भिद्यते भूविभागतः ॥ ३३३ ॥

અધિક તથા સાહજીક ધનના (વળી) બે ભેદ છે: પાર્થિવ અને અપાર્થિવ. ભૂમિમાંથી જે આવક થાય છે તે પાર્થિવ આવક કહેવાય છે. અને બીજી તે જંગમ આવક. પાર્થિવ આવક, દેવાલયોમાંથી માટીનાં કૃત્રિમ રમકડાં તથા વાસણ વગેરેમાંથી, પાણીમાંથી, ભિન્નભિન્ન દેશ ગ્રામ તથા નગરમાંથી, અને પૃથ્વીના ભિન્નભિન્ન ક્ષેત્રોમાંથી–ઉત્તમ, મધ્યમ અને કનિષ્ટ ફળ રૂપે ઉત્પન્ન થાય છે તેથી તેના જુદા જુદા વિભાગ છે. ૩૩૩

शुल्कदण्डाकरकरभाटकोपायनादिभिः ।
इतरः कीर्त्तितस्तज्ज्ञैरायो लेखविशारदैः ॥ ३३४ ॥

વાણિયા વગેરે પાસેથી લીધેલો રાજકર, લુચ્ચાઓ પાસેથી લીધેલો

દંડ, ખાણુમાંથી ઉપજેલું ધન, પ્રજા પાસેથી લીધેલો કર, ભાડું, તથા ભેટ ઇત્યાદિકમાંથી ઉત્પન્ન થયેલી આવકને આયજ્ઞાનવાળા નિપુણ લેખકો અપાર્થિવ આવક કહે છે. ૩૩૪

यन्निमित्तो भवेदायो व्ययस्तन्नामपूर्वकः ।
व्ययश्चैवं समुद्दिष्टो व्याप्यव्यापकसंयुतः ॥ ३३५ ॥

જે કારણને લઈને આવક થતી હોય તે કારણ ઉપર લખીને તેનો ખર્ચ તેની નિચે લખવો, આવી રીતે પેટા વિષય અને મુખ્ય વિષયવાળો ખર્ચ કહેલો છે. ૩૩૫

पुनरावर्त्तकः स्वत्वनिवर्त्तक इति द्विधा ।
व्ययो यन्निध्युपनिधीकृतो विनिमयीकृतः ।
सकुसीदाकुसीदाधमर्णिकश्चावृत्तः स्मृतः ॥ ३३६ ॥

ખર્ચના બે ભેદ છેઃ એક પુનરાવર્તક (પાછો આવનારો) અને બીજો સ્વત્વનિવર્તક. (પોતાનું સ્વામિત્વ જતું રહેનાર) નિધિકૃત, ઉપનિધિકૃત, વિનિમયીકૃત, તથા વ્યાજવાળો અને વ્યાજ રહિત આધમર્ણિક ખર્ચ, આ સર્વ પુનરાવર્તક ખર્ચ ગણાય છે. ૩૩૬

निधिर्भूमौ विनिहितोऽन्यस्मिन्नुपनिधिः स्थितः ।
दत्तमूल्यादिसंप्राप्तः सैव विनिमयीकृतः ॥ ३३७ ॥

वृद्ध्यावृद्ध्या च यो दत्तः स वै स्यादाधमर्णिकः ।
सवृद्धिकमृणं दत्तमकुसीदं तु याचितम् ॥ ३३८ ॥

પૃથ્વીમાં ડાટેલું ધન નિધિકૃત કહેવાય છે, બીજા મનુષ્યને ત્યાં થાપણ તરિકે મુકેલું ઉપનિધિકૃત કહેવાય છે, પરસ્પર મૂલ્ય આપી અદલોબદલો કરવામાં આવતી વસ્તુ વિનિમય કહેવાય છે. જે મનુષ્યને વ્યાજે અથવા તો વ્યાજ વિના આપવામાં આવ્યું હોય તે આધમર્ણિક ધન કહેવાય છે. તેમાં જે દ્રવ્ય વ્યાજસહિત આપવામાં આવ્યું હોય તે ઋણ કહેવાય અને વ્યાજ વિના આપેલું ધન યાચિત કહેવાય છે. ૩૩૭-૩૩૮

स्वत्वनिवर्त्तको द्वेधा त्वैहिकः पारलौकिकः ॥ ३३९ ॥

प्रतिदानं पारितोष्यं वेतनं भोग्यमैहिकः ।
चतुर्विधस्तथा पारलौकीकोऽनन्तभेदभाक् ॥ ३४० ॥

સ્વત્વનિવર્તક ખર્ચના બે ભેદ છે: ઐહિક (લૌકિક) અને પારલૌકિક તેમાં પ્રતિદાન, પારિતોષ્ય, વેતન તથા ભોગ્ય આવા ચાર પ્રકારનો લૌકિક ખર્ચ છે અને પારલૌકિકના અનંત ભેદ છે. ૩૩૯-૩૪૦

शेषं संयोजयेन्नित्यं पुनरावर्त्तको व्ययः ॥ ३४१ ॥

પુનરાવર્તક ખર્ચ હંમેશાં શેષ રહેલી રકમની સાથે જોડાય છે. ૩૪૧

मूल्यत्वेन च यद्दत्तं प्रतिदानं स्मृतं हि तत् ।
सेवाशौर्यादिसन्तुष्टैर्दत्तं तत्पारितोषिकम् ।
भृतिरूपेण सन्दत्तं वेतनं तत्प्रकीर्त्तितम् ॥ ३४२ ॥

જે વસ્તુ કિંમત લઈને આપી હોય તેને પ્રતિદાન જાણવી; સ્વામી, સેવા તથા શૌર્યથી પ્રસન્ન થઈને જે વસ્તુ આપે તે પારિતોષિક, તથા પગાર તરિકે આપે તે વેતન કહેવાય છે. ૩૪૨

धान्यवस्त्रगृहारामगोगजादिरथार्थकम् ।
विद्याराज्याद्यर्जनार्थं धनाद्यर्थं तथैव च ।
व्ययीकृतं रक्षणार्थमुपभोग्यं तदुच्यते ॥ ३४३ ॥

ધાન્ય, વસ્ત્ર, ઘર, બગીચાઓ, ગાય, બળદ, હાથી, ઘોડા તથા રથ વગેરેને માટે વિદ્યા, રાજ્ય અને ધન સંપાદન કરવા માટે તથા પોતાનું અને રાજ્યનું રક્ષણ કરવા માટે જે ખર્ચ કરવામાં આવે છે તે ઉપભોગ્ય કહેવાય છે. ૩૪૩

सुवर्णरत्नरजतनिष्कशालास्तथैव च ।
रथाश्वगोगजोष्ट्राजावीनां शालाः पृथक्पृथक् ॥ ३४४ ॥
वाद्यशस्त्रास्त्रवस्त्राणां धान्यसम्भारयोस्तथा ।
मन्त्रिशिल्पनाट्यवैद्यमृगाणां पाकपक्षिणाम् ।
शाला भोग्ये निविष्टास्तु तद्व्ययो भोग्य उच्यते ॥ ३४५

સોના તથા રૂપાના શિક્કા આદિ પાડવાની શાળાઓ, રત્ન પરીક્ષાની શાળાઓ, રથ, હાથી, ઘોડા, ગાય, બળદ, ઉંટ, બકરાં, અને મેંઢાની જુદી જુદી શાળાઓ, વાજીંત્ર શાળાઓ, શસ્ત્ર અસ્ત્ર શાળાઓ, ધાન્ય શાળાઓ, જુદા જુદા પદાર્થોની શાળાઓ, મંત્રીશાળા, શિલ્પશાળા, નાટ્યશાળા, વૈદ્યશાળા, પશુશાળા, પાકશાળા, પક્ષિશાળા, ઈત્યાદિક ભિન્નભિન્ન સર્વ શાળાઓ ભોગ્ય વસ્તુના પેટામાં આવી જાય છે; માટે તે શાળાઓ બનાવવા માટે જે ખર્ચ થાય તે ખર્ચ ભોગ્ય કહેવાય છે. ૩૪૪-૩૪૫

जपहोमार्चनैर्दानैश्चतुर्धा पारलौकिकः ।
पुनर्यातो निवृत्तश्च विशेषायव्ययौ च तौ ।
आवर्त्तको निवर्त्ती च व्ययायौ तु पृथग्द्विधा ॥ ३४६ ॥

પારલૌકિક ખર્ચના ચાર ભેદ છેઃ ૧ જપ, ૨ હોમ, ૩ પૂજન અને ૪ દાન. વિશેષ આવક તથા વિશેષ ખર્ચ આ બન્ને પુનરાવર્તક અને સ્વત્વ નિવર્તક નામના બે ભેદવાળા હોવાથી જુદા જુદા તેના બે ભેદ ગણાય છે. ૩૪૬

आवर्तकाविहीनौ तु व्ययायौ लेखको लिखेत् ॥ ३४७ ॥

લેખકે, પુનરાવર્તક અને સ્વત્વનિવર્તક નામનાં બન્ને આવક તથા ખર્ચ લખવાં. ૩૪૭

क्रयाधमर्णघटनान्यस्थलाप्तो विवर्तकः ।
द्रव्यं लिखित्वा दद्यात्तु गृहीत्वा विलिखेत्स्वयम् ॥ ३४८ ॥

વિશ્વાસુ લેખકે પદાર્થોના વેચાણમાં, કરજ આદિક વ્યવહારમાં, તથા બીજા વ્યાપારિક વ્યવહારમાં જે વસ્તુ આપવાની હોય તે વસ્તુને પ્રથમ ચોપડામાં લખવી અને પછી આપવી. અને લેવાની વસ્તુ પ્રથમ પોતે લેવી અને પછી તેને ચોપડામાં નોંધવી. ૩૪૮

हीयते वर्द्धते नैवमायव्ययविलेखकः ॥ ३४९ ॥

આ પ્રમાણે આવક તથા ખર્ચ લખવાથી તેમાં વધારો ઘટાડો થતો નથી–પણ હિસાબ બરાબર મળી રહે છે. ૩૪૯

हेतुप्रमाणसम्बन्धकार्य्याङ्गव्याप्यव्यापकैः ।
आयाश्च बहुधा भिन्ना व्ययाः शेषं पृथक्पृथक् ।
मानेन संख्यया चैवोन्मानेन परिमाणकैः ॥ ३५० ॥

જુદાં જુદાં કારણોવડે, પ્રમાણોવડે, જુદાજુદા સંબંધવડે ભિન્નભિન્ન કાર્યના અવાંતર વ્યાપારવડે, નાના તથા મોટા વિષયોવડે, જુદાં જુદાં માનવડે, જુદીજુદી સંખ્યાવડે અને જુદાંજુદાં ઉન્માન તથા પરિમાણવડે, ઉપર જણાવેલા ભેદ શિવાય આવક તથા ખર્ચના બીજા પણ ઘણા ભેદ છે. ૩૫૦

क्वचित्संख्या क्वचिन्मानमुन्मानं परिमाणकम् ।
समाहारः क्वचिच्चेष्टो व्यवहाराय तद्विदाम् ॥ ३५१ ॥

વ્યવહારવેત્તાઓએ, વ્યાપાર માટે કોઇ દેશમાં સંખ્યા સ્વીકારેલી છે, કોઈ દેશમાં માન સ્વીકારેલું છે, કોઈ દેશમાં ઉન્માન સ્વીકારેલું છે, કોઈ દેશમાં પરિમાણ સ્વીકારેલું છે, અને કોઈ દેશમાં સઘળાં માપ સ્વીકારેલાં છે. ૩૫૧

अंगुलाद्यं स्मृतं मानमुन्मानं तु तुला स्मृता ।
परिमाणं पात्रमानं संख्यैकद्व्यादिसंज्ञिका ॥ ३५२ ॥

આંગળ તથા હાથને માન કહે છે, તોલાંને ઉન્માન કહે છે, પાલીપ-વાલાં વગેરે પાત્રને પરિમાણ કહે છે અને એક, બે, ત્રણ, વગેરેને સંખ્યા કહે છે. ૩૫૨

यत्र यादृग्व्यवहारस्तत्र तादृक्प्रकल्पयेत् ॥ ३५३ ॥

જે દેશમાં જેવો વ્યવહાર ચાલતો હોય તે દેશમાં તેવો વ્યવહાર કરવો. ૩૫૩

रजतस्वर्णताम्रादि व्यवहारार्थमुद्रितम् ।
व्यवहार्य्यं वराटाद्यं रत्नान्तं द्रव्यमीरितम् ।
सपशुधान्यवस्त्रादितृणान्तं धनसंज्ञिकम् ॥ ३५४ ॥

રાજાએ લોકમાં વ્યવહાર કરવા માટે સોના, રૂપા તથા તાંબા વગેરે ધાતુના સિક્કાઓ પડાવ્યા હોય તેનાથી લોકોએ વ્યવહાર કરવો. કોડીથી લઈને રત્નપર્યંત વસ્તુઓ દ્રવ્ય કહેવાય છે; અને પશુ, ધાન્ય, તથા વસ્ત્રથી લઇને તૃણપર્યંત સર્વ વસ્તુનું નામ ધન ગણાય છે. ૩૫૪

व्यवहारे चाधिकृतं स्वर्णाद्यं मूल्यतामियात् ॥ ३५५ ॥

વ્યાપાર માટે તૈયાર કરેલી સુવર્ણ આદિક ધાતુઓ કિંમતના રૂપને પામે છે. ૩૫૫

कारणादिसमायोगात्पदार्थस्तु भवेद्भुवि ।
येन व्ययेन संसिद्धस्तद्व्ययस्तस्य मूल्यकम् ॥ ३५६ ॥

પૃથ્વી ઉપર ભિન્નભિન્ન કારણને લઈને પદાર્થો તૈયાર કરવામાં આવે છે, તેમાં જે ખર્ચથી જે પદાર્થ સિદ્ધ થાય છે તે ખર્ચને તે પદાર્થની કિંમત જાણવી. ૩૫૬

सुलभासुलभत्वाच्चागुणत्वगुणसंश्रयैः ।
यथाकामात्पदार्थानामर्घं हीनाधिकं भवेत् ॥ ३५७ ॥

પદાર્થના સુલભપણાને લીધે, દુર્લભપણાને લીધે, ઉત્તમપણાને લીધે તથા કનિષ્ઠપણાને લીધે પદાર્થની ઈચ્છાનુસાર ઓછી વધતી કિંમત હોય છે, ૩૫૭

न हीनं मणिधातूनां क्वचिन्मूल्यं प्रकल्पयेत् ।
मूल्यहानिस्तु चैतेषां राजदौष्ट्येन जायते ॥ ३५८ ॥

રાજાએ મણિયોની તથા સુવર્ણ વગેરે ધાતુઓની કોઈ વાર હલકી કિંમતો રાખવી નહીં; કારણ કે રાજાની દુષ્ટતાથી માણેક અને સુવર્ણ વગેરે ધાતુઓની ઓછી કિંમત થાય છે-માટે રાજાએ તે પ્રમાણે ગેરવ્યવસ્થા કરવી નહીં. ૩૫૮

## લેખપત્ર લખવાની રીત.

घोर्दे चतुर्भागभूतपत्रे तिर्य्यग्गतावलिः ।
त्र्यंशगाभ्यन्तरगता चार्द्धगा पादगापि वा ।
कार्य्या व्यापकव्याप्यानां लेखने पदसंज्ञिका ॥ ३५९ ॥

મુખ્ય વિષય તથા પેટા વિષય લખવા માટે મોટા કાગળના ચાર હાંસીયા પાડીને, ડાબી જમણી બાજુના ત્રીજા અંતર ભાગમાં, અર્ધ્ધ ભાગમાં તથા ચોથા ભાગમાં વાંકી પદની પંક્તિયો લખવી. ૩૫૯

श्रेष्ठाभ्यन्तरगा तासु वामतः त्र्यंशगाप्यनु ।
दक्षत्र्यंशगता चानु ह्यर्द्धगा पादगा ततः ॥ ३६० ॥

ઉપર જણાવેલી ત્રણ પ્રકારની પદપંક્તિયોમાં, ડાબી બાજુ તરફ મધ્યમ ભાગમાં-ત્રીજા અંશથી લખેલી પદપંક્તિ શ્રેષ્ઠ ગણાય છે, જમણી બાજુના ત્રીજા અંશથી લખેલી પદપંક્તિ તે કરતાં ઉતરતી ગણાય છે, બરાબર અર્ધ્ધ ભાગમાં લખેલી પદપંક્તિ તે કરતાં ઉતરતી અને તે કરતાં છેવટ ચોથા અંશમાં લખેલી પદપંક્તિ ઉતરતી ગણાય છે. ૩૬૦

स्वभ्यन्तरे स्वभेदाः स्युः सदृशाः सदृशे पदे ।
स्वारम्भपूर्तिसदृशे पदगे स्तः सदैव हि ॥ ३६१ ॥

સુંદર ભાગ ઉપર નામ તથા ક્રીયાપદવાળાં પદો લખવાં, જેમાં અક્ષરો એક સરખા અને એક આકારના લખવા-ઉંચા નિંચા તથા ભિન્ન ભિન્નના લખેલા જણાય નહીં તેમ લખવા. અને તે પત્રના બંને ભાગો વિષયના આરંભથી લઇને વિષય પૂર્ણ થાય તેવા હમેશાં હોવા જોઈએ. ૩૬૧

राजा स्वलेख्यचिन्हं तु यथाभिलषितं तथा ।
लेखानुपूर्वं कुर्य्याद्धि दृष्ट्वा लेख्यं विचार्य च ॥ ३६२ ॥

રાજાએ લખાણ તરફ દૃષ્ટિ કરી તેમાં લખેલી બાબતનો સારી પેઠે વિચાર કરવો. અને પછી તે લેખના પ્રમાણમાં ઇચ્છાનુસાર તે લેખ ઉપર પોતાના નામની સહી કરવી. ૩૬૨

मन्त्री च प्राड्विवाकश्च पण्डितो दूतसंज्ञकः ।
स्वाविरुद्धं लेख्यमिदं लिखेयुः प्रथमं त्विमे ॥ ३६३ ॥

મંત્રી, (ન્યાયધીશ) પ્રાડ્‌વિવાક, પંડિત અને દૂતે પ્રથમ-'આ લેખ અમને અનુકૂળ છે'-એવી તેના ઉપર સંમતિ કરવી. ૩૬૩

अमात्यः साधु लिखनमस्त्येतत्प्राग्लिखेदयम् ।
सम्यग्विचारितामिति सुमन्त्रो विलिखेत्ततः ॥ ३६४ ॥

ત્યાર પછી અમાત્યે 'આ લેખ સત્ય છે,' એવી તેના ઉપર સંમતિ કરવી. ત્યાર પછી સુમંત્રે, 'આ લખાણને સારી રીતે તપાસ્યું છે' એવી તેના ઉપર સંમતિ કરવી. ૩૬૪

सत्यं यथार्थमिति च प्रधानश्च लिखेत्स्वयम् ।
अङ्गीकर्तुं योग्यमिति ततः प्रतिनिधिर्लिखेत् ॥ ३६५ ॥

ત્યાર પછી પ્રધાને પોતે-આ લખાણ યથાર્થ અને ખરૂં છે'-એવી સંમતિ કરવી. ત્યાર પછી પ્રતિનિધિએ-'આ લખાણ અંગીકાર કરવા યોગ્ય છે'-એવી સંમતિ કરવી. ૩૬૫

अङ्गीकर्त्तव्यमिति च युवराजो लिखेत्स्वयम् ।
लेख्यं स्वाभिमतं चैतद्विलिखेच्च पुरोहितः ॥ ३६६ ॥

ત્યાર પછી યુવરાજે પોતે આ લખાણ અંગીકાર કરવા યોગ્યછે એવી સંમતિ કરવી; અને પુરોહિતે આ લેખ 'મને મળતો છે' એવી સંમતિ કરવી. ૩૬૬

स्वस्वमुद्राचिन्हितंच लेख्यान्ते कुर्य्युरेव हि ।
अङ्गीकृतमिति लिखेन्मुद्रयेच्च ततो नृपः ॥ ३६७ ॥

મંત્રિ વગેરે સધળાએ તે લેખને છેડે પોતપોતાની સંમતિ કરી પોતપોતાની મુદ્રા-મહોર મારવી. ત્યાર પછી રાજાએ આ લેખ અંગીકાર કર્યો છે એવી સંમતિ કરીને તેના ઉપર પોતાની મુદ્રા-મહોર મારવી. ૩૬૭

कार्य्यान्तरस्याकुलत्वात्सम्यग्द्रष्टुं न शक्यते ।
युवाराजादिभिर्लेख्यं तदनेन च दर्शितम् ॥ ३६८ ॥

યુવરાજ આદિ બીજા કામમાં રોકાણને લીધે જો લેખને બરાબર તપાસી શકે નહીં; તો તેણે આ લખાણને અમુક મનુષ્ય પાસે સારી રીતે જોવરાવ્યું છે, એમ લખીને તેના ઉપર પોતપોતાની સહીયો કરવી. ૩૬૮

समुद्रं विलिखेयुर्वै सर्वे मन्त्रिगणास्ततः ।
राजा दृष्टमिति लिखेद्द्राक्सम्यग्दर्शनाक्षमः ॥ ३६९ ॥

ત્યાર પછી સધળા મંત્રિયોએ લખાણ કરીને તેના ઉપર પોતપોતાની મહોર મારવી. પછી રાજાએ તે લખાણ જોઇ જવું. રાજાને તે જોવાનો સમય ન હોય તો તેણે લખવું કે મેં આ લેખ તુરત જોયો છે. ૩૬૯

आयमादौ लिखेत्सम्यग्व्ययं पश्चात्तथागतम् ।
वामे वायं व्ययं दक्षे पत्रभागे च लेखयेत् ॥ ३७० ॥

પ્રથમ સમગ્ર આવક લખવી અને પછી ઉપર પ્રમાણે સમગ્ર ખર્ચ લખવો. પત્રના ડાબા ભાગ ઉપરજ આવક લખવી અને જમણા ભાગ ઉપર ખર્ચ લખવો. ૩૭૦

यत्रोभौ व्यापकव्याप्यौ वामोर्ध्वभागगौ क्रमात् ।
आधाराधेयरूपौ वा कालार्थं गणितं हि तत् ॥ ३७१ ॥

જ્યાં આગળ વ્યાપક અને વ્યાપ્ય વિષય, અથવા તો આધાર અને આધેય વિષય લખવાનો હોય ત્યાં પત્રની ડાબી બાજુ ઉપર ક્રમવાર ઉપરના ભાગમાં પ્રથમ વ્યાપક અથવા તો આધાર અને નિચે વ્યાપ્ય અથવા આધેય વિષયો લખવા. આ સર્વ લખવાનું કારણ અમુક સમયના જ્ઞાનને માટે સમજવું. ૩૭૧

अधोऽधश्च क्रमात्तत्र व्यापकं वामतो लिखेत् ।
व्याप्यानां मूल्यमानादि तत्पङ्क्त्यां विनिवशयेत् ॥ ३७२ ॥

પત્રના ડાબા ભાગ ઉપર ક્રમવાર નિચે નિચે વ્યાપક વિષય લખવો અને વ્યાપ્ય વિષયો તથા તેની કિંમત અને માપ વ્યાપ્ય વિષયની પંક્તિ-યોમાં લખવાં. ૩૭૨

ऊर्ध्वगानां तु गणितमधः पङ्क्त्यां प्रजायते ।
यत्रोभौ व्यापकव्याप्यौ व्यापकत्वेन संस्थितौ ॥ ३७३ ॥

જે લેખમાં વ્યાપક અને વ્યાપ્ય બન્ને વિષય વ્યાપકરૂપેજ રહેલા હોય ત્યાં આગળ ઉપરની રકમોનું ગણિત નિચેની પંકિતમાં થાયછે. ૩૭૩

व्यापकं बहुवृत्तित्वं व्याप्यं स्यान्न्यूनवृत्तिकम् ।
व्याप्याश्चावयवाः प्रोक्ता व्यापकोऽवयवी स्मृतः ॥ ३७४ ॥

ઘણામાં રહે તે વ્યાપક કહેવાય, અને થોડામાં રહે તે વ્યાપ્ય કહેવાય. વ્યાપ્ય વસ્તુઓને અવયવ જાણવા અને વ્યાપક વસ્તુને અવયવી જાણવો. ૩૭૪

सजातीनां च लिखनं कुर्य्याच्च समुदायतः ।
यथाप्राप्तं तु लिखनमाद्यन्तसमुदायतः ॥ ३७५ ॥

એક જાતના વિષયોને સમુદાયથી એક સાથે લખવા. તે યથાક્રમ આદિથી લઈને અંતપર્યંત એક સમુદાયે લખવું. ૩૭૫

व्यापकाश्च पदार्था वा यत्र सन्ति स्थलानि हि
व्याप्यमायव्ययं तत्र कुर्य्यात्कालेन सर्वदा ॥ ३७६ ॥

જ્યાં આગળ પદાર્થો અથવા તો સ્થળ વ્યાપક હોય ત્યાં આગળ હંમેશાં કાળવડે આયને અને વ્યયને વ્યાપ્ય કરવા. ૩૭૬

स्थानटिप्पानिका चैषा ततोऽन्यत्सङ्घटिप्पनम् ।
विशिष्टसंज्ञितं तत्र व्यापकं लेख्यभाषितम् ॥ ३७७ ॥

આ સર્વ લેખને સ્થાનટિપ્પણી કહે છે અને તે શિવાયની બીજી સંઘટિપ્પણી ગણાય છે. સંઘટિપ્યણીના લેખમાં કહેલો વ્યાપક વિષય વિશિષ્ટ (મુખ્ય)ના નામથી ઓળખાય છે. ૩૭૭

आयाः कति व्ययाः कस्य शेषं द्रव्यस्य चास्ति वै ।
विशिष्टसंज्ञकैरेषां संविज्ञानं प्रजायते ॥ ३७८ ॥

કેટલી આવક છે, કેટલો ખર્ચ છે, કયો પદાર્થ બાકી રહ્યા છે, આ સર્વનું જ્ઞાન વિશિષ્ટ લેખ ઉપરથી થાય છે. ૩૭૮

आदौ लेख्यं यथा प्राप्तं पश्चात्तद्गणितं लिखेत् ।
यथा द्रव्यं च स्थानं चाधिकसंज्ञं च टिप्पनैः ॥ ३७९ ॥

પ્રથમ જે વસ્તુ મળી હોય તે લખવી. ત્યાર પછી તેની સંખ્યા લખવી. ત્યાર પછી વિસ્તારપૂર્વક દ્રવ્યનું સ્વરૂપ, દ્રવ્ય આવવાનું સ્થાનક અને તેનું વિશેષ નામ લખવું. ૩૭૯

शेषायव्ययविज्ञानं क्रमाल्लेख्यैः प्रजायते ।
स्थलायव्ययविज्ञानं व्यापकं स्थलतो भवेत् ॥ ३८० ॥

વિશિષ્ટ લેખ ઉપરથી ક્રમવાર શેષ આવક અને ખર્ચનું જ્ઞાન થાય છે; અને સ્થાનટિપ્પણી ઉપરથી જુદાં જુદાં સ્થળોમાંથી થતી આવકનું તથા ખર્ચનું જ્ઞાન થાય છે. ૩૮૦

पदार्थस्य स्थलानि स्युः पदार्थाश्च स्थलस्य तु ।
व्याप्यास्तिथ्यादयश्चापि यथेष्टा लेखने नृणाम् ॥ ३८१ ॥

કોઈવાર પદાર્થ વ્યાપક હોય છે અને સ્થળો વ્યાપ્ય હોય છે તથા કોઈવાર સ્થળ વ્યાપક હોય છે અને પદાર્થો વ્યાપ્ય હોય છે. તેમજ તિથિયો પણ કોઈવાર વ્યાપક અને કોઈવાર વ્યાપ્ય હોય છે માટે લેખકોએ રીત પ્રમાણે ઈચ્છાનુસાર લખવું. ૩૮૧

निश्चितान्यस्वामिकाद्या आया ये इतरान्तगाः ।
विशिष्टसंज्ञिका ये च पुनरावर्तकादयः ।
गाश्च परलेखान्ता अन्तिमव्यापकाश्च ते ॥ ३८२ ॥

જેના બીજા સ્વામી ઠરેલા હોય એવી આવકો અને બીજાની પાસે જનારાં નાણાંની આવકો તથા વિશેષ નામધારી પુનરાવર્ત આદિક વ્યય—આ બન્ને લેખની અંતે બીજાના હસ્તાક્ષરો હોય છે અને તે લેખ છેવટમાં બહુ વિસ્તારવાળા હોય છે. ૩૮૨

इच्छया ताडितं कृत्वादौ प्रमाणफलं ततः ।
प्रमाणभक्तं तल्लब्धं भवेदिच्छाफलं नृणाम् ॥ ३८३ ॥

* ત્રૈરાશિકમાં ત્રણ રકમ હોય છે; પ્રમાણ, ઇચ્છા અને પ્રમાણ ફળ. આ ત્રણ રકમ ઉપરથી ચોથી રકમ કાઢવામાં આવે છે. જેમ કે-ત્રણ રૂપીયાની દશ કેરી તો છ રૂપીયાની કેટલી? આમાં ત્રણ રૂપીયા પ્રમાણ, દશ કેરી પ્રમાણ ફળ અને છ રૂપીયા ઈચ્છા ગણાય છે. પ્રથમ ઈચ્છા રકમે પ્રમાણ ફળને ગુણીને જે જવાબ આવે તેને પ્રમાણ રકમે ભાગી નાખવો એટલે મનુષ્યોનું ઈચ્છા ફળ (ધારેલો જવાબ) આવશે. ૩૮૩

---

* ભાસ્કરાચાર્યે લીલાવતીના ત્રિરાશિક પ્રકરણમાં કહ્યું છે કે

प्रमाणमिच्छा च समानजाती आद्यन्तयोः स्तः फलमन्यजातिः ।
मध्ये तदिच्छाहतमाद्यहृत्स्यादिच्छाफलं व्यस्तविधिर्विलोमे ॥ ४६ ॥

પ્રમાણ તથા ઈચ્છા એક જાતની રકમ હોય છે—જે આદિ અને અંતમાં મૂકવી; અને ફળ બીજી જાતની રકમ છે તેને મધ્ય ભાગમાં મૂકવી. ઈચ્છા રકમે ફળને ગુણીને પ્રમાણ રકમે ભાંગી નાખવી—જેથી ઈચ્છા ફળ આવશે. તથા વિલોમ ત્રિરાશિને વિપરીત રીતે ગણવી. ૪૬

ઉદાહરણ.

कुंकुमस्य सदलं पलद्वयं निष्कसप्तमलवैस्त्रिभिर्यदि ।
प्राप्यते सपदि मे वणिग्वर ब्रूहि निष्कनवकेन तत्कियत् ॥ ४७ ॥

હે શ્રેષ્ઠવાણિયા! જો $\frac{૫}{૨}$ પળ કુંકુમ $\frac{૩}{૭}$ નિષ્કમાં આવી શકે તો $\frac{૯}{૧}$ નિષ્કનું કેટલું કુંકુમ આવે તે મને ઝટ કહે. ઉત્તર—૫૨ પળ કુંકુમ આવે. ૪૭

વ્યસ્ત ત્રૈરાશિકનું લક્ષણ

इच्छावृद्धौ फले ऱ्हासो, ऱ्हासे वृद्धिः फलस्य तु ।
व्यस्तं त्रैराशिकं तत्र, ज्ञेयं गणितकोविदैः ॥ ५० ॥

ઈચ્છા રકમ મોટી હોય; અને ફળની રકમ નાની હોય અથવા તો-હ્રાસમાં ફળની વૃદ્ધિ હોય ત્યાં આગળ ગણિત કુશળ પુરૂષોએ વ્યસ્ત ત્રૈરાશિક જાણવી. જેમકે—

प्राप्नोति चेत्षोडशवत्सरा स्त्री, द्वात्रिंशतं विंशतिवत्सरा किम् ।
द्विधूर्वहो निष्कचतुष्कमुक्षाः प्राप्नोति धूःषट्कवहस्तदा किम ॥ ५२ ॥

સોળ વર્ષની સ્ત્રી બત્રીસ નિષ્કમાં આવે તો વિશ વર્ષની સ્ત્રીના કેટલા નિ પડે? બે વર્ષે ખેડાયલો બળદ ચાર નિષ્કમાં આવે છે તો છ વર્ષ ખેડાયલો બળદ નિષ્કમાં આવે? ૧૬+૩૨ ૨૦—૨૫× ૨×૪+૬—૧$\frac{૧}{૩}$

समासतो लेख्यमुक्तं सर्वेषां स्मृतिसाधनम् ॥ ३८४ ॥

(આ પ્રમાણે) સર્વ લોકોને યાદદાસ્તના સાધનભૂત લેખ ટુકમાં કહ્યો. ૩૮૪

## કોષ્ટકો.

गुञ्जा माषस्तथा कर्षः पदार्धः प्रस्थ एव हि ।
यथोत्तरा दशगुणाः पञ्च प्रस्थस्य चाढकाः ॥ ३८५ ॥

ગુંજા, માષ, કર્ષ, પદાર્દ્ધ, તથા પ્રસ્થ, આમાંના એક એકને ઉત્તરોત્તર દશ ગણા અધિક જાણવા. અર્થાત્ દશ ગુંજાનો એક માસો, દશ માષાનો એક કર્ષ, દશ કર્ષનો એક પદાર્ધ્ધ, અને દશ પદાર્ધ્ધનો એક પ્રસ્થ તથા પાંચ પ્રસ્થનો એક આઢક (માપ વિશેષ) જાણવો.

ततश्चाष्टाढकः प्रोक्तो ह्यर्मणस्ते तु विंशतिः ।
खारिका स्याद्विद्यते तद्देशे देशे प्रमाणकम् ॥ ३८६ ॥

* આઠ આઢકનો એક અર્મણ, અને વિશ અર્મણની એક ખારી થાય છે. તે માપ દેશ દેશમાં ભિન્નભિન્ન હોય છે. ૩૮૬

पञ्चांगुलावटं पात्रं चतुरंगुलविस्तृतम् ।
प्रस्थपादं तु तज्ज्ञेयं परिमाणे सदा बुधैः ॥ ३८७ ॥

વિદ્વાનોએ પાંચ આંગળ લાબાં અને ચાર આંગળ પોહોળાં પાત્રને સદા માપમાં એક પ્રસ્થનો ચોથો ભાગ જાણવું. ૩૮૭

ऊर्ध्वाङ्कश्च यथासंज्ञस्तदधस्थाश्च वामगाः ।
क्रमात्स्वदशगुणिताः परार्धान्ताः प्रकीर्तिताः ॥ ३८८ ॥

ઉપરની બાજુએ સંજ્ઞા અનુસાર અંક માંડવો અને તેની નિચે ડાબી બાજુ તરફ બીજા અંકો માંડવા. ત્યાર પછી આરંભના અંકથી ક્રમવાર દશકે દશકે ગુણતાં પરાર્ધ્ધપર્યંત અંક આવે છે. ૩૮૮

न कर्तुं शक्यते संख्यासंज्ञा कालस्य दुर्गमात् ।
ब्रह्मणो द्विपरार्द्धं तु आयुरुक्तं मनीषिभिः ॥ ३८९ ॥

કાળ અનંત છે તેથી તેની 'અમુક સંખ્યા છે,' એમ નામ પાડી શકાતું નથી. માટે વિદ્વાનોએ બ્રહ્માનું આયુષ્ય બે પરાર્ધ્ધનું કહ્યું છે. ૩૮૯

---

* ૧૦ ગુંજાનો ૧ માષો. ૧૦ પદાર્ધનો ૧ પ્રસ્થ. ૮ આઢકનો ૧ અર્મણ.
૧૦ માસાનો ૧ કર્ષ. ૫ પ્રસ્થનો ૧ આઢક. ૨૦ અર્મણની ૧ ખારી.
૧૦ કર્ષનો ૧ પદાર્ધ.

एको दश शतं चैव सहस्रं चायुतं क्रमात् ।
नियुतं प्रयुतं कोटिरर्बुदं चाब्जखर्वकौ ।
निखर्वपद्मशंखाब्धिमध्यमान्तपरार्द्धकाः ॥ ३९० ॥

| | | |
|---|---|---|
| १ એક | ७ દશ લાખ | १३ પદ્મ |
| २ દશ | ८ કરોડ | १४ શંખ |
| ३ સો | ९ દશ કરોડ | १५ અબ્ધિ |
| ४ હજાર | १० અબ્જ | १६ મધ્યમ |
| ५ દશ હજાર | ११ ખર્વ | १७ અંત |
| ६ લાખ | १२ નિખર્વ | १८ પરાર્દ્ધ ३९० |

कालमानं त्रिधा ज्ञेयं चान्द्रं सौरं च सावनम् ।
भृतिदाने सदा सौरं चान्द्रं कौसीदवृद्धिषु ।
कल्पयेत्सावनं नित्यं दिनभृत्येऽवधौ सदा ॥ ३९१ ॥

ચાંદ્ર, સૌર તથા સાવન આવાં કાળનાં ત્રણ પ્રકારનાં માન છે. નિત્ય માસિક પગાર આપવામાં સૌર માન લેવું, વ્યાજ વધારવામાં ચાંદ્રમાન લેવું તથા નિત્ય (રોજ)નો પગાર આપવામાં તથા અવધિ પ્રમાણે પગાર આપવામાં સાવનમાન લેવું. ३९१

कार्यमाना कालमाना कार्यकालमितिस्त्रिधा ।
भृतिरुक्ता तु तद्विज्ञैः सा देया भाषिता यथा ॥ ३९२ ॥

પંડિતોએ કાર્યના પ્રમાણમાં, કાળના પ્રમાણમાં, તથા કાર્ય કાળના પ્રમાણમાં એમ ત્રણ પ્રકારે યોગ્ય પગાર આપવો કહ્યો છે; માટે કહેવા પ્રમાણે પગાર આપવો. ३९२

अयं भारस्त्वया तत्र स्थाप्यस्त्वेतावतीं भृतिम् ।
दास्यामि कार्यमाना सा कीर्तिता तन्निदेशकैः ॥ ३९३ ॥

'તારે અહીંથી આ ભાર ઉપાડીને ત્યાં સુધી મૂકી આવવો, હું તને તેની મજુરીના આટલા પૈસા આપીશ.' આ પ્રમાણે પરસ્પર જે ઠરાવ કરવો તેને વિદ્વાનો કાર્યપ્રમાણ કહે છે. ३९३

वत्सरे वत्सरे वापि मासि मासि दिने दिने ।
एतावतीं भृतिं तेऽहं दास्यामीति च कालिका ॥ ३९४ ॥

'દરવર્ષે, દરમહિને કે દરરોજ કામના બદલામાં 'હું તુંને આટલો' આપીશ,' એવો ઠરાવ કરવો તેને કાળ પ્રમાણ કહે છે. ३९४

एतावता कार्यमिदं कालेनापि त्वया कृतम् ।
भृतिमेतावतीं दास्ये कार्यकालमिता च सा ॥ ३९५ ॥

'તું જો આટલા સમયમાં આટલું કામ કરીશ તો હું તને આટલો પગાર આપીશ,' આવો ઠરાવ કરવો તેને કાર્યકાળ પ્રમાણ કહે છે. ૩૯૫

## પગારનો વિચાર.

न कुर्याद्भृतिलोपं तु तथा भृतिविलम्बनम् ।

કોઈનો પણ પગાર કાપવો નહીં તથા પગાર આપવામાં વિલંબ કરવો નહીં, પણ તુરત આપવો.

अवश्यपोष्यभरणा भृतिर्मध्या प्रकीर्तिता ॥ ३९६ ॥
परिपोष्या भृतिः श्रेष्ठा समान्नाच्छादनार्थिका ।
भवेदेकस्य भरणं यथा सा हीनसंज्ञिका ॥ ३९७ ॥

અવશ્ય પોષણ કરવા યોગ્ય માતાપિતા વગેરે મુરબ્બી વર્ગનું જે પગારમાંથી પોષણ થતું હોય તે પગાર મધ્યમ ગણાય છે, જે પગારમાંથી સાધારણ બીજા મનુષ્યોનું પોષણ પણ થતું હોય તે પગાર શ્રેષ્ઠ ગણાય છે, અને જે પગારમાંથી માત્ર અન્ન તથા વસ્ત્રનો ખર્ચ નિકળતો હોય તે પગાર સામાન્ય ગણાય છે અને જેમાંથી માત્ર એક મનુષ્યનું પોષણ થાય છે તે પગાર હીન કહેવાય છે. ૩૯૬-૩૯૭

यथा यथा तु गुणवान्भृतकस्तद्भृतिस्तथा ।
संयोज्या तु प्रयत्नेन नृपेणात्महिताय वै ॥ ३९८ ॥

નોકરો જેમ જેમ ગુણશાળી હોય તેમ તેમ રાજાએ પોતાના હિત માટે તેના ગુણના પ્રમાણમાં તેઓને પગાર આપવો. ૩૯૮

अवश्यपोष्यवर्गस्य भरणं भृतकाद्भवेत् ।
तथा भृतिस्तुसंयोज्या तद्योग्यभृतकाय वै ॥ ३९९ ॥

જે પગારમાંથી અવશ્ય પોષણ કરવા યોગ્ય માતાપિતા વગેરેનું પોષણ થઈ શકે તેટલો પગાર રાજાએ સેવકને યોગ્યતા (જોઈ) આપવો;-જેથી તેને અધિક મેળવવા માટે ચોરી કરવી પડે નહીં. ૩૯૯

ये भृत्या हीनभृतिकाः शत्रवस्ते स्वयं कृताः ।
परस्य साधकास्ते तु छिद्रकोशप्रजाहराः ॥ ४०० ॥

રાજા, અધિકારીયોને ટુંકા પગારમાં રાખીને પોતાના શત્રુઓ કરે છે; કારણકે ટુંકા પગારવાળા સેવકો રાજાનું કામ છોડી બીજાનું કામ કરે છે,

રાજાનાં છિદ્રો જુવે છે, રાજ્યમાંથી ધન હરે છે તથા ધન માટે પ્રજાને દુઃખી કરે છે. ૪૦૦

अन्नाच्छादनमात्रा हि भृतिः शूद्रादिषु स्मृता ।
तत्पापभागन्यथा स्यात्पोषको मांसभोजिषु ॥ ४०१॥

માંસ ભોજન કરનારી શૂદ્ર આદિક નીચ જાતીને અન્ન વસ્ત્ર જેટલોજ પગાર આપવો કહ્યો છે. જે રાજા નીચ જાતિને અન્ન વસ્ત્ર કરતાં વિશેષ પગાર આપીને તેનું પોષણ કરે છે તે રાજા તેઓનાં પાતકનો ભાગી થાય છે. ૪૦૧

यद्ब्राह्मणेनापहृतं धनं तत्परलोकदम् ।
शूद्राय दत्तमपि यन्नरकायैव केवलम् ॥ ४०२ ॥

જે ધન બ્રાહ્મણ ચોરી જાય છે તે ધન પણ પરલોક આપે છે; પરંતુ હાથથી શૂદ્રને દાન તરિકે આપેલું ધન પણ કેવળ નરકજ આપનારૂં થઈ પડે છે. ૪૦૨

मन्दो मध्यस्तथा शीघ्रस्त्रिविधो भृत्य उच्यते ।
समा मध्या च श्रेष्ठा च भृतिस्तेषां क्रमात्मृता ॥ ४०३ ॥

મંદ, મધ્યમસર અને શીઘ્ર, આવા ત્રણ જાતના અનુચર કહેવાય છે. માટે તેઓને ગુણાનુસાર કનિષ્ઠ, મધ્યમ તથા ઉત્તમ પગાર આપવો કહ્યો છે. ૪૦૩

भृत्यानां गृहकृत्यार्थं दिवा यामं समुत्सृजेत् ।
निशि यामत्रयं नित्यं दिनभृत्येऽर्द्धयामकम् ॥ ४०४ ॥

આખો દિવસ ચાકરી કરનારા નોકરને તેના ઘરકામ માટે નિરંતર દિવસમાં એક પ્રહરની રજા આપવી. અને રાત્રે ત્રણ પ્રહરની રજા આપવી; અને દિવસની ચાકરી કરનારને દિવસમાં અર્ધ પ્રહરની છુટી આપવી. ૪૦૪

तेभ्यः कार्यं कारयीत ह्युत्सवाद्यैर्विना नृपः ।
अत्यावश्यं तूत्सवेऽपि हित्वा श्राद्धदिनं सदा ॥ ४०५ ॥

રાજાએ ઉત્સવોના દિવસોમાં નોકરોને છુટી આપવી; અને બીજા દિવસોમાં તેઓની પાસેથી કામ લેવું, અને અત્યાવશ્યક કાર્ય હોય તો પણ શ્રાદ્ધના દિવસમાં તો કામ લેવુંજ નહીં; પરંતુ ઉત્સવોના દિવસમાં કામ લેવું. ૪૦૫

पादहीनां भृतिं त्वार्ते दद्यात्त्रैमासिकीं ततः
पञ्चवत्सरभृत्ये तु न्यूनाधिक्यं यथा तथा ॥ ४०६ ॥

પાંચ વર્ષનો જુનો નોકર થોડા દિવસ માંદો પડે તો તેના પગારમાંથી એક ચતુર્થાંશ કાપીને બાકીનો પગાર તેને આપવો; તે જો એક વર્ષ સુધી માંદો રહે તો તેને ત્રણ માસનો પગાર-એક ચતુર્થાંશ કાપીને આપવો; પરંતુ મંદવાડના પ્રમાણમાં તેને ઓછો વધતો પગાર આપવો. ૪૦૬

षाण्मासिकीं तु दीर्घार्ते तदूर्ध्वं न च कल्पयेत् ।
नैव पक्षार्द्धमार्तस्य हातव्याल्पापि वै भृतिः ॥ ४०७ ॥

એક વર્ષ કરતાં વધારે વખત માંદો રહે તો તેને ૭ મહીનાનો પગાર આપવો અને તે કરતાં વિશેષ માંદો રહે તો તેને પગાર આપવો નહીં; પણ મહિનામાં (એક) અઠવાડીયું માંદો રહે તો તેનો થોડો પગાર પણ કાપવો નહીં. ૪૦૭

संवत्सरोषितस्यापि ग्राह्यः प्रतिनिधिस्ततः ।
सुमहद्गुणिनं त्वार्त्तं भृत्यर्द्धं कल्पयेत्सदा ॥ ४०८ ॥

મહા ગુણવંત નોકર એક વર્ષ સુધી માંદો રહે તો તેની પાસેથી પ્રતિનિધિ માંગી લેવો અને નિત્ય જુના નોકરના પગારમાંથી અર્દ્ધ પગાર નવીન ચાકરને આપવો અને અર્દ્ધપગાર બીમાર પડેલા નોકરને મોકલાવવો. ૪૦૮

सेवां विना नृपः पक्षं दद्याद्भृत्याय वत्सरे ॥ ४०९ ॥

રાજાએ વર્ષમાં નોકરને પંદર દિવસ ચડતે પગારે રજા આપવી. ૪૦૯

चत्वारिंशत्समा नीताः सेवया येन वै नृपः ।
ततः सेवां विना तस्मै भृत्यर्द्धं कल्पयेत्सदा ॥ ४१० ॥

यावज्जीवं तु तत्पुत्रेऽक्षमे बाले तदर्द्धकम् ।
भार्यायां वा सुशीलायां कन्यायां वा स्वश्रेयसे ॥ ४११ ॥

જે નોકરે ચાલીસ વર્ષ સુધી નોકરી કરી હોય તેને રાજાએ જીવતાં પર્યંત ઘર બેઠાં પેનસન તરિકે અર્ધ્ધ પગાર આપવો. તેના મરણ પછી તેનો પુત્ર કાર્ય કરવા અસમર્થ અને બાળક હોય ત્યાં સુધી તેને પેનસન તરિકે અર્ધ્ધ પગાર આપવો. પુત્ર ન હોય તો તેની સુશીળ સ્ત્રીને પેનસન તરિકે અર્ધ્ધ પગાર યાવત જીવિત આપવો: અથવા તો તેની પુત્રી, કુમારી રહે ત્યાં સુધી તેને અર્ધ્ધ પગાર આપવો. આ પ્રમાણે આપવાથી રાજાનું કલ્યાણ થાય છે. ૪૧૦-૪૧૧

अष्टमांशं पारितोष्यं दद्याद्भृत्याय वत्सरे ।
कार्याष्टमांशं वा दद्यात्कार्यं द्रागधिकं कृतम् ॥ ४१२ ॥

રાજાએ દરવર્ષે ચાકરને તેના પગારનો એક અષ્ટમાંશ ઈનામ તરિકે આપવો; અને તેમણે મોટું કામ તુરત કરી આપ્યું હોય તો તે કામના એક અષ્ટમાંશ જેટલું ધન તેને ઈનામ તરિકે આપવું. ૪૧૨

स्वामिकार्ये विनष्टो यस्तत्पुत्रे तद्भृतिं वहेत् ।
यावद्बालोऽन्यथा पुत्रगुणान्दृष्ट्वा भृतिं वहेत् ॥ ४१३ ॥

જો રાજાનો કોઇ સેવક રાજાના યુદ્ધ વગેરે કામમાં મરણ પામે તો તેનો પુત્ર બાળક હોય ત્યાં સુધી તેના પિતાનો પગાર લેયા કરે. અને જ્યારે તે મોટો થાય ત્યારે રાજાએ તેના ગુણોની પરીક્ષા કરી તેના પ્રમાણમાં તેને પગાર કરી આપવો. ૪૧૩

षष्ठांशं वा चतुर्थांशं भृतेर्भृत्यस्य पालयेत् ।
दद्यात्तदर्द्धं भृत्याय द्वित्रिवर्षेऽखिलं तु वा ॥ ४१४ ॥

નોકર માંદો હોય અથવા તો તેને કંઈ વિપત્તિનો સમય આવ્યો હોય ત્યારે રાજાએ તેને તેના પગારનો એક ષષ્ઠાંશ અથવા તો એક ચતુર્થાંશ આપવો. પરંતુ તે બે ત્રણ વર્ષ પર્યંત માંદો રહે તો તેને તેનો અર્ધો પગાર આપવો અથવા તો આખો પગાર આપવો; પરંતુ (એ પગાર) ગુણી નિર્ગુણીનો વિચાર કર્યા પછી આપવો. ૪૧૪

वाक्पारुष्यान्न्यूनभृत्या स्वामी प्रबलदण्डतः ।
भृत्यं प्रशिक्षयेन्नित्यं शत्रुत्वं त्वपमानतः ॥ ४१५ ॥

રાજા ગાળો દઈને, તિરસ્કાર કરીને, પગાર કાપીને, ભયંકર શિક્ષા કરીને અથવા અપમાન કરીને પોતાના સેવકને નિરંતર શત્રુતા શિખવે છે. ૪૧૫

भृतिदानेन सन्तुष्टा मानेन परिवर्धिताः ।
सान्त्विता मृदुवाचा ये न त्यजन्त्यधिपं हि ते ॥ ४१६ ॥

રાજા જે સેવકોને પગાર આપીને સંતુષ્ટ કરે છે, માન આપીને વધારે છે, તથા મૃદુવાણી કહીને શાંત કરે છે, તે સેવકો કોઈ દિવસ રાજાનો ત્યાગ કરતા નથી. ૪૧૬

अधमा धनमिच्छन्ति धनमानौ तु मध्यमाः ।
उत्तमा मानमिच्छन्ति मानो हि महतां धनम् ॥ ४१७ ॥

કનિષ્ઠ વર્ગનાં મનુષ્યો ધનની આશા કરે છે, મધ્યમ વર્ગનાં મનુષ્યો માન અને ધન બન્નેની આશા કરે છે પણ ઉત્તમ વર્ગનાં મનુષ્યો માત્ર માનની આશા કરે છે; કારણકે માન એજ મોટા પુરૂષોનું ધન છે. ૪૧૭

यथागुणान्स्वभृत्यांश्च प्रजाः संरञ्जयेन्नृपः ।
शाखाप्रदानतः कांश्चिदपरान्फलदानतः ॥ ४१८ ॥
अन्यान्सुचक्षुषा हास्यैस्तथा कोमलया गिरा ।
सुभोजनैः सुवसनैस्ताम्बूलैश्च धनैरपि ॥ ४१९ ॥
कांश्चित्सुकुशलप्रश्नैरधिकारप्रदानतः ।
वाहनानां प्रदानेन योग्याभरणदानतः ॥ ४२० ॥
छत्रातपत्रचमरदीपिकानां प्रदानतः ।
क्षमया प्रणिपातेन मानेनाभिगमेन च ॥ ४२१ ॥
सत्कारेण च ज्ञानेन ह्यादरेण शमेन च ।
प्रेम्णा समीपवासेन स्वार्धासनप्रदानतः ।
सम्पूर्णासनदानेन स्तुत्योपकारकीर्तनात् ॥ ४२२ ॥

રાજાએ પોતાની પ્રજાને તથા સેવકોને તેના ગુણના પ્રમાણમાં રંજન કરવા. જેમકે-કોઈને સાધારણ વસ્તુઓ ભેટ આપીને, કોઇને ફળાદિક વસ્તુ અર્પણ કરીને, કોઈને મીઠી નજરવડે, કોઇને હાસ્યવિનોદથી, કોઈને કોમળ વાણીથી બોલાવીને, કોઇને સારાં સારાં ભોજનો જમાડીને, કોઇને ઉત્તમ વસ્ત્રો આપીને, કોઈને પાન સોપારી આપીને, કોઇને ધન આપીને, કોઇને કુશળ પ્રશ્ન પુછીને, કોઈને નવા અધિકારો આપીને, કોઈને હાથી, ઘોડા, રથ, પાલખી વગેરે વાહનો આપીને, કોઈને યથોચિત આભરણો આપીને, કોઈને સાદી છત્રી આપીને, કોઈને વસ્ત્રનું છત્ર આપીને, કોઈને ચામર આપીને, કોઈને મશાલ આપીને, કોઇને તેના દોષોની ક્ષમા કરીને, કોઈને પ્રણામ કરીને, કોઈને માન આપીને, કોઈને સન્મુખ જવાનું માન આપીને, કોઈને આદર સત્કાર આપીને. કોઈને શાસ્ત્રનો પ્રસંગ કાઢીને, અને કોઈને આદર આપીને રંજન કરવા. કોઈ ગભરાયલાને શાંત કરીને, કોઈને સ્નેહ દર્શાવીને અને કોઈને પોતાની સાથે રાખીને, કોઈને અર્ધ્ધું અને કોઈને સંપૂર્ણ આસન ઉપર બેસારીને, તો કોઈને તેની પ્રશંસા કરીને રંજન કરવા, અને કોઈને તેના કરેલા ઉપકારો કહીને પ્રસન્ન કરવા. ૪૧૮-૪૨૨

यत्कार्ये विनियुक्ता ये कार्यांकैरंकयेच्च तान् ।
लोहजैस्ताम्रजै रीतिभवै रजतसम्भवैः ॥ ४२३ ॥
सौवर्णै रत्नजैर्वापि यथायोग्यैः स्वलाञ्छनैः ।
प्रविज्ञानाय दूरात्तु वस्त्रैश्च मुकुटैरपि ॥ ४२४ ॥

જે મનુષ્યને જે કામ ઉપર રાખ્યો હોય તેને દૂરથી આ મનુષ્ય 'આ

કામ ઉપર છે' એવું તુરત જાણ થવા માટે રાજાએ તે તે કામના નામથી છાપેલા લોઢાના, તાંબાના, પિત્તળના, રૂપાના, સોનાના તથા રત્નોના પટ્ટાઓ, વસ્ત્રો, મૂગટો કે ટોપીઓ વગેરે અધિકાર જણાવનારાં રાજ્યચિન્હો, યોગ્યતા પ્રમાણે, સેવકોની પાસે ધારણ કરાવવાં. ૪૨૩-૪૨૪

वाद्यवाहनभेदैश्च भृत्यान्कुर्यात्पृथक्पृथक् ।
स्वविशिष्टं च यच्चिह्नं न दद्यात्कस्यचिन्नृपः ॥ ४२५ ॥

વળી રાજાએ સેવકોને જુદાં જુદાં વાદિત્રો તથા વાહનો આપીને જુદા જુદા અધિકારી બનાવવા. જેમ કે-અમુક અધિકારી જાય ત્યારે અમુક વાજીંત્ર વાગે, અમુક અધિકારી અમુક વાહન ઉપર બેસીનેજ બહાર નિકળે. પરંતુ છત્ર, ચામર વગેરે જે પોતાનાં મોટાં રાજચિન્હો છે તે કોઈને પણ આપવાં નહીં. ૪૨૫

दश प्रोक्ताः पुरोधाद्या ब्राह्मणाः सर्व एव ते ।
अभावे क्षत्रिया योज्यास्तदभावे तथोरुजाः ॥ ४२६ ॥

પુરોહિત વગેરે દશ પ્રકૃતિમંડળમાં સર્વે બ્રાહ્મણોજ હોવા જોઇએ. બ્રાહ્મણો મળી શકે નહી તો ક્ષત્રિયોને રાખવા અને ક્ષત્રિયો મળી શકે નહીં તો પછી વાણિયાઓને રાખવા. ૪૨૬

नैव शूद्रास्तु संयोज्या गुणवन्तोऽपि पार्थिवैः ॥ ४२७ ॥

શૂદ્રો ગુણવાળા હોય તોપણ રાજાઓએ તેઓને પ્રકૃતિમંડળમાં દાખલ કરવા નહીંજ. ૪૨૭

भागग्राही क्षत्रियस्तु साहसाधिपतिश्च सः ।
ग्रामपो ब्राह्मणो योज्यः कायस्थो लेखकस्तथा ॥ ४२८ ॥

ક્ષત્રિયને, રાજ્યનો કર ઉઘરાવનાર તથા શિક્ષા વગેરે સાહસકામનો અધિકાર આપવો. બ્રાહ્મણને ગામનો અધ્યક્ષ (વહીવટદાર) બનાવવો, તથા કાયસ્થને લેખકના સ્થાન ઉપર નિમવો. ૪૨૮

शुल्कग्राही तु वैश्यो हि प्रतिहारश्च पादजः ।
सेनाधिपः क्षत्रियस्तु ब्राह्मणस्तदभावतः ॥ ४२९ ॥

વાણિયાઓને રાજ્યનો કર ઉઘરાવવા ઉપર રાખવા, શૂદ્રને દ્વારપાળની જગ્યા ઉપર નિમવો, ક્ષત્રિયને સેનાપતિ બનાવવો, અને જો ક્ષત્રિય મળે નહીં તો બ્રાહ્મણને સેનાપતિ બનાવવો. ૪૨૯

न वैश्यो न च वै शूद्रः कातरश्च कदाचन ।
सेनापतिः शूर एव योज्यः सर्वासु जातिषु ॥ ४३० ॥

કોઈપણ દિવસ વાણિયાને, શૂદ્રને તથા બીકણ પુરૂષને સેનાપતિ કરવો નહીં. પણ સર્વ જાતિમાં શૂરા મનુષ્યનેજ સેનાપતિની પદવી આપવી. ૪૩૦

ससंकरचतुर्वर्णधर्मोऽयं नैव पावनः ।
यस्य वर्णस्य यो राजा स वर्णः सुखमेधते ॥ ४३१ ॥

બ્રાહ્મણથી લઇને વર્ણસંકરપર્યંત રાજાઓ હોય છે. પરંતુ તે સઘળા રાજાઓની રાજ્ય ખટ્પટ મલીન જાણવી. કેમકે તેમાં કપટ રહેલું હોય છે. તથા રાજા જે જાતિનો હોય તે જાતિ સુખ પામે છે. ૪૩૧

नोपकृतं मन्यते स्म न तुष्याति सुसेवनैः ।
कथान्तरे न स्मराति शंकते प्रलपत्यापि ।
क्षुब्धस्तनोति मर्माणि तं नृपं भृतकस्त्यजेत् ॥ ४३२ ॥

જે રાજા સેવકનો ઉપકાર માનતો નથી, તેની સારી સેવાથી સંતુષ્ટ થતો નથી, કોઈ વાર્તા પ્રસંગમાં સેવકનું નામ આવે ત્યારે તેને યાદ કરતો નથી, પરંતુ ઉલટો તેની શંકા કરે છે, અને આડુઅવળું બોલે છે, તથા ગભરાય ત્યારે મર્મનાં વચનો કહીને દુઃખ આપે છે, તેવા રાજાનો સેવકે ત્યાગ કરવો. ૪૩૨

लक्षणं युवराजादेः कृत्यमुक्तं समासतः ॥ ४३३ ॥

આ પ્રમાણે રાજાનાં, યુવરાજાનાં તથા અધિકારી વગેરેનાં લક્ષણો અને કામો ટુંકમાં કહ્યાં. ૪૩૩

## इति शुक्रनीतौ युवराजादिलक्षणं नाम द्वितीयोध्यायः

---

# અધ્યાય ૩ નો.

---

### ધર્મની શ્રેષ્ઠતા

अथ साधारणं नीतिशास्त्रं सर्वेषु चोच्यते ।
सुखार्थाः सर्वभूतानां मताः सर्वाः प्रवृत्तयः ॥ १ ॥
सुखं च न विना धर्मात्तस्माद्धर्मपरो भवेत् ।
त्रिवर्गशून्यं नारम्भं भजेत्तं चाविरोधयन् ।
अनुयायात्प्रतिपदं सर्वधर्मेषु मध्यमः ॥ २ ॥

યુવરાજનાં લક્ષણ વગેરે વિષયો નિરૂપણ કર્યા પછી રાજા અને પ્રજા-સર્વને સાધારણ રીતે ઉપયોગી એવું નીતિશાસ્ત્ર કહું છું. સઘળા મનુષ્યો, સુખને માટેજ પ્રત્યેક કામમાં પ્રવૃત્તિયો કરે છે એમ મનાયલું છે. પરંતુ ધર્મ વિના સુખ મળતું નથી. માટે મનુષ્યે ધર્મ પરાયણ થવું જોઈએ અને કોઈ પણ કામનો આરંભ ધર્મ, અર્થ, કામ રહિત-નિષ્ફળ કરવો નહીં. કિંતુ સઘળાં કાર્યમાં ધર્મ, અર્થ અને કામને અનુકૂળ થઇને મધ્યમસર વર્તવું તથા પગલે પગલે ધર્મને અનુસરવું. ૧-૨

## સાધારણ નીતિ.

नीचरोमनखश्मश्रुर्निर्मलांघ्रिमलायनः ।
स्नानशीलः सुसुरभिः सुवेशोऽनुल्वणोज्ज्वलः ।
धारयेत्सततं रत्नसिद्धमन्त्रमहौषधीः ॥ ३ ॥

પુરૂષે વાળ ઉતરાવવા, નખ કપાવવા, ડાઢી ઉતરાવવી, અને પછી સ્નાન કરી હાથ પગ તથા શરીરની સર્વ ઈંદ્રિયોનો મળ દૂર કરી શરીરને સાફ કરવું. ત્યાર પછી શરીર ઉપર ચંદન લગાડવું અને પછી સાદો, શોભીતો તથા ઉજ્વળ પોશાક પેહેરી રત્નોનાં આભૂષણો અંગ ઉપર નિત્ય ધારણ કરવાં, અને પછી સિદ્ધિકારક મંત્રોનો પાઠ કરીને મહોષધીનું સેવન કરવું. ૩

सातपत्रपदत्राणो विचरेद्युगमात्रदृक् ।
निशि चात्ययिके कार्ये दण्डी मौली सहायवान् ॥ ४ ॥

ત્યારકેડે પગમાં જોડા પેહેરી, હાથમાં છત્રી લઈ નગરમાં ફરવા નિકળવું. ફરતી વેળા એક જોસરી જેટલી દૂર ભૂમિ સુધી દૃષ્ટિ કરવી. કોઈ વેળા રાત્રે કંઈ ભયાનક કાર્ય આવ્યું હોય તો માથે ફેંટા વિંટાળી હાથમાં લાકડી લઈને બીજા મનુષ્યને સહાયક તરિકે સાથે લઇને બાહાર જવું. ૪

न वेगितोऽन्यकार्य्ये स्यान्न वेगान्धारयेद्बलात् ।
भक्त्या कल्याणमित्राणि सेवेतेतरदूरगः ॥ ५ ॥

ઝાડાની કે મૂતરવાની ઇચ્છા થઈ હોય છતાં પણ તેને દબાવીને બીજા કામમાં લાગવું નહીં; પણ મળ તથા મૂત્રને ત્યાગ કર્યા પછીજ બીજા કામનો આરંભ કરવો. બળ કરીને દોડવું નહીં. સમીપમાં હોઈએ કે દૂર હોઈએ તોપણ સારા મિત્રોની ભક્તિવડે સેવા બજાવવી. ૫

हिंसास्तेयान्यथाकामपैशुन्यं परुषानृतम् ।
संभिन्नालापव्यापादमभिध्यादृग्विपर्ययम् ।
पापकर्मेति दशधा कायवाङ्मानसैस्त्यजेत् ॥ ६ ॥

મનુષ્યે કાયિક વાચિક અને માનસિક, [1]હિંસા, [2]ચોરી, [3]અયોગ્ય કામ-સેવા, [4]ચાડીયાપણું, [5]ક્રૂરતા, [6]અસત્યતા, [7]મનોભંગ, [8]અવિવેકતા, [9]નાસ્તિકતા અને [10]મિથ્યાવેહેમ આ દશ પ્રકારનાં પાતક કર્મ ત્યાગ કરવાં. ૬

धर्मकार्यं यतन्शक्त्या नो चेत्प्राप्नोति मानवः ।
प्राप्तो भवति तत्पुण्यमत्र वै नास्ति संशयः ॥ ७ ॥

મનુષ્ય પોતાની શક્તિના પ્રમાણમાં ધર્મ કરવાનો પ્રયત્ન કરે છતાં વિઘ્ન આવવાથી ધર્માચરણ કરી શકે નહીં, તોપણ તેને આ લોકમાં ધર્મનું ફળ મળે છે તેમાં સંશય નથી. ૭

मनसा चिन्तयन्पापं कर्मणा नाभिरोचयेत् ।
तत्प्राप्नोति फलं तस्येत्येवं धर्मविदो विदुः ॥ ८ ॥

તેમજ મનમાં પાપ કરવાનો વિચાર કર્યો હોય છતાં પાપકર્મ કરવાને જીવ ચાલે નહીં; તોપણ તે મનુષ્યને તે ચિંતિત પાપકર્મનું ફળ આ લોકમાં અવશ્ય મળે છે; આમ ધર્મવેત્તા પંડિતો માને છે. ૮

अवृत्तिव्याधिशोकार्तानन्नुवर्तेत शक्तितः ।
आत्मवत्सततं पश्येदपि कीटपिपीलिकम् ॥ ९ ॥

મનુષ્યે પોતાની શકિત પ્રમાણે આજીવિકારહિતને આજીવિકા આપીને, રોગાતુરને ઔષધ આપીને, તથા શોકાતુરને સાંત્વના કરીને તેમનાપર ઉપકાર કરવો. તથા કીડા અને કીડી પર્યંત ક્ષુદ્ર જીવોને પણ હંમેશાં પોતાના -(આત્માના)-સમાન જાણવા-તેઓના ઉપર દયા રાખવી. ૯

उपकारप्रधानः स्यादपकारपरेऽप्यरौ ।
सम्पद्विपत्स्वेकमना हेतावीर्षेत्फले न तु ॥ १० ॥

મનુષ્યે અપ્રિય કરનારા શત્રુનું પણ હિત કરવા માટે તત્પર થવું. સંપત્તિના સમયમાં અને વિપત્તિના સમયમાં એકજ મન રાખવું. (ચઢતીમાં હર્ષ કરવો નહીં અને પડતીમાં ખિન્ન થવું નહીં.) કદાચ કોઈ કારણને લીધે ઈર્ષ્યા કરે, પરંતુ તેને લીધે સામા મનુષ્યના ફળની હાની કરવી નહીં. ૧૦

काले हितं मितं ब्रूयादविसंवादि पेशलम् ।
पूर्वाभिभाषी सुमुखः सुशीलः करुणामृदुः ॥ ११ ॥

પુરૂષે, અહંકાર ત્યાગ કરીને પ્રથમથીજ વાર્તાલાપ કરવો. વાર્તાલાપ વખતે મુખ પ્રસન્ન રાખવું, સારો સ્વભાવ રાખવો (ચીડીયા થવું નહીં.) દયાળુતાથી કોમળ રહેવું અને સમય ઉપર હિતકારક, વૃથા લાંબા નહીં પણ ટૂંકા, અને સંગતિવાળાં મધુર વચનો બોલવાં. ૧૧

नैकः सुखी न सर्वत्र विश्रब्धो न च शंकितः ॥ १२ ॥

એકલો રહેનાર પુરૂષ, સર્વ ઉપર વિશ્વાસ રાખનાર પુરૂષ તથા શંકાશીળ પુરૂષ આટલા સુખી થતા નથી. ૧૨

न कश्चिदात्मनः शत्रुं नात्मानं कस्यचिद्रिपुम् ।
प्रकाशयेन्नापमानं न च निस्नेहतां प्रभोः ॥ १३ ॥

કોઈ મનુષ્યને પોતાનાં શત્રુ તરિકે પ્રગટ કરવો નહીં, તેમ પોતે પણ કોઈના શત્રુ તરિકે ઉઘાડા પડવું નહીં. બીજાએ કરેલું પોતાનું અપમાન બાહાર પાડવું નહીં. તથા પોતાના ઉપરીની પોતાપર થયેલી અવકૃપાને પ્રકટ કરવી નહીં. ૧૩

जनस्याशयमालक्ष्य यो यथा परितुष्यति ।
तं तथैवानुवर्तेत पराराधनपण्डितः ॥ १४ ॥

જે સામા મનુષ્યના અંતઃકરણને જાણીને, તે જેવી રીતે પ્રસન્ન થાય તેવી રીતે તેને અનુસરે છે તેને પરારાધન પંડિત (પરસેવા કરવામાં નિપુણ) જાણવો. ૧૪

न पीडयेदिन्द्रियाणि न चैतान्यतिलालयेत् ।
इन्द्रियाणि प्रमाथीनि हरन्ति प्रसभं मनः ॥ १५ ॥

નેત્ર આદિ ઈંદ્રિયોને વિષયમાંથી વારીને કષ્ટ આપવું નહીં, તેમ તેમને બહુ લડાવવી પણ નહીં-કારણ કે વિષયભોગથી બળવાન્ થયેલી ઈંદ્રિયો, મનને બળાત્કારે પોતાના સ્વાધીનમાં લે છે. ૧૫

एणो गजः पतङ्गश्च भृङ्गो मीनस्तु पञ्चमः ।
शब्दस्पर्शरूपगन्धरसैरेते हताः खलु ॥ १६ ॥

મૃગ પારધીના મનોહર ગાયન ઉપર લુબ્ધ થઈને જાળમાં ફસાય છે, હાથી હાથણીના કોમળાંગનો સ્પર્શ કરી મોહમાં પડે છે, પતંગ દીપકના તેજમાં પડીને મૃત્યુ પામે છે, ભ્રમર ગંધ ઉપર લુબ્ધ બનીને કમળકોશમાં બંધાય છે, મત્સ્ય જીહ્વારસથી મચ્છીમારની માંસવાળી લોહની આંકડી ગળીને મરણ પામે છે-આ પ્રમાણે એક એક વિષય સેવનથી પાંચ જાતિ જ્યારે અવશ્ય મૃત્યુ પામે છે, ત્યારે પાંચે વિષયનું સેવન કરનારો મૃત્યુ પામે તેમાં આશ્ચર્ય શું? ૧૬

एषु स्पर्शो वरस्त्रीणां स्वान्तहारी मुनेरपि ।
अतोऽप्रमत्तः सेवेत विषयांस्तु यथोचितान् ॥ १७ ॥

એ પંચ વિષયોમાં પણ ઉત્તમ પ્રમદાના કોમળાંગનો સ્પર્શ-મુનિના મનને પણ મોહિત કરે છે, માટે મનુષ્યે સાવધાન થઈને યોગ્યતા પ્રમાણે વિષયોને સેવવા. ૧૭

मात्रा स्वस्त्रा दुहित्रा वा नात्यन्तैकान्तिकं वसेत् ।
यथा सम्बन्धमाहूयादाभाष्याश्वास्य वै स्त्रियम् ।
स्वीयां तु परकीयां च सुभगे! भगिनीति च ॥ १८ ॥

મનુષ્યે માતા, બેહેન અથવા તો પુત્રીની સાથે અત્યંત એકાંતમાં બેસવું નહીં; તથા પોતાની સંબંધી સ્ત્રીને અથવા તો પરસ્ત્રીને સંબંધ પ્રમાણે સુભગે-સૌભાગ્યવતી, અથવા તો બેહન, એવા સારા શબ્દો કહીને બોલાવવી અને તેની વાતચિત કરવી તથા આશ્વાસના કરવી. ૧૮

सहवासोऽन्यपुरुषैः प्रकाशमपिभाषणम् ।
स्वातन्त्र्यं न क्षणमपि ह्यावासोऽन्यगृहे तथा ॥ १९ ॥

૧ પરપુરૂષનો સહવાસ, ૨ ધાંટો પાડીને બોલવું, ૩ એક ક્ષણ પણ સ્વતંત્રતા, અને ૪ પરઘર નિવાસ-આટલી બાબતો સ્ત્રીયોને દૂષણ આપનારી છે, માટે તેનાથી સ્ત્રિયોને દૂર રાખવી. ૧૯

भर्त्रा पित्राथवा राज्ञा पुत्रश्वशुरबान्धवैः ।
स्त्रीणां नैव तु देयः स्याग्दृहकृत्यैर्विना क्षणः ॥ २० ॥

પતિએ, પિતાએ, ભાઈએ, પુત્રે, સસરાએ અથવા સંબંધીયોએ-સ્ત્રિયોને ઘરના કામમાંથી એક ક્ષણ પણ અવકાશ આપવોજ નહીં. ૨૦

चण्डं षण्डं दण्डशीलमकामं सुप्रवासिनम् ।
सुदरिद्रं रोगिणं च ह्यन्यस्त्रीनिरतं सदा ॥ २१ ॥
पतिं दृष्ट्वा विरक्ता स्यान्नारी वान्यं समाश्रयेत् ।
त्यक्त्वैतान्दुर्गुणान्यत्नादतो रक्ष्याः स्त्रियो नरैः ॥ २२ ॥

નારી પોતાના પતિને ક્રોધી, નપુંસક, વિના અપરાધે શિક્ષા કરનાર, પ્રેમ રહિત, ચિરકાળ પર્યંત પરદેશમાં પ્રવાસ કરનાર, બહુ દરિદ્રી, અથવા તો પરસ્ત્રીલંપટ જોઈને તેના ઉપર ઉદાસીન થાય છે-અથવા તો તેનો ત્યાગ કરીને પરપુરૂષને સેવે છે. માટે, પુરૂષોએ ઉપર જણાવેલા દુર્ગુણનો ત્યાગ કરીને પ્રયત્નપૂર્વક સ્ત્રિયોને સ્વાધીનમાં રાખવી. ૨૧-૨૨

वस्त्रान्नभूषणप्रेममृदुवाग्भिश्च शक्तितः ।
स्वात्यन्तसान्निकर्षेण स्त्रियं पुत्रं च रक्षयेत् ॥ २३ ॥

પુરૂષે, સ્ત્રીને તથા પુત્રને, શક્તિ પ્રમાણે, અન્ન, વસ્ત્ર અને આભરણ આપીને તેનું પાલન પોષણ કરવું; મધુર તથા કોમળ વાણીથી તેઓને બોલાવવાં અને નિરંતર પોતાની પાસેજ રાખવાં. ૨૩

चैत्यपूज्यध्वजाशस्तच्छायाभस्मतुषाशुचीन् ।
नाक्रमेच्छर्करालोष्टबालिस्नानभुवोऽपि च ॥ २४ ॥

રસ્તા ઉપરના વડ વગેરે ઝાડ અથવા તો દેવમંદિરો, પુજ્ય પુરૂષો, ધ્વજાપતાકાઓ, અશુભ વસ્તુની છાયાઓ, ભસ્મ, ચોખાનાં ફોતરાં, અપવિત્ર વસ્તુ, સાકર, માટી, પૂજાનો સામાન, તથા સ્નાનભૂમિ–આટલી વસ્તુ મનુષ્યે ઓલંગવી નહીં. ૨૪

नदीं तरेन्न बाहुभ्यां नाग्निं च्छन्नमभिव्रजेत् ।
सन्दिग्धनावं वृक्षं च नारोहेद्दुष्टयानकम् ॥ २५ ॥

બે હાથવતી પૂરવાળી નદી તરવી નહીં, રાખ વગેરેથી ઢાંકેલા અગ્નિ તરફ જવું નહીં, સંદેહવાળા નાવમાં બેસવું નહીં, સંદેહવાળા (તુટી પડશે કે કેમ તેવા) ઝાડ ઉપર ચઢવું નહીં, તથા દુષ્ટ વાહન ઉપર બેસવું નહીં. ૨૫

नासिकां न विकुष्णीयान्नाकस्माद्विलिखेद्भुवम् ।
न संहताभ्यां पाणिभ्यां कण्डूयेदात्मनः शिरः ॥ २६ ॥

નાકને બહુ ખેંચવું નહીં, કારણ વગર અકસ્માત્ પૃથ્વીને ખોતરવી નહીં, અને બે હાથ ભેળા કરીને પોતાના માંથાને ખજવાળવું નહીં. ૨૬

नाङ्गैश्चेष्टेत विगुणं नासीतोत्कटुकश्चिरम् ।
देहवाक्चेतसां चेष्टाः प्राक्श्रमाद्विनिवर्तयेत् ॥ २७ ॥

શરીરના કોઈપણ અવયવોવડે વિરૂદ્ધ આચરણ કરવું નહીં, કોઈપણ વસ્તુ માટે ઘણીવાર સુધી ઉત્કંઠિત થઈને બેસી રહેવું નહીં, અને શ્રમ લાગે નહી તેમ, શરીર, મન અને વાણીનાં કાર્ય કરવાં. ૨૭

नोर्ध्वजानुश्चिरं तिष्ठेन्नक्तं सेवेत न द्रुमम् ।
तथा चत्वरचैत्यं न चतुष्पथसुरालयान् ॥ २८ ॥

ઘણીવાર સુધી ઉંચા ઘુંટણ કરીને બેસવું નહીં, રાત્રે ઝાડ નિચે જવું નહીં, ચૌટામાં આવેલા ઝાડ તળે જવું નહીં, તથા ચૌટામાં આવેલા ચૈત્યોમાં* પણ જવું નહીં. ૨૮

शून्याटवीशून्यगृहश्मशानानि दिवापि न ।
सर्वथेक्षेत नादित्यं न भारं शिरसा वहेत् ॥ २९ ॥

* ચૈત્ય એ જૈન દેવાલયો વાચક શબ્દ છે. અથવા તો કોઇ જ્ઞાતિવાળાનાં મંદિરોને પણ ચૈત્ય કહે છે.

મનુષ્યે ઉજડ અરણ્યમાં, ઉજડ ઘરમાં, અને શ્મશાનમાં દિવસે પણ જવું નહીં. સૂર્ય તરફ સર્વથા જોવું નહીં, અને મસ્તક ઉપર ભાર ઉપાડવો નહીં-કિંતુ કાંધપર ઉપાડવો. ૨૯

नेक्षेत सततं सूक्ष्मं दीप्तमेध्याप्रियाणि च ॥ ३० ॥

નિરંતર બહુ ઝીણા પદાર્થોને જોવા નહીં, તેજસ્વી પદાર્થોને જોવા નહીં તથા અપવિત્ર પદાર્થોને પણ જોવા નહીં. ૩૦

सन्ध्यास्वभ्यवहारस्त्रीस्वप्नाध्ययनचिन्तनम् ।
मद्यविक्रयसन्धानदानादानादानि नाचरेत् ॥ ३१ ॥

મનુષ્યે સાયંકાળે-ભોજન, સ્ત્રી સંગ, નિદ્રા, અધ્યયન તથા વિચાર કરવો નહીં, મદિરાપાન કરવું નહીં, મદિરા વિક્રય કરવો નહીં, મદિરા બનાવવી નહીં તથા દાન આપવું તથા લેવું નહીં. ૩૧

आचार्यः सर्वचेष्टासु लोक एव हि धीमतः ।
अनुकुर्यात्तमेवातो लौकिकार्थे परीक्षकः ॥ ३२ ॥

બુદ્ધિમાન્ પુરૂષના સઘળા કાર્યમાં સામાજીક પુરૂષોજ આચાર્ય-ઉપદેશક છે. માટે વિવેકી પુરૂષે સામાજીક વિષયમાં સામાજીક પુરૂષનેજ અનુસરવું. ૩૨

राजदेशकुलज्ञातिसद्धर्मान्नैव दूषयेत् ।
शक्तोऽपि लौकिकाचारं मनसापि न लङ्घयेत् ॥ ३३ ॥

પુરૂષે, શક્તિ છતાં પણ રાજના ધર્મોને, દેશના ધર્મોને, કુળના ધર્મોને, નીતિના ધર્મોને તથા સત્પુરૂષના ધર્મોને દૂષણ આપવુંજ નહીં; તથા મનમાં પણ લૌકિકાચારને ઓલંઘવો નહીં, પણ તેને અનુસરવું. ૩૩

अयुक्तं यत्कृतं चोक्तं न बलाद्धेतुनोद्धरेत् ॥ ३४ ॥

જે અણઘટતું કામ કર્યું હોય અથવા તો અણઘટતું વચન કહ્યું હોય તેનાં મિથ્યા કારણો બતાવીને બલાત્કારથી (વાક્ છળ કે પ્રપંચથી) તેને સત્ય ઠરાવવું નહીં. ૩૪

दुर्गुणस्य च वक्तारः प्रत्यक्षं विरला जनाः ।
लोकतः शास्त्रतो ज्ञात्वा ह्यतस्त्याज्यांस्त्यजेत्सुधीः ।
अनयं नयसंकाशं मनसापि न चिन्तयेत् ॥ ३५ ॥

પ્રત્યક્ષમાં દુર્ગુણ બતાવનારા મનુષ્યો વિરલા હોય છે; માટે બુદ્ધિમાન્ મનુષ્યે લોકવ્યવહાર તથા શાસ્ત્ર આ બન્નેમાંથી સત્યાસત્યનો નિર્ણય કરીને ત્યાગ કરવા યોગ્ય દુર્ગુણોને તજવા, અને ગુણોને ગ્રહણ કરવા. તથા અન્યા-

યને મનમાં પણ કદાપી ન્યાય સમાન ગણવોજ નહીં–પરંતુ અન્યાયને તો અન્યાયરૂપેજ જોવો. ૩૫

अयं सहस्रापराधी किमेकेन भवेन्मम ।
मत्वा नाघं स्मरेदीषद्बिन्दुना पूर्यते घटः ॥ ३६ ॥

આ મનુષ્યે હજારો અપરાધ કર્યા છે (છતાં સુખી છે) તો મને એક અપરાધ કરવાથી શું થશે? આવો વિચાર કરીને જરા પણ પાપ કરવાનો વિચાર કરવો નહીં–કારણ કે ટીપેટીપે ઘડો ભરાય છે.

नक्तं दिनानि मे यान्ति कथम्भूतस्य सम्प्रति ।
दुःखभाङ् न भवेदेवं नित्यं सन्निहितस्मृतिः ॥ ३७ ॥

જે પુરૂષ નિરંતર વિચાર કરે છે કે હવણાં મારાં રાત્રિ અને દિવસ કેવા કામમાં જાય છે? આવો વિચાર કરનાર પુરૂષ, કોઈ દિવસ દુઃખ ભોગવતો નથી. ૩૭

समासव्यूहहेत्वादिकृतेच्छार्थं विहाय च ।
स्तुत्यर्थवादान्सन्त्यज्य सारं संगृह्य यत्नतः ॥ ३८ ॥
धर्मतत्त्वं हि गहनमतः सत्सेवितं नरः ।
श्रुतिस्मृतिपुराणानां कर्म कुर्याद्विचक्षणः ॥ ३९ ॥

વિચક્ષણ પુરૂષે, શ્રુતિ, સ્મૃતિ તથા પુરાણોમાં, તત્પુરૂષ, બહુવ્રીહી વગેરેને સમાસો કરીને, જુદા જુદા તર્ક કરીને, તથા જુદાં જુદાં કારણો કલ્પી પોતાના મતને પુષ્ટિ કરનારા અર્થો કરવા નહીં. તેમ સ્તુતિનો તથા અર્થવાદોનો પણ ઉપયોગ કરવો નહીં. અને પ્રયત્ન પૂર્વક શ્રુતિ, સ્મૃતિ તથા પુરાણમાંથી સાર ગ્રહણ કરી મહાત્મા પુરૂષોએ સેવાતાં અતિ ગહન એવા ધર્મતત્વનું જ્ઞાન સંપાદન કરવું અને શ્રુતિ, સ્મૃતિ આદિમાં કહેલાં ઉત્તમ કર્મ કરવાં. ૩૯

न गोपयेद्वासयेच्च राजा मित्रं सुतं गुरुम् ।
अधर्मनिरतं स्तेनमाततायिनमप्युत ॥ ४० ॥

રાજાએ, અધર્મ પરાયણ મિત્રની, પુત્રની, ગુરૂની, ચોરની તથા આતતાયી મનુષ્યની રક્ષા કરવી નહીં, પરંતુ તેઓને દેશનિકાલ કરવા. ૪૦

अग्निदो गरदश्चैव शस्त्रोन्मत्तो धनापहः ।
क्षेत्रदारहरश्चैतान्षड्विद्यादाततायिनः ॥ ४१ ॥

ઘર વગેરેમાં અગ્નિ મૂકનાર, ઝેર આપનાર, હાથમાં ઉઘાડુ શસ્ત્ર લઈને મારવા આવનાર, ધન ચોરનાર, જમીન દબાવનાર અને સ્ત્રીનું હરણ કરનાર, આ છ મનુષ્યને આતતાયી જાણવા. ૪૧

नापेक्षेत स्त्रियं बालं रोगं दासं पशुं धनम् ।
विद्याभ्यासं क्षणमपि सत्सेवां बुद्धिमान्नरः ॥ ४२ ॥

બુદ્ધિશાળી મનુષ્યે, સ્ત્રી, બાળક, રોગ, ચાકર, ઢોરઢાંખર, ધન, વિદ્યાભ્યાસ તથા સાધુસેવામાં ક્ષણ પણ બેદરકાર રહેવું નહીં. ૪૨

विरुद्धो यत्र नृपतिर्धनिकः श्रोत्रियो भिषक् ।
आचारश्च तथा देशो न तत्र दिवसं वसेत् ॥ ४३ ॥

જે દેશમાં રાજા, શ્રીમંતવેપારી, વેદવેત્તા બ્રાહ્મણ, વૈદ્ય અને લોકવ્યવહાર આપણાથી વિરૂદ્ધ હોય તે દેશમાં એક દિવસ પણ વસવું નહીં. ૪૩

नपुंसकश्च स्त्री बालश्चण्डो मूर्खश्च साहसी ।
यत्राधिकारिणश्चैते न तत्र दिवसं वसेत् ॥ ४४ ॥

જે દેશમાં નપુંસક, સ્ત્રી, બાળક, ક્રોધી, મૂર્ખ અને અવિવેકી અધિકારી હોય ત્યાં એક દિવસ પણ વસવું નહીં. ૪૪

अविवेकी यत्र राजा सभ्या यत्र तु पाक्षिकाः ।
सन्मार्गोज्झितविद्वांसः साक्षिणोऽनृतवादिनः ॥ ४५ ॥

दुरात्मनां च प्राबल्यं स्त्रीणां नीचजनस्य च ।
तत्र नेच्छेद्धनं मानं वसतिञ्चापि जीवितम् ॥ ४६ ॥

જે દેશમાં રાજાઅવિવેકી, સભાસદો (સભાના મેંબરો) પક્ષપાતી, વિદ્વાનો દુરાચરણી અને સાક્ષીયો અસત્યવાદી હોય, દુર્જનોનું, સ્ત્રીયોનું અને હલકા વર્ણનું પ્રબળ હોય; ત્યાં ધનની, માનની, વસવાની અને જીવવાની ઈચ્છા કરવી નહીં. ૪૫-૪૬

## કર્તવ્ય અકર્તવ્ય.

माता न पालयेद्बाल्ये पिता साधु न शिक्षयेत् ।
राजा यदि हरेद्वित्तं का तत्र परिदेवना ॥ ४७ ॥

માતા બાલ્યાવસ્થામાં બાળકની રક્ષા કરે નહીં, પિતા પુત્રને શુભાશુભ શિખામણ આપે નહીં, અને રાજા પોતાની પ્રજાનું ધન લુટી લે તેમાં શોક કોનો કરવો? ૪૭

सुसेविताः प्रकुप्यन्ति मित्रस्वजनपार्थिवाः ।
गृहमग्न्यशनिहतं का तत्र परिदेवना ॥ ४८ ॥

મિત્રની, કુટુંબીયોની, અને રાજાની સારી રીતે સેવા કર્યા છતાં તેઓ કોપ કરે, તથા અગ્નિથી અને વજ્રપાતથી ઘરનો નાશ થાય તેમાં શોક કોનો કરવો? ૪૮

आप्तवाक्यमनादृत्य दर्पेणाचरितं यदि ।
फलितं विपरीतं तत्का तत्र परिदेवना ॥ ४९ ॥

મનુષ્ય, આપ્ત મનુષ્યોના વાકયનો અનાદર કરીને જો ગર્વથી આચરણ કરે તો તેમાં વિપરીત ફળ નિપજે તેમાં શોક કોનો કરવો? ૪૯

सावधानमना नित्यं राजानं देवतां गुरुम् ।
अग्निं तपस्विनं धर्मज्ञानवृद्धं सुसेवयेत् ॥ ५० ॥

મનુષ્યે હંમેશાં મનને સાવધાન રાખી રાજાની, દેવની, ગુરૂની, અગ્નિની, તપસ્વિની, ધર્મવૃદ્ધની તથા જ્ઞાનવૃદ્ધની સારી રીતે સેવા બજાવવી. ૫૦

मातृपितृगुरुस्वामिभ्रातृपुत्रसखिष्वपि ।
न विरुध्येन्नापकुर्यान्मनसापि क्षणं क्वचित् ॥ ५१ ॥

મનુષ્યે, કોઈપણ દિવસ માતા, પિતા, ગુરૂ, સ્વામી, બંધુ, પુત્ર અને મિત્ર સાથે એક ક્ષણ પણ વિરોધ કરવાનો મનમાં વિચાર કરવો નહીં; તથા તેઓનું અપમાન પણ કરવું નહીં. ૫૧

स्वजनैर्न विरुध्येत न स्पर्धेत बलीयसा ।
न कुर्यात्स्त्रीबालवृद्धमूर्खेषु च विवादनम् ॥ ५२ ॥

કુટુંબીયોની સાથે વિરોધ કરવો નહીં, બળવાન સાથે હોડ કરવી નહીં, અને નારી, બાળક, વૃદ્ધ તથા મૂર્ખની સાથે વિવાદ કરવો નહીં. ૫૨

एकः स्वादु न भुञ्जीत एकः अर्थान्न चिन्तयेत् ।
एको न गच्छेदध्वानं नैकः सुप्तेषु जागृयात् ॥ ५३ ॥

એકલાં, સ્વાદિષ્ટ વસ્તુ ખાવી નહીં, એકલાં, કાર્યોનો વિચાર કરવો નહીં, એકલાં, માર્ગે ચાલવું નહીં અને ઘણા સુતા હોય ત્યારે એકે જાગવું નહીં. ૫૩

नान्यधर्मं हि सेवेत न द्रुह्याद्वै कदाचन ।
हीनकर्मगुणैः स्त्रीभिर्नासीतैकासने क्वचित् ॥ ५४ ॥

કોઇ દિવસ પરધર્મ પાળવો નહીં, પરનો દ્રોહ કે નિંદા કરવી નહીં, અને કોઈ દિવસ દુરાચરણી તથા દુર્ગુણી સ્ત્રીઓની સાથે એકાસન ઉપર બેસવું નહીં. ૫૪

षड् दोषाः पुरुषेणेह हातव्या भूतिमिच्छता
निद्रा तन्द्रा भयं क्रोध आलस्यं दीर्घसूत्रता ।
प्रभवन्ति विघाताय कार्यस्यैते न संशयः ॥ ५५ ॥

વૈભવ મેળવવાની ઇચ્છાવાળા મનુષ્યે આ જગતમાં નિદ્રા, તંદ્રા, ભય, ક્રોધ, આળસ, અને દીર્ઘસૂત્રતા આ છ દોષો તજવા; નહીંતર એ છ દોષ અવશ્ય કાર્યમાં વિઘ્નકારક થઈ પડે છે. ૫૫

उपायज्ञश्च योगज्ञस्तत्त्वज्ञः प्रतिभानवान् ।
स्वधर्मनिरतो नित्यं परस्त्रीषु पराङ्मुखः ।
वक्तोहवांश्चित्रकथः स्यादकुण्ठितवाक्सदा ॥ ५६ ॥

મનુષ્યે સદાય સામાદિક ઉપાયો જાણવા, કામ કળામાં કુશળતા મેળવવી, તત્વવેત્તા થવું, પ્રતિભા શક્તિ સંપાદન કરવી, નિત્ય સ્વધર્મપરાયણ રહેવું, પરસ્ત્રી ઉપર આસક્તિ રાખવી નહીં, વકતા થવું, તર્ક કરવામાં નિપુણ થવું, મધુરવાણી બોલવી અને ભાષણ કરતી વેળા અટકયા વિના બોલવું. ૫૬

चिरं संशृणुयान्नित्यं जानीयात्क्षिप्रमेव च ।
विज्ञाय प्रभजेदर्थान्न कामं प्रभजेत्कचित् ॥ ५७ ॥

હંમેશાં હરકોઇ વિષયને ઘણીવાર સુધી સાંભળવો અને તુર્તજ તે વિષયને મનમાં સમજી લેવો. બરાબર સમજ્યા કેડે તેનો યોગ્ય રીતે ઉપયોગ કરવો; કામનું સેવન કોઇ દિવસ કરવું નહીં-વિષય વાસનાથી દૂર રહેવું. ૫૭

क्रयाविक्रयातिलिप्सां स्वदैन्यं दर्शयेन्न हि ।
कार्य्यं विनान्यगेहे न नाज्ञातः प्रविशेदपि ॥ ५८ ॥

કોઈ વસ્તુને વેચવામાં કે વેચાતી લેવામાં અતિશય આગ્રહ અથવા તો પોતાની દીનતા બતાવી નહીં (તેમ કરવાથી પોતાની હલકાઈ બાહાર પડે છે, અને ગેરલાભ થાય છે) તથા કામ વિના કોઈને ઘેર જવું નહીં, તથા અજાણ્યા મનુષ્યને ઘેર પણ જવું નહીં. ૫૮

अपृष्टो नैव कथयेद्गृहकृत्यं तु कं प्रति ।
बह्वर्थाल्पाक्षरं कुर्यात्सल्लापं कार्य्यसाधकम् ॥ ५९ ॥

કોઈની આગળ પુછયા વિના પોતાના ઘરની વાર્તા કહેવી નહીં અને બોલવું તે પણ થોડા અક્ષરમાં ઘણા અર્થવાળું તથા કાર્ય સિદ્ધ કરનારૂં ઉત્તમ ભાષણ કરવું-(એવું બોલવું કે જેથી સામાના મનમાં આપણા માટે સારા વિચાર ઠસે. ૫૯

न दर्शयेत्स्वाभिमतमनुभूत्वाद्विना सदा ।
ज्ञात्वा परमतं सम्यक्तेनाज्ञातोत्तरं वदेत् ॥ ६० ॥

હંમેશાં સામો મનુષ્ય શું કહે છે? તે યથાર્થ સમજ્યા વિના તેના સંબંધમાં પોતાનો અભિપ્રાય દર્શાવવો નહીં. તથા પ્રતિવાદીનો મત સારીપેઠે જાણવામાં આવ્યા છતાં પણ તેનો સિદ્ધાંત જાણવામાં આવ્યો ન હોય ત્યાં સુધી તેના સંબંધમાં બોલવું નહીં. ૬૦

दम्पत्योः कलहे साक्ष्यं न कुर्य्यात्पितृपुत्रयोः ।
सुगुप्तकृत्यमन्त्रः स्यान्न त्यजेच्छरणागतम् ॥ ६१ ॥

સ્ત્રી પુરૂષના તથા પિતા પુત્રના કલહમાં સાક્ષી પુરવી નહીં, પોતાનું કામ તથા ગુપ્ત વિચાર ઘણો ગુપ્ત રાખવો તથા શરણાગત મનુષ્યનો ત્યાગ કરવો નહીં, પણ તેનું રક્ષણ કરવું. ૬૧

यथाशक्ति चिकीर्षेत कुर्वन्मुह्येच्च नापादि ।
कस्याचिन्न स्पृशेन्मर्म मिथ्यावादं न कस्यचित् ॥ ६२ ॥

પોતાની શક્તિના પ્રમાણમાં કાર્યનો આરંભ કરવો અને આરંભેલું કાર્ય કરતાં આપત્તિ આવે તો મુઝાવું નહીં; કોઇને કટું વેણ કહીને મર્મમાં દુઃખ આપવું નહીં, તથા કોઈની મિથ્યા વાર્ત્તા કરવી નહીં. ૬૨

नाश्लीलं कीर्त्तयेत्काञ्चित्प्रलापं न च कारयेत् ॥ ६३ ॥

ક્રૂરતા, લજ્જા, અને તુચ્છતા દર્શાવનારૂં હલકું વાકય બોલવું નહીં તેમ નિરર્થક વાકય પણ બોલવું નહીં. ૬૩

अस्वर्ग्यं स्याद्धर्म्यमपि लोकाविद्वेषितं तु यत् ।
स्वहेतुभिर्न हन्येत कस्य वाक्यं कदाचन ॥ ६४ ॥

કોઇ કાર્ય ધર્મવાળું હોય છતાં લોકમાં નિંદા પાત્ર હોય તો તે આચરવાથી નરક મળે છે, માટે તેવાં કામ કરવાં નહીં. તથા કોઇ દિવસ પોતાની વાક્છટાથી બીજાના વાકયનું ખંડન કરવું નહીં. ૬૪

प्रविचार्य्योत्तरं देयं सहसा न वदेत्कचित् ।
शत्रोरपि गुणा ग्राह्या गुरोस्त्याज्यास्तु दुर्गुणाः ॥ ६५ ॥

વાર્તા સાંભળ્યા પછી તેના ઉપર બહુ વિચાર કરીને તેનો ઉત્તર આપવો, પણ કોઈ દિવસ વિચાર કર્યા વિના સહસા ઉત્તર આપવો નહીં. શત્રુના પણ ગુણ ગ્રહણ કરવા અને ગુરૂના પણ દુર્ગુણો ત્યાજવા. ૬૫

उत्कर्षो नैव नित्यः स्यान्नापकर्षस्तथैव च ।
प्राक्कर्मवशतो नित्यं सधनो निर्धनो भवेत् ॥ ६६ ॥

મનુષ્યનો નિરંતર ઉદય રહેતો નથી, તેમજ નિરંતર અસ્ત પણ રહેતો નથી; કિંતુ પૂર્વજન્મમાં કરેલાં કર્મ પ્રમાણે મનુષ્ય નિત્ય સધન નિર્ધન થાય છે. ૬૬

तस्मात्सर्वेषु भूतेषु मैत्रीं नैव च हापयेत् ॥ ६७ ॥

માટે મનુષ્યે સર્વ પ્રાણિયો ઉપર મિત્રભાવ રાખવો, પણ કોઈ સાથે કલહ કરવો નહીં. ૬૭

दीर्घदर्शी सदा च स्यात्प्रत्युत्पन्नमतिः क्वचित् ।
साहसी सालसी नैव चिरकारी भवेन्न हि ॥ ६८ ॥

મનુષ્યે, હંમેશાં કાર્ય આવ્યાની અગાઉ દીર્ઘદર્શી થવું; પણ કોઈ દિવસ *પ્રત્યુત્પન્નમતિ (કાર્ય કરતી વેળા તે સંબંધી વિચાર કરનાર) સાહસી આળસુ અને દીર્ઘસૂત્રી થવું નહીં. ૬૮

यः सुदुर्निष्फलं कर्म ज्ञात्वा कर्तुं व्यवस्यति ।
द्रागादौ दीर्घदर्शी स्यात्स चिरं सुखमश्नुते ॥ ६९ ॥

જે મનુષ્ય આ કામ નિષ્ફળ છે આમ જાણીને તેનો આરંભ કરે છે અને આરંભ પૂર્વે તેને માટે તુરત દીર્ઘદૃષ્ટિથી વિચાર કરે છે તે ચિરકાળ સુખ ભોગવે છે. ૬૯

प्रत्युत्पन्नमतिः प्राप्तां क्रियां कर्तुं व्यवस्यति ।
सिद्धिः सांशयिकी तत्र चापल्यात्कार्यगौरवात् ॥ ७० ॥

પ્રત્યુત્પન્નમતિ મનુષ્ય કામ સમીપમાં આવે ત્યારે તે કરવા માટે વિચાર કરેછે માટે તેની ચપળતાથી તથા કામના ઓહોળાપણાથી કાર્યની સિદ્ધિ માટે સંશય રહે છે. ૭૦

यतते नैव कालेऽपि क्रियां कर्तुं च सालसः ।
न सिद्धिस्तस्य कुत्रापि स नश्यति च सान्वयः ॥ ७१ ॥

જે આળસું મનુષ્ય, યોગ્ય સમય ઉપર પણ કામ કરવા માટે પ્રયત્નજ કરતો નથી તે મનુષ્યની ક્યાઈ પણ કાંઈ સિદ્ધિ થતી નથી; ઉલટો તે પોતાના વંશ સહિત વિનાશ પામે છે. ૭૧

क्रियाफलमविज्ञाय यतते साहसी च सः ।
दुःखभागी भवत्येव क्रियया तत्फलेन वा ॥ ७२ ॥

---

* તૃષા વખત કૂવા ખોદનાર.

જે મનુષ્ય કાર્યના ફળનું પરિણામ જાણ્યા વિના તેને માટે પ્રયત્ન કરે છે તેને સાહસી જાણવો અને તે મનુષ્ય તેવા કાર્યથી અથવા તેના ફળથી દુઃખને પામે છે. ૭૨

महत्कालेनाल्पकर्म चिरकारी करोति च ।
स शोचत्यल्पफलतो दीर्घदर्शी भवेदतः ॥ ७३ ॥

દીર્ઘસૂત્રી મનુષ્ય નાનું કામ પણ લાંબે દિવસે પુરૂં કરે છે, જેથી તેને કાર્યનું ફળ થોડું મળે છે અને તે પસ્તાય છે; માટે મનુષ્યે દીર્ઘદર્શી થવું જોઈએ. ૭૩

सुफलं तु भवेत्कर्म कदाचित्सहसा कृतम् ।
निष्फलं वापि प्रभवेत्कदाचित्सुविचारितम् ॥ ७४ ॥

કોઈ વેળા ઉતાવળે કરેલું કામ પણ સારૂં ફળ આપે છે અને કોઈ વેળા વિચારપૂર્વક કરેલું કામ પણ નિષ્ફળ નિવડે છે. ૭૪

तथापि नैव कुर्वीत सहसानर्थकारि तत् ।
कदाचिदपि सञ्जातमकार्यादिष्टसाधनम् ॥ ७५ ॥

શીઘ્રતાથી કરેલું કામ સિદ્ધ થયું હોય તોપણ કોઇ દિવસ ઉતાવળે કામ કરવુંજ નહીં; કારણ કે તેનાથી અનર્થ થાય છે; તેમજ કોઇ દિવસ અનિષ્ટ કાર્ય કરતાં મનોરથ સિદ્ધિ થાય તે ઉપરથી નીચ કાર્ય પણ કરવું નહીં. ૭૫

यदानिष्टं तु सत्कार्यान्नाकार्यप्रेरकं हि तत् ॥ ७६ ॥

તેમજ, સત્કાર્ય કરતાં કદાપિઅનર્થ ઉત્પન્ન થાય તો પણ તે સત્કાર્યને અનર્થકારક જાણવું નહીં. ૭૬

भृत्यो भ्रातापि वा पुत्रः पत्नी कुर्यान्न चैव यत् ।
विधास्यन्ति च मित्राणि तत्कार्यमविशंकितम् ॥ ७७ ॥

જે કાર્ય, સેવક, ભાઈ, પુત્ર અને સ્ત્રી કરી શકતાં નથી તે કાર્યમિત્રો નિર્ભયતાથી પાર પાડે છે. ૭૭

यो हि मित्रमविज्ञाय याथातथ्येन मन्दधीः ।
मित्रार्थे योजयत्येनं तस्य सोऽर्थोऽत्र सीदति ॥ ७८ ॥

જે મૂઢબુદ્ધિ મનુષ્ય, મિત્રનો અભિપ્રાય યથાર્થ રીતે સમજ્યા વિના, મિત્રને માટે કાર્યનો આરંભ કરે તો, તેનું તે કામ નાશ પામે છે—અર્થાત્ અભિપ્રાય સમજ્યા વગર કોઈને માટે કાર્યનો આરંભ કરવો નહીં. ૭૮

न हि मानासिको धर्मः कस्यचिज्ज्ञायतेऽञ्जसा ।
अतो यतेत तत्प्राप्त्यै मित्रलब्धिर्वरा नृणाम् ॥ ७९ ॥

કોઈના પણ માનસિક વિચારો સત્વર જાણવામાં આવતા નથી, કેવળ મિત્રના વિચારો જાણવામાં આવે છે; માટે મિત્ર મેળવા સારૂં પ્રયત્ન કરવો; કેમકે મનુષ્યોને બીજા લાભ કરતાં મિત્રલાભ ઉત્તમ ગણાય છે. ૭૯

नात्यन्तं विश्वसेत्कञ्चिद्विश्वस्तमपि सर्वदा ।
पुत्रं वा भ्रातरं भार्याममात्यमधिकारिणम् ॥ ८० ॥

પુત્ર, ભાઈ, ભાર્યા, કાર્યભારી અને અધિકારી વગેરે ઘણાજ વિશ્વાસુ હોય તોપણ તેમાંના કોઈનો પણ નિરંતર અતિ વિશ્વાસ કરવો નહીં. ૮૦

धनस्त्रीराज्यलोभो हि सर्वेषामधिको यतः ।
प्रामाणिकञ्चानुभूतमाप्तं सर्वत्र विश्वसेत् ॥ ८१ ॥

સઘળા મનુષ્યોને ધન, સ્ત્રી અને રાજ્ય મેળવવાનો અધિક લોભ હોય છે; માટે મનુષ્યે પ્રામાણિક પરિચિત અને હિતૈષી મનુષ્યનો સર્વ કાર્યમાં વિશ્વાસ રાખવો. ૮૧

विश्वसित्वात्मवद्गुढस्तत्कार्यं विमृशेत्स्वयम् ।
तद्वाक्यं तर्कतोऽनर्थं विपरीतं न चिन्तयेत् ॥ ८२ ॥

પોતાની પેઠેજ સામા મનુષ્ય ઉપર વિશ્વાસ કરીને પોતે ગુપ્ત રહી તેના કામનો સારી રીતે તપાસ કરવો, પણ તર્ક કરી તેના બોલવાને અનર્થ અને વિરૂદ્ધ ગણી કાઢવું નહીં. ૮૨

चतुः षष्टितमांशं तन्नाशितं क्षमयेदथ ।
स्वधर्मनीतिबलवांस्तेन मैत्रीं प्रधारयेत् ॥ ८३ ॥

જે મનુષ્ય સ્વધર્મમાં તથા નીતિમાં દૃઢ હોય, તેવા વિશ્વાસુ મનુષ્યે, કદાચ આપણા કામમાં ચોસઠમે ભાગે બીગાડ કર્યો હોય તોપણ તેના ઉપર ક્ષમા કરવી અને તેની સાથે મિત્રતા કરવી. ૮૩

दानैर्मानैश्च सत्कारैः सुपूज्यान्पूजयेत्सदा ॥ ८४ ॥

બહુ માનપાત્ર પુરૂષોને દાન, માન અને સત્કારવડે સદા માન આપવું. ૮૪

कदापि नोग्रदण्डः स्यात्कटुभाषणतत्परः ।
भार्यापुत्रोऽप्युद्विजते कटवाक्यात्प्रदण्डतः ॥ ८५ ॥

કોઈપણ દિવસ કોઇને ભયંકર શિક્ષા કરવી નહીં અને કડવાં વેણો કહેવાં નહીં; કારણ કે કડવાં વેણ કહેવાથી તથા ભયંકર શિક્ષા કરવાથી તો

ભાર્યા અને પુત્ર પણ ઉદાસ થાય છે, ત્યારે બીજા ઉદાસ થાય તેમાં આશ્ચર્ય શું? ૮૫

पशवोऽपि वशं यान्ति दानैश्च मृदुभाषणैः ॥ ८६ ॥

દાન તથા મૃદુભાષણથી પશુઓ પણ વશ થાય છે. ૮૬

न विद्यया न शौर्येण धनेनाभिजनेन च ।
न बलेन प्रमत्तः स्याच्चातिमानी कदाचन ॥ ८७ ॥

વિદ્યાથી, શૌર્યથી, ધનથી, કુળથી, તથા બળથી કોઈપણ દિવસ પ્રમત્ત તથા અતિ અભિમાની થવું નહીં. ૮૭

नाप्तोपदेशं संवेत्ति विद्यामत्तः स्वहेतुभिः ।
अनर्थमप्यभिप्रेतं मन्यते परमार्थवत् ॥ ८८ ॥
महाजनैर्धृतः पन्था येन सन्त्यज्यते बलात् ।

વિદ્યાભિમાની મનુષ્ય પોતાના તર્કો કરીને યથાર્થ વકતા ગુરૂજનના ઉપદેશને સ્વીકારતો નથી; પરંતુ અનર્થ છતાં પણ પોતાના મતને અનુકૂળ આવતી બાબતને પરમાર્થ (સત્ય)ની પેઠે ગ્રહણ કરે છે; અને તે મહાજનોએ સ્વીકારેલા સન્માર્ગનો બળાત્કારે ત્યાગ કરે છે. ૮૮

शौर्यमत्तस्तु सहसा युद्धं कृत्वा जहात्यसून् ।
व्यूहादियुद्धकौशल्यं तिरस्कृत्य च शस्त्रवान् ॥ ८९ ॥

શૌર્યમત્ત, શસ્ત્રધારી થઈ વ્યૂહ રચના વગેરેનો ઉપયોગ કર્યા વિના સહસા યુદ્ધ કરે છે તેથી મરણ પામે છે. ૮૯

श्रीमत्तः पुरुषो वेत्ति न दुष्कीर्तिमजो यथा ।
स्वमूत्रगन्धं मूत्रेण मुखमासिञ्चते स्वकम् ॥ ९० ॥

જેમ બકરો પોતાના મૂત્રની દુર્ગંધ જાણતો નથી જેથી તેને પોતાના મુખ ઉપર ચોપડે છે, તેમજ લક્ષ્મીમત્ત મનુષ્ય પોતાની અપકીર્તિને પોતે જાણી શકતો નથી જેથી અપકીર્તિથી પોતાના મુખને કાળું કરે છે. ૯૦

तथाभिजनमत्तस्तु सर्वानेवावमन्यते ।
श्रेष्ठानपीतरान्सम्यगकार्य्ये कुरुते मतिम् ॥ ९१ ॥

કુળમત્ત પુરૂષ, સર્વ ગુરૂજનનું તથા બીજા મનુષ્યોનું અપમાન કરે છે અને નીચ કામ કરવામાં સારી પેઠે મન રાખે છે. ૯૧

बलमत्तस्तु सहसा युद्धे विदधते मनः ।
बलेन बाधते सर्वान्पश्वादीनपि ह्यन्यथा ॥ ९२ ॥

બળમત્ત મનુષ્ય સહસા યુદ્ધ કરવાનું મન કરે છે. અને લઢનારો મનુષ્ય મળતો નથી. તો બીજાં સર્વ પશુ વગેરેને પણ પીડે છે. ૯૨

मानमत्तो मन्यते स्म तृणवच्चाखिलं जगत् ।
अनर्होऽपि च सर्वेभ्यस्त्वत्यर्घासनमिच्छति ॥ ९३ ॥

માનમત્ત મનુષ્ય સર્વ જગતને તૃણ સમાન ગણે છે અને પોતે આસનને અયોગ્ય છે છતાં પણ સઘળા પાસેથી ઉંચા આસનની ઈચ્છા રાખે છે. ૯૩

मदा एतेऽवलिप्तानां सतामेते दमाः स्मृताः ॥ ९४ ॥

ગર્વિષ્ઠ મનુષ્યોને ઉપર જણાવેલાં માન વગેરે, મદ ઉત્પન્ન કરનારાં છે અને સત્પુરૂષોને વિનય શિખવનારાં છે. ૯૪

विद्यायाश्च फलं ज्ञानं विनयश्च फलं श्रियः ।
यज्ञदाने बलफलं सद्रक्षणमुदाहृतम् ॥ ९५ ॥

વિદ્યાનાં ફળ જ્ઞાન અને વિનય કહ્યાં છે; લક્ષ્મીનાં ફળ યજ્ઞ તથા દાન કહ્યાં છે; અને બળનું ફળ સત્પુરૂષની રક્ષા કહી છે. ૯૫

नामिताः शत्रवः शौर्यफलं च करदीकृताः ।
शमो दमश्चार्जवं चाभिजनस्य फलं त्विदम् ।
मानस्य तु फलं चैतत्सर्वे स्वसदृशा इति ॥ ९६ ॥

શત્રુઓને નમાવીને કર આપતા કરવા એ શૌર્યનું ફળ છે; શમ, દમ અને સરળતા એ સત્કુળનું ફળ છે; અને સર્વને પોતાના સમાન ગણવા એ માનનું ફળ છે. ૯૬

सुविद्यामन्त्रभैषज्यस्त्रीरत्नं दुष्कुलादपि ।
गृह्णीयात्सुप्रयत्नेन मानमुत्सृज्य साधकः ॥ ९७ ॥

કામ સાધનારા મનુષ્યે અભિમાન ત્યાગ કરીને નીચ કુળમાંથી પણ સારી વિદ્યા, મંત્ર, ઓષધિ તથા કન્યારત્ન સુપ્રયત્નથી મેળવવાં. ૯૭

उपेक्षेत प्रनष्टं यत्प्राप्तं यत्तदुपाहरेत् ।
न बालं न स्त्रियं चातिलालयेत्ताडयेन्न च ।
विद्याभ्यासे गृह्यकृत्ये तावुभौ योजयेत्क्रमात् ॥ ९८ ॥

નાશ થયેલી વસ્તુની ઉપેક્ષા કરવી અને જે વસ્તુ મળી હોય તેને ગ્રહણ કરવી; બાળકને તથા સ્ત્રીને બહુ લાડ લડાવવાં નહી, તેમ બહુ શિક્ષા કરવી નહીં, પણ મધ્યમસર રાખવાં તથા બાળકને વિદ્યાભ્યાસ કરાવવો અને સ્ત્રીને ઘરનાં કામમાં યોજવી. ૯૮

परद्रव्यं क्षुद्रमपि नादत्तं स हरेदणु ।
नोच्चारयेदघं कस्य स्त्रियं नैव च दूषयेत् ॥ ९९ ॥

બીજાનું થોડું ધન પણ (તેના) આપ્યા વિના લેવું નહીં, કોઈનું જરાપણ બુરૂં બોલવું નહીં તથા કોઇની સ્ત્રીને દૂષણ આપવું નહીં. ૯૯

न ब्रूयादनृतं साक्ष्यं कृतं साक्ष्यं न लोपयेत् ।
प्राणात्ययेऽनृतं ब्रूयात्सुमहत्कार्यसाधने ॥ १०० ॥

કોઇની ખોટી સાક્ષી પુરવી નહીં, તેમ પુરેલી સાક્ષીને (પાછળથી) ખોટી પાડવી નહીં; પણ જ્યારે કોઈના પ્રાણ બચતા હોય અથવા તો મોટું કાર્ય કરવું હોય ત્યારેજ ખોટી સાક્ષી પુરવી. ૧૦૦

कन्यादात्रे तु ह्यधनं दस्यवे सधनं नरम् ।
गुप्तं जिघांसवे नैव विज्ञातमपि दर्शयेत् ॥ १०१ ॥

કન્યાનો પિતા જેને કન્યા આપવા ધારતો હોય તે મનુષ્ય નિર્ધન છે એમ આપણા જાણવામાં હોય તોપણ, કન્યાના બાપને તે જણાવવું નહીં; ચોર ચોરી કરવા આવે ત્યારે આપણને પુછે કે અહીં કોણ ધનવાન્ છે ત્યારે પણ જાણતાં છતાં તેને ધનવાન્ મનુષ્ય બતાવવો નહીં; તથા મારના ભયથી કોઈ છુપાઈ ગયો હોય અને તેને કોઈ મારવા આવે ત્યારે પણ જાણતાં છતાં તેને બતાવવો નહીં. ૧૦૧

जायापत्योश्च पित्रोश्च भ्रात्रोश्च स्वामिभृत्ययोः ।
भगिन्योर्मित्रयोर्भेदं न कुर्याद्गुरुशिष्ययोः ॥ १०२ ॥

સ્ત્રી અને પુરૂષ વચ્ચે માતા અને પિતા વચ્ચે, ભાઈ ભાઇ વચ્ચે, સ્વામી અને સેવક વચ્ચે, બેહન બેહન વચ્ચે, મિત્ર મિત્ર વચ્ચે તથા ગુરૂ અને શિષ્ય વચ્ચે ભેદ પડાવવો નહીં—પરસ્પર કલહ કરાવી તેઓનાં મન ભંગ કરવાં નહીં. ૧૦૨

न मध्याद्गमनं भाषाशालिनोः स्थितयोरपि ।
सुहृदं भ्रातरं बन्धुमुपचर्यात्सदात्मवत् ॥ १०३ ॥

જ્યાં બે મનુષ્યો પરસ્પર વાત કરતા ઉભા હોય ત્યાં ત્રીજાએ વચમાં જવું નહીં તથા હંમેશાં મિત્રને, ભાઈને તથા કુટુંબીને પોતાનાજ ગણીને તેની સાથે વ્યવહાર કરવો. ૧૦૩

गृहागतं क्षुद्रमपि यथार्हं पूजयेत्सदा ।
तदीयकुशलप्रश्नैः शक्त्या दानैर्जलादिभिः ॥ १०४ ॥

સામાન્ય મનુષ્ય પણ જ્યારે પોતાને ઘેર આવે ત્યારે તેને સદાય યથોચિત માન આપવું, તેના ઘરના કુશળ સમાચાર પુછવા અને શક્તિ પ્રમાણે વસ્તુદાન, જળપાન તથા પાનસોપારી આપીને તેનો સત્કાર કરવો. ૧૦૪

सपुत्रस्तु गृहे कन्यां सपुत्रां वासयेन्न हि ।
सभर्तृकां च भगिनीमनाथे ते तु पालयेत् ॥ १०५ ॥

દીકરાવાળા બાપે, પુત્રવતી અને ધણીવાળી કન્યાને તથા બેહનને ઘરમાં સાથે રાખવી નહીં, પણ જો તે બન્ને જણી વિધવા હોય તો તેઓને ઘરમાં સાથે રાખીને તેનું પાળન કરવું. ૧૦૫

सर्पोऽग्निर्दुर्जनो राजा जामाता भगिनीसुतः ।
रोगः शत्रुर्नावमान्योऽप्यल्प इत्युपचारितः ॥ १०६ ॥

સર્પને, અગ્નિને, દુર્જનને, રાજાને, જમાઈને, ભાણેજને, રોગને તથા શત્રુને નાના ગણી અથવા તો તે અસમર્થ છે, આપણું શું કરવાના હતા? એવું ધારીને તેઓનું અપમાન કરવું નહીં; પણ તેઓની સંભાળ રાખવી. ૧૦૬

क्रौर्यात्तैक्ष्ण्याद्दुःस्वाभावात्स्वामित्वात्पुत्रिकाभयात् ।
स्वपूर्वजपिण्डदत्वाद्वृद्धिभीभ्यामुपाचरेत् ॥ १०७ ॥

ક્રૂરતાને લીધે સર્પની સેવા કરવી; તીક્ષ્ણતાને લીધે અગ્નિની સેવા કરવી દુષ્ટસ્વભાવને લીધે દુર્જનની સેવા કરવી; સ્વામીભાવથી રાજાની સેવા કરવી; દોહિતરને દત્તક સેવા માટે જમાઈની સેવા કરવી; પિતૃઓને પિંડદાન કરાવવા માટે ભાણેજની સેવા કરવી; શરીરને આરોગ્ય રાખવા માટે રોગોની સેવા બજાવવી; એટલે કે રોગનો નાશ કરવો; અને ભય માટે શત્રુઓની સેવા બજાવવી-જેથી સુખ થાય. ૧૦૭

ऋणशेषं रोगशेषं शत्रुशेषं न रक्षयेत् ।
याचकाद्यैः प्रार्थितः सन्न तीक्ष्णं चोत्तरं वदेत् ।
तत्कार्य्यं तु समर्थश्चेत्कुर्य्याद्वा कारयीत च ॥ १०८ ॥

કરજનો, રોગનો અને શત્રુનો અંશ પણ રહેવા દેવો નહીં, પણ તેનો સમૂળગો નાશ કરવો. તથા યાચક વગેરે કોઈ વસ્તુની યાચના કરે તોપણ તેને કડવો ઉત્તર આપવો નહીં; પણ પોતે સમર્થ હોઈએ તો તેનું કામ કરી આપવું; અથવા તો અન્યદ્વારા કરાવી અપાવવું. ૧૦૮

दातॄणां धार्मिकाणां च शूराणां कीर्त्तनं सदा ।
शृणुयात्तु प्रयत्नेन तच्छिद्रं नैव लक्षयेत् ॥ १०९ ॥

નિરંતર દાતાઓનાં, ધાર્મિકોનાં અને શૂરાઓનાં ચરિત્રો પ્રયત્નપૂર્વક સાંભળવાં. પણ તેઓના દોષોપર લક્ષ દેવુંજ નહીં. ૧૦૯

काले हितमिताहारविहारी विघसाशनः ।
अदीनात्मा च सुस्वप्नः शुचिः स्यात्सर्वदा नरः ॥ ११० ॥

મનુષ્યે સમય પ્રમાણે અલ્પ અને સુખકર આહારવિહાર કરવો; દેવને ધર્યા પછી પ્રસાદી અન્નાદિકનો આહાર કરવો; મનને ઉદાર રાખવું, સુખમાં નિદ્રા કરવી. તથા સદા સ્વચ્છ રહેવું. ૧૧૦

कुर्याद्विहारमाहारं निर्हारं विजने सदा ।
व्यवसायी सदा च स्यात्सुखं व्यायाममभ्यसेत् ॥ १११ ॥

પુરૂષે સ્ત્રીસંગ, ભોજન તથા મળમૂત્રનો ત્યાગ આટલાં કામ નિત્ય એકાંતમાં કરવાં, નિત્ય ઉદ્યમ કરવો. તથા સુખકર મધુર કસરતનો અભ્યાસ કરવો. ૧૧૧

अन्नं न निन्द्यात्सुस्वस्थः स्वीकुर्यात्प्रीतिभोजनम् ।
आहारं प्रवरं विद्यात्षड्रसं मधुरोत्तरम् ॥ ११२ ॥

અન્નની નિંદા કરવી નહીં પણ ઘણાજ પ્રસન્ન થઈને પ્રીતિ ભોજનના નિમંત્રણને સ્વીકારવું. કારણ કે સર્વ ભોજનમાં પ્રેમ ભોજન શ્રેષ્ઠ ગણાય છે. તથા જેમાં ગળપણ વધારે હોય તેવું છ રસવાળું ભોજન બહુ શ્રેષ્ઠ ગણાય છે. ૧૧૨

विहारं चैव स्वस्त्रीभिर्वेश्याभिर्न कदाचन ।
नियुद्धं कुशलैः सार्धं व्यायामं नतिभिर्वरम् ॥ ११३ ॥

પોતાની સ્ત્રી સાથેજ સુરતસમાગમ કરવો પણ વેશ્યા સાથે કોઈ દિવસ પણ વિહાર કરવો નહીં. તથા કુશળ મનુષ્યની સાથે પ્રણામપૂર્વક ઉત્તમ પ્રકારની મલ્લયુદ્ધ આદિ કસરત કરવી. ૧૧૩

हित्वा प्राक्पश्चिमौ यामौ निशि स्वापो वरो मतः ।
दीनान्धपंगुबधिरा नोपहास्याः कदाचन ॥ ११४ ॥

આગલો અને પાછલો એમ બે પ્રહર છોડીને રાત્રે બે પ્રહાર નિદ્રા કરવી. તે ઉત્તમ ગણાય છે. તથા મનુષ્યે કોઇ દિવસ ગરીબની, આંધળાની, પાંગળાની અને બેહેરાની મશ્કરી કરવી નહીં. ૧૧૪

नाकार्य्ये तु मतिं कुर्याद्द्राक्स्वकार्य्यं प्रसाधयेत् ।
उद्योगेन बलेनैव बुद्ध्या धैर्येण साहसात् ।
पराक्रमेणार्जवेन मानमुत्सृज्य साधकः ॥ ११५ ॥

કામ સાધનાર પુરૂષે અકાર્ય કરવામાં મન રાખવું નહીં, પણ અભિમાન ત્યાગ કરી ઉદ્યોગથી, બળથી, બુદ્ધિથી, ધૈર્યથી, પરાક્રમથી, કોમળતાથી તથા સાહસકર્મથી પોતાનું કામ ઝટ સાધી લેવું. ૧૧૫

यदि सिध्यति येनार्थः कलहेन वरस्तु सः ।
अन्यथायुर्धनसुहृद्यशःसुखहरः स्मृतः ॥ ११६ ॥

જે કલહ કરવાથી કાર્ય સિદ્ધિ થાય છે તેને ઉત્તમ કલહ જાણવો. પરંતુ કલહ કરતાં છતાં પણ જો કાર્ય સિદ્ધિ થાય નહીં તો તે કલહ જીવનનો નાશ કરે છે, ધનનો નાશ કરે છે, સંબંધીયોમાં ભેદ પડાવે છે, યશનો લોપ કરે છે અને સુખનો નાશ કરે છે. એમ સમજવું. ૧૧૬

नानिष्टं प्रवदेत्कस्मिन्नाच्छिद्रं कस्य लक्षयेत् ।
आज्ञाभंगस्तु महतां राज्ञः कार्यो न वै क्वचित् ॥ ११७ ॥

કોઈ દિવસ કોઈ પણ માણસની નિંદા કરવી નહીં, કોઇનાં છિદ્રો શોધવાં નહીં તથા મોટા માણસોની અને રાજાની આજ્ઞાનો ભંગ પણ કોઈ દિવસ કરવો નહીં. ૧૧૭

असत्कार्यनियोक्तारं गुरुं वापि प्रबोधयेत् ।
नातिक्रामेदपि लघुं क्वचित्सत्कार्यबोधकम् ॥ ११८ ॥

કોઈ વખતે નઠારા કાર્યનો ઉપદેશ કરનારા ગુરૂને પણ શીખામણ આપવી અને સારા કાર્યનો બોધ કરનારા સાધારણ મનુષ્યના બોધને ઉલ્લંઘવો નહીં, પણ તે ગ્રહણ કરવો. ૧૧૮

कृत्वा स्वतन्त्रां तरुणीं स्त्रियं गच्छेन्न वै क्वचित् ।
स्त्रियो मूलमनर्थस्य तरुण्यः किं परैः सह ॥ ११९ ॥

કોઇ પણ દિવસ પોતાની તરૂણ સ્ત્રીને સ્વતંત્રતા આપીને કયાંહી પણ જવું નહીં; કારણ કે તરૂણીયો એજ અનર્થનું મૂળ છે; તો જ્યારે તે પરપુરૂષની સાથે મળી જાય ત્યારે શું ન કરે ? ૧૧૯

न प्रमाद्येन्मदद्रव्यैर्न विमुह्येत्कुसन्ततौ ॥ १२० ॥

મદ ઉપજાવનારી સંપત્તિ ઉપર મોહિત થવું નહીં અને કુપુત્ર ઉપર મમતા રાખવી નહીં. ૧૨૦

साध्वी भार्या पितृपत्नी माता बाला पिता स्नुषा ।
अभर्तृकानपत्या या साध्वी कन्या स्वसापि च ॥ १२१ ॥

मातुलानी भ्रातृभार्या पितृमातृस्वसा तथा ।
मातामहोऽनपत्यश्च गुरुश्वशुरमातुलाः ॥ १२२ ॥

बालोऽपिता च दौहित्रो भ्राता च भगिनीसुतः ।
एतेवश्यं पालनीयाः प्रयत्नेन स्वशक्तितः ॥ १२३ ॥
अविभवेऽपि

પોતાની પાસે ધન ન હોય તોપણ મનુષ્યે સાધ્વી ભાર્યા, કાકી, માતા, પુત્રી, પિતા, સ્નુષા-પુત્રની વહુ, વિધવા અને વાંઝણી એવી સદ્ગુણી દીકરી અને બેહન, મામી, ભાભી, ફોઇ, માસી, પુત્રરહિત ગડવો, ગુરૂ, સસરો, મામો, પિતા રહિત છોકરો, દોહિત્રો, ભાઈ અને ભાણેજ, આટલાનું પોતાની શક્તિ પ્રમાણે સારી રીતે અવશ્ય પાલન કરવું. ૧૨૧-૧૨૩

विभवे पितृमातृकुलं सुहृत् ।
पत्न्याः कुलं दासदासीभृत्यवर्गांश्च पोषयेत् ॥ १२४ ॥

અને સંપત્તિ હોય તો માતાપિતાના કુળનું, મિત્રોનું, સસરાના કુળનું, તથા દાસ, દાસી અને સેવક વર્ગોનું પણ પોષણ કરવું. ૧૨૪

विकलाङ्गान्प्रव्राजितान्दीनानाथांश्च पालयेत् ॥ १२५ ॥

કાણા, કૂબડા વિગેરેનું, લંગડા વગેરેનું, સંન્યાસિયોનું, દરિદ્રોનું અને અનાથોનું પણ પાલન કરવું. ૧૨૫

कुटुम्बभरणार्थेषु यत्नवान्न भवेच्च यः ।
तस्य सर्वगुणैः किन्तु जीवन्नेव मृतश्च सः १२६ ॥

જે મનુષ્ય પોતાના કુટુંબના ભરણપોષણ માટે પ્રયત્ન કરે નહીં, તેના વિદ્યા વગેરે સર્વ ગુણો નકામા જાણવા; અને તે પુરૂષને જીવતોજ મૂવો સમજવો. ૧૨૬

न कुटुम्बं भृतं येन नाशिताः शत्रवोऽपि न ।
प्राप्तं संरक्षितं नैव तस्य किं जीवितेन वै? ॥ १२७ ॥

જેણે કુટુંબનું ભરણપોષણ કર્યું નહીં, જેણે શત્રુઓનો નાશ કર્યો નહીં અને જેણે મળેલી વસ્તુનો સંગ્રહ કર્યો નહીં તેનું જીવન વ્યર્થ જાણવું. ૧૨૭

स्त्रीभिर्जितो ऋणी नित्यं सुदरिद्री च याचकः ।
गुणहीनोऽर्थहीनः सन्मृता एते सजीवकाः ॥ १२८ ॥

સ્ત્રીવશ, કરજદાર, નિત્યનો દરિદ્રી, ભીક્ષા માંગનાર, ગુણ રહિત અને નિર્ધન આટલા પુરૂષને જીવતાજ મૂવા સમજવા. ૧૨૮

आयुर्वित्तं गृहच्छिद्रं मन्त्रमैथुनभेषजम् ।
दानमानापमानं च नवैतानि सुगोपयेत् ॥ १२९ ॥

આયુષ્ય, ધન, ઘરનું છિદ્ર, ગુપ્તવિચાર, મૈથુન, ઓષધ, દાન, માન અને અપમાન આ નવ વસ્તુને બહુ ગુપ્ત રાખવી. ૧૨૯

देशाटनं राजसभावेशनं शास्त्रचिन्तनम् ।
वेश्यादिदर्शनं विद्वन्मैत्रीं कुर्यादतन्द्रितः ॥ ॥ १३० ॥

આળસ રહિત થઈને દેશાટન કરવું, જુદા જુદા રાજાઓની સભામાં જવું, શાસ્ત્રો વિચારવાં. વેશ્યા વગેરેનો સમાગમ કરવો અને વિદ્વાનોની સાથે મિત્રતા કરવી. ૧૩૦

अनेकाश्च तथा धर्माः पदार्थाः पशवो नराः ।
देशाटनात्स्वानुभूताः प्रभवान्ति च पर्वताः ॥ १३१ ॥

દેશાટન કરવાથી અનેક ધર્મો, અનેક પદાર્થો, જુદાં જુદાં પશુઓ, મનુષ્યો તથા અનેક પર્વતો સારી રીતે જાણવામાં આવે છે. ૧૩૧

कीदृशा राजपुरुषा न्यायान्यायं च कीदृशम् ।
मिथ्याविवादिनः के च के वै सत्यविवादिनः ॥ १३२ ॥

कीदृशी व्यवहारस्य प्रवृत्तिः शास्त्रलोकतः ।
सभागमनशीलस्य तद्विज्ञानं प्रजायते ॥ १३३ ॥

જે મનુષ્યને રાજસભામાં જવાની ટેવ હોય છે તેને રાજાના નોકરો કેવા છે, ન્યાય તથા અન્યાય કેવો છે, કોણ મિથ્યાવાદી છે અને કોણ સત્યવાદી છે, શાસ્ત્રની રીતિ પ્રમાણે તથા લૈકિક રીતિ પ્રમાણે સભામાં ભિન્ન ભિન્ન વિવાદો કેમ ચાલે છે, અને તેનું પરિણામ શું આવે છે? તે સર્વ જાણવામાં આવે છે. ૧૩૨-૧૩૩

नाहंकारी च धर्मान्धः शास्त्राणां तत्त्वचिन्तनैः ।
एकं शास्त्रमधीयानो न विद्यात्कार्यनिर्णयम् ॥ १३४ ॥

મનુષ્યે ષટ્શાસ્ત્રનાં તત્વો જાણ્યાં પછી અભિમાની તથા ધર્માંધ થવું નહીં, તેમ કેવળ એકજ શાસ્ત્ર પણ ભણીને બેસી રહેવું નહીં; કારણ કે એક શાસ્ત્ર ભણનાર મનુષ્ય કોઈ કાર્યનો નિર્ણય કરી શકતો નથી. ૧૩૪

स्याद्बह्वागमसन्दर्शी व्यवहारो महानतः ।
बुद्धिमानभ्यसेन्नित्यं बहुशास्त्राण्यतन्द्रितः ॥ १३५ ॥

પરંતુ જ્યારે ઘણાં શાસ્ત્રો ભણવામાં આવે છે, ત્યારે મનુષ્ય મોટો વ્યવહારવેત્તા થાય છે. માટે બુદ્ધિશાળી મનુષ્યે, આળસનો ત્યાગ કરી નિત્ય જુદાં જુદાં શાસ્ત્રોનો અભ્યાસ કરવો. ૧૩૫

तदर्थं तु गृहीत्वापि तदधीना न जायते ।
वेश्या तथाविधा वापि वशीकर्त्तुं नरं क्षमा ।
नेयात्कस्य वशं तद्वत्स्वाधीनं कारयेज्जगत् ॥ १३६ ॥

જે વેશ્યા મનુષ્યના ધનને હરણ કર્યા છતાં પણ પોતે તેને અધિન થતી નથી–તેવી વેશ્યા, જેમ મનુષ્યને વશ કરવાને સમર્થ થાય છે, તેમજ પુરૂષે પણ આખું જગત પોતાને અધિન કરવું અને પોતે કોઈને અધિન થવું નહીં. ૧૩૬

श्रुतिस्मृतिपुराणानामर्थविज्ञानमेव च ।
सहवासात्पण्डितानां बुद्धिः पण्डा प्रजायते ॥ १३७ ॥

પંડિતોના સહવાસથી શ્રુતિ, સ્મૃતિ અને પુરાણોના અર્થનું જ્ઞાન થાય છે અને બુદ્ધિ શુદ્ધ થાય છે. ૧૩૭

देवपित्रतिथिभ्योऽन्नमदत्त्वा नाश्नीयात्क्वचित् ।
आत्मार्थं यः पचेन्मोहान्नरकार्थं स जीवति ॥ १३८ ॥

મનુષ્યે દેવતાઓને, પિતરોને અને અતિથીયોને જમાડયા વિના કોઈ દિવસ જમવું નહીં. જે મનુષ્ય અજ્ઞાનથી કેવળ પોતાને માટે ભોજન તૈયાર કરે છે–તાત્પર્ય કે દેવાદિકને નિવેદન કર્યા વિનાજ જમે છે–તે મનુષ્ય મરણ થયા બાદ નરકમાં પડે છે. ૧૩૮

मार्गं गुरुभ्यो बलिने व्याधिताय शवाय च ।
राज्ञे श्रेष्ठाय व्रातिने यानगाय समुत्सृजेत् ॥ १३९ ॥

વડીલ વર્ગ, બળવંત પુરૂષ, રોગી, શબ, રાજા, માન્યપુરૂષ, વ્રતધારી–બ્રહ્મચારીવગેરે તથા વાહનમાં બેસીને જનાર પુરૂષ–આટલા સામા આવતા હોય ત્યારે મનુષ્યે પડખા ઉપર ખસી જઈને તેઓને જવાનો માર્ગ આપવો. ૧૩૯

शकटात्पञ्चहस्तं तु दशहस्तं तु वाजिनः ।
दूरतः शतहस्तं च तिष्ठेन्नागाद्वृषाद्दश ॥ १४० ॥

મનુષ્યે રસ્તા ઉપર જતી વખતે ગાડીયોથી પાંચ હાથ દૂર રહેવું, ઘોડાથી દશ હાથ દૂર રહેવું હાથીથી સો હાથ દૂર રહેવું. અને બળદથી દશ હાથ દૂર રહેવું. ૧૪૦

शृङ्गिणां च नखिनां च दंष्ट्रिणां दुर्जनस्य च ।
नदीनां वसतौ स्त्रीणां विश्वासं नैव कारयेत् ॥ १४१ ॥

સમીપમાં રહેલાં શીંગડાવાળા નખવાળાં ડાઢવાળાં પ્રાણીયોનો, દુર્જનોનો, નદીઓનો અને સ્ત્રીઓનો વિશ્વાસ કરવોજ નહીં. ૧૪૧

खादन्न गच्छेदध्वानं न च हास्येन भाषणम् ।
शोकं न कुर्यान्नष्टस्य स्वकृतेरपि जल्पनम् ॥ १४२ ॥

રસ્તે ચાલતાં ખાવું નહીં, બોલતાં બોલતાં હસવું નહીં, ખોવાયલી વસ્તુનો શોક કરવો નહીં અને પોતે કરેલું કામ કહી બતાવવું નહીં. ૧૪૨

स्वशंकितानां सामीप्यं त्यजेद्वै नीचसेवनम् ।
संलापं नैव श्रृणुयाद्गुप्तः कस्यापि सर्वदा ॥ १४३ ॥

પોતાને જે માણસનો વિશ્વાસ ન હોય તેની પાસે ઉભા રહેવું નહીં, નીચની ચાકરી કરવી નહીં તથા હંમેશા છુપાઈને કોઈની પણ વાર્તા સાંભળવી નહીં. ૧૪૩

उत्तमैरननुज्ञातं कार्यं नेच्छेच्च तैः सह ।
देवैः साकं सुधापानाद्राहोश्छिन्नं शिरो यतः ॥ १४४ ॥

મોટા પુરૂષોએ જે કામ પોતાની સાથે રહીને કરવાની મના કરી હોય તે કામ તેઓની સાથે રહીને કરવાની ઇચ્છા કરવી નહીં; કારણકે દેવોની મનાઇ છતાં પણ તેઓની સાથે અમૃતનું પાન કરવાથી રાહુનું મસ્તક કપાયું હતું. ૧૪૪

महतोऽसत्कृतमपि भवेत्तद्भूषणाय वै ।
विषपानं शिवस्यैव त्वन्येषां मृत्युकारकम् ॥ १४५ ॥

કોઇ કામ ઘણું ધિઃકારવા યોગ્ય કે ત્યાગ કરવા યોગ્ય હોય તોપણ તે કામ મહાપુરૂષને ભૂષણરૂપ થઈ પડે છે; જેમકે વિષપાન એ શંકરનેજ ભૂષણરૂપ છે, પણ બીજાઓને મૃત્યુ ઉપજાવનારૂં છે. ૧૪૫

तेजस्वी क्षमते सर्वं भोक्तुं वह्निरिवानघः ।
न सांमुख्ये गुरोः स्थेयं राज्ञः श्रेष्ठस्य कस्यचित् ॥ १४६ ॥

પાપ રહિત તેજસ્વી મનુષ્ય અગ્નિની પેઠે સર્વ વસ્તુનો ઉપભોગ કરે છે, પરંતુ સાધારણ મનુષ્ય ભોગવી શકતો નથી. ગુરૂ, રાજા, તથા સંભાવિત ગૃહસ્થની સન્મુખ ઉભું રહેવું નહીં, પણ તેની પડખે તરી જવું. ૧૪૬

राजा मित्रमिति ज्ञात्वा न कार्यं मानसेप्सितम् ।
नेच्छेन्मूर्खस्य स्वामित्वं दास्यमिच्छेन्महात्मनाम् ।
विरोधं न ज्ञानलवदुर्विदग्धस्य रञ्जनम् ॥ १४७ ॥

પ્રમાણ્ય મનુષ્યે, રાજાને પોતાનો મિત્ર ગણીને પોતાની મરજી ... ન કરવું નહીં તથા (ડાહ્યા) મનુષ્યે મૂર્ખનું ઉપરીપણું સ્વીકારવું

નહીં, તેમ તેવાની ચાકરી પણ ઈચ્છવી નહીં, મહાત્મા પુરૂષોની સાથે વિરોધ કરવો નહીં, પણ સંપથી વર્તવું તથા અલ્પજ્ઞાનથી ગર્વિષ્ટ થયેલા દુર્જનને રંજન કરવો નહીં-કેમકે દુર્જનની પ્રસન્નતા પણ સજ્જનના કોપ સમાન હોય છે. ૧૪૭

अत्यावश्यमनावश्यं क्रमात्कार्यं समाचरेत् ।
प्राक्पश्चाद्द्राग्विलम्बेन प्राप्तं कार्यं तु बुद्धिमान् ॥ १४८ ॥

બુદ્ધિશાળી મનુષ્યે બહુ જરૂરીનું કામ પ્રથમ કરવું; ત્યાર પછી સામાન્ય કામ કરવું. તે એ પ્રમાણે કરવું કે જે કામ બહુજ ઉતાવળનું હોય તે કામ પ્રથમથીજ પુરૂં કરવું; અને હાથમાં આવેલાં છતાં બહુ જરૂરી ન હોય તેવાંને પાછળથી ધીરે ધીરે પુરૂ કરવું-કે જેથી કોઈને હાની થાય નહીં. ૧૪૮

पित्राज्ञप्तेनापि मातृवधरूपे सुपुजिता ।
धृता गोतमपुत्रेण ह्यकार्ये चिरकारिता ॥ १४९ ॥

ગૌતમે જાણ્યું કે અહલ્યાએ ઈંદ્રની સાથે વ્યભિચાર કર્યો, માટે તેમણે પોતાના પુત્ર શતાનંદને આજ્ઞા કરી કે, વત્સ 'તારી માતાને મારી નાંખ'; પણ શતાનંદે તે અકાર્ય કરતાં વાર લગાડી, એટલામાં ગૌતમનો કોપ પણ શાંત પડયો, અને તેમણે અહલ્યા ઉપર ક્ષમા કરી. આવી રીતે વિલંબે કાર્ય કરવાથી માન મળ્યું. ૧૪૯

प्रेम्णा समीपवासेन स्तुत्या नत्या च सेवया ।
कौशल्येन कलाभिश्च कथाभिर्ज्ञानतोऽपि च ॥ १५० ॥

आदरेणार्जवेनैव शौर्याद्दानेन विद्यया ।
प्रत्युत्थानाभिगमनैरानन्दस्मितभाषणैः ।
उपकारैः स्वाशयेन वशीकुर्याज्जगत्सदा ॥ १५१ ॥

મનુષ્યે નિરંતર પ્રેમ બતાવીને, સહવાસ કરીને, સ્તુતિ કરીને, પ્રણામ કરીને, સેવા કરીને, કુશળતા વાપરીને, કળા દાખવીને, વાર્તાઓ કહીને, જ્ઞાન દર્શાવીને, આદર આપીને, કોમળતા વાપરીને, શૌર્યતા બતાવીને, વસ્તુ ભેટ આપીને, વિદ્યા દર્શાવીને, સામા ઉભા થઈને, સન્મુખ જઈ આદર આપીને, હર્ષ સહિત મંદહાસ્યવાળાં ભાષણો કરીને, ઉપકારો કરીને, તથા સામા મનુષ્યના અભિપ્રાય પ્રમાણે વર્તીને-જગતને વશ કરવું. ૧૫૦--૧૫૧

एते वश्यकरोपाया दुर्जने निष्फलाः स्मृताः ।
तत्सन्निधिं त्यजेत्प्राज्ञः शक्तस्तं दण्डतो जयेत् ।
छलभूतैस्तु तद्रूपैरुपायैरेभिरेव वा ॥ १५२ ॥

ઉપર જણાવેલાં વશીકરણના ઉપાયો દુર્જનો ઉપર નિષ્ફળ નિવડે છે; માટે વિદ્વાન્ મનુષ્યે, દુર્જનનો દૂરથીજ ત્યાગ કરવો, અને પોતામાં શક્તિ હોય તો તેને શિક્ષા કરીને અથવા તો ખોટો પ્રેમ દર્શાવીને કે પછી બીજા કપટના ઉપાયો વાપરીને દુષ્ટનો પરાજય કરવો. ૧૫૨

श्रुतिस्मृतिपुराणानामभ्यासः सर्वदा हितः ।
साङ्गानां सोपवेदानां सकलानां नरस्य हि ॥ १५३ ॥

મનુષ્યને ષડંગ સહિત ચાર વેદનો, ઉપવેદનો, સ્મૃતિનો તથા પુરાણોનો નિત્ય અભ્યાસ હિત કરનારો છે. ૧૫૩

मृगयाक्षाः स्त्रियः पानं व्यसनानि नृणां सदा ।
चत्वार्येतानि सन्त्यज्य युक्त्या संयोजयेत्क्वचित् ॥ १५४ ॥

મૃગયા, દ્યુત, સ્ત્રિઓ ને મદિરાપાન આ ચાર વસ્તુ નિરંતર મનુષ્યોને વ્યસનરૂપે વળગેલી હોય છે; માટે તે સર્વનો સર્વથા ત્યાગ કરવો. કદાચ મૃગયા વગેરેનો ઉપયોગ કરવો હોય તો યુક્તિપૂર્વક કોઈક વખતેજ કરવો, પણ નિરંતર તે વસ્તુને સેવવી નહીં. ૧૫૪

कूटेन व्यवहारं तु वृत्तिलोपं न कस्यचित् ।
न कुर्याच्चिन्तयेत्कस्य मनसाप्यहितं क्वचित् ॥ १५५ ॥

મનુષ્યે કોઈની સાથે કપટ વ્યવહાર કરવો નહીં, કોઈની આજીવિકાનો ભંગ કરવો નહીં, અને કોઈનું ભુંડું કરવું નહીં, તેમ કોઈવાર ભુંડુ કરવા માટે મનમાં વિચાર સરખો પણ કરવો નહીં. ૧૫૫

तत्कार्यं तु सुखं यस्माद्भवेद्त्रैकालिकं दृढम् ।
मृते स्वर्गं जीवति च विन्द्यात्कीर्तिं दृढां शुभाम् ॥ १५६ ॥

મનુષ્યે તેવું કામ કરવું કે જે કામ કરવાથી આ લોકમાં ને પરલોકમાં સ્થિર સુખ મળેઃ પણ એવું કામ કરવું કે જીવતાં જગતમાં શુભ દઢતર કીર્તિ થાય અને મરણ પછી સ્વર્ગ મળે. ૧૫૬

जागर्त्ति च सचिन्तो य आधिव्याधिनिपीडितः ।
जारश्चोरो बलिद्विष्टो विषयी धनलोलुपः ॥ १५७ ॥

कुसहायी कुनृपतिर्भिन्नामात्यसुहृत्प्रजः ।
कुर्य्याद्यथा समीक्ष्यैतत्सुखं स्वप्याच्चिरं नरः ॥ १५८ ॥

ચિંતાતુર મનુષ્ય, માનસિક તથા શારીરિક પીડાથી પીડાતો મનુષ્ય, જાર, ચોર, બળવાનનો શત્રુ, વિષયી, ધનનો લોભી, તથા દુષ્ટ લોકોની સહાયતાવાળો અને જેના ઉપર મંત્રી, મિત્ર તથા પ્રજા અપ્રસન્ન હોય તે । દુષ્ટ

રાજા—એટલાને ઉંઘ આવતી નથી, પણ ઉજાગરો કરે છે; માટે મનુષ્યે વિચાર કરીને એવું કામ કરવું કે જેથી ઘણીવાર સુધી સુખમાં નિદ્રા આવે. ૧૫૭-૫૮

राज्ञो नानुकृतिं कुर्य्यान्न च श्रेष्ठस्य कस्यचित् ।
नैको गच्छेद्व्यालव्याघ्रचोरेषु च प्रबाधितुम् ॥ १५९ ॥

મનુષ્યે રાજાની પેઠે અથવા તો કોઈ મોટા ધનાઢય પુરૂષની પેઠે આચરણ કરવું નહીં—પણ શકિત પ્રમાણે આચરણ કરવું. તથા સર્પ, વાઘ, કે ચોરોને એકલાં પકડવા માટે જવું નહીં—પણ તેમાં બીજાની સહાયતા લેવી. ૧૫૯

जिघांसन्तं जिघांसीयाद्गुरूमप्याततायिनम् ।
कलहे न सहाय: स्यात्संरक्षेद्बहुनायकम् ॥ १६० ॥

મારી નાખવાને ઈચ્છાવાળા આતતાયી ગુરૂને મારી નાખવો, કલહમાં કોઈને સહાય કરવી નહીં તથા ઘણાના પાળનારા એક પુરૂષનું રક્ષણ કરવું. ૧૬૦

गुरूणां पुरतो राज्ञो न चासीत महासने ।
प्रौढपादो न तद्वाक्यं हेतुभिर्विकृतिं नयेत् ॥ १६१ ॥

પિતા વગેરે મુરબ્બીની આગળ અને રાજાની આગળ ઉંચા આસન ઉપર બેસવું નહીં તથા ઘુંટણભર બેસીને જુદા જુદા તર્કો કરી તે માન્ય પુરૂષોના વચનનું ખંડન પણ કરવું નહીં. ૧૬૧

यत्कर्तव्यं न जानाति कृतं जानाति चेतर: ।
नैव वक्ति च कर्तव्यं कृतं यश्चोत्तमो नर: ॥ १६२ ॥

નિચ મનુષ્ય પોતાનાં કર્તવ્યને સમજતો નથી, પરંતુ સાધરણ રીતે કામ કરી જાણે છે, અને ઉત્તમ મનુષ્ય પોતાનાં કર્તવ્યને તથા કામ કરવાને સમજે છે, પરંતુ મુખથી કહેતો નથી. ૧૬૨

न प्रियाकथितं सम्यङ्मन्येतानुभवं विना ।
अपराधं मातृस्नुषाभ्रातृपत्नीसपत्निजम् ॥ १६३ ॥

સ્ત્રી, પતિની પાસે, માતાનો, પુત્રની વહુનો, ભાભીનો અને સોકયનો વાંક કાઢે તોપણ પતિએ જાતે અનુભવ કર્યા વિના તેનું કહેવું ખરૂં માનવું નહીં. ૧૬૩

अनृतं साहसं माया मूर्खत्वमतिलोभता ।
अशौचं निर्दया दर्प: स्त्रीणामष्टौ स्वदुर्गणा: ॥ १६४ ॥

મીથ્યા ભાષણ, અવિચારીપણું, કપટ, મૂર્ખતા, અત્યંત લોભીપણું,

અપવિત્રતા, નિર્દયતા અને ગર્વ આ આઠ સ્ત્રીઓના પોતાના સ્વભાવિક દુર્ગુણો છે. ૧૬૪

षोडशाद्धात्परं पुत्रं द्वादशाद्धात्परं स्त्रीयम् ।
न ताडयेद्दुष्टवाक्यैः पीडयेन्न स्नुषादिकम् ॥ १६५ ॥

પુત્ર શોળ વર્ષનો થાય ત્યાર પછી તેને મારવો નહીં, પુત્રી બાર વર્ષની થાય ત્યાર પછી તેને મારવી નહીં, તથા કટુવચનો કહીને પુત્રની વહુ વગેરેને દુભાવવાં નહીં. ૧૬૫

पुत्राधिकाश्च दौहित्रा भागिनेयाश्च भ्रातरः ।
कन्याधिकाः पालनीया भ्रातृभार्या स्नुषा स्वसा ॥ १६६ ॥

દોહિતરાઓનું, ભાણેજોનું અને ભાઈઓનું-પુત્ર કરતાં વિશેષ પાલન કરવું તથા ભાભીનું, પુત્રની વહુનું અને બેહનનું-પુત્રી કરતાં વિશેષ પાલનકરવું. ૧૬૬

आगमार्थं हि यतते रक्षणार्थं हि सर्वदा ।
कुटुम्बपोषणे स्वामी तदन्ये तस्करा इव ॥ १६७ ॥

પોતાના કુટુંબનું પોષણ કરનાર ગૃહસ્વામી હમેશાં કુટુંબના પોષણ માટે ધન મેળવવાનો પ્રયત્ન કરે છે અને મેળવેલાં ધનનું રક્ષણ કરવા માટે પ્રયત્ન કરે છે, પરંતુ બીજા મનુષ્યો તો ચોરોની પેઠે ધન હરવાનોજ પ્રયત્ન કરે છે. ૧૬૭

अनृतं साहसं मौर्ख्यं कामाधिक्यं स्त्रियां यतः ।
कामाद्विनैकशयने नैव सुप्यात्स्त्रिया सह ॥ १६८ ॥

સ્ત્રીઓ, અસત્યવાદિની, વિચાર કર્યા વગર સહસા કાર્ય કરનારી, અણસમજું અને બહુ કામાતુર હોય છે; માટે પુરૂષે કામેચ્છા શિવાય સ્ત્રીની સાથે એક શય્યામાં સુવું નહીં. ૧૬૮

## વિવાહ વિચાર.

दृष्ट्वा धनं कुलं शीलं रूपं विद्यां बलं वयः ।
कन्यां दद्यादुत्तमं चेन्मैत्रीं कुर्यादथात्मनः ॥ १६९ ॥

વરનાં ધન, કુળ, શીળ, રૂપ, વિદ્યા, બળ અને વય આટલી વસ્તુની પરીક્ષા કરીને તે સર્વાંગ સુંદર અને ગુણવંત પુરૂષને કન્યા આપવી અને તેની સાથે મિત્રતા કરવી. ૧૬૯

भार्यार्थिनं वयोविद्यारूपिणं निर्धनं त्वपि ।
न केवलेन रूपेण वयसा न धनेन च ॥ १७० ॥

વર નિર્ધન હોય છતાં પણ નાની ઉમ્મરનો, વિદ્યાવંત, અને રૂપાળો હોય તેવા વરને કન્યા આપવી, પણ કેવળ રૂપ કે અવસ્થા, કે ધન જોઈ કન્યા આપવી નહીં. ૧૭૦

आदौ कुलं परीक्षेत ततो विद्यां ततो वयः ।
शीलं धनं ततो रूपं देशं पश्चाद्विवाहयेत् ॥ १७१ ॥

વિવાહ કરતાં પ્રથમ તો કુળની પરીક્ષા કરવી, ત્યાર પછી વિદ્યાની, ત્યાર પછી અવસ્થાની, ત્યાર પછી સ્વભાવની, ત્યાર પછી ધનની, ત્યાર પછી રૂપની અને ત્યાર પછી તેના દેશની પરીક્ષા કરવી અને પછી તે વર-સાથે કન્યાને પરણાવવી. ૧૭૧

कन्या वरयते रूपं माता वित्तं पिता श्रुतम् ।
बान्धवाः कुलमिच्छन्ति मिष्टान्नमितरे जनाः ॥ १७२ ॥

વિવાહમાં, કન્યા, વરના રૂપની-પિતા વિદ્યાની, માતા ધનની, ભાઈઓ કુળની અને જાનૈયાઓ મિષ્ટાન્ન ઉડાવવાની ઈચ્છા રાખે છે. ૧૭૨

भार्यार्थे वरयेत्कन्यामसमानर्षिगोत्रजाम् ।
भातृमतीं सुकुलां च योनिदोषविवर्जिताम् ॥ १७३ ॥

જે કન્યા બીજા રૂષિ અને બીજા ગોત્રમાં જન્મેલી હોય, બંધુમતી હોય, ઉત્તમ કુળમાં જન્મેલી હોય અને નિર્દોષ માતાથી ઉત્પન્ન થઈ હોય તેવી કન્યાની સાથે પરણવું. ૧૭૩

## વિદ્યા—ધન વિચાર.

क्षणशः कणशश्चैव विद्यामर्थं च साधयेत् ।
न त्याज्यौ तु क्षणकणौ नित्यं विद्याधनार्थिना ॥ १७४ ॥

મનુષ્યે ક્ષણે ક્ષણે વિદ્યા અને કણે કણે ધનનો સંગ્રહ કરવો, વિદ્યા અને ધન મેળવવા ઈચ્છનારા મનુષ્યે નિત્ય એક ક્ષણ અને એક કણને પણ વ્યર્થ જવા દેવો નહીં. ૧૭૪

सुभार्यापुत्रमित्रार्थं हितं नित्यं धनार्जनम् ।
दानार्थं च विना त्वेतैः किं धनैश्च जनैश्च किम् ? ॥ १७५ ॥

નિરંતર સદ્‌ગુણી સ્ત્રીના ઉપયોગ માટે, સુપુત્રના ઉપયોગ માટે, મિત્રના ઉપયોગ માટે, અને દાન આપવા માટે ધન મેળવવું તે હિતકારી છે; પરંતુ સ્ત્રી આદિના ઉપભોગમાં ન આવતાં ધનો અને ચાકરો શા કામના? કંઈજ નહીં. ૧૭૫

भाविसंरक्षणक्षमं धनं यत्नेन रक्षयेत् ।
जीवामि शतवर्षं तु नन्दामि च धनेन वै ॥ १७६ ॥
इति बुद्ध्वा सञ्चिनुयाद्धनं विद्यादिकं सदा ।
पञ्चविंशत्यब्दपूरं तदर्द्धं वा तदर्द्धकम् ॥ १७७ ॥

ધન, ભવિષ્યમાં મનુષ્યનું રક્ષણ કરી શકે છે, માટે યત્નથી તેનું રક્ષણ કરવું તથા હું હજી સો વર્ષ સુધી જીવીશ, અને મેળવેલાં ધનમાંથી હું આનંદમાં દિવસો નિર્ગમન કરીશ, આવો મનમાં વિચાર કરીને, પચીશ વર્ષ અથવા તો સાડા બાર વર્ષ કે સાડા છ વર્ષ સુધી નિરંતર વિદ્યા આદિક ધન સંપાદન કરવું. ૧૭૬—૧૭૭

विद्याधनं श्रेष्ठतरं तन्मूलमितरद्धनम् ।
दानेन वर्धते नित्यं न भाराय न नीयते ॥ १७८ ॥

સર્વ ધનમાં વિદ્યા ધન મોટું છે; કારણ કે બીજાં ધન વિદ્યા ધનથી મેળવી શકાય છે. વળી એ નિત્ય દાન કરવાથી વૃદ્ધિ પામે છે અને વધ્યા પછી પણ એ ભારરૂપ થઈ પડતું નથી તથા કોઈથી ચોરી પણ જવાતું નથી. ૧૭૮

अस्ति यावत्तु सधनस्तावत्सर्वैस्तु सेव्यते ।
निर्धनस्त्यज्यते भार्यापुत्राद्यैः सुगुणोऽप्यतः ॥ १७९ ॥

નિર્ગુણ મનુષ્ય પાસે પણ જ્યાં સુધી ધન હોય છે ત્યાં સુધી સર્વ તેની સેવા કરે છે; પરંતુ ગુણવાન છતાં પણ નિર્ધન મનુષ્યનો સ્ત્રી પુત્ર વગેરે (પણ) ત્યાગ કરે છે. ૧૭૯

संसृतौ व्यवहाराय सारभूतं धनं स्मृतम् ।
अतो यतेत तत्प्राप्त्यै नरोः ह्युपायसाहसैः ॥ १८० ॥

આ સંસારમાં વ્યવહાર ચલાવવા માટે મુખ્ય સાધન ધન છે; માટે મનુષ્યે ધન સંપાદન કરવા માટે ઉપાયો (કળા) તથા સાહસકર્મ કરવાં. ૧૮૦

सुविद्यया सुसेवाभिः शौर्येण कृषिभिस्तथा ।
कौसीदवृद्धया पण्येन कलाभिश्च प्रतिग्रहैः ।
यया कया चापि वृत्त्या धनवान्स्यात्तथाचरेत् ॥ १८१ ॥

શ્રેષ્ઠવિદ્યા, ઉત્તમસેવા, શૂરવીરતા, ખેતીવાડી, વ્યાજવટંતર, વ્યાપાર, સંગીતાદિક કળા, અને દાન-આમાંની હરકોઇ એક આજીવિકા ગ્રહણ કરીને જેમ ધનવાન થવાય તેમ ઉપાય કરવા. ૧૮૧

तिष्ठन्ति सधनद्वारे गुणिनः किंकरा इव ॥ १८२ ॥

(કારણ કે) ગુણવાન પુરૂષો ધનવંતના બારણા ઉપર સેવકની પેઠે ઉભા રહે છે.

दोषा अपि गुणायन्ते दोषायन्ते गुणा अपि ।
धनवतो निर्धनस्य निन्द्यते निर्धनोऽखिलैः ॥ १८३ ॥

ધનવંતના દોષો પણ ગુણરૂપ થઇ પડે છે અને નિર્ધનના ગુણો પણ દોષરૂપ થઈ પડે છે, તથા સઘળા મનુષ્યો નિર્ધનની નિંદા કરે છે.||૧૮૩

सुनिर्धनत्वं प्राप्यैके मरणं भेजिरे जनाः ।
ग्रामायैकेऽचलायैके नाशायैके प्रवव्रजुः ॥ १८४ ॥

કેટલાએક મનુષ્યો નિર્ધન થવાથી મરણ પામે છે; કેટલાએક લોકો નિર્ધન થવાથી સ્વદેશ છોડીને પરદેશમાં જાય છે કેટલાએક પર્વત ઉપર જઈને વસે છે અને કેટલાએક આત્મહત્યા માટે નાશી જાય છે, ૧૮૪

उन्मादमेके पुष्यन्ति यान्त्यन्ये द्विषतां वशम् ।
दास्यमेके च गच्छन्ति परेषामर्थहेतुना ॥ १८५ ॥

કેટલાએક પુરૂષો ધન મેળવવાની ચિંતાથી ગાંડા બને છે, કેટલાએક શત્રુને અધીન થાય છે અને કેટલાએક શત્રુની સેવા બજાવે છે. ૧૮૫

यथा न जानन्ति धनं सञ्चितं काति कुत्र वै ।
आत्मस्त्रीपुत्रमित्राणि सलेखं धारयेत्तथा ॥ १८६ ॥

પોતાની સ્ત્રી, પુત્ર અને મિત્રો કેટલું ધન મેળવ્યું છે અને તે કયાં રાખ્યું છે તે જેમ જાણી શકે નહીં તેમ લેખપત્ર કરીને ધનને ગુપ્ત રીતે વ્યાજે મૂકવું. ૧૮૬.

नैवास्ति लिखितादन्यत्स्मारकं व्यवहारिणाम् ।
न लेख्येन विना कुर्याद्व्यवहारं सदा बुधः ॥ १८७ ॥

વેપારીયોને લેખપત્ર વગર બીજી વસ્તુ ભૂતકાળમાં બનેલા વિષયને જણાવી શકતીજ નથી; માટે વિદ્વાને હંમેશાં લખાણ વિના (પોળે પાને) વ્યાપાર કરવો નહીં. ૧૮૭

निर्लोभे धनिके राज्ञि विश्वस्ते क्षमिणां वरे ।
सुसञ्चितं धनं धार्यं गृहीतालिखितं तु वा ॥ १८८ ॥

એકઠું કરી મૂકેલું ધન, લોભ રહિત તથા વિશ્વાસુ ધનવંત વેપારીને ત્યાં અથવા ક્ષમાશીળ એવા વિશ્વાસુ રાજાને ત્યાં મૂકવું અથવા તો સામા ધણીની, 'અમને અમુક રકમ મળી છે', એવી સહી કરાવીને હરકોઈ સારા શેઠને ત્યાં મૂકવું. ૧૮૮

# વ્યવહાર નીતિ.

मैत्र्यर्थे याचितं दद्यादकुसीदं धनं सदा ।
तस्मिन्स्थितं चेन्न बहु हानिकृच्च तथाविधम् ॥ १८९ ॥

મિત્ર, ધનની માંગણી કરે તો, મિત્રતાને ખાતર, તેને વ્યાજ વગર સદા ધન આપવું, ને તેમ કરતાં કદાચિત્ મિત્રની ઉપર વ્યાજ વગરનું પુષ્કળ ધન ચઢી જાય તોપણ તે ધન હાની કરતું નથી. ૧૮૯

दृष्ट्वाधमर्णं वृद्ध्यापि व्यवहारक्षमं सदा ।
सबन्धं सप्रतिभुवं धनं दद्याच्च साक्षिमत् ॥ १९० ॥
गृहीतलिखितं योग्यमानं प्रत्यागमे सुखम् ।
न दद्याद्वृद्धिलोभेन नष्टं मूलधनं भवेत् ॥ १९१ ॥

કરજ લેનારો મનુષ્ય, વ્યાજ સહિત નાણા ભરવાને સમર્થ છે એમ જાણ્યા પછી, હમેશા નિયમપૂર્વક પ્રતિનિધિ કે સાક્ષીના લેખ સહિત જેટલું ધન આપવાનું હોય તેટલું ધન, એક ચોપડામાં લખાવી લઈને, કરજદારને, અમુક વ્યાજ ઉપર, અમુક ધન આપવું; (યાદ રાખવું કે) તે કરજદાર સુખથી પાછું આપી શકે એટલું આપવું; પણ વ્યાજના લોભથી સામાના ગજા ઉપરાંત ધન આપવું નહીં; કેમકે વ્યાજનો લોભ કરવા જતાં મૂળ ધનનો નાશ થાય છે. ૧૯૦–૧૯૧

आहारे व्यवहारे च त्यक्तलज्जः सुखी भवेत् ।
धनं मैत्रीकरं दाने चादाने शत्रुकारकम् ॥ १९२ ॥

મનુષ્ય આહાર વ્યવહારમાં લાજ મૂકીને વર્તવાથી સુખી થાય છે. ધન આપતી વખતે મિત્રતા કરાવે છે, પણ પાછું લેતી વખતે શત્રુતા કરાવે છે. ૧૯૨

कृत्वा स्वान्ते तथौदार्यं कार्पण्यं बाहिरेव च ।
उचितं तु व्ययं काले नरः कुर्यान्न चान्यथा ॥ १९३ ॥

મનુષ્યે સમય ઉપર મનમાં ઉદારતા રાખવી ને બહારથી કૃપણ ભાવ દર્શાવી યથોચિત ખર્ચ કરવો, પણ અવસર વિના ખર્ચ કરવો નહીં. ૧૯૩

सुभार्यापुत्रमित्राणि शक्त्या संरक्षयेद्धनैः ।
नात्मा पुनरतोत्मानं सर्वैः सर्वं पुनर्भवेत् ॥ १९४ ॥

પોતાની શક્તિ પ્રમાણે મનુષ્યે સ્ત્રી, પુત્ર અને મિત્રોનું ધનથી પાલન પોષણ કરવું અને 'આ મનુષ્યદેહ ફરી ફરીને આવતો નથી,' એમ સમજીને સ્ત્રી, પુત્ર, મિત્ર, ધન આદિ જતાં કરીને પણ પોતાનું રક્ષણ કરવું; કારણ કે મનુષ્ય જીવતો હોય તો ફરીને સઘળું મેળવે છે. ૧૯૪

पश्यति स्म सजीवश्चेन्नरो भद्रशतानि च ।
सदारप्रौढपुत्रान्द्राक्श्रेयोऽर्थी विभजेत्पिता ॥ १९५ ॥

જીવતો નર હજારો સુખ ભોગવે છે માટે શરીરના રક્ષણની આવશ્યકતા છે. પિતાએ પોતાના શ્રેય માટે, સ્ત્રીવાળા પુત્રો જ્યારે પ્રૌઢ વયના અને ઘરનો વ્યવહાર ચલાવવા શક્તિમાન થાય ત્યારે તેઓને પરસ્પર જુદા કરી દેવા. ૧૯૫

सदारभ्रातरः प्रौढा विभजेयुः परस्परम् ।
एकोदरा अपि प्रायो विनाशायान्यथा खलु ॥ १९६ ॥

ભાઈયો એક માના દીકરા હોય તોપણ તેઓની સ્ત્રીઓ આવે અને તેઓ મોટા થાય ત્યારે તેઓએ પોતપોતાના ભાગ વેહેચી લઈને જુદા થવું; કારણ કે તેઓ એકઠા રહે છે તો ખરેખર ઘણું કરીને માંહોમાંહે લઢી મરે છે. ૧૯૬

नैकत्र संवसेच्चापि स्त्रीद्वयं मनुजस्य तु ।
कथं वसेत्तद्बहुत्वं पशूनां तु नरद्वयम् ॥ १९७ ॥

એક પુરૂષની બે સ્ત્રીયોએ સાથે રહેવું નહીં—તેમ બે પશુઓએ પણ સાથે રહેવું નહીં; કારણ કે તેમાંથી કલહ થાય છે. ત્યારે ઘણી સ્ત્રીયો અને ઘણાં પશુઓ તો સાથે કેમજ રહી શકે ? ૧૯૭

विभजेयुर्न तत्पुत्रा यद्धनं वृद्धिकारणम् ।
अधमर्णस्थितं चापि यद्देयं चौत्तमर्णिकम् ॥ १९८ ॥

પિતાએ જે ધન વ્યાજ ઉપર કરજીને આપ્યું હોય અથવા તો જે ધન લેણદારને આપવા માટે રાખ્યું હોય તે ધનમાંથી ભાઈઓએ ભાગ પાડવો નહીં. ૧૯૮

यस्येच्छेदुत्तमां मैत्रीं कुर्यान्नार्थाभिलाषकम् ।
परोक्षे तद्गृहश्चारं तत्स्त्रीसम्भाषणं तथा ॥ १९९ ॥

જેની સાથે ઉત્તમ મિત્રતા કરવાની ઈચ્છા હોય તેની પાસેથી પૈસા લેવાની ઇચ્છા કરવી નહીં, તેના ઘરમાં જવું નહીં, તથા પરોક્ષ તેની સ્ત્રી સાથે એકાંતમાં ભાષણ કરવું નહીં—તેમ કરવાથી મિત્રતાનો ભંગ થાય છે. ૧૯૯

तन्न्यूनदर्शनं नैव तत्प्रतीपविवादनम् ।
असहाय्यं च तत्कार्ये ह्यनिष्टोपेक्षेणं न च ॥ २०० ॥

તેને વારંવાર મળવું, તેને અનુકૂળ લાગે તેમ બોલવું, તેના કામમાં સહાય કરવી, અને આપત્તિના સમયમાં તેની સંભાળ લેવી. ૨૦૦

सकुसीदमकुसीदं धनं यच्चौत्तमर्णिकम् ।
दद्यादगृहीतमिव नोभयोः क्लेशकृद्यथा ॥ २०१ ॥
नासाक्षिमच्चालिखितमृणपत्रस्य पृष्ठतः ॥ २०२ ॥

પોતાના મિત્રને વ્યાજસહિત કે વ્યાજ વગરનું ધન આપ્યું હોય તે ધન, બન્ને વચ્ચે ક્લેશ કરાવે નહીં તેમ ચોપડાના પાના ઉપર સાક્ષીયો છતાં પણ લખાણ કર્યા વિના જાણે તેણે લીધુંજ ન હોય તેમ આપવું. ૨૦૧-૨૦૨

आत्मपितृमातृगुणैः प्रख्यातश्चोत्तमोत्तमः ।
गुणैरात्मभवैः ख्यातः पैतृकैर्मातृकैः पृथक् ॥ २०३ ॥

उत्तमो मध्यमो नीचोऽधमो भ्रातृगुणैर्नरः ।
कन्यास्त्रीभगिनीभाग्यो नरोऽधमतमो मतः ॥ २०४ ॥

જે માણસ પોતાના અને માતાપિતાના ગુણોથી પ્રખ્યાત હોય તેને ઉત્તમોત્તમ જાણવો; જે કેવળ પોતાના ગુણોથી પ્રખ્યાત હોય તેને ઉત્તમ જાણવો; જે પિતાના ગુણથી પ્રખ્યાત હોય તેને મધ્યમ જાણવો; જે માતાના ગુણથી પ્રખ્યાત હોય તેને કનિષ્ઠ જાણવો; અને જે ભાઈના ગુણથી પ્રખ્યાત હોય તેને અધમ જાણવો; જે પુરૂષ પોતાની પુત્રીના, સ્રીના અથવા બેહનના ભાગ્યથી ભાગ્યશાળી ગણાતો હોય તેને અધમાધમ જાણવો. ૨૦૩-૨૦૪

## દાન નીતિ.

भूत्वा महाधनः सम्यक्पोष्यवर्गन्तु पोषयेत् ।
अदत्त्वा यत्किञ्चिदपि न नयेद्दिवसं बुधः ॥ २०५ ॥

વિદ્વાન મનુષ્યે, મહાધનવાન થયા પછી પોતાના પોષ્યવર્ગનું સારી રીતે પોષણ કરવું અને પ્રતિદિન કંઈને કંઈપણ દાન કર્યા વિના દિવસને વાંઝીયો કાઢવો નહીં. ૨૦૫

स्थितो मृत्युमुखे चाहं क्षणमायुर्ममास्ति न ।
इति मत्वा दानधर्मौ यथेष्टौ तु समाचरेत् ॥ २०६ ॥

न तौ विना मे परत्र सहायाः सन्ति चेतरे ।
दानशीलाश्रयाल्लोको वर्तते न शठाश्रयात् ॥ २०७ ॥

હું મૃત્યુના મુખમાં ઉભો છું મારૂં આયુષ્ય એક ક્ષણભર પણ નથી, તથા પરલોકમાં દાન તથા ધર્મ શિવાય બીજું કોઇ મને સહાય કરશે નહીં, આ જગત્ દુર્જનને આધારે ટકેલું નથી, પરંતુ દાનશીળ પુરૂષોને

આધારે ટકી રહ્યું છે—આવો મનમાં વિચાર કરીને પોતાની ઈચ્છાનુસાર દાન તથા ધર્માચરણ કરવું. ૨૦૬-૨૦૭

भवन्ति मित्रा दानेन द्विषन्तोऽपि च किं पुनः ॥ २०८ ॥

જ્યારે દાન આપવાથી શત્રુઓ પણ મિત્ર બને છે, ત્યારે દાનવડે સામાન્ય મનુષ્યોને મિત્ર કરવા તેમાં આશ્ચર્ય શું? ૨૦૮

देवतार्थं च यज्ञार्थं ब्राह्मणार्थं गवार्थकम् ।
यद्दत्तं तत्पारलौक्यं संविद्दत्तं तदुच्यते ॥ २०९ ॥

પરલોકના સુખ સાધન સારૂં, દેવ માટે, યજ્ઞમાટે, બ્રાહ્મણ માટે અને ગોપાળન માટે જે ધન દાન કરવામાં આવે છે તે દાન સવિદ્ દાન–જ્ઞાન દાન કહેવાય છે. ૨૦૯

वन्दिमागधमल्लादिनटनार्थं च दीयते ।
पारितोष्यं यशोऽर्थं तु श्रिया दत्तं तदुच्यते ॥ २१०

યશને માટે બંદીજનો, માગધો અને મલ્લ વગેરેને તેના કાર્યના બદલામાં ઇનામ તરિકે જે ધનદાન આપવામાં આવે છે તે સંપદ્દાન કહેવાય છે. ૨૧૦

उपायनीकृतं यत्तु सुहृत्सम्बन्धिबन्धुषु ।
विवाहादिषु चाचारदत्तं ह्रीदत्तमेव तत् ॥ २११ ॥

વિવાહાદિક ઉત્સવોમાં મિત્રને, સંબંધીને અને ભાઈયોને પેહેરામણી તરિકે જે આપવામાં આવે છે તથા વ્યવહાર તરિકે જે આપવામાં આવે છે તે લજ્જાદાન કહેવાય છે. ૨૧૧

राज्ञे च बलिने दत्तं कार्यार्थं कार्यघातिने ।
पापभीत्याथवा यच्च तत्तु भीदत्तमुच्यते ॥ २१२ ॥

રાજાને, બળવાનને, અને કાર્યમાં વિઘ્ન કરનારાને કાર્ય સિદ્ધ કરવા માટે અથવા તો પાપથી ડરીને જે આપવામાં આવે છે તે ભયદાન કહેવાય છે. ૨૧૨

यद्दत्तं हिंस्रवृद्ध्यर्थं नष्टं द्यूतविनाशितम् ।
चोरैर्हृतं पापदत्तं परस्त्रीसङ्गमार्थकम् २१३ ॥

હિંસક પ્રાણીયોની વૃદ્ધિ માટે આપેલું હોય, જુગારની રમતમાં ખોયેલું હોય, ચોર ચોરી ગયા હોય, પાપીયોને આપ્યું હોય, અને પરસ્ત્રીના સમાગમમાં ખર્ચાયું હોય તે નષ્ટદાન કહેવાય છે. ૨૧૩

आराधयति यं देवं तमुत्कृष्टतरं वदेत् ।
तन्न्यूनतां नैव कुर्याज्जोषयेत्तस्य सेवनम् ॥ २१४ ॥

જે દેવની આરાધના કરતા હોઈએ તે દેવને સર્વ દેવતા કરતાં મોટા કહેવો. તેને લઘુતા આપવીજ નહીં તથા તેની સેવા કરવી. २१४

विना दानार्जवाभ्यां न मुख्यस्ति च वशीकरम् ।
दानक्षीणो विवर्द्धिष्णुः शशी वक्रोऽप्यतः शुभः ॥ २१५ ॥

જગતમાં દાન તથા સરળતા શિવાય બીજું એકપણ વશીકરણ નથી. દૃષ્ટાંત તરિકે-ચંદ્રમા વાંકો છે, છતાં પણ વૃદ્ધિની ઈચ્છાથી પોતાના અંગનું દાન કરીને ક્ષીણ થયો છે માટે તે દીપે છે. २१५

## વિચાર નીતિ.

विचार्य स्नेहं द्वेषं वा कुर्यात्कृत्वा न चान्यथा ।
नापकुर्यान्नोपकुर्याद्विवतोऽनर्थकारिणौ ॥ २१६ ॥

સ્નેહનો તથા દ્વેષનો વિચાર કરીને કામ કરવું, પરંતુ તેનાથી ઉલટી રીતે કામ કરવું નહીં-જેમકે શત્રુનો ઉપકાર કરવો નહીં અને મિત્રનો અપકાર કરવો નહીં, કારણ કે તેમ કરવાથી બન્ને અપકાર કરનારા થઈ પડે છે. २१६

नातिक्रौर्यं नातिशाठ्यं धारयेन्नातिमार्दवम् ।
नातिवादं नातिकार्यासक्तिमत्याग्रहं न च ॥ २१७ ॥

અતિ નિર્દયતા રાખવી નહીં, અતિ શઠતા રાખવી નહીં, અતિ કોમળતા રાખવી નહીં, અતિ વિવાદ કરવો નહીં, અતિ વખાણ કરવાં નહીં, કોઈ કાર્યમાં અતિ આસક્તિ રાખવી નહીં, અને કોઈ વસ્તુને માટે અતિ આગ્રહ રાખવો નહીં. २१७

अति सर्वं नाशहेतुर्ह्यतोऽत्यन्तं विवर्जयेत् ।
उद्विजते जनः क्रौर्य्यात्कार्पण्यादतिनिन्दति ॥ २१८ ॥

સર્વ અતિ નાશ કરનાર થઈ પડે છે-માટે અતિ સર્વત્ર વર્જયેત્. મનુષ્યો અતિ ક્રૂરતાને લીધે ખિન્ન થાય છે અને અતિ કૃપણતાથી નિંદાય છે. २१८

मार्दवान्नैव गणयेदपमानोऽतिवादतः ।
अतिदानेन दारिद्र्यं तिरस्कारोऽतिलोभतः ॥ २१९ ॥

અતિ કોમળતા રાખવાથી કોઈપણ સ્થાને ગણત્રી થતી નથી, અતિ વિવાદ કરવાથી સર્વત્ર અપમાન થાય છે, અત્યંત દાન કરવાથી દરિદ્રતા આવે છે અને અતિ લોભ કરવાથી તિરસ્કાર થાય છે. २१९

अत्याग्रहान्नरस्यैव मौर्ख्यं सञ्जायते खलु ।
अनाचाराद्धर्महानिरत्याचारस्तु मूर्खता ॥ २२० ॥

અત્યંત આગ્રહ કરવાથી મનુષ્ય ખરેખર મૂર્ખજ ઠરે છે, અનાચાર કરવાથી ધર્મનો નાશ થાય છે, તેમ અત્યાચાર (વિરૂદ્ધાચાર) કરવાથી મૂર્ખ ગણાય છે. ૨૨૦

ह्यधिकोऽस्मीति सर्वेभ्यो ह्यधिकज्ञानवानहम् ।
धर्मतत्त्वमिदमिति नैवं मन्येत बुद्धिमान् ॥ २२१ ॥

'હું સર્વ કરતાં અધિકજ છું,' 'મારામાં સર્વ કરતાં વધારે જ્ઞાન છે,' 'આ ધર્મનું તત્વ છે,' આવી રીતે બુદ્ધિશાળી મનુષ્ય માનતોજ નથી. ૨૨૧

तिमिङ्गिलगिलोऽप्यस्ति तद्गिलोऽप्यस्ति राघवः ।
काश्चित्तु तद्गिलोऽस्तीति मत्वा मन्येत सर्वदा ॥ २२२ ॥

સમુદ્રમાં રહેનારા તિમિ નામના મોટા જળચરને ગળી જનારો તિમિંગિલ નામનો મચ્છ છે, તેને ગળનાર વળી તિમિંગિલગિલ નામનો એક જળચર છે, અને તેને ગળનારો રાઘવ નામનો એક મહાજળચર છે અને તેને ગળનારૂં પણ વળી એક જળચર છે-અર્થાત્ શેર માથે સવાશેર છેજ-આમ જાણીને સદાય સર્વ વાર્તા માન્ય રાખવી ૨૨૨

नेच्छेत्स्वाम्यं तु देवेषु गोषु च ब्राह्मणेषु च ।
महानर्थकरं ह्येतत्समग्रकुलनाशनम् ॥ २२३ ॥

કોઈએ દેવતાઓનું, ગાયોનું અને બ્રાહ્મણોનું ઉપરીપણું સ્વીકારવું નહીં; કારણ કે તેનું સ્વામિત્વ મહા અનર્થકારી છે અને આખા કુળનો નાશ કરનારૂં છે. ૨૨૩

भजनं पूजनं सेवामिच्छेदेतेषु सर्वदा ।
न ज्ञायते ब्रह्मतेजः कस्मिन्कीदृक्प्रतिष्ठितम् ॥ २२४ ॥

હંમેશાં દેવની, ગાયની, અને બ્રાહ્મણોની સેવા, પૂજા તથા ભજન કરવાની ઈચ્છા કરવી; કયા દેવમાં કેવું ઇશ્વરી તેજ છે તે આપણે જાણતા નથી-માટે મૌન રહી ભજન કરવું એજ શ્રેષ્ઠ છે. ૨૨૪

पराधीनं नैव कुर्यात्तरुणीधनपुस्तकम् ।
कृतं चेल्लभ्यते दैवाद्भ्रष्टं नष्टं विमर्दितम् ॥ २२५ ॥

મનુષ્યે સ્ત્રી, ધન તથા પુસ્તકો બીજાને સોપવાં નહીં; અને કદી સોપ્યાં

તો તે ફરીને મળતાં નથી અને દૈવયોગે મળે છે તો પુસ્તકો ફાટેલી દશામાં મળે છે; ધન ઓછું મળે છે અને સ્ત્રી ઉચ્છિષ્ટ થયેલી મળે છે. ૨૨૫

बह्वर्थं न त्यजेदल्पहेतुनाल्पं न साधयेत् ।
बह्वर्थव्ययतो धीमानभिमानेन वै क्वचित् ॥ २२६ ॥

બુદ્ધિમાન્ મનુષ્યે થોડા કારણ માટે બહુ ધન ઉરાડી દેવું નહીં; તેમ કોઇ વખતે અભિમાન કરીને નાની વસ્તુ મેળવવા માટે ઝાઝું ધન પણ ઉરાડવું નહીં. ૨૨૬

बह्वर्थव्ययभीत्या तु सत्कीर्तिं न त्यजेत्सदा ।
भटानामसदुक्त्या तु नेर्प्येत्कुप्यान्न तैः सह ॥ २२७ ॥

મનુષ્યે વરા વખતે બહુ ધનના ખર્ચથી ડરી જઇને પોતાની અપકીર્તિ કરાવવી નહીં, તથા યોધ્ધાઓનાં ખોટાં વાકયો સાંભળીને તેઓના ઉપર ઇર્ષ્યા કરવી નહીં તથા તેઓના ઉપર કોપ પણ કરવો નહીં. ૨૨૭

लज्ज्यते च सुहृद्येन भिद्यते दुर्मना भवेत् ।
वक्तव्यं न तथा किञ्चिद्विनोदेऽपि च धीमता ॥ २२८ ॥

જે વાકય સાંભળીને મિત્રને શરમ લાગે, જે વાકય સાંભળીને મિત્ર શત્રુ પક્ષમાં મળી જાય, જે વાકય સાંભળીને મિત્રનું મન ખિન્ન થાય તેવું કોઈપણ વાકય વિદ્વાને વિનોદના વખતમાં પણ મિત્રની આગળ બોલવું નહીં. ૨૨૮

यस्मिन्सूक्तं दुरुक्तं च समं स्याद्वा निरर्थकम् ।
न तत्र प्रलपेत्प्राज्ञो बधिरेष्विव गायनः ॥ २२९ ॥

જે મનુષ્યની આગળ કહેવું સારૂં અથવા તો નરઠું વચન સમાન ગણાય અથવા તો નિષ્ફળ નિવડે છે, તેવા મનુષ્યની આગળ વિદ્વાને બહેરાઓની આગળ જેમ ગાયન ગવાય નહીં તેમ કંઈ પણ બોલવું નહીં. ૨૨૯

व्यसने सज्जमानं हि यो मित्रं नाभिपद्यते ।
अनुनीय यथाशक्ति तं नृशंसं विदुर्बुधाः ॥ २३० ॥

જે મનુષ્ય વ્યસનમાં કે દુઃખમાં ડુબેલા પોતાના મિત્રને પોતાની શક્તિ પ્રમાણે સમજાવીને તેમાંથી મુક્ત કરતો નથી, તે મનુષ્યને વિદ્વાનો ક્રૂર સમજે છે. ૨૩૦

ज्ञातीनां हि मिथो भेदे यन्मित्रं नाभिपद्यते ।
सर्वयत्नेन माध्यस्थ्यं न तन्मित्रं विदुर्बुधाः ॥ २३१ ॥

જ્યારે ભાઈયો પરસ્પર કલહ કરીને જુદા પડે છે, ત્યારે જે મિત્ર

તેઓની વચમાં પડીને અનેક પ્રયત્નો કરી એક બીજાને સમજાવતો નથી, તે મિત્રને વિદ્વાનો મિત્ર જાણતા નથી. ૨૩૧

आजन्मसेवितं दानैर्मानैश्च परिपोषितम् ।
तीक्ष्णवाक्यान्मित्रमपि तत्कालं याति शत्रुताम् ।
वक्रोक्तिशल्यमुद्धर्तुं न शक्यं मानसं यतः ॥ २३२ ॥

જે મિત્રની જન્મથી માંડીને સેવા કરી હોય, દાન અને માનથી જેનું પોષણ કર્યું હોય, તે મિત્રને પણ તીક્ષ્ણ વેણો સંભળાવવામાં આવે તો તે તત્કાળ શત્રુ થઈ પડે છે; કારણકે જે વક્રવાક્યરૂપી શલ્ય, કોમળ મનમાં પ્રવેશ કરે છે તે શલ્યને મન, બાહાર કાઢી શકતું નથી. ૨૩૨

वहेदमित्रं स्कन्धेन यावत्स्यात्स्वबलाधिकः ।
ज्ञात्वा नष्टबलं तं तु भिन्द्याद्घटमिवाश्मनि ॥ २३३ ॥

શત્રુ જ્યાં સુધી પોતાના કરતાં વધારે બળવાન હોય ત્યાં સુધી તેને કાંધ ઉપર ઉપાડવો અને તેનું બળ નાશ થયું જાણવામાં આવે કે પાષાણ ઉપર પટકેલા ઘડાની પેઠે તેનો નાશ કરવો. ૨૩૩

न भूषयत्यलंकारो न राज्यं न च पौरुषम् ।
न विद्या न धनं तादृग्यादृक्सौजन्यभूषणम् ॥ २३४ ॥

સૌજન્યરૂપી ભૂષણ જેવી શોભા આપે છે તેવી શોભા આભૂષણો આપતાં નથી, રાજ્ય આપતું નથી, પરાક્રમ આપતું નથી, વિદ્યા આપતી નથી, અને તેવી શોભા ધન પણ આપતું નથી. ૨૩૪

अश्वे जवो वृषे धौर्यं मणौ कान्तिः क्षमा नृपे ।
हावभावौ च वेश्यायां गायके मधुरस्वरः ॥ २३५ ॥
दातृत्वं धनिके शौर्यं सैनिके बहुदुग्धता ।
गोषु दमस्तपस्विषु विद्वत्सु वावदूकता ॥ २३६ ॥
सभ्येष्वपक्षपातस्तु तथा साक्षिषु सत्यवाक् ।
अनन्यभक्तिर्भृत्येषु सुहितोक्तिश्च मन्त्रिषु ॥ २३७ ॥
मौनं मूर्खेषु च स्त्रीषु पातिव्रत्यं सुभूषणम् ।
महादुर्भूषणं चैतद्विपरीतममीषु च ॥ २३८ ॥

ઘોડાને વેગ ભૂષણ છે, બળદને ભેસરી ઉપાડવાની શક્તિ ભૂષણ છે, મણિને કાંતિ ભૂષણ છે, રાજાને ક્ષમા ભૂષણ છે, વેશ્યાને હાવભાવ ભૂષણ છે, ગાયકને મધુર કંઠ ભૂષણ છે, ધનવંતને ઉદારતા ભૂષણ છે, યોદ્ધાને

શૂરવીરતા ભૂષણ છે, ગાયોનું અધિક દુધદાન ભૂષણ છે, તપસ્વિયોનું ઈંદ્રિયનિગ્રહ ભૂષણ છે, વિદ્વાનનું વકૃત્વ ભૂષણ છે, ચાકરોને સ્વામીપર અનન્યભક્તિ ભૂષણ છે, સભ્યોનું સમદૃષ્ટિ ભૂષણ છે, સાક્ષીયોનું સત્યવાણી ભૂષણ છે, મૂર્ખોનું મૌનતા ભૂષણ છે; અને સ્રીયોનું પાતિવ્રત્ય એ ઉત્તમ ભૂષણ છે. પરંતુ ઘોડા વગેરે પ્રાણિયોમાં ઉપર જણાવેલા ગુણથી વિપરીત ગુણો હોય તો તે મહાખરાબ આભૂષણો ગણાય છે. ૨૩૫-૨૩૮

गृहं बहुकुटुम्बेन दीपैर्गोभिः सुबालकैः ।
भात्येकनायकं नित्यं न गृहं बहुनायकम् ॥ २३९ ॥

બહુ પરિવાર, ઢોર ઢાંખર (ગાય બળદ વગેરે), બાળકો અને ઉજવળ દીવાવાળા એક ઘરમાં જો એક નાયક હોય તો તે ઘર હંમેશાં શોભે છે, પણ ઘણા નાયકવાળું એક ઘર હંમેશાં શોભતું નથી, અર્થાત્ તેમાં કલહ ઉત્પન્ન થાય છે. ૨૩૯

न च हिंस्रमुपेक्षेत शक्तो हन्याच्च तत्क्षणे ॥ २४० ॥

શક્તિમાન્ મનુષ્યે હિંસક જીવ તરફ બેદરકાર રહેવું નહીં, પણ તેજ ક્ષણે તેનો નાશ કરવો. ૨૪૦

पैशुन्यं चण्डता चौर्यं मात्सर्यमतिलोभता ।
असत्यं कार्यघातित्वं तथालसकताप्यलम् ।
गुणिनामपि दोषाय गुणानाच्छाद्य जायते ॥ २४१ ॥

ચાડીયાપણું, ક્રૂરતા, ચોરી, માત્સર્ય, અતિ લોભ, અસત્ય, પરકાર્યનું નાશકારીપણું અને આળસ આટલી વસ્તુ ગુણવાનોના ગુણોને પણ ઢાંકી દઈને તેને દૂષણ આપે છે. ૨૪૧

मातुः प्रियायाः पुत्रस्य धनस्य च विनाशनम् ।
बाल्ये मध्ये च वार्द्धक्ये महापापफलं क्रमात् ॥ २४२ ॥

બાલ્યાવસ્થામાં માતા મરી જાય, તરૂણાવસ્થામાં સ્રી મરી જાય, અને વૃદ્ધાવસ્થામાં પુત્રનો તથા ધનનો નાશ થાય તો તેને પૂર્વજન્મમાં કરેલાં મહાપાતકનું ફળ સમજવું. ૨૪૨

श्रीमतामनपत्यत्वमधनानां च मूर्खता ।
स्त्रीणां षण्डपतित्वं च न सौख्यायेष्टनिर्गमः ॥ २४३ ॥

લક્ષ્મીવાનોને વાંઝીયાપણું દુઃખકર છે, નિર્ધન મનુષ્યોને મૂર્ખતા દુઃખકર છે, સ્રીયોને નપુંસક પતિ દુઃખકર છે, અને મનુષ્યોને ઈષ્ટજનનો વિરહ દુઃખકર છે. ૨૪૩

मूर्खः पुत्रोऽथवा कन्या चण्डी भार्या दरिद्रता ।
नीचसेवा ऋणं नित्यं नैतत्षट्कं सुखाय च ॥ २४४ ॥

મૂર્ખપુત્ર વા મૂર્ખકન્યા, ક્રોધીસ્ત્રી, દરિદ્રતા, નિચની સેવા, અને નિત્યનું કરજ આ છ વસ્તુ સુખકર નથી. ૨૪૪

नाध्यापने नाध्ययने न देवे न गुरौ द्विजे ।
न कलासु न सङ्गीते सेवयां नार्जवे स्त्रियाम् ॥ २४५ ॥

न शौर्ये न च तपसि साहित्ये रमते मनः ।
यस्य मुक्तः खलः किं वा नररूपपशुश्च सः ॥ २४६ ॥

જે મનુષ્યને ભણવા ભણાવવા ઉપર દેવ, ગુરૂ, બ્રાહ્મણ, નૃત્યાદિ કળા, સંગીત, ચાકરી, સરળવ્યવહાર, સ્ત્રી, પરાક્રમ અને કાવ્ય નાટક આદિક સાહિત્યના ગ્રંથો ઉપર પ્રેમ નહોય, તેને મુક્ત, ખળ અથવા તો નરના આકારમાં પશુ સમજવો. ૨૪૫-૨૪૬

अन्योदयासहिष्णुश्च छिद्रदर्शी विनिन्दकः ।
द्रोहशीलः स्वान्तमलः प्रसन्नास्यः खलः स्मृतः ॥ २४७ ॥

જે બીજાનો ઉદય સહન કરી શકે નહીં, બીજાનાં છિદ્રો જુવે, પરની નિંદા કરે, દ્રોહ કરે, ઉપરથી પ્રસન્ન મુખ થઈ અંતઃકરણમાં કપટ રાખે તેને ખળ સમજવો. ૨૪૭

एकस्यैव न पर्याप्तमस्ति यद्ब्रह्मकोशजम् ।
आशया वर्द्धितस्यास्ति तस्याल्पमपि पूर्तिकृत् ॥ २४८ ॥

આ બ્રહ્માંડમાં રહેલી સર્વ વસ્તુઓ તૃષ્ણાતુર એકજ મનુષ્યની અલ્પ તૃષ્ણાને જરા પણ પૂર્ણ કરી શકતી નથી. ૨૪૮

करोत्यकार्यं साशोऽन्यं बोधयत्यनुमोदते ॥ २४९ ॥

તૃષ્ણાતુર મનુષ્ય અકાર્ય કરે છે, બીજાને તેવાં કામ કરવાનો ઉપદેશ કરે છે અને કરનારાને ટેકો આપે છે–આમ ત્રણ અપરાધ કરે છે. ૨૪૯

भवन्त्यन्योपदेशार्थे धूर्त्ताः साधुसमाः सदा ।
स्वकार्यार्थे प्रकुर्वन्ति ह्यकार्याणां शतन्तु ते ॥ २५० ॥

ધૂર્ત લોકો બીજાને ઉપદેશ આપતી વખતે સદા સત્પુરૂષ જેવા બની જાય છે, પરંતુ તે પોતાના કામને માટે સેંકડો નીચ કર્મ કરે છે. ૨૫૦

पित्रोराज्ञां पालयति सेवने च निरालसः ।
छायेव वर्त्तते नित्यं यतते चागमाय वै ॥ २५१ ॥

कुशलः सर्वविद्यासु स पुत्रः प्रीतिकारकः ।
दुःखदो विपरीतो यो दुर्गुणो धननाशकः ॥ २९२ ॥

જે પુત્ર માતાપિતાની આજ્ઞા પાળે છે, આળસ રહિત થઈ તેની સેવા કરે છે છાયાની પેઠે નિત્ય તેને અનુસરે છે, ધન મેળવવા માટે પ્રયત્ન કરે છે અને સર્વ વિદ્યામાં કુશળ હોય છે, તે પુત્ર, માતાપિતાને પ્રેમ ઉપજાવે છે; અને જે પુત્ર માતાપિતાથી વિરૂદ્ધાચરણ કરે છે, દુર્ગુણી હોય છે અને ધન ઉડાવે છે તે કુપુત્ર માતાપિતાને દુઃખ આપે છે. ૨૫૧-૨૫૨

पत्यौ नित्यं चानुरक्ता कुशला गृहकर्मणि ।
पुत्रप्रसूः सुशीला या प्रिया पत्युः सुयौवना ॥ २९३ ॥

જે સ્ત્રી હંમેશાં સ્વામી ઉપર પ્રેમ રાખતી હોય, ઘરના કામમાં કુશળ હોય, પુત્રવતી, સુશીળવતી અને તરૂણી હોય, તે સ્ત્રી પતિને પ્રિય લાગે છે. ૨૫૩

पुत्रापराधान्क्षमते या पुत्रपरिपोषिणी ।
सा माता प्रीतिदा नित्यं कुलटान्यातिदुःखदा॥ २९४ ॥

જે માતા પોતાના પુત્રના અપરાધોને સહન કરે છે અને તેનું પોષણ કરે છે, તે માતા નિત્ય પુત્રને આનંદ આપે છે; અને જે માતા, પુત્રનું પોષણ કરતી નથી તથા વ્યભિચાર કરે છે તે માતા પુત્રને નિત્ય દુઃખદાયી છે. ૨૫૫

विद्यागमार्थं पुत्रस्य वृत्त्यर्थं यतते च यः ।
पुत्रं सदा साधु शास्ति प्रीतिकृत्स पितानृणी ॥ २९५ ॥

જે પિતા, પુત્રને વિદ્યા ભણાવવા માટે તથા તેની આજીવિકા માટે પ્રયત્ન કરે છે, અને પુત્રને નિત્ય સદુપદેશ આપે છે તે પિતા પુત્રને પ્રેમ ઉપજાવે છે અને તે પુત્રના ઋણમાંથી મુક્ત થાય છે. ૨૫૫

यः सहायं सदा कुर्यात्प्रतीपं न वदेत्क्वचित् ।
सत्यं हितं वक्ति याति दत्ते गृह्णाति मित्रताम् ॥ २९६ ॥

જે મનુષ્ય હંમેશાં બીજાને સહાય કરે છે, કોઈ વખત પરનું નઠારૂં બોલતો નથી, પણ સત્ય તથા હિતકર બોલે છે, તે બીજાનો મિત્ર થાય અને બીજાને વસ્તુ આપે છે તથા પોતે લાભની વસ્તુને ગ્રહણ કરે છે. ૨૫૬

नीचस्यातिपरिचयो ह्यन्यगेहे सदा गतिः ।
जातौ सङ्घे प्रातिकूल्यं मानहान्यै दरिद्रता ॥ २९७ ॥

નીચ મનુષ્યની સાથે અત્યંત પરિચય, પરઘેર વારંવાર જવું, પો-

તાની જાતિ સાથે અને સમુદાય સાથે પ્રતિકૂળતા, તથા દરિદ્રતા—આટલાં માનભંગ કરનારાં છે. ૨૫૭

व्याघ्राग्निसर्पहिंस्त्राणां न हि सङ्घर्षणं हितम् ।
सेवितत्वात्तु राज्ञो नैते मित्राः कस्य सन्ति किम् ? ॥ २५८ ॥

વાઘ, અગ્નિ, સર્પ, અને હિંસક પ્રાણિયોની સાથે લઢાઈ તથા રાજાની સેવાથી મદમત્ત થવું એ હિતકારક નથી, કારણ કે રાજા વગેરે શું કોઇના મિત્ર થયા છે કે ? ૨૫૮

दौर्मनस्यं च सुहृदां सुप्राबल्यं रिपोः सदा ।
विद्वत्स्वपि च दारिद्र्यं दारिद्र्ये बहुपत्यता ॥ २५९ ॥

धनिगुणिवैद्यनृपजलहीने सदा स्थितिः ।
दुःखाय कन्यकाप्येका पित्रोरपि च याचनम् ॥ २६० ॥

સદા સંબંધીયોની ખિન્નતા, શત્રુઓનું પ્રબળ, વિદ્વાનોમાં પણ દરિદ્રતા, દરિદ્રાવસ્થામાં ઘણાં છોકરાં થવાં, ધનાઢ્ય, ગુણી, વૈદ્ય, રાજા અને જળ આટલી વસ્તુરહિત ઉજડ દેશમાં સદા નિવાસ, સ્ત્રીપુરૂષને સંતાનમાં માત્ર એકની એક પુત્રી, તથા ભીક્ષાવૃત્તિ-આટલી વસ્તુ દુઃખકારક છે. ૨૫૯-૨૬૦

सुरूपः सधनः स्वामी विद्वानपि बलाधिकः ।
न कामयेद्यथेष्टं यत्स्त्रीणां नैव सुसौख्यकृत् ॥ २६१ ॥

પતિ રૂપાળો, ધનવંત, વિદ્વાન્ અને અધિક બળવાળો હોય છતાં પણ તે જો સ્ત્રીયોને ઇચ્છાનુસાર પ્રણય બતાવે નહીં તો તે સ્ત્રીયોને સુખકર થતોજ નથી. ૨૬૧

यो यथेष्टं कामयते स्त्री तस्य वशगा भवेत् ।
सन्धारणाल्लालनाच्च यथा याति वशं शिशुः ॥ २६२ ॥

પિતા જેમ પોતાના પુત્રને ખોળામાં બેસારી નવનવાં લાડ લડાવીને તેને પોતાને અધીન કરે છે, તેમજ પતિ પણ સ્ત્રીની મરજી પ્રમાણે વર્તી તેને નવનવાં લાડ લડાવે છે અને સ્નેહ દર્શાવે છે તો સ્ત્રી તે પતિને અધીન થાય છે. ૨૬૨

कार्यं तत्साधकादींश्च तद्व्ययं सुविनिर्गमम् ।
विचिन्त्य कुरुते ज्ञानी नान्यथा लघ्वपि क्वचित् ॥ २६३ ॥

જ્ઞાની મનુષ્યે કાર્યનો, કાર્ય સાધનારા ઉપાદિકનો, અને તેમાં થતા ખર્ચનો બરાબર વિચાર કર્યા પછી કાર્ય કરવું, પણ વિચાર કર્યા વિના કોઈ દિવસ નાનું કાર્ય પણ કરવું નહીં. ૨૬૩

न च व्ययाधिकं कार्यं कर्तुमीहेत पण्डितः ।
लाभाधिक्यं यत्क्रियते तत्सेव्यं व्यवसायिभिः ।
मूल्यं मानञ्च पण्यानां याथात्म्यान्मृग्यते सदा ॥ २६४ ॥

ડાહ્યા મનુષ્યે હંમેશાં વિશેષ ખર્ચ અને અલ્પલાભવાળું કામ કરવાની ઈચ્છા કરવી નહીં; પરંતુ અધિક લાભનાં કામ વેપારીયોની સાથે રહીને ઉત્સાહથી કરવાં તથા હંમેશાં વેચવાના પદાર્થોની કિંમત અને તેનું માપ બરાબર શોધી કાઢવું. ૨૬૪

तपः स्त्रीकृषिसेवासूपभोग्ये नापि भक्षणे ।
हितः प्रतिनिधिर्नित्यं कार्येऽन्ये तं नियोजयेत् ॥ २६५ ॥

તપશ્ચર્યા કરવામાં, સ્ત્રી પાસે જવામાં, ખેડ કરવામાં, સેવા કરવામાં, સારા સારા વૈભવ ભોગવવામાં, અને જમવામાં સદા પ્રતિનિધિ હિતકારક નથી. તાત્પર્ય કે તેવી બાબતમાં તો પોતેજ સામેલ રહેવું, અને બીજા કામમાં પ્રતિનિધિ નિમવો. ૨૬૫

## સ્વાભાવિક ગુણનીતિ.

निर्जनत्वं मधुरभुग्जारश्चोरः सदेच्छति ।
साहाय्यन्तु बलिद्विष्टो वेश्या धनिकमित्रताम् ॥ २६६ ॥

મીઠું મીઠું ખાનારો, જારપુરૂષ અને ચોર, હંમેશાં એકાંતવાસ ઈચ્છે છે. બળવાનની સાથે વેર કરનારો તેનો શત્રુ, હંમેશાં સહાયને ઈચ્છે છે; અને વેશ્યા ધનાઢયની સાથે મિત્રતા કરવાને ઈચ્છે છે. ૨૬૬

कुनृपश्च छलं नित्यं स्वामिद्रव्यं कुसेवकः ।
तत्त्वं तु ज्ञानवान्दम्भं तपोऽग्निं देवजीवकः ॥ २६७ ॥

નીચ રાજા નિરંતર કપટ કરવાની ઈચ્છા કરે છે, નિચ નોકર ધણીના ધનની આશા કરે છે, જ્ઞાની મનુષ્ય તત્વજ્ઞાનની વાંછા કરે છે અને દેવપૂજારી દંભ, તપ તથા અગ્નિને ઈચ્છે છે. (તાત્પર્ય કે દંભવાળી યુક્તિઓ કરે છે.) ૨૬૭

योग्या कान्तं च कुलटा जारं वैद्यं च व्याधितः ।
भृतपण्यो महार्घत्वं दानशीलं तु याचकः ।
रक्षितारं मृगयते भीतश्छिद्रं तु दुर्जनः ॥ २६८ ॥

પતિવ્રતા-પતિને શોધે છે, વેશ્યા-જારને શોધે છે, રોગી-વૈદ્યને શોધે છે, વ્યાપારકરનાર વેપારી-મોટી કીંમત શોધે છે; એટલે કે ઘણી કીંમત રાખે છે, ભીક્ષુક-દાતારને શોધે છે, ભીત મનુષ્ય-રક્ષકને શોધે છે, અને દુર્જન-પરનાં છિદ્રને શોધે છે. ૨૬૮

चण्डायते विवदते स्वपित्यश्नाति मादकम् ।
करोति निष्फलं कर्म मूर्खो वा स्वेष्टनाशनम् ॥ २६९ ॥

મૂર્ખ મનુષ્ય કાં તો ભયંકર કર્મ કરે છે, અથવા તો વિવાદ કરે છે, અથવા તો સુઈ રહે છે, વા તો માદક ખાય છે કે પછી બીજી કેફી વસ્તુનું પાન કરે છે–વ્યર્થ કામ કરે છે, અથવા તો પોતાનુંજ બુરૂં કરે છે. ૨૬૯

तमोगुणाधिकं क्षात्रं ब्राह्मं सत्त्वगुणाधिकम् ।
अन्यद्रजोऽधिकं तेजस्तेषु सत्त्वाधिकं वरम् ॥ २७० ॥

ક્ષત્રિયના તેજમાં તમોગુણ અધિક હોય છે, બ્રાહ્મણના તેજમાં સત્વગુણ અધિક હોય છે, અને વૈશ્યના તેજમાં રજો ગુણ અધિક હોય છે. તે તેજોમાં જ્યાં આગળ અધિક સત્વગુણ હોય તે ઉત્તમ ગણાય છે. ૨૭૦

सर्वाधिको ब्राह्मणस्तु जायते हि स्वकर्मणा ।
तत्तेजसोऽनुतेजांसि सन्ति च क्षत्रियादिषु ॥ २७१ ॥

બ્રાહ્મણ પોતાનાં ષટ્કર્મને લીધે સર્વ કરતાં શ્રેષ્ઠ ગણાય છે, બ્રાહ્મણમાં રહેલાં તેજ કરતાં ક્ષત્રિયાદિકમાં રહેલાં તેજો ઉતરતાં ગણાય છે. ૨૭૧

स्वधर्मस्थं ब्राह्मणं हि दृष्ट्वा बिभ्याति चेतरे ।
क्षत्रियाद्या नान्यथा स्वधर्मं चातः समाचरेत् ॥२७२॥

ક્ષત્રિય વગેરે જાતિ, સ્વધર્મમાં વર્તતા બ્રાહ્મણને જોઈને ભય પામે છે; પણ ધર્મભ્રષ્ટ બ્રાહ્મણને જોઇને ભય પામતા નથી. માટે બ્રાહ્મણે સ્વધર્મ પાળવો. ૨૭૨

न स्यात्स्वधर्महानिस्तु यया वृत्त्या च सा वरा ।
स देशः प्रवरो यत्र कुटुम्बपरिपोषणम् ॥ २७३ ॥

જે આજીવિકાથી સ્વધર્મની હાની થાય નહીં તે આજીવિકા ઉત્તમ; અને જે દેશમાં કુટુંબનું સર્વ પ્રકારે પોષણ થાય તે દેશ પણ ઉત્તમ. ૨૭૩

कृषिस्तु चोत्तमा वृत्तिर्या सरिन्मातृका मता ।
मध्यमा वैश्यवृत्तिश्च शूद्रवृत्तिस्तु चाधमा ॥ २७४ ॥

નદીની નેહેર ઉપર પાકતી ખેતીપરની આજીવિકા ઉત્તમ માનેલી છે, વ્યાપાર ઉપરની આજીવિકા મધ્યમ માનેલી છે, અને શૂદ્ર વૃત્તિ-સેવાવૃત્તિને કનિષ્ઠ માનેલી છે. ૨૭૪

याच्ञाधमतरा वृत्तिर्ह्युत्तमा सा तपस्विषु ।
क्वचित्सेवोत्तमा वृत्तिर्धर्मशीलनृपस्य च ॥ २७५ ॥

ભીક્ષાવૃત્તિ અત્યંત નીચ ગણાય છે, પણ તપસ્વીઓને તે ઉત્તમ ગણાય છે, તથા કોઈ વેળા ધર્મશીળ રાજાની સેવા કરીને આજીવિકા કરવી તે પણ ઉત્તમ ગણાય છે. ૨૭૫

आध्वर्यवादिकं कर्म कृत्वा या गृह्यते भृतिः ।
सा किं महाधनायैव वाणिज्यमलमेव किम्? ॥ २७६ ॥

અધ્વર્યુ આદિક થઈ–યજ્ઞનાં કર્મ કરાવીને દક્ષિણારૂપે મળેલા પૈસાથી શું મહાધનવાન થવાય કે? તેમજ વ્યાપાર કરીને પણ મહાધનવાન થવાય કે? ૨૭૬

राजासेवां विनां द्रव्यं विपुलं नैव जायते ।
राजसेवातिगहना बुद्धिमद्भिर्विना न सा ।
कर्तुं शक्या चेतरेण ह्यसिधारेव सा सदा ॥ २७७ ॥

રાજસેવા વગર પુષ્કળ દ્રવ્ય મળેજ નહીં. પરંતુ રાજસેવા તરવારની ધાર જેવી અતિ ભયંકર છે. માટે બુધ્ધિમાન વિના બીજા મનુષ્યો હંમેશાં રાજસેવા કરી શકતા નથી. ૨૭૭

व्यालग्राही यथा व्यालं मन्त्री मन्त्रबलान्नृपम् ।
करोत्यधीनं तु नृपे भयं बुद्धिमतां महत् ॥ २७८ ॥

મંત્રવેત્તા વાદી જેમ મંત્રના બળથી સર્પને વશ કરે છે, તેમ મંત્રી પણ મંત્ર (રાજ્યનાં ગુપ્તકાર્ય)ના બળથી રાજાને વશ કરે છે. તોપણ બુધ્ધિશાળી મનુષ્યોને હંમેશાં રાજાનો મોટો ડર રહે છે. ૨૭૮

ब्राह्मं तेजो बुद्धिमत्सु क्षात्रं राज्ञि प्रतिष्ठितम् ।
आरादेव सदा चास्ति तिष्ठन्दूरेऽपि बुद्धिमान् ॥ २७९ ॥

बुद्धिपाशैर्बन्धयित्वा सन्ताडयति कर्षति ।
समीपस्थोऽपि दूरेऽस्ति ह्यप्रत्यक्षसहायवान् ॥ २८० ॥

બુદ્ધિમાન મનુષ્યમાં બ્રહ્મ તેજ રહે છે; અને રાજામાં ક્ષાત્ર તેજ રહે છે. બુધ્ધિમાન દૂર હોય છતાં પણ સદાય નજદીકમાંજ વસે છે; અને રાજાને બુધ્ધિરૂપી પાશમાં બાંધીને પોતાની પાસે ખેંચી લાવે છે અને તેને સારી રીતે શીક્ષા કરે છે. પરંતુ રાજા પાસે બેઠો હોય તોપણ તે પોતાના સહાયને જાણી શકતો નથી. માટે તે દૂર બેઠો છે એમ સમજવું. ૨૭૯–૨૮૦

नानुवाकहता बुद्धिर्व्यवहारक्षमा भवेत् ।
अनुवाकहता या तु न सा सर्वत्रगामिनी ॥ २८१ ॥

જે બુધ્ધિ, વેદોના અનુવાકો (જુદા જુદા વિભાગો) વાચીને કલેશ પામી હોય તે બુધ્ધિ વ્યવહાર ચલાવવાને સમર્થ થઈ શકતી નથી. કારણ કે અનુવાક વાંચવાથી કલેશ પામેલી બુદ્ધિ, સર્વ વિષયમાં કુશળ થતી નથી. (તાત્પર્ય કે વેદિયાં ઢોરો વ્યવહાર ચલાવવાને શકિતમાન થતાં નથી.) ૨૮૧

आदौ वरं निर्धनत्वं धनिकत्वमनन्तरम् ।
तथादौ पादगमनं यानगत्वमनन्तरम् ।
सुखाय कल्पते नित्यं दुःखाय विपरीतकम् ॥ २८२ ॥

પ્રથમ અવસ્થામાં નિર્ધનપણું સુખકર છે અને વૃધ્ધાવસ્થામાં ધનવંતપણું સુખકર છે. પ્રથમ અવસ્થામાં પગે ચાલીને હરવું ફરવું સુખકર છે, અને ઉતરતી વયમાં વાહનપર બેસીને ફરવું તે સુખકર છે. તેમજ પ્રથમ અવસ્થામાં ધનવાન્પણું અને ઉતરતી અવસ્થામાં નિર્ધનપણું, તેમજ પ્રથમ અવસ્થામાં વાહન ઉપર બેસીને ફરવું અને પાછળની અવસ્થામાં પગે હીંડવું એ અત્યંત દુઃખકર છે. ૨૮૨

वरं हि त्वनपत्यत्वं मृतापत्यवतः सदा ।
दुष्टयानात्पादगमो ह्यौदासीन्यं विरोधतः ॥ २८३ ॥

જેને પુત્ર અવતરીને મરણ પામ્યો હોય, તેવા મનુષ્ય કરતાં નિત્ય વાંઝીયાપણું સારૂં; હલકાં વાહન ઉપર બેસીને ફરવા કરતાં પગે ચાલીને ફરવું તે સારૂં અને વિરોધ કરવા કરતાં ઉદાસીન રહેવું તે સારૂં. ૨૮૩

वरं देशाच्छादनतश्चर्मणा पादगूहनम् ।
ज्ञानलवदौर्विदग्ध्यादज्ञता प्रवरा मता ॥ २८४ ॥

આખા દેશને ઢાકવાં કરતાં પોતાના પગનેજ ચામડાથી ઢાંકવા (જોડા પેહેરવા) તે સારૂં; અને અલ્પજ્ઞાનથી સંપાદન કરેલી ચતુરાઈ કરતાં મૂર્ખતાને શ્રેષ્ઠ માનેલી છે. ૨૮૪

परगृहनिवासाध्धरण्ये निवसनं वरम् ।
प्रदुष्टभार्यागार्हस्थ्याद्भैक्ष्यं वा मरणं वरम् ॥ २८५ ॥

પરઘેર રહેવા કરતાં અરણ્યમાં રહેવું તે સારૂં તથા અત્યંત દુષ્ટ ભાર્યાવાળા ગૃહસ્થાશ્રમ કરતાં ભીક્ષા માંગીને ખાવું અથવા મરી જવું તે સારૂં. ૨૮૫

श्वमैथुनमृणं गर्भाधानं स्वामित्वमेव च ।
खलसख्यमपथ्यं तु प्राक्सुखं दुःखनिर्गमम् ॥ २८६ ॥

શ્વાનમૈથુન, કરજ, ગર્ભધારણ, પ્રભુતા, ખળની મિત્રતા, અને કુપથ્ય, આ સર્વ આરંભમાં સુખ આપે છે, પણ પરિણામે મહા દુઃખ આપે છે. (તેનું પરિણામ પીડાકારક છે.) ૨૮૬

कुमन्त्रिभिर्नृपो रोगी कुवैद्यैः कुनृपैः प्रजा ।
कुसन्तत्या कुलं चात्मा कुबुध्द्या हीयतेऽनिशम् ॥ २८७ ॥

દુષ્ટ મંત્રિયોથી નિરંતર રાજાનો નાશ થાય છે, દુષ્ટ વૈદ્યોથી રોગીનો નાશ થાય છે, દુષ્ટ રાજાઓથી પ્રજાનો નાશ થાય છે, દુષ્ટ સંતાનથી કુળનો નાશ થાય છે, અને કુબુદ્ધિથી હંમેશાં પોતાના આત્માનો નાશ થાય છે- એટલે અજ્ઞાનથી આત્માસ્વરૂપ વિસરી જવાય છે ને તેથી આત્માની અસદ્ ગતિ થાય છે. ૨૮૭

हस्त्यश्ववृषबालस्त्रीशुकानां शिक्षको यथा ।
तथा भवन्ति ते नित्यं संसर्गगुणधारकाः ॥ २८८ ॥

હાથી, ઘોડા, બળદ, બાળક, સ્ત્રી, તથા પોપટ વગેરે પક્ષિયો પોતાના શિક્ષકના જેવા નિત્ય ગુણવંત બને છે. તેમજ રાજાઓ પણ પોતાની સાથે સંબંધ ધરાવનારા મંત્રીયોના જેવા ગુણવંત બને છે. ૨૮૮

स्याज्जयोऽवसरोक्त्या सद्वसनैः सुप्रसिद्धता ।
सभायां विद्यया मानस्त्रितयं त्वधिकारतः ॥ २८९ ॥

સમય ઉપર બોલવાથી કાર્ય સિદ્ધિ થાય છે, સારાં વસ્ત્ર પેહેરવાથી સર્વત્ર આવકાર મળે છે ને સદ્ગૃહસ્થમાં ગણતરી થાય છે; તથા વિદ્યાથી સભામાં માન મળે છે, પણ અધિકારવડે તો ઉપર જણાવેલી ત્રણે વસ્તુઓ મળે છે. ૨૮૯

सुभार्या सुष्ठु चापत्यं सुविद्या सुधनं सुहृत् ।
सुदासदास्यौ सद्देहः सद्वेश्म सुनृपः सदा ।
गृहिणां हि सुखायालं दशैतानि न चान्यथा ॥ २९० ॥

સદ્ગુણી સ્ત્રી, સદાચરણી પુત્ર, ઉત્તમ વિદ્યા, ધન, મિત્ર, કહ્યાગરો ચાકર, સારી ચાકરડી, આરોગ્ય શરીર, સુંદર ઘર, અને સારો રાજા આ દશ વસ્તુઓ ગૃહસ્થાશ્રમીયોને નિરંતર પરિપૂર્ણ સુખ આપે છે, પરંતુ ઉપર કહ્યા કરતાં વિપરીત ગુણવાળી તે વસ્તુઓ દુઃખકારક થઈ પડે છે. ૨૯૦

वृद्धाः सुशीला विश्वस्ताः सदाचाराः स्त्रियो नराः ।
क्लीबा वान्तःपुरे योज्या न युवा मित्रमप्युत ॥ २९१ ॥

વૃદ્ધ, સુશીળ, વિશ્વાસુ, અને સદાચરણી સ્ત્રિયો, પુરૂષો કે નપુંસકોને અંતઃપુરમાં રાખવા; પરંતુ મિત્ર છતાં પણ તરૂણ પુરૂષને અંતઃપુરમાં રાખવો નહીં. ૨૯૧

कालं नियम्य कार्याणि ह्याचरेन्नान्यथा क्वचित् ।
गवादिष्वात्मवज्ज्ञानमात्मानं चार्थधर्मयोः ।
नियुञ्जीतान्नसंसिद्ध्यै मातरं शिक्षणे गुरुम् ॥ २९२ ॥
गच्छेदनियमेनैव सदैवान्तः पुरं नरः ॥ २९३ ॥

અમુક કાર્ય અમુક વખતે કરવું ને અમુક કાર્ય અમુક વખતે ન કરવું આવો કાળનો નિયમ કરીને સઘળાં કામો કરવાં-પરંતુ કોઈ દિવસ અનિયમિત કામ કરવાં નહીં. ગાય વગેરે પ્રાણીયોને પોતાની માફક ગણી તેઓની રક્ષા કરવી, ધર્મ તથા અર્થ મેળવવામાં પોતેજ જોડાવું, ભોજન તૈયાર કરવા ઉપર માતાને નિમવી, ઉપદેશ આપવા ઉપર ગુરૂને નિમવા અને અંતઃપુરમાં સદાય હરકોઈ વખતે જવું-કે જેથી ત્યાંની રીતભાત જાણવામાં આવે. ૨૯૨-૨૯૩

भार्यानपत्या सद्यानं भारवाही सुरक्षकः ।
परदुःखहरा विद्या सेवकश्च निरालसः ।
षडेतानि सुखायालं प्रवासे तु नृणां सदा ॥ २९४ ॥

૧ બાળકરહિત સ્ત્રી, ૨ ઉત્તમ વાહન, ૩ મજબૂત ભાર ઉપાડનાર સેવક, ૪ સારો રક્ષક, ૫ પરનાં દુઃખને હરનારી વિદ્યા અને ૬ ઉદ્યોગી ચાકર-આ છ વસ્તુ માણસને પ્રવાસમાં સદા સુખકર થઈ પડે છે. ૨૯૪

मार्गं निरुध्य न स्थेयं समर्थेनापि कर्हिचित् ।
सद्यानेनापि गच्छेन्न हट्टमार्गे नृपोऽपिच ॥ २९५ ॥

મનુષ્ય સમર્થ હોય તોયપણ કોઈ દિવસ રસ્તો રોકીને ઉભા રેહેવું નહીં. પણ બાજુએ ખસી જઈ લોકોને જવાનો રસ્તો આપવો. રાજાએ પણ બહુ ઉત્તમ પ્રતિના વાહનમાં બેસીને બજારમાં નિકળવું નહીં. ૨૯૫

ससहायः सदा च स्यादध्वगो नान्यथा क्वचित् ।
समीपसन्मार्गजलाभयग्रामेऽध्वगो वसेत् ॥ २९६ ॥
अतादृशे च विरमेन्न मार्गे विपिनेऽपि न ॥ २९७ ॥

વટેમાર્ગુએ સદા રસ્તામાં ચાલતાં સથવારો રાખવો, પણ કોઈવાર એકલાં જવું નહીં તથા જે ગામની પાસે સારો માર્ગ ને પાણી હોય તથા ભય ન હોય તેવા ગામમાં વિશ્રામ કરવો. પણ ઉજડ રસ્તા ઉપર કે જંગલમાં ઉતરવું નહીં. ૨૯૬–૨૯૭

अत्यटनं चानशनमतिमैथुनमेवच ।
अत्यायासश्च सर्वेषां द्राग्जराकरणं महत् ॥ २९८ ॥

અત્યંત ભટકવું, ઉપવાસ કરવા, અતિ મૈથુન કરવું અને અતિ પરિશ્રમ કરવો; આ સર્વ મનુષ્યોને તુરત મોટું ઘડપણ લાવે છે. ૨૯૮

अत्ययासो हि विद्यासु जराकारी कलासु च ॥ २९९ ॥

વિદ્યામાં અને કળામાં બહુ પરિશ્રમ કરવાથી શરીર ખળભળીને ઘરડું થાય છે. ૨૯૯

दुर्गुणं तु गुणीकृत्य कीर्त्तयेत्स प्रियो भवेत् ।
गुणाधिक्यं कीर्तयति यः किं स्यान्न पुनः सखा ॥ ३०० ॥

જે મનુષ્ય લોકના દોષને ગુણ કરીને ગાય છે તે પ્રિય થઈ પડે છે, ત્યારે જે મનુષ્ય મૂળ ગુણોનેજ વધારીને ગાય તો તે શા માટે મિત્ર થાય નહીં? ૩૦૦

दुर्गुणं वक्ति सत्येन प्रियोऽपि सोऽप्रियो भवेत् ।
गुणं हि दुर्गणीकृत्य वक्ति यः स्यात्कथं प्रियः? ॥ ३०१ ॥

પ્રિય મિત્ર પણ જો મિત્રને તેના ખરા અવગુણો કહી બતાવે તો તે અપ્રિય થઈ પડે છે, ત્યારે જે મનુષ્ય ગુણને અવગુણ કરીને ગાય છે તે કેમ પ્રિય લાગે? તેના ઉપર તો અપ્રીતિજ થાય. ૩૦૧

स्तुत्या वशं यान्ति देवा ह्यञ्जसा किं पुनर्नराः? ।
प्रत्यक्षं दुर्गुणान्नैव वक्तुं शक्नोति कोऽप्यतः ॥ ३०२ ॥

દેવો પણ સ્તુતિ કરવાથી શિઘ્ર વશ થાય છે, ત્યારે મનુષ્યો સ્તુતિ કરવાથી કેમ વશ ન થાય? થાયજ. માટે કોઈપણ મનુષ્ય પ્રત્યક્ષમાં કોઈના અવગુણો ગાઇ શકતો નથી. ૩૦૨

स्वदुर्गुणान्स्वयं चातो विमृशेल्लोकशास्त्रतः ॥ ३०३ ॥

મનુષ્યે લોક વ્યવહાર તથા શાસ્ત્રોવડે પોતાના અવગુણોનો પોતે વિચાર કરવો. ૩૦૩

स्वदुर्गुणश्रवणतो यस्तुष्यति न कुप्यति ।
स्वदोषस्यप्रविज्ञाने यतते त्यजति श्रुते ।
स्वगुणश्रवणान्नित्यं समस्तिष्ठति नाधिकः ॥ ३०४ ॥
दुर्गुणानां खनिरहं गुणाधानं कथं मयि ।
मय्येव चाज्ञताप्यस्ति मन्यते सोऽधिकोऽखिलात् ॥ ३०५ ॥
स साधुस्तस्य देवा हि कलालेशं लभन्ति न ॥ ३०६ ॥

જે મનુષ્ય પોતાનાં અવગુણો સાંભળીને પ્રસન્ન થાય છે, પરંતુ કહેનારા ઉપર ગુસ્સે થતો નથી, પોતામાં વસતા દુર્ગુણોને જાણવા માટે પ્રયત્ન કરે છે; અને જાણ્યા પછી તેનો ત્યાગ કરે છે, પોતાના ગુણ સાંભળીને હંમેશાં નમ્ર રહે છે પણ અહંકારી થતો નથી, હું દુર્ગુણનો ભંડાર છું, મારા વિશે ગુણો કેમ વાસ કરે? હું મૂર્ખ છું એમ જે માને છે, તેને સર્વ કરતાં શ્રેષ્ઠ ને સત્પુરૂષ સમજવો; અને દેવો પણ તેની કળાનો લેશ માત્ર સંપાદન કરી શકતા નથી. ૩૦૪-૩૦૬

सदाल्पमप्युपकृतं महत्साधुषु जायते ।
मन्यते सर्षपादल्पं महच्चोपकृतं खलः ॥ ३०७ ॥

મોટા પુરૂષોપર જરા પણ ઉપકાર કર્યો હોય, તોપણ તે નિત્ય મોટો થઈ પડે છે, અને ખળ પુરૂષોપર મોટો ઉપકાર કર્યો હોય તોપણ તે સર્વથી નાનો ગણે છે. ૩૦૭

क्षमिणं बलिनं साधुर्मन्यते दुर्जनोऽन्यथा ।
दुरुक्तमप्यतः साधोः क्षमयेद्दुर्जनस्य न ३०८ ॥

સજ્જન, ક્ષમાવાનને બળવંત ગણે છે, અને દુર્જન ક્ષમાવાનને નિર્બળ ગણે છે; માટે સાધુ પુરૂષના કડવાં વેણ પણ સહન કરવાં. પણ દુર્જનનાં તેવાં વેણ સહન કરવાં નહીં. ૩૦૮

तथा न क्रीडयेत्कैश्चित्कलहाय भवेद्यथा ।
विनोदेऽपि वदेन्नेवं ते भार्या कुलटास्ति किम् ? ॥ ३०९ ॥

જે રમત કરતાં કલહ નિપજે તેવી રમત કોઈની સાથે રમવી નહીં, તથા તારી સ્ત્રી શું વ્યભિચારિણી છે? એમ આનંદના સમયમાં પણ કોઈને કહેવું નહીં. ૩૦૯

अपशब्दाश्च नो वाच्या मित्रभावाच्च केष्वपि ।
गोप्यं न गोपयेन्मित्रे तद्गोप्यं न प्रकाशयेत् ॥ ३१० ॥

મિત્રભાવથી કોઈને અપશબ્દો કહેવા નહીં, મિત્રની આગળ કંઈ પણ વાર્તા ગુપ્ત રાખવી નહીં, અને મિત્રની ગુપ્ત વાર્તા પ્રસિદ્ધ કરવી નહીં. ૩૧૦

वैरीभूतोऽपि पश्चात्प्राक्कथितं वापि सर्वदा ।
विज्ञातमपि यद्दौष्ट्यं दर्शयेत्तन्न कर्हिचित् ॥ ३११ ॥

પ્રથમ મિત્ર છતાં પાછળથી શત્રુ થયેલા મિત્રે મિત્રતાના સંબંધમાં જે ગુપ્ત વાર્તા આપણી પાસે કહી હોય, તથા તેનો જે દોષ આપણા જાણવામાં આવ્યો હોય, તે કોઈ દિવસ પ્રકટ કરવો નહીં. ૩૧૧

प्रतिकर्तुं यतेतैव गुप्तः कुर्यात्प्रतिक्रियाम् ॥ ३१२ ॥

પોતે સંરક્ષિત થઈને વૈરનો બદલો લેવા માટે પ્રયત્ન કરવો અને પોતાનું રક્ષણ કરવું. ૩૧૨

यथार्थमपि न ब्रूयाद्बलवद्विपरीतकम् ।
दृष्टं त्वदृष्टवत्कुर्याच्छ्रुतमप्यश्रुतं क्वचित् ॥ ३१३ ॥

યથાર્થ હોય છતાં પણ બળવાનોના વિરૂદ્ધ હોય તેવું વચન બોલવું નહીં. તેવું જોવામાં આવ્યું હોય તોપણ ન જોયું કરી દેવું અને સાંભળ્યામાં આવ્યું હોય તોપણ ન સાંભળેલું કરી દેવું. ૩૧૩

मूकोऽन्धो बधिरः खञ्जः स्वापत्काले भवेन्नरः ।
अन्यथा दुःखमाप्नोति हीयते व्यवहारतः ॥ ३१४ ॥

મનુષ્યે આપત્તિના સમયમાં કાલો, આંધળો, બેહેરો અથવા તો લંગડો બનવું; જો તેમ બને નહી તો તે દુઃખી થાય છે અને વ્યવહારથી ભ્રષ્ટ થાય છે. ૩૧૪

वदेद्वृद्धानुकूलं यन्न बालसदृशं क्वचित् ।
परवेश्मगतः स्तत्स्त्रीवीक्षणं न च कारयेत् ॥ ३१५ ॥

મનુષ્યે વૃદ્ધ પુરૂષોને અનુકૂળ લાગે એવું વચન બોલવું, પણ કોઈ વેળા બાળકની પેઠે-મોઢે આવે તેમ બકવું નહીં તથા પરઘેર જઈને તેની સ્ત્રીના સામે દૃષ્ટિ કરવી નહીં. ૩૧૫

अधनादननुज्ञातान्न गृह्णीयात्तु स्वामिताम् ।
स्वशिशुं शिक्षयेदन्यशिशुं नाप्यपराधिनम् ॥ ३१६ ॥

નિર્ધન મનુષ્યના કોઈપણ કામમાં તેની અનુમતિ વિના ઉપરીપણું સ્વીકારવું નહીં. પોતાનો પુત્ર નિરપરાધી હોય તોપણ તેને સદુપદેશ આપવો; પરંતુ પરનો પુત્ર અપરાધી હોય તોપણ તેને ઉપદેશ આપવો નહીં. ૩૧૬

अधर्मनिरतो यस्तु नीतिहीनश्चलान्तरः ।
संकर्षकोऽतिदण्डी तद्ग्रामं त्यक्त्वान्यतो वसेत् ॥ ३१७ ॥

જે રાજા અધર્મ પરાયણ, અનીતિવાળો, ચંચળ મનનો, ધન ઉશડનાર અને ભયંકર શિક્ષા કરનાર હોય તે રાજાના ગામનો ત્યાગ કરીને બીજા ગામમાં વસવું. ૩૧૭

यथार्थमपि विज्ञातमुभयोर्वादिनोर्मतम् ।
अनियुक्तो न वै ब्रूयाद्धीनः शत्रुर्भवेदतः ॥ ३१८ ॥

વાદી અને પ્રતિવાદી બન્નેનો મત યથાર્થ જાણવામાં આવ્યો હોય તોપણ રાજા અથવા તો ન્યાયાધીશના કહ્યા વિના પોતાનો મત તેના ઉપર દર્શાવવોજ નહીં; કારણ કે તે બેમાં પરાજીત મનુષ્ય શત્રુ બને છે. ૩૧૮

गृहीत्वान्यविवान्तु विवदेन्नैव केनाचित् ।
मिलित्वा संघशो राजमन्त्रं नैव तु तर्कयेत् ॥ ३१९ ॥

બીજાનો કજીયો વોહોરી લઈને કોઈની સાથે કલહ કરવો નહીં. તથા સમુદાયની સાથે એકઠા મળીને રાજ્યનાં ગુપ્ત કાર્યોનો વિચાર કરવોજ નહીં–તેમ કરવાથી કાર્યની હાનિ થાય છે. ૩૧૯

अज्ञातशास्त्रो न ब्रूयाज्ज्योतिषं धर्मनिर्णयम् ।
नीतिं दण्डं चिकित्साञ्च प्रायश्चित्तं क्रियाफलम् ॥ ३२० ॥

જેણે શાસ્ત્રનો અભ્યાસ કર્યો ન હોય તે મનુષ્યે જ્યોતિષ, ધર્મ નિર્ણય, રાજનીતિ, દંડનીતિ, ચિકિત્સા, પ્રાયશ્ચિત્ત, અને કાર્યના ભવિષ્ય પરિણામ ઉપર બોલવું નહીં. ૩૨૦

पारतन्त्र्यात्परं दुःखं न स्वातन्त्रयात्परं सुखम् ।
अप्रवासी गृही नित्यं स्वतन्त्रः सुखमेधते ॥ ३२१ ॥

પરતંત્રતા જેવું એકે દુઃખ નથી અને સ્વતંત્રતા કરતાં બીજું એકે સુખ નથી. ઘરમાં વસનાર સ્વતંત્ર ગૃહસ્થ નિત્ય સુખ ભોગવે છે. ૩૨૧

नूतनप्राक्तनानां च व्यवहारविदां धिया ।
प्रतिक्षणं चाभिनवो व्यवहारो भवेदतः ॥ ३२२ ॥
वक्तुं न शक्यते प्रायः प्रत्यक्षादनुमानतः ।
उपमानेन तज्ज्ञानं भवेदाप्तोपदेशतः ॥ ३२३ ॥

આધુનિક કાળના તથા પ્રાચીન કાળના વ્યવહારવેત્તા પુરૂષોની બુદ્ધિમાંથી ક્ષણે ક્ષણે નવા વ્યવહારો ઉત્પન્ન થાય છે, માટે હું સર્વ વ્યવહાર

જણાવી શકતો નથી, પરંતુ પ્રત્યક્ષ દર્શનથી, અનુમાનથી, દૃષ્ટાંતથી, અને આપ્ત પુરૂષોના ઉપદેશથી વ્યવહારનું જ્ઞાન થાય છે એમ સમજવું. ૩૨૨-૩૨૩

कथितं तु समासेन सामान्यं नृपराष्ट्रयोः ।
नीतिशास्त्रं हितायालं यद्विशिष्टं नृपे स्मृतम् ॥ ३२४ ॥

રાજા અને પ્રજા બન્નેને ઉપયોગી સામાન્ય નીતિશાસ્ત્ર ટુંકામાં કહ્યું-જે સર્વેને હિતકારક છે અને રાજાને વિશેષ હિતકારક છે એમ સમજવું. ૩૨૪

## इति शुक्रनीतौ नृपराष्ट्रसामान्यलक्षणं नाम तृतीयोऽध्यायः

# અધ્યાય ૪ થો.

## પ્રકરણ ૧ લું.

अथ मिश्रप्रकरणं प्रवक्ष्यामि समासतः ।
लक्षणं सुहृदादीनां समासाच्छृणुताधुना ॥ १ ॥

હવે તમને ટુંકામાં મિશ્ર પ્રકરણો કહી બતાવીશ. જેના પ્રથમ પ્રકરણમાં હમણાં તમો મિત્ર, શત્રુ વગેરેનાં લક્ષણો ટુંકામાં સાંભળો. ૧

## મિત્ર-શત્રુ-નીતિ.

मित्रः शत्रुश्चतुर्धा स्यादुपकारापकारयोः ।
कर्त्ता कारयिता चानुमन्ता यश्च सहायकः ॥ २ ॥

* ઉપકાર કરનાર મિત્ર અને અપકાર કરનાર શત્રુ ચાર પ્રકારના છેઃ ૧કર્ત્તા મિત્ર, ૨કારયિતા મિત્ર, ૩અનુમંતા મિત્ર અને ૪સહાયક મિત્ર. તથા ૧કર્ત્તા શત્રુ, ૨કારમિતા શત્રુ, ૩અનુમંતા શત્રુ અને ૪સહાયક શત્રુ. ૨

यस्य सुद्रवते चित्तं परदुःखेन सर्वदा ।
इष्टार्थं यततेऽन्यस्याप्रेरित सत्करोति यः ॥ ३ ॥
आत्मस्त्रीधनगुह्यानां शरणं समये सुहृत् ।
प्रोक्तोत्तमोऽयमन्यश्च त्रिद्व्येकपदमित्रकः ॥ ४ ॥

* કરનાર, કરાવનાર, અનુમોદન આપનાર, અને સહાય કરનાર એવા ચાર મિત્ર કહેવાય છે તેજ પ્રમાણે શત્રુ પણ સમજવા.

જેનું મન પરનાં દુઃખે સદા પીંગળે છે, જે કોઈની પ્રેરણા વિનાજ સ્વતઃ પરનું ભલું કરવા માટે પ્રયત્ન કરે છે, કોઈની પ્રેરણા વિનાજ સામા મનુષ્યનો સત્કાર કરે છે. તથા સમય ઉપર જે (મિત્રનું અને તેની સ્ત્રીનું, ધનનું, તથા બીજી ગુહ્ય વાર્તાનું રક્ષણ કરે છે. આ મિત્રને ઉત્તમ મિત્ર કહ્યો છે; જેનું મન પરના દુઃખે સદા પીંગળે છે, જે પ્રેરણા વગર બીજાનું ભલું કરવા પ્રયત્ન કરે છે અને જે પ્રેરણા વિનાજ પરનો સત્કાર કરે છે તેને ત્રિપદ (મધ્યમ) મિત્ર કહ્યો છે; તથા જેનું મન પરના દુઃખથી નિત્ય પીંગળે છે અને જે પ્રેરણા વિનાજ સામા મનુષ્યનું ભલું કરવા માટે પ્રયત્ન કરે છે તેને દ્વિપદ મિત્ર કહ્યો છે; અને જેનું મન પરના દુઃખે નિત્ય પીંગળે છે તેને એકપદમિત્ર કહ્યો છે. ૩-૪

अनन्यस्वत्वकामत्वमेकस्मिन्विषये द्वयोः ।
वैरिलक्षणमेतद्वान्येष्टनाशनकारिता ॥ ५ ॥

એક વસ્તુ ઉપર બન્ને જણાએ પોતાનુંજ ઉપરીપણું કરવાની ઈચ્છા કરવી અથવા તો બીજાઓનું અનિષ્ટ કરવું આ બન્ને વસ્તુ વૈરનું કારણછે. ૫

भ्रात्रभावे पितृद्रव्यमखिलं मम वै भवेत् ।
न स्यादेतस्य वश्येऽयं स ममैव स्यात्परस्परम् ॥ ६ ॥
भोक्ष्ये ऽखिलमहं चैतद्विनान्यं स्तः सुवैरिणौ ।
द्वेष्टि द्विष्ट उभौ शत्रू स्तश्चैकतरसंज्ञकौ ॥ ७ ॥

ભાઈ નહીં હોય ત્યારે પિતાનું સર્વ ધન મારૂંજ થશે, આ ધન ભાઇનું કહેવાય નહીં, પણ મારૂં! ભાઈ મારે અધિનજ રહે, બીજો ભાઈ નહી હોય ત્યારે આ સર્વ દ્રવ્ય હું એકલોજ ભોગવીશ, આ પ્રમાણે જેઓ પરસ્પર વિચાર કરે છે તે બન્ને પરસ્પર મોટા શત્રુ બને છે; અને જે મનુષ્ય પારકાનો દ્વેષ કરે છે તથા પોતે સામાનો દ્વેષપાત્ર થયો હોય તે બન્ને જણ એકતર નામના શત્રુ ગણાય છે. ૬-૭

शूरस्योत्थानशीलस्य बलनीतिमतः सदा ।
सर्वे मित्रा गूढवैरा नृपाः कालप्रतीक्षकाः ॥ ८ ॥
भवन्तीति किमाश्चर्यं राज्यलुब्धा न ते हि किम् ।

સર્વે રાજાઓ, નિરંતર શૂરવીર, ઉત્સાહવાળા, બળવંત અને નીતિ પ્રવીણ એવા મનુષ્યો ઉપર ગુપ્ત રીતે વૈર રાખે છે, (પણ) ઉપરથી તેઓના મિત્ર બનીને પોતાના ઉદયકાળની રાહ જુવે છે-જ્યારે પોતાનો ઉદય થાય છે ત્યારે તેઓને તે નિર્બળ કરે છે આમાં આશ્ચર્ય શું? તેઓ શું રાજ્ય લોભી ન હોય કે? ૮

न राज्ञो विद्यते मित्रं राजा मित्रं न कस्य वै ॥ ९ ॥

રાજાનો કોઇ મિત્ર નથી તથા રાજા પણ કોઈનો મિત્ર નથી. ૯

प्रायः कृत्रिममित्रे ते भवतश्च परस्परम् ।
केचित्स्वभावतो मित्राः शत्रवः सन्ति सर्वदा ॥ १० ॥

રાજા અને પ્રજા બહુધા કાર્ય સાધવા માટે પરસ્પર કૃત્રિમ મિત્રતા કરે છે, કેટલાએક સહજમિત્રો છતાં કોઈ વેળા શત્રુ થઈ પડે છે. ૧૦

माता मातृकुलं चैव पिता तत्पितरौ तथा ।
पितृपितृव्यात्मकन्या पत्नी तत्कुलमेव हि ॥ ११ ॥

पितृमात्रात्मभगिनीकन्यकासन्ततिश्च या ।
प्रजापालो गुरुश्चैव मित्राणि सहजानि हि ॥ १२ ॥

માતા, મોશાળ, પિતા, દાદીદાદો, બાપનો કાકો, પોતાની પુત્રી, સ્ત્રી, સાસરીયાં, ફોઈ, માસી, બેન, ફોઈ વગેરેની દીકરી, દીકરાઓ, રાજા અને ગુરૂ આટલાં સહજ મિત્રો કહેવાય છે. ૧૧-૧૨

विद्या शौर्यं च दाक्ष्यं च बलं धैर्यं च पञ्चमम् ।
मित्राणि सहजान्याहुर्वर्तयन्ति हि तैर्बुधाः ॥ १३ ॥

[१]વિદ્યા, [२]શૌર્ય, [३]ચાતુર્ય, [४]બળ, અને [५]ધૈર્ય-આ પાંચને વિદ્વાનો સહજ મિત્ર કહે છે; કારણ કે વિદ્વાનો તે પાંચ વસ્તુઓ ઉપર પોતાનો નિર્વાહ કરે છે. ૧૩

पित्रोर्निदेशवर्ती यः स पुत्रोऽन्वर्थनामवान् ।
श्रेष्ठ एकस्तु गुणवान्किं शतैरपि निर्गुणैः ॥ १४ ॥

જે પુત્ર માતાપિતાની આજ્ઞામાં વર્તે છે તે પોતાના પુત્રનામને સાર્થક કરે છે ગુણવાન્ એક પુત્ર પણ સારો. પરંતુ નિર્ગુણ શો પુત્ર પણ શા કામના? ૧૪

स्वभावतो भवन्त्येते हिंस्रो दुर्वृत्त एव च ।
ऋणकारी पिता शत्रुर्माता स्त्री व्यभिचारिणी ॥ १५ ॥

ઉપર જણાવેલાં માતા, પિતા વગેરે સહજ મિત્ર પણ કોઈ વખતે સહજ શત્રુ બને છે. જેમકે હિંસક, દુરાચરણી અને ઋણકારી પિતા તથા વ્યભિચારિણી માતા અને સ્ત્રી પણ પોતાના દુર્વૃતેકરી સહજ શત્રુ થઇ પડે છે. ૧૫

आत्मपितृभ्रातरश्च तत्स्त्रीपुत्राश्च शात्रवः ।
स्नुषा श्वश्रूः सपत्नी च ननान्द्रा यातरस्तथा ॥ १६ ॥

પોતાના કાકા, કાકી, તેના છોકરાઓ, પુત્રની વહુ, સાસુ, સોક્ય, નણંદ, દેરાણી અને જેઠાણીયો કોઈ વખતે વિરૂદ્ધાચરણ કરવાથી માહોમાહે શત્રુ થઈ પડે છે. ૧૬

मूर्खः पुत्रः कुवैद्यश्चारक्षकस्तु पतिः प्रभुः ।
चण्डश्चण्डा प्रजा शत्रुरदाता धनिकश्च यः ॥ १७ ॥

મૂર્ખ પુત્ર (પિતાનો), દુષ્ટ વૈદ્ય (રોગીનો) રક્ષણ ન કરનારો સ્વામી (પોતાનાં માણસોનો) ક્રોધી રાજા (પ્રજાનો) ક્રોધી પ્રજા (રાજાની) અને ધનાઢય છતાં કૃપણ (યાચકોનો) શત્રુ થઈ પડે છે. ૧૭

दुष्टानां नृपतिः शत्रुः कुलटानां पतिव्रता ।
साधुः खलानां शत्रुः स्यान्मूर्खाणां बोधको रिपुः ॥ १८ ॥

રાજા દુષ્ટ લોકોનો, પ્રતિવ્રતા સ્ત્રી વેશ્યાની સાધુ પુરૂષ ખળ જનનો, અને ઉપદેશક મૂર્ખાનો શત્રુ બને છે. ૧૮

उपदेशो हि मूर्खाणां क्रोधायैव शमाय न ।
पयः पानं भुजङ्गानां विषायैवामृताय न ॥ १९ ॥

મૂર્ખાને ઉપદેશ આપવો તે ક્રોધનુંજ કારણ થઈ પડે છે પણ શાંતિનું કારણ થતું નથી. જેમકે સર્પને દુધ પાવાથી કેવળ વિષમાંજ વધારો થાય છે, પણ અમૃતમાં વધારો થતો નથી. ૧૯

आसमन्ताच्चतुर्दिक्षु सन्निकृष्टाश्च ये नृपाः ।
तत्परास्तत्परा येऽन्ये क्रमाद्धीनबलारयः ॥ २० ॥

ચાર દિશામાં સર્વત્ર પોતાના પાડોશી રાજા, પાડોશી રાજાના પાડોશી રાજા, અને તેના પાડોશી રાજા, એમ ત્રણ પ્રકારના રાજાઓ હોય છે. તે શત્રુ રાજાઓને ક્રમવાર હીન બળવાળા જાણવા. (એટલે પડોશી રાજાનું જેટલું બળ આપણા ઉપર ચાલે છે તે કરતાં તેના પડોશી રાજાનું બળ ઓછું ચાલે છે અને તે કરતાં તેના પડોશી રાજાનું બળ ઓછું ચાલે છે.) ૨૦

शत्रूदासीनमित्राणि क्रमात्ते स्युस्तु प्राकृताः ।
अरिर्मित्रमुदासीनोऽनन्तरस्तत्परः परः ॥ २१ ॥

क्रमशो वा नृपा ज्ञेयाश्चतुर्दिक्षु तथारयः ।
स्वसमीपतरा भृत्या ह्यमात्याद्याश्च कर्षिताः ॥ २२ ॥

તે રાજાઓમાં ક્રમવાર શત્રુ, ઉદાસીન અને મિત્ર જાણવા, જેમકે પડોસી રાજાને કૃત્રિમ શત્રુ જાણવો, તેના પડોશી રાજાને કૃત્રિમ ઉદાસીન જાણવો અને તેના પડોશીને કૃત્રિમ મિત્ર જાણવો. અહીં ઉદાસીન અને મિત્રમાં વિકલ્પ માનેલો છે એટલે પાડોશીના પાડોશીને મિત્ર ગણ્યોછે. આવી રીતે ચાર દિશામાં વસતા પ્રાકૃત રાજાઓને શત્રુ, મિત્ર અને ઉદાસીન જાણવા. આ રાજ મંડળને દ્વાદશ રાજમંડળ કહ્યું છે. તે શિવાય પોતાની નિકટમાંજ રહેનારા કાર્યભારી વગેરે કામદારો તથા સેવકોને અત્યંત શિક્ષા કરવાથી તેઓ પણ કૃત્રિમ શત્રુ બને છે. ૨૧-૨૨

बृंहयेत्कर्षयेन्मित्रं हीनाधिकबलं क्रमात् ॥ २३ ॥

અલ્પ બળવાળા મિત્રને ઉત્તેજન આપીને વધારવો અને અધિક બળવાળા મિત્રને નબળો પાડવો. ૨૩

## સામ આદિ નીતિ.

भेदनीया कर्षणीयाः पीडनीयाश्च शत्रवः ।
विनाशनीयास्ते सर्वे सामादिभिरुपक्रमैः ॥ २४ ॥

સામ દામ આદિક ઉપાયોવડે સર્વે શત્રુઓને તેમનાં પ્રકૃતિ મંડળોની સાથે લઢાવીને નિર્બળ પાડવા અને પછી તેઓનો નાશ કરવો. ૨૪

मित्रं शत्रुं यथायोग्यैः कुर्यात्स्ववशवर्तिनम् ।
उपायेन यथा व्यालो गजः सिंहोऽपि साध्यते ॥ २५ ॥

મિત્ર અને શત્રુ પોતાની સત્તામાં વર્તે તેમ પુરૂષે યથોચિત ઉપાયો યોજવા; ઉપાયો કરવાથી સર્પ, હાથી, અને સિંહ પણ વશ થાયછે. ૨૫

भूमिष्ठाः स्वर्गमायान्ति वज्रं भिन्दन्त्युपायतः ॥ २६ ॥

ઉપાય કરવાથી પૃથ્વી ઉપર વસતા મનુષ્યો સ્વર્ગમાં જાય છે તથા વજ્રને પણ ભેદે છે. ૨૬

सुहृत्सम्बन्धिस्त्रीपुत्रप्रजाशत्रुषु ते पृथक् ।
सामदामभेददण्डाश्चिन्तनीयाः स्वयुक्तितः ॥ २७ ॥

પુરૂષે મિત્ર, સંબંધી, સ્ત્રી, પુત્ર, પ્રજા અને શત્રુ ઉપર જુદી જુદી રીતે, યોગ્યતા પ્રમાણે પોતાની યુક્તિથી સામ, દામ, ભેદ અને દંડનો ઉપયોગ કરવો. ૨૭

एकशीलवयोविद्याजातिव्यसनवृत्तयः ।
साहचर्य्ये भवेन्मित्रमेभिर्यदि तु सार्जवैः ॥ २८ ॥

त्वत्समस्तु सखा नास्ति मित्रे साम इदं स्मृतम् ।
मम सर्वं तवैवास्ति दानं मित्रे सजीवितम् ॥ २९ ॥

જેનો સ્વભાવ, વિદ્યા, જાતિ, વ્યસન અને આજીવિકા એક હોય તેવા સરળવૃત્તિના નિષ્કપટી મનુષ્યોના સહવાસમાં કદાચ તેઓની સાથે મિત્રતા થાય તો મિત્રને કહેવું કે 'તારા જેવો મારે બીજો કોઈ મિત્ર નથી,' તેનું નામ સામ વચન કહેવાય છે; અને 'મારા જીવન સહિત સર્વ વસ્તુ તારીજ છે,' આમ કહેવું તે દાન કહેવાય છે. ૨૮-૨૯

मित्रेऽन्यमित्रसुगुणान्कीर्तयेद्भेदनं हि तत् ।
मित्रे दण्डो न करिष्ये मैत्रीमेवंविधोऽसि चेत् ॥ ३० ॥

હરકોઈ મનુષ્ય, મિત્રની પાસે બીજા મિત્રોના ગુણો ગાય તે ગુણગાન મિત્રના મનમાં ભિન્નતા ઉપજાવે છે-માટે તે ભેદ ગણાયછે; અને તું આવો છે માટે હું તારી સાથે મિત્રતા કરીશ નહીં. આમ મિત્રને કહેવું તે દંડ કહેવાય છે. ૩૦

यो न संयोजयेदिष्टमन्यानिष्टमुपेक्षते ।
उदासीनः स न कथं भवेच्छत्रुः सुसान्धिकः ॥ ३१ ॥

જે કોઈનું ભલું કરે નહી અને ભુંડું કરનારાની દરકાર કરે નહી, તેને ઉદાસીન જાણવો. તે કેમ સુસાંધિક શત્રુ બને નહીં ? ૩૧

परस्परमनिष्टं न चिन्तनीयं त्वया मया ।
सुसाहाय्यं हि कर्तव्यं शत्रौ साम प्रकीर्तितम् ॥ ३२ ॥

તારે અને મારે પરસ્પર કોઇનું ભુંડું કરવાનો વિચાર કરવો નહીં, પણ પરસ્પર સારી રીતે સહાયતા કરવી-આ પ્રમાણે શત્રુ સાથે થયેલી વાત સામ કેહેવાયછે. ૩૨

करैर्वा प्रमितैर्ग्रामैर्वत्सरे प्रबलं रिपुम् ।
तोषयेत्तद्धि दानं स्याद्यथायोग्येषु शत्रुषु ॥ ३३ ॥

યથોચિત શત્રુઓમાં બળવાન શત્રુને વર્ષે વર્ષે રાજ્યના અમુક કરોટ અથવા તો ગામો આપીને પ્રસન્ન કરવા તેને દામ કહે છે. ૩૩

शत्रुसाधकहीनस्वकरणात्प्रबलाश्रयात ।
तद्धीनतोज्जीवनाच्च शत्रुभेदनमुच्यते ॥ ३४ ॥

પોતાના કરતાં અધિક બળવાન્ શત્રુઓનો પરાજય કરવા માટે તથા હિનબળકરવા માટે તેના કરતાં અધિક બળવાન રાજાનો આશ્રય કરીને

અને તેના કરતાં ઓછા બળવાળા રાજાઓને ઉશ્કેરીને શત્રુમાં ફાટફુટ કરવી તેને ભેદ કહે છે. ૩૪

दस्युभिः पीडनं शत्रोः कर्षणं धनधान्यतः ।
तच्छिद्रदर्शनादुग्रबलैर्नीत्या प्रभीषणम् ।
प्राप्तयुद्धानिवृत्तैस्त्रासनं दण्ड उच्यते ॥ ३५ ॥

શત્રુને લુંટારાઓ દ્વારા પીડવા, તેનાં ધન અને ધાન્યને છીનવી લેવાં, તેનાં છિદ્રો જોઈને ન્યાયની રીતે તેનાથી અધિક બળવાન્ શત્રુ દ્વારા તેને ભય ઉપજાવવો તથા યુદ્ધ સમયે પાછા હઠે નહીં તેવા લોકો દ્વારા તેને ત્રાસ અપાવવો તે દંડ કહેવાય છે. ૩૫

क्रियाभेदादुपाया हि भिद्यन्ते च यथार्हतः ॥ ३६ ॥

સામ, દામ, ભેદ અને દંડ આ ચાર ઉપાય પોતાની યોગ્યતા પ્રમાણે જુદાં જુદાં કાર્ય કરનારા છે; માટે તે જુદા જુદા ગણાય છે. ૩૬

सर्वोपायैस्तथा कुर्यान्नीतिज्ञः पृथिवीपतिः ।
यथा स्वाभ्यधिका न स्युर्मित्रोदासीनशत्रवः ॥ ३७ ॥

નીતિકુશળ રાજાએ (સામ, દામ, ભેદ અને દંડ) ઉપાયનો એવો પ્રયોગ કરવો કે જેમ મિત્ર, મધ્યસ્થ તથા શત્રુઓ પોતાના કરતાં અધિક બળવાન્ થાય નહીં. ૩૭

सामैव प्रथमं श्रेष्ठं दानं तु तदनन्तरम् ।
सर्वदा भेदनं शत्रोर्दण्डनं प्राणसंशये ॥ ३८ ॥

(શત્રુ ઉપર) પ્રથમ સામનોજ ઉપયોગ ઉત્તમ ગણાય છે, જ્યારે સામનું બળ ચાલે નહીં ત્યારે દામનો, તેનાથી પણ કામ થાય નહીં તો પછી સર્વદા ભેદનો, તેનું પણ ચાલે નહીં અને પ્રાણસંકટ આવી પડે ત્યારે દંડનો ઉપયોગ કરવો. ૩૮

प्रबलेऽरौ सामदानौ सामभेदोऽधिके स्मृतौ ।
भेददण्डौ समे कार्यौ दण्डः पूज्यः प्रहीनके ॥ ३९ ॥

પ્રબળશત્રુના ઉપર સામ, દામનો અધિક બળવાન્ સત્રુઉપર સામ અને ભેદનો, સમાન બળવાળા શત્રુ ઉપર ભેદ દંડનો, દુર્બળ શત્રુના ઉપર દંડનો ઉપયોગ કરવો, એ શ્રેષ્ઠ ગણાય છે. ૩૯

मित्रे च सामदानी स्तो न कदा भेददण्डने ॥ ४० ॥

મિત્રના ઉપર સામ દામનો ઉપયોગ કરવો, પણ કોઈ દિવસ ભેદ અને દંડનો ઉપયોગ કરવો નહીં. ૪૦

रिपोः प्रजानां सम्भेदपीडनं स्वजयाय वै ।
रिपुप्रपीडितानां च साम्ना दानेन संग्रहः ।
गुणवतां च दुष्टानां हितं निर्वासनं सदा ॥ ४१ ॥

રાજાએ પોતાના વિજય માટે શત્રુ રાજાની પ્રજાને ફોડી તે દ્વારા શત્રુ રાજાને દુઃખ અપાવવું. શત્રુથી પીડા પામતી પ્રજાને સામ અને દામ ઉપાયથી પોતાના રાજ્યમાં વસાવવી, તથા ગુણવાન્ છતાં પણ લાંઠ લોકોને સદા પોતાના દેશમાંથી દૂર કરવા જેથી પોતાનું હિત થાય છે. ૪૧

स्वप्रजानां न भेदेन नैव दण्डेन पालनम् ।
कुर्वीत सामदानाभ्यां सर्वदा यत्नमास्थितः ॥ ४२ ॥

રાજાએ નિરંતર સામ અને દામ ઉપાયોવડે પોતાની પ્રજાનું પ્રયત્નપૂર્વક પાળન કરવું, પણ ભેદ તથા દંડથી પ્રજા પાળન કરવુંજ નહીં. ૪૨

स्वप्रजादण्डभेदैश्च भवेद्राज्यविनाशनम् ।
हीनाधिका यथा न स्युः सदा रक्ष्यास्तथा प्रजाः ॥ ४३ ॥

રાજા જો પોતાની પ્રજાને શિક્ષા કરે છે અને તેના મનમાં દુઃખ ઉપજાવે છે તો રાજ્ય વિનાશ પામે છે; માટે પોતાની પ્રજા જેમ નિર્બળ થાય નહીં, તથા પોતા કરતાં વધારે બળવાન્ પણ થાય નહીં, તેમ સદા પ્રજાનું પાળન કરવું. ૪૩

निवृत्तिरसदाचाराद्दमनं दण्डतश्च तत् ।
येन सन्दम्यते जन्तुरुपायो दण्ड एव सः ॥ ४४ ॥

દંડથી મનુષ્ય અસદાચરણનો ત્યાગ કરી સદાચરણમાં વર્તે છે. વળી જે ઉપાયથી પ્રાણી કેળવાય છે તેનું નામજ દંડ કહેવાય છે. ૪૪

स उपायो नृपाधीनः स सर्वस्य प्रभुर्यतः ॥ ४५ ॥

તે દંડઉપાય રાજાને અધિન છે, કારણ કે તે સર્વનો સ્વામી છે. ૪

## દંડ રૂપાંતર નીતિ.

निर्भत्सनं चापमानोऽनशनं बन्धनं तथा ।
ताडनं द्रव्यहरणं पुरान्निर्वासनांकने ॥ ४६ ॥
व्यस्तक्षौरमसद्यानमङ्गच्छेदो वधस्तथा ।
युद्धमेते ह्युपायाश्च दण्डस्यैव प्रभेदकाः ॥ ४७ ॥

તિરસ્કાર, અપમાન, લાંઘણુ, બંધન, માર, ધનહરણુ, નગરપાર અથવા દેશપાર કરવો, ડામ દેવા, વિપરીત કેશ બોડાવવા, ગધેડા વગેરે નીચ વાહન ઉપર બેસારીને નગરમાં ફેરવવો, શરીરમાના (અવયવો જેવા કે આંખ, નાક, કાન) કાપવા, વધ કરવો અને મોટાં પ્રાણિયો સાથે યુદ્ધ કરાવવું આ દંડનાજ ભેદો છે. ४६-४७

जायते धर्मनिरता प्रजा दण्डभयेन च ।
करोत्याधर्षणं नैव तथा चासत्यभाषणम् ॥ ४८ ॥

क्रूराश्च मार्दवं यान्ति दुष्टा दौष्ट्यं त्यजन्ति च ।
पशवोऽपि वशं यान्ति विद्रवन्ति च दस्यवः ॥ ४९ ॥

पिशुना मूकतां यान्ति भयं यान्त्याततायिनः ।
करदाश्च भवन्त्यन्ये वित्रासं यान्ति चापरे ।
अतो दण्डधरो नित्यं स्यान्नृपो धर्मरक्षणे ॥ ५० ॥

દંડના ભયથી પ્રજા ધર્મ પરાયણ વર્તે છે, કોઈને દુઃખ આપી શકતી નથી, અને સત્ય બોલે છે, ક્રૂર પુરૂષો કોમળતા ધારણ કરે છે, દુર્જનો દુર્જનતા છોડી દેછે, પશુઓ વશ થાય છે, ચોરો નાશી જાય છે, ચાડીયાઓ મૂંગા રહે છે, આતતાયીયો ભય પામે છે, કર ન ભરનારા કર ભરે છે, શત્રુઓ ત્રાસ પામે છે, માટે રાજાએ હંમેશાં દંડ ધારણકરીને ધર્મની રક્ષા કરવી. ४८-४९-५०

गुरोरप्यवलिप्तस्य कार्याकार्य्यमजानतः ।
उत्पथं प्रतिपन्नस्य कार्यं भवति शासनम् ॥ ५१ ॥

ગુરૂ પણ ગર્વિષ્ટ હોય, કાર્યાકાર્યથી અજાણ્યો હોય, અવળે માર્ગે જતો હોય તો તેને (પણ) શિક્ષા કરવી ઉચિત છે. ५१

राज्ञां सदण्डनीत्या हि सर्वे सिध्यन्त्युपक्रमाः ।
दण्ड एव हि धर्माणां शरणं परमं स्मृतम् ॥ ५२ ॥

દંડની સાથે નીતિનો ઉપયોગ કરવાથી રાજાઓનાં સર્વે કાર્યો સિદ્ધ થાય છે; કારણ કે ધર્મોને દંડનોજ પરમ આશ્રય જાણવો. ५२

अहिंसैवासाधुहिंसा पशुवच्छ्रुतिचोदनात् ॥ ५३ ॥

જેમ વેદમાં કહેલી પશુહિંસા હિંસા ગણાતી નથી, તેમજ દુર્જનની હિંસા પણ હિંસા ગણાતી નથી (તેનો નાશ કરવાથી દોષ લાગતો નથી). ५३

दण्ड्यस्यादण्डनान्नित्यमदण्ड्यस्य च दण्डनात् ।
अतिदण्डाच्च गुणिभिस्त्यज्यते पातकी भवेत् ॥ ५४ ॥

જે રાજા નિત્ય, શિક્ષાપાત્રને શિક્ષા કરે નહીં, શિક્ષાપાત્ર ન હોય તેવા મનુષ્યને શિક્ષા કરે તથા અપરાધ કરતાં વિશેષ શિક્ષા કરે તેવા રાજાનો ગુણી પુરૂષો ત્યાગ કરે છે અને તે પાતકી થાય છે. ૫૪

अल्पदानान्महत्पुण्यं दण्डप्रणयनात्फलम् ।
शास्त्रेपूक्तं मुनिवरैः प्रवृत्त्यर्थं भयाय च ॥ ५५ ॥

મુનિયોએ લોકોને દાન ધર્મમાં ચલાવવા માટે અને ભય માટે શાસ્ત્રમાં જણાવ્યું છે કે, થોડુંક દાન કરવાથી પણ મોટું પુણ્ય થાય છે તથા શાસ્ત્ર પ્રમાણે શિક્ષા કરવાથી પણ મોટું પુણ્ય થાય છે. ૫૫

अश्वमेधादिभिः पुण्यं तत्किं स्यात्स्तोत्रपाठतः ।
क्षमया यत्तु पुण्यं स्यात्तत्किं दण्डनिपातनात् ॥ ५६ ॥

પરંતુ અશ્વમેધ આદિ યજ્ઞો કરવાથી જે પુણ્ય થાયછે તે શું સ્તોત્રના પાઠ કરવાથી થાય કે ? તથા ક્ષમાવડે જે પુણ્ય થાય છે તે પુણ્ય શું શિક્ષા કરવાથી થાય કે ? ૫૬

स्वप्रजादण्डनाच्छ्रेयः कथं राज्ञो भविष्यति ।
तद्दण्डाज्जायते कीर्तिर्धनपुण्यविनाशनम् ॥ ५७ ॥

પોતાની પ્રજાને કેવળ શિક્ષાજ કરવાથી રાજાનું કલ્યાણ કેમ થાય ? પ્રજાને શિક્ષા કરવાથી તો રાજાની કીર્તિ, ધન, અને પુણ્યનો નાશ થાયછે. ૫૭

नृपस्यधर्मपूर्णत्वाद्दण्डः कृतयुगे न हि ।
त्रेतायुगे पूर्णदण्डः पादाधर्माः प्रजा यतः ५८ ॥

द्वापरे चार्धधर्मत्वात्त्रिपाद्दण्डो विधीयते ।
प्रजा निःस्वा राजदौष्ट्याद्दण्डार्धं तु कलौ यथा ॥ ५९ ॥

સત્યયુગના વારામાં રાજા અને પ્રજા પૂર્ણપણે ધર્મિષ્ઠ હતાં, માટે તે સમયમાં દંડ ન હતો. ત્રેતાયુગમાં પ્રજાની અંદર ત્રણ ચતુર્થાંશ ધર્મ રહ્યો અને એક ચતુર્થાંશ અધર્મ રહ્યો માટે રાજાએ પૂર્ણ દંડ ધારણ કર્યો. દ્વાપરયુગમાં અર્ધ અર્ધો અધર્મ હોવાથી ત્રણ ચતુર્થાંશ દંડ ચાલતો હતો., ને કળિયુગમાં રાજાના અધર્માચરણથી પ્રજા નિર્ધન થઈ માટે રાજાએ અર્ધોઅર્ધ દંડ રાખ્યો છે. ૫૮–૫૯

युगप्रवर्तको राजा धर्माधर्मप्रशिक्षणात् ।
युगानां न प्रजानां न दोषः किन्तु नृपस्य हि ॥ ६० ॥

ધર્મનું તથા અધર્મનું શિક્ષણ આપવું, એ રાજાનું મુખ્ય કામ છે, માટે રાજાજ યુગનો પ્રવર્તાવનાર છે; તે સદુપદેશ આપીને પ્રજાને ધર્મમાં ચલાવે તો (સત્યયુગ વર્તે છે અને અધર્મનો ઉપદેશ આપે તો કળિયુગ વર્ત્તે છે.) માટે સમયની દુરવસ્થામાં યુગોનો અને પ્રજાનો દોષ નથી, પરંતુ રાજા-નોજ દોષ છે. ૬૦

प्रसन्नो येन नृपतिस्तदाचरति वै जनः ।
लोभाद्भयाच्च किं तेन शिक्षितं नाचरेत्कथम् ॥ ६१ ॥

રાજા જે કામથી પ્રસન્ન થાય છે તે કામ પ્રજા યશલોભથી તથા ભયથી કરેજ છે, ત્યારે રાજાએ આજ્ઞા કરેલું કોઈ કામ પ્રજા શા માટે કરે નહીં? કરેજ. ૬૧

सुपुण्यो यत्र नृपतिर्धर्मिष्ठास्तत्र हि प्रजा ।
महापापी यत्र राजा तत्राधर्मपरो जनः ॥ ६२ ॥

જે દેશમાં રાજા ધર્મશીળ હોય છે તે દેશમાં સર્વ પ્રજા ધર્મશીળ હોય છે અને જ્યાં રાજા મહાપાપી હોય છે ત્યાં પ્રજા પણ અધર્મી હોય છે. ૬૨

न कालवर्षी पर्जन्यस्तत्र भूर्न महाफला ।
जायते राष्ट्रन्हसश्च शत्रुवृद्धिर्धनक्षयः ॥ ६३ ॥

અધર્મી રાજાના દેશમાં વર્ષાદ સમય પ્રમાણે વર્ષતો નથી, પૃથિવીમાંથી પુષ્કળ ધાન્ય નિપજતું નથી; દુષ્કાળને લીધે દેશનો નાશ થાય છે, શત્રુનો વધારો થાય છે, અને સંપત્તિનો નાશ થાય છે. ૬૩

सुराप्यापि वरो राजा न स्त्रैणो नातिकोपवान् ।
लोकांश्चण्डस्तापयति स्त्रैणो वर्णान्विलुम्पति ॥ ६४ ॥

મદિરાપાન કરનારો રાજા સારો, પણ સ્ત્રીલંપટ તથા અત્યંત ક્રોધી રાજા સારો નહી; કારણ કે ક્રોધી રાજા પ્રજાને પીડે છે, અને સ્ત્રીલંપટ રાજા, બ્રાહ્મણાદિક વર્ણોનો નાશ કરે છે. ૬૪

मद्यप्येकश्च भ्रष्टः स्याद्बुद्ध्या च व्यवहारतः ।
कामक्रोधौ मद्यतमौ सर्वमद्याधिकौ यतः ॥ ६५ ॥

મદિરાપાન કરનાર મનુષ્ય તો પોતે એક બુદ્ધિથી અને આચારથી ભ્રષ્ટ થાય છે, પણ કામી તથા ક્રોધી રાજા, બુદ્ધિ અને સદાચારથી બીજાને પણ ભ્રષ્ટ કરેછે. મદિરા કરતા કામ તથા ક્રોધને મોટી મદિરા માનવી; કારણ કે તે સર્વ મદિરા કરતાં વધારે મદ ચઢાવનારા છે. ૬૫

धनप्राणहरो राजा प्रजायाश्चातिलोभतः ।
तस्मादेतत्त्रयं त्यक्त्वा दण्डधारी भवेन्नृपः ॥ ६६ ॥

રાજા (કામ, ક્રોધ, તથા અતિલોભથી) પ્રજાના પ્રાણ અને ધનને હરે છે; માટે રાજાએ કામ, ક્રોધ, અને લોભનો ત્યાગ કરી રાજદંડ ધારણ કરવો. ૬૬

अन्तर्मृदुर्बहिः क्रूरो भूत्वा स्वां दण्डयेत्प्रजाम् ।
अत्युग्रदण्डकल्पः स्यात्स्वभावो हितकारिणः ॥ ६७ ॥

રાજાએ મનમાં કોમળતા રાખવી. પણ ઉપરથી ક્રૂરતા બતાવીને પ્રજામાં પોતાની હાક બેસારવી, અને તેને શિક્ષા કરવી; કારણ કે હિતૈષી પુરૂષનો સ્વભાવ ભયંકર શિક્ષકના જેવો હોવો જોઈએ. ૬૭

राष्ट्रं कर्णेजपैर्नित्यं हन्यते च स्वभावतः ।
अतो नृपः सूचितोऽपि विमृशेत्कार्य्यमादरात् ॥ ६८ ॥

દુર્જન, ચાડીયા લોકો પોતાના સ્વભાવ પ્રમાણેજ નિરંતર એક બીજાના મનમાં વસવસો પેદા કરીને દેશનો નાશ કરે છે, માટે કોઈ પિશુન રાજાને (કોઇપણ) સૂચના કરે તોપણ રાજાએ આદરપૂર્વક તે કાર્યનો તપાસ કરવો. ૬૮

आत्मनश्च प्रजायाश्च दोषदर्श्युत्तमो नृपः ।
विनियच्छति चात्मानमादौ भृत्यांस्ततः प्रजाः ॥ ६९ ॥

પોતાના અને પ્રજાના દોષ જોનાર રાજા ઉત્તમ ગણાય છે; માટે રાજાએ પ્રથમ પોતાના મનને સ્વાધીન કરવું, ત્યાર પછી અનુચર વર્ગને સ્વાધીન કરવો અને ત્યાર પછી પ્રજાને સ્વાધીન કરવી. ૬૯

कायिको वाचिको मानसिकः सांसर्गिकस्तथा ।
चतुर्विधोऽपराधः स बुध्धबुद्धिकृतो द्विधा ॥ ७० ॥

કાયિક વાચિક માનસિક અને સાંસર્ગિક એવા ચાર પ્રકારના અપરાધો છે. તેના બુધ્ધિકૃત અને અબુદ્ધિકૃત એવા બે ભેદ છે. ૭૦

पुनर्द्विधा कारितश्च तथा ज्ञेयोऽनुमोदितः ।
सकृदसकृदभ्यस्तस्वभावैः स चतुर्विधः ॥ ७१ ॥

તે અપરાધના બે ભેદ જાણવા: એક कारित (કરાવેલો) ને બીજો अनुमोदित (અનુમોદન કરેલો). તે અપરાધ सकृत्कृत–એકવાર કરેલો અને असकृत्कृत–વારંવાર કરેલો, अभ्यस्तकृत–નિત્ય કરેલો અને स्वभावकृत–સ્વાભાવિક રીતેજ કરેલો આવા ચાર ભેદવાળો છે. ૭૧

नेत्रवक्त्रविकाराद्यैर्भावैर्मानसिकं तथा ।
क्रियया कायिकं वीक्ष्य वाचिकं क्रूरशब्दतः ॥ ७२ ॥

सांसर्गिकं साहचर्यैर्ज्ञात्वा गौरवलाघवम् ।
उत्पन्नोत्पत्स्यमानानां कार्याणां दण्डमावहेत् ॥ ७३ ॥

નેત્ર, મુખ વગેરેના વિકારોથી થયેલો અપરાધ માનસિક, કર્મવડે થયેલો કાયિક, ક્રૂર વચનોવડે થયેલો વાચિક અને સહચરોના પ્રસંગથી થયેલો સાંસર્ગિક અપરાધ કહેવાય છે. તે સર્વે અપરાધોની ગુરુતા અને લઘુતા જાણીને રાજાએ–કરેલાં અને ભવિષ્યમાં કરવાનાં પાપકર્મની શિક્ષા આપવી. ७२-७३

प्रथमं साहसं कुर्वन्नुत्तमो दण्डमर्हति ।
न्याय्यं किमिति संपृच्छेत्तवैवेयमसत्कृतिः ॥ ७४ ॥

ઉત્તમ મનુષ્ય અપરાધ કરે તો તે પ્રથમ પંક્તિની શિક્ષાને પાત્ર થાય છે. તેને પુછવું કે, આ કામ શું નીતિ ભરેલું છે કે આ અનીતિ તારીજ કરેલી છે કે ? (ના, હું તેમ નથી માનતો.) ७४

अपराधं यथोक्तं च द्विगुणं त्रिगुणं ततः ।
मध्यमं साहसं कुर्वन्नुत्तमो दण्डमर्हति ॥ ७५ ॥

ઉત્તમ મનુષ્ય પ્રથમ કરતાં વધારે અપરાધ કરે તો તેને બીજી પંક્તિની શિક્ષા કરવી, એટલે (કે) આ કામ શું નીતિ ભરેલું છે કે ? વગેરે તીક્ષ્ણ વેણો કહી સંભળાવવાં. બમણો અપરાધ કરે છે તો કહેવા મુજબ બમણી શિક્ષાને પાત્ર થાય છે; અને ત્રમણો અપરાધ કરે તો તે પ્રમાણે ત્રિગુણી શિક્ષા પાત્ર થાય છે. (તાત્પર્ય કે પ્રથમ સાધારણ શિક્ષા કર્યા છતાં પણ જો બે ત્રણવાર અપરાધ કરે તો તેને તેના અપરાધના પ્રમાણમાં શિક્ષા કરવી.) ७५

धिग्दण्डं प्रथमं चाद्यसाहसं तदनन्तरम् ।
यथोक्तं तु तथा सम्यग्यथावृद्धि ह्यनन्तरम् ॥ ७६ ॥

ઉત્તમ મનુષ્ય પ્રથમ અપરાધ કરે ત્યારે તેને પ્રથમ ધિક્કારનાં વચનો કહેવાં, છતાં પણ અપરાધ કરે તો તેને પ્રથમ પંક્તિની શિક્ષા કરવી; પુનઃ પણ અપરાધ કરે તો અપરાધના વધારા પ્રમાણે જેટલી શિક્ષા કહી હોય તેટલી શિક્ષા કરવી. ७६

उत्तमं साहसं कुर्वन्नुत्तमो दण्डमर्हति ॥ ७७ ॥

મોટા માણસ મહાઅપરાધ કરે તો તે મોટી શિક્ષાને પાત્ર ઠરે છે. ७७

प्रथमं साहसं चादौ मध्यमं तदनन्तरम् ।
यथोक्तं द्विगुणं पश्चादवरोधं ततः परम् ॥ ७८ ॥

પ્રથમ અપરાધમાં પ્રથમ પંક્તિની, ત્યાર પછી અપરાધ થાય તો તે કરતાં ચઢીયાતી, છતાં વળી અપરાધ થાય તો કહ્યા પ્રમાણે બમણી શિક્ષા કરવી છતાં પણ અપરાધ કરે તો પછી તેને કેદ કરવો. ૭૮

बुद्धिपूर्वनृघातेन विनैतद्दण्डकल्पनम् ॥ ७९ ॥

(ઉપર જણાવેલી) શિક્ષાઓ બુદ્ધિપૂર્વક મનુષ્યવધના અપરાધ વિના બીજા અપરાધમાં ઠરાવેલી છે;-મનુષ્ય વધને માટે બીજી શિક્ષા છે. ૭૯

उत्तमत्वं मध्यमत्वं नीचत्वं चात्र कीर्त्यते ।
गुणेनैव तु मुख्यं हि कुलेनापि धनेन च ॥ ८० ॥

આ પ્રકરણમાં ઉત્તમ મધ્યમ અને કનિષ્ટપણું જે કેહેવામાં આવ્યું છે તે ગુણ કુળ અને ધનને લીધે મુખ્યપણું જાણવું. ૮૦

प्रथमं साहसं कुर्वन्मध्यमो दण्डमर्हति ।
धिग्दण्डमर्द्धदण्डं च पूर्णदण्डमनुक्रमात् ॥ ८१ ॥

મધ્યમ મનુષ્ય પ્રથમ અપરાધ કરે છે ત્યારે તે ધિક્કારરૂપી શિક્ષાને પાત્ર થાય છે, પુનઃ અપરાધ કરે તો તે અર્ધદંડને પાત્ર થાય છે, અને ત્રીજીવાર અપરાધ કરે તો પૂર્ણ શિક્ષાને પાત્ર થાય છે-અપરાધના પ્રમાણમાં અનુક્રમે મનુષ્ય શિક્ષા પાત્ર ઠરે છે. ૮૧

द्विगुणं त्रिगुणं पश्चात्संरोधं नीचकर्म च ।
मध्यमं साहसं कुर्वन्मध्यमो दण्डमर्हति ॥ ८२ ॥

મધ્યમ પંક્તિનો મનુષ્ય વિશેષ અપરાધ કરે તો તે બીજી પંક્તિની શિક્ષાનેપાત્ર ઠરે છે, વારંવાર અપરાધ કરે તો તે બમણી અને ત્રમણી શિક્ષાને પાત્ર થાય છે; છતાં પણ અપરાધ કરે તો કેદખાનાની શિક્ષાને પાત્ર થાય છે અને ત્યાં આગળ તેને ઘણાંજ નીચ કર્મ કરવાં પડે છે. ૮૨

पूर्वसाहसमादौ तु ययोक्तं द्विगुणं ततः ।
ताडनं बन्धनं पश्चात्पुरान्निर्वासनांकने ।
उत्तमं साहसं कुर्वन्मध्यमो दण्डमर्हति ॥ ८३ ॥

મધ્યમ મનુષ્ય પ્રથમ અપરાધ કરે ત્યારે તેને કહ્યા મુજબ સાધારણ શિક્ષા કરવી, પુનઃ અપરાધ કરે ત્યારે તેને બમણી શિક્ષા કરવી, છતાં પણ અપરાધ કરે ત્યારે તેને માર-મારવો, અને કેદ કરવો; છતાં પુનઃ અપરાધ કરે તો તે મોટી શિક્ષાને પાત્ર ઠરે છે. જેમકે તેને નગર બાહાર કરવો; લલાટ વગેરે શરીરના અમુક ભાગમાં ડાહામ દેવો; અથવા તો શસ્ત્રવતી શરીર ઉપર ચિન્હ કરવું. ૮૩

मध्यमं साहसं चादौ यथोक्तं तदनन्तरम् ।
द्विगुणं त्रिगुणं पश्चाद्यावज्जीवं तु बन्धनम् ।
प्रथमं साहसं कुर्वन्नधमो दण्डमर्हति ॥ ८४ ॥

કનિષ્ટ મનુષ્ય પ્રથમ અપરાધ કરે ત્યારે તે પ્રથમ પંક્તિની શિક્ષાને પાત્ર થાય છે; પુનઃ અપરાધ કરે છે ત્યારે તે મધ્યમ પંક્તિની શિક્ષાને પાત્ર થાય છે, પુનઃ અપરાધ કરે ત્યારે તે કહ્યા પ્રમાણે બમણી ને ત્રમણી શિક્ષાને પાત્ર થાય છે. છતાં પુનઃ અપરાધ કરે તો છેવટે જીવિતપર્યંત બંદીખાનાની શિક્ષાને પાત્ર થાય છે. ૮૪

अर्द्धं यथोक्तं द्विगुणं त्रिगुणं बन्धनं ततः ।
मध्ययं साहसं कुर्वन्नधमो दण्डमर्हति ॥ ८५ ॥

કનિષ્ઠ પુરૂષ બીજીવાર અપરાધ કરે તો તે અપરાધના પ્રમાણમાં અર્દ્ધ, બમણી કે ત્રમણી શિક્ષાને પાત્ર થાય છે. છતાં પણ અપરાધ કરે છે તો મધ્યમ પ્રકારની કેદખાનાની શિક્ષાને પાત્ર ઠરે છે. ૮૫

पूर्वसाहसमादौ तु यथोक्तं द्विगुणं ततः ।
ततः संरोधनं नित्यं मार्गसंस्करणार्थकम् ।
उत्तमं साहसं कुर्वन्नधमो दण्डमर्हति ॥ ८६ ॥

मध्यमं साहसं चादौ यथोक्तं द्विगुणं ततः ।
यावज्जीवं बन्धनं च नीचकर्मैव केवलम् ॥ ८७ ॥

કનિષ્ઠ મનુષ્ય પ્રથમ અપરાધ કરે ત્યારે સાધારણ શિક્ષાને પાત્ર ઠરે છે, ત્યાર પછી અપરાધ કરે તો કહ્યા પ્રમાણે બમણી શિક્ષાને પાત્ર થાય છે છતાં પણ અપરાધ કરે તો તે મોટી શિક્ષાને પાત્ર થાય છે. અને તેને હંમેશાં રસ્તાઓ વાળવા પડે છે તથા કેદ ભોગવવી પડે છે. અથવા તો તે પ્રથમ અપરાધ કરે છે ત્યારે સાધારણ દંડને પાત્ર થાય છે, ફરી અપરાધ કરે છે ત્યારે બમણી શિક્ષાને પાત્ર થાય છે. અને ફરી અપરાધ કરે છે તો યાવજ્જીવિત કેદખાનાની શિક્ષાને પાત્ર થાય છે. અને તેને કેવળ હલકાં કામજ કરવાં પડે છે. ૮૬-૮૭

हरेत्पादं धनात्तस्य यः कुर्याद्धनगर्वतः ।
पूर्वं ततोऽर्द्धमखिलं यावज्जीवं तु बन्धनम् ॥ ८८ ॥

જો મનુષ્ય ધનના ગર્વથી અપરાધ કરે તો તેના ધનમાંથી દંડ તરિકે ચોથો ભાગ લેવો. બીજીવાર અપરાધ કરે ત્યારે અર્દ્ધ ધન દંડ તરિકે હરવું અને ત્રીજી વાર અપરાધ કરે તો સર્વ ધન હરી લેવું તથાપિ અપરાધ કરે તો પછી તેને યાવજ્જીવિત કેદખાનાની શિક્ષા કરવી. ૮૮

सहायगौरवाद्विद्यामदाच्च बलदर्पतः ।
पापं करोति यस्तं तु बन्धयेत्ताडयेत्सदा ॥ ८९ ॥

જે સહાયના ગૌરવથી, વિદ્યાના મદથી, અને બળના દર્પથી પાપ કરે તેને રાજાએ સદા કેદ કરવો અને મારવો. ૮૯

भार्या पुत्रश्च भगिनी शिष्यो दासः स्नुषानुजः ।
कृतापराधास्ताड्यास्ते तनुरज्जुसुवेणुभिः ॥ ९० ॥

पृष्ठतस्तु शरीरस्य नोत्तमाङ्गे कथञ्चन ।
अतोऽन्यथा तु प्रहरंश्चोरवद्दण्डमर्हति ॥ ९१ ॥

સ્ત્રી, પુત્ર, બ્હેન, શિષ્ય, દાસ, પુત્રની વહુ અને નાનો ભાઈ આટલાં અપરાધ કરે તો તેઓને પાતળી દોરીથી અથવા તો વાંસની લાકડીથી વાસાની પીઠ ઉપર મારવાં. પણ કોઈ દિવસ તેના માથાપર મારવું નહીં. આથી ઉલટી રીતે મારનાર ચોરની પેઠે શિક્ષાપાત્ર થાય છે. ૯૦-૯૧

नीचकर्मकरं कुर्याद्बन्धयित्वा तु पापिनम् ।
मासमात्रं त्रिमासं वा षण्मासं वापि वत्सरम् ।
यावज्जीवं तु वा कश्चिन्न कश्चिद्वधमर्हति ॥ ९२ ॥

કોઈ અપરાધીને એક માસ, ત્રણ માસ છ માસ અથવા એક વર્ષ કે યાવજ્જીવિત કેદની શિક્ષા કરીને તેની પાસે નિચ કર્મ કરાવવું. પરંતુ કોઈ અપરાધી દેહાંત શિક્ષાને પાત્ર થતો નથી. ૯૨

न निहन्याच्च भूतानि त्विति जागर्ति वै श्रुतिः ।
तस्मात्सर्वप्रयत्नेन वधदण्डं त्यजेन्नृपः ॥ ९३ ॥

વેદમાં સ્પષ્ટ કહ્યું છે કે 'मा हिंस्यात्सर्वा भूतानि' કોઇપણ પ્રાણીની હિંસા કરવી નહીં' માટે રાજાએ સર્વથા કોઇને વધની શિક્ષા કરવી નહીં. ૯૩

अवरोधाद्बन्धनेन ताडनेन च कर्षयेत् ।
लोभान्न कर्षयेद्राजा धनदण्डेन वै प्रजाम् ॥ ९४ ॥

રાજાએ પ્રબળ થવાની ઇચ્છાવાળી પ્રજાને અટકાવીને, કેદ કરીને અથવા શિક્ષા કરીને પોતાકરતાં વધારે પ્રબળ થવા દેવી નહીં. પરંતુ લોભથી તેનો દંડ કરી ધન હરીને તેને પીડવી નહીં. ૯૪

नासहायास्तु पित्राद्या दण्ड्याः स्युरपराधिनः ।
क्षमाशीलस्य वै राज्ञो दण्डग्रहणमीदृशम् ॥ ९५ ॥

અપરાધીના પિતા વિગેરે જે અપરાધીને સહાય કરનારા ન હોય તેવાને રાજાએ શિક્ષા કરતા અપરાધને ક્ષમા કરતો નથી તેને નહીં. ક્ષમાશીળ રાજાની આવી દંડનીતિ સમજવી. ૯૫

नापराधन्तु क्षमते प्रदण्डो धनहारकः ।
नृपो यदा तदा लोकः क्षुभ्यते भिद्यते परैः ॥ ९६ ॥

રાજા જ્યારે પ્રજાને ભયંકર શિક્ષા કરે છે, અને તેનું ધન હરે છે, ત્યારે પ્રજામાં મોટો ખળભળાટ થાય છે અને શત્રુઓ તે રાજાનો નાશ કરે છે. ૯૬

अतः सुभागदण्डी स्यात्क्षमावान्रञ्जको नृपः ॥ ९७ ॥

માટે રાજાએ અપરાધના પ્રમાણમાં પ્રજાને શિક્ષા કરવી, તેના ઉપર ક્ષમા રાખવી અને તેને રંજન કરવી. ૯૭

मद्यपः कितवः स्तेनो जारश्चण्डश्च हिंसकः ।
त्यक्तवर्णाश्रमाचारो नास्तिकः शठ एव हि ॥ ९८ ॥
मिथ्याभिशापकः कर्णेजपार्यदेवदूषकौ ।
असत्यवाङ्न्यासहारी तथा वृत्तिविघातकः ॥ ९९ ॥
अन्योदयासहिष्णुश्च ह्युत्कोचग्रहणे रतः ।
अकार्यकर्त्ता मन्त्राणां कार्य्याणां भेदकस्तथा ।
अनिष्टवाक्परुषवाग्जलारामप्रबाधकः ।
नक्षत्रसूची राजद्विट् कुमन्त्री कूटकार्यवित् ॥ १०० ॥
कुवैद्यामङ्गलाशौचशीलो मार्गनिरोधकः ।
कुसाक्ष्युद्धतवेशश्च स्वामिद्रोही व्ययाधिकः ॥ १०१ ॥
अग्निदो गरदो वेश्यासक्तः प्रबलदण्डकृत् ।
तथा पाक्षिकसभ्यश्च बलाल्लिखितग्राहकः ॥ १०२ ॥
अन्यायकारी कलहशीलो युद्धे पराङ्मुखः ।
साक्ष्यलोपी पितृमातृसतीस्त्रीमित्रद्रोहकः ॥ १०३ ॥
असूयकः शत्रुसेवी मर्मभेदी च वञ्चकः ।
स्वकीयछिद्रगुप्तवृत्तिर्वृषलो ग्रामकण्टकः ॥ १०४ ॥
विना कुटुम्बभरणात्तपोविद्यार्थिनः सदा ।
तृणकाष्ठादिहरणे शक्तः सन्भैक्ष्यभोजकः ॥ १०५ ॥
कन्याया अपि विक्रेता कुटुम्बवृत्तिह्रासकः ।
अधर्मासूचकश्चापि राजानिष्टमुपेक्षकः ॥ १०६ ॥

कुलटा पतिपुत्रघ्नी स्वतन्त्रा वृद्धनिन्दिता ।
गृहकृत्योज्झिता नित्यं दुष्टाचाराप्रियस्नुषा ।
स्वभावदुष्टानेतान्हि ज्ञात्वा राष्ट्राद्विवासयेत् ॥ १०७ ॥

१मदिरापानकरनार, २कपटी, ३चोर, ४जार, ५क्रोधी, ६हिंसक, ७वर्ण, अने ८आश्रमना आचारथी भ्रष्ट, ९नास्तिक, १०शठ, ११ मिथ्यादोषारोप करनार १२चाडीयो १३सत्पुरुष तथा १४देवने दूषण आपनार १५मिथ्यावादी १६थापण ओळवनार, १७आजिविका तोडनार, १८परना उदयनो ईर्ष्याळु १९लांच लेवामां तत्पर २०अकार्य करनार २१गुप्त वार्ता उघाडी पाडनार २२परकार्यनो नाशकरनार, २३अप्रियवदनार, २४तीक्ष्णवदनार २५जळना प्रवाहने अटकावनार, २६वाडी, उपवन आदिनो नाश करनार, २७कोई प्रश्न पुछे त्यारे नक्षत्र तरफ दृष्टि करनार २८राजद्रोही, २९कुमंत्री, ३०कपटकाम जाणनार ३१दुष्ट वैद्य, ३२अशुभ कर्म करनार, ३३अपवित्र, ३४रस्तो रोकनार ३५कुसाक्षी ३६उद्धतवेशवाळो, ३७उपरीनो द्वेष करनार ३८अधिक खर्चकरनार ३९घरमां अग्निमूकनारो ४०अन्नादिकमां झेर आपनार, ४१वेश्यालंपट ४२भयंकर शिक्षा करनार ४३पक्षपाती सभासद ४४बलात्कारे लेख लखावी लेनार, ४५अन्यायकारी ४६कलहप्रिय, ४७युद्धमां पाछीपानी करनार ४८साक्षी उराडी देनार, ४९पितानो ५०मातानो, ५१सती स्त्रीनो अने ५२मित्रनो द्रोह करनार, ५३ईर्ष्याळु, ५४शत्रुनी सेवा करनार, ५५मर्म वेधक ५६धूर्त ५७पोतानां मनुष्योनो द्वेष करनार ५८गुप्तआजीविकावाळो ५९ धर्म ओळनार, ६०ग्रामकंटक ६१कुटुंबनुं भरणपोषण कर्या विना ६२तप तथा ६३विद्याभ्यास करवा ईच्छनार ६४लाकडां कापी लाववा समर्थ छतां भिक्षा मागीने खानार ६५कन्याविक्रय करनार ६६कुटुंबीयोनी आजीविकानो भंग करनार ६७अधर्मी ६८दुर्जन, ६९राजानुं अनिष्ट करनारा तरफ उपेक्षा करनार, ७०व्यभिचारीणी स्त्री ७१पति अने ७२पुत्रनो नाश करनारी स्त्री ७३स्वतंत्र स्त्री ७४वडीलोए निंदेली स्त्री ७५घरना कामकाजनो त्याग करनारी स्त्री ७६नित्य दुराचरणी स्त्री अने ७७दुष्टस्वभाववाळी पुत्रवधू आटलां दुष्ट स्वभाववाळांओनी परीक्षा करीने तेओने राजाए देशनिकालनी शिक्षा करवी. ९८-१०७

द्वीपे निवासितव्यास्ते बध्वा दुर्गोदरेऽथवा ।
मार्गसंस्करणे योज्याः कदन्नन्यूनभोजनाः ॥ १०८ ॥

मदिरापानकरनारा विगेरे उपर गणावेवाओने केद करीने द्वीपमां अथवा तो पर्वतनी गुफामां केद राखवा अने तेओने रस्ताओ बांधवाना काममां लगाडवा. अने उतरती जातनुं अल्प अन्न खावा आपवुं. १०८

तत्तज्जात्युक्तकर्माणि कारयीत च तैर्नृपः॥ १०९ ॥

રાજાએ ઉપર જણાવેલા મદિરા પીનારા તે તે લોકોની પાસે તેની જાતિમાં કહેલાં કર્મો કરાવવાં. ૧૦૯

एवंविधानसाधूंश्च संसर्गेण च दूषितान् ।
दण्डयित्वा च सन्मार्गे सिक्षयेत्तान्नृपः सदा ॥ ११० ॥

રાજાએ ઉપર જણાવેલા દુર્જનોને તથા દુર્જનની સંગતિમાં દૂષિત થયેલા પુરૂષોને શિક્ષા કરીને સદા તેઓને સન્માર્ગમાં લાવવા. ૧૧૦

राज्ञो राष्ट्रस्य विकृतिं तथा मंत्रिगणस्य च ।
इच्छन्ति शत्रुसम्बाधाद्ये तान्हन्याद्द्रि द्राङ्नृपः १११ ॥

જે મનુષ્યો શત્રુની સાથે મળી જઇને રાજાનું, દેશનું, તથા મંત્રીમંડળનું બુંડું કરવાની ઈચ્છા કરે તેઓનો રાજાએ તુરત નાશ કરવો. ૧૧૧

नेच्छेच्च युगपद् ह्रासं गणदौष्ट्ये गणस्य च ।
एकैकं घातयेद्राजा वत्सोऽश्नाति यथा स्तनम् ॥ ११२ ॥

જ્યારે મંડળ પોતાથી વિરૂદ્ધ થઈ બેસે ત્યારે રાજાએ તે એકજ વખતે મંડળના નાશની ઈચ્છા કરવી નહીં. પણ જેમ વાછડો એક એક સ્તનને ધાવીને ખાલી કરે છે. તેમ રાજાએ ક્રમવાર એક એક દુર્જનનો નાશ કરવો. ૧૧૨

अधर्मशीलो नृपतिर्यदा तं भीषयेज्जनः ।
धर्मशीलातिबलवाद्रिपोराश्रयतः सदा ॥ ११३ ॥

રાજા જ્યારે અધર્મી થાય ત્યારે પ્રજાએ હંમેશાં ધર્મશીળ અને અતિ બળવાન્ રાજશત્રુનો આશ્રય કરીને તે રાજાને ભય બતાવવો. ૧૧૩

यावत्तुधर्मशीलः स्यात्स नृपस्तावदेव हि ।
अन्यथा नश्यते लोको द्राङ्नृपोऽपि विनश्यति ॥ ११४ ॥

રાજા જ્યાં સુધી ધર્મશીળ હોય ત્યાં સુધી તે રાજા કેહેવાય છે. રાજા અધર્માચરણ કરે છે તો પ્રજા પણ અધર્માચરણ કરે છે અને રાજા તથા પ્રજા બન્ને તુરત વિનાશ પામે છે. ૧૧૪

मातरं पितरं भार्यां यः सन्त्यज्य विवर्तते ।
निगडैर्बन्धयित्वा तं योजयेन्मार्गसंस्कृतौ ।
तद्भृत्यर्धं तु सन्दद्यात्तेभ्यो राजा प्रयत्नतः ॥ ११५ ॥

જે પુરૂષ પોતાનાં માતા પિતા અને સ્ત્રીનો ત્યાગ કરીને પોતાની ઈચ્છા પ્રમાણે વર્તતો હોય તેને રાજાએ પ્રયત્નપૂર્વક બેડી પેહેરાવીને કેદ

કરાવી રસ્તા સાફસુફ કરવા ઉપર રાખવો અને તેના પગારમાંથી અર્દ્ધ પગાર તેના માતાપિતાને તથા સ્ત્રીને આપવો. ૧૧૫

विद्यात्पणसहस्त्रं तु दण्ड उत्तमसाहसः ।
दशमाषमितं ताम्रं तत्पणो राजमुद्रितम् ।
वराटिसार्द्धशतकमूल्यः कार्षापणश्च सः ॥ ११६ ॥

મહારાજાની છાપવાળી દશમાષા જેવડી એક તાંબાની મુદ્રાને પણ કહે છે તેવા એક હજાર પણનો દંડ મહા શિક્ષા ગણાય છે દોઢશો કોડીનો એક કાર્ષાપણ થાય છે. ૧૧૬

तदर्द्धश्च तदर्द्धश्च मध्यमः प्रथमः क्रमात् ।
प्रथमे साहसे दण्डः प्रथमश्च क्रमात्परौ ॥ ११७ ॥

પાચશો પણનો દંડ કરવો તે મધ્યમ દંડ કહેવાય છે અને અઢીસો પણનો દંડ કરવો તે કનિષ્ઠ દંડ ગણાય છે. ક્રમ પ્રમાણે પ્રથમ અપરાધમાં સાધારણ દંડ કરવો અને બીજીવારના અપરાધમાં તથા વિશેષ અપરાધમાં તે પ્રમાણે દંડ કરવો. ૧૧૭

मध्यमे मध्यमो धार्य्यश्चोत्तमे तूत्तमो नृपैः ।
सोपायाः कथिता मिश्रे मित्रोदासीनशत्रवः ॥ ११८ ॥

રાજાઓએ મધ્યમસરના અપરાધમાં મધ્યમ દંડ કરવો. મોટા અપરાધમાં મહા દંડ કરવો. અને કનિષ્ઠ અપરાધમાં કનિષ્ઠ દંડ કરવો. આ મિશ્રપ્રકરણમાં સામ, દામ ભેદ, અને દંડ વિગેરે ઉપાયો તથા મિત્ર ઉદાસીન અને શત્રુ, સંબંધી વિચાર કહ્યો. ૧૧૮

इति शुक्रनीतौ चतुर्थाध्यायस्य सुहृदादिलक्षणं नाम प्रथमं प्रकरणम्

## અધ્યાય ૪ થો.

### પ્રકરણ ૨ જું.

### કોશસંગ્રહની વ્યવસ્થા.

अथ कोशप्रकरणं ब्रुवे मिश्रे द्वितीयकम् ।
एकार्थसमुदायो यः स कोशः स्यात्पृथक्पृथक् ॥ १ ॥

હવે મિશ્ર અધ્યાયમાં બીજું કોશ પ્રકરણ કહું છું. કેટલાએક પદાર્થોના સંગ્રહને કોશ કહે છે અને તે ભિન્ન ભિન્ન પ્રકારનો છે. ૧

येन केन प्रकारेण धनं सञ्चिनुयान्नृपः ।
तेन संरक्षयेद्राष्ट्रं बलं यज्ञादिकाः क्रियाः ॥ २ ॥

રાજાએ હરકોઈ સદુપાયથી ધનનો સંગ્રહ કરવો. અને તેમાંથી દેશનું રક્ષણ કરવું. સેનામાં વધારો કરવો, તથા યજ્ઞ, યાગ આદિ શુભ કાર્યો કરવાં. ૨

बलप्रजारक्षणार्थं यज्ञार्थं कोशसंग्रहः ।
परत्रेह च सुखदो नृपस्यान्यश्च दुःखदः ॥ ३ ॥

સેનાના અને પ્રજાના રક્ષણ માટે તથા યજ્ઞ માટે કરેલો ધન સંગ્રહ રાજાને પરલોકમાં અને આ લોકમાં સુખ આપે છે. પરંતુ ન વપરાતો કોશભંડાર દુઃખકર થઈ પડે છે. ૩

स्त्रीपुत्रार्थं कृतो यश्च स्वोपभोगाय केवलम् ।
नरकायैव स ज्ञेयो न परत्र सुखप्रदः ॥ ४ ॥

કેવળ સ્ત્રીપુત્રના પોષણ માટે તથા પોતાના ઉપભોગ માટે એકઠો કરેલો ધન ભંડાર પરલોકમાં સુખ આપતો નથી. પણ નરકદાયીજ છે એમ જાણવું. ૪

अन्यायेनार्जितो यस्माद्येन तत्पापभाक्च सः ।
सुपात्रतो गृहीतं यद्दत्तं वा वर्धते च तत् ॥ ५ ॥

જે મનુષ્ય અન્યાયથી ધનનો સંગ્રહ કરે છે તે, તે અન્યાયના પાપકનો ભાગી થાય છે. તથા સુપાત્ર પાસેથી જે મેળવેલું હોય, અથવા તો સુપાત્રને આપેલું હોય તે ધન વૃદ્ધિ પામે છે. ૫

स्वागमी सद्व्ययी पात्रमपात्रं विपरीतकम् ।
अपात्रस्य हरेत्सर्वं धनं राजा न दोषभाक् ॥ ६ ॥

જેને નીતિને રસ્તેથી ધનની આવક થતી હોય, તથા જેનું ધન સુમાર્ગે ખર્ચાતું હોય તે મનુષ્યને સુપાત્ર જાણવો. અને જેને ધનની આવક અન્યાયથી થતી હોય, તથા જેનું ધન કુમાર્ગે ખર્ચાતું હોય તેને કુપાત્ર જાણવો. રાજાએ કુપાત્રનું સર્વ ધન ખુંચવી લેવું. તેથી રાજા દોષભાગી થતો નથી. ૬

अधर्मशीलान्नृपतिः सर्वशः संहरेद्धनम् ।
छलाद्बलाद्दस्युवृत्त्या परराष्ट्राद्धरेत्तथा ॥ ७ ॥

રાજાએ અધર્મી મનુષ્યની પાસેથી તથા શત્રુના રાજ્યમાંથી છળ બળ અથવા તો ચોરી વિગેરે ઉપાયો કરીને સર્વથા ધન હરી લેવું-કારણ

કે જ્યાં સુધી તેઓની પાસે ધન રહે છે ત્યાં સુધી તે પોતાનો મદ છોડતો નથી પણ નિર્ધન થયા કેડેજ શાંત થાય છે. ૭

त्यक्त्वा नीतिबलं स्वीयप्रजापीडनतो धनम् ।
सञ्चितं येन तत्तस्य सराज्यं शत्रुसाद्भवेत् ॥ ८ ॥

જે રાજા નીતિબળનો ત્યાગ કરી અન્યાયથી પોતાની પ્રજાને દુઃખી કરીને ધન સંગ્રહ કરે છે. તેનું અનીતિથી મેળવેલું ધન રાજ્યસહિત શત્રુને અધીન થાય છે. ૮

दण्डभूभागशूल्कानामाधिक्यात्कोशवर्धनम् ।
अनापदि न कुर्वीत तीर्थदेवकरग्रहात् ॥ ९ ॥

રાજાએ સુખના સમયમાં દંડમાં, જમીનના કરમાં, અને માલ ઉપર લેવાતી જગાતમાં, વધારો કરીને તથા તીર્થ અને દેવનાં દર્શન ઉપર કર લઈને કોશ વધારવો નહીં. ૯

यदा शत्रुविनाशार्थं बलसंरक्षणोद्यतः ।
विशिष्टदण्डशुल्कादि धनं लोकात्तदा हरेत् ॥ १० ॥

જ્યારે રાજા શત્રુનો નાશ કરવા માટે સેનામાં વધારો કરવાને તૈયાર થાય ત્યારે તેણે લોકોની પાસેથી દંડ તથા શુલ્ક વગેરે ધન વિશેષ લેવાં. ૧૦

धनिकेभ्यो भृतिं दत्त्वा स्वापत्तौ तद्धनं हरेत् ।
राजा स्वापत्समुत्तीर्णस्तत्स्वं दद्यात्सवृद्धिकम् ॥ ११ ॥

રાજાએ પોતાની આપત્તિના સમયમાં ધનવાનોને વ્યાજ આપીને તેનું ધન લેવું, અને આપત્તિમાંથી મુક્ત થયા પછી તેનું ધન વ્યાજ સહિત પાછું આપવું. ૧૧

प्रजान्यथा हीयते च राज्यं कोशो नृपस्तथा ।
हीना प्रबलदण्डेन सुरथाद्या नृपा यतः ॥ १२ ॥

પરંતુ રાજા નિર્ધન થઈને બેસી રહે અને પોતાની સેનાનું રક્ષણ ન કરે તો, જેમ સુરથાદિ રાજા નિર્બળ હોવાથી તેઓનો બળવંત શત્રુઓએ નાશ કર્યો હતો. તેમ રાજ્યકોશ તથા રાજા નાશ પામે છે. ૧૨

दण्डभूभागशुल्कैस्तु विना कोशाद्बलस्य च ।
संरक्षणं भवेत्सम्यग्यावद्विंशतिवत्सरम् ।
तथा कोशस्तु सन्धार्य्यः स्वप्रजारक्षणक्षमः ॥ १३ ॥

દંડનું ધન, જમીન ઉપર લેવાતો વેરો, અને માલ ઉપર લેવાતી જગાત, વગેરે લીધા વિના પણ વીશ વર્ષ સુધી કોશમાંથી સારી રીતે સેનાનું સંરક્ષણ થાય તથા પોતાની પ્રજાનું રક્ષણ થાય તેવો કોશ ભરી રાખવો. ૧૩

बलमूलो भवेत्कोशः कोशमूलं बलं स्मृतम् ।
बलसंरक्षणात्कोशराष्ट्रवृद्धिररिक्षयः ॥ १४ ॥

સેનાના આશ્રયથી ધનનો સંગ્રહ થાય છે, અને ધનને આધારે સેનામાં વધારો કરી શકાય છે; માટે સેનાનું રક્ષણ કરવું ઉચિત છે. સેનાના સંરક્ષણથી ધનના ભંડારમાં અને દેશની સીમામાં વૃદ્ધિ થાય છે તથા શત્રુનો નાશ થાય છે. ૧૪

जायते तत्त्रयं स्वर्गः प्रजासंरक्षणेन वै ॥ १५ ॥

અને પ્રજાનું સંરક્ષણ કરવાથી કોશમાં અને દેશમાં વૃધ્ધિ થાય છે. તથા સ્વર્ગ મળે છે. આ ત્રણ વસ્તુ સિધ્ધ થાય છે. ૧૫

यज्ञार्थं द्रव्यमुत्पन्नं यज्ञः स्वर्गसुखायुषे ।
अर्यभावो बलं कोशो राष्ट्रवृद्ध्यै त्रयं त्विदम् ॥ १६ ॥

ઉત્પન્ન થયેલું ધન યજ્ઞમાં કામ લાગે છે, યજ્ઞ કરવાથી સ્વર્ગ અને સુખ મળે છે તથા આયુષ્યમાં વૃધ્ધિ થાય છે; તથા શત્રુનો અભાવ, સેના અને કોશ આ ત્રણ દેશની ઉન્નતિ કરનારાં છે. ૧૬

तद्वृद्धिर्नीतिनैपुण्यात्क्षमाशालिनृपस्य च ।
जायतेऽतो यतेतैव यावद्बुद्धिबलोदयम् ॥ १७ ॥

ક્ષમાશીળ રાજાની નીતિનીપુણતાથી શત્રુક્ષય આદિમાં વધારો થાય છે, માટે રાજાએ પોતાનું બુદ્ધિબળ ચાલે ત્યાં સુધી શત્રુવિનાશાદિકની વૃધ્ધિ કરવામાટે પ્રયત્ન ચાલુજ રાખવો. ૧૭

मालाकारस्य वृत्त्यैव स्वप्रजारक्षणेन च ।
शत्रुं हि करदीकृत्य तद्धनैः कोशवर्धनम् ॥ १८ ॥

करोति स नृपः श्रेष्ठो मध्यमो वैश्यवृत्तितः ।
अधमः सेवया दण्डतीर्थदेवकरग्रहैः ॥ १९ ॥

માળી જેમ નાના નાના રોપાને પાણી પાઈને ઉછેરે છે, અને મોટાં વૃક્ષને નમાવી તેમાંથી ફળ ગ્રહણ કરે છે, તેમજ રાજા પોતાની પ્રજાનું પાલન કરે છે નાના નાના રાજાઓને પોષણ કરીને વધારેછે. અને ઉન્નત થયેલા શત્રુઓને નમાવીને કર આપતા કરી તેના ધનવડે કોશમાં વધારો

કરે છે તે રાજાને ઉત્તમ જાણવો. વ્યાપાર વૃત્તિથી ધનનો સંગ્રહ કરનારા રાજાને મધ્યમ જાણવો. અને સેવા કરીને, દંડ કરીને, દેવના દર્શન ઉપર તથા તીર્થ ઉપર કર લઇને કોશમાં વધારો કરે છે તેને અધમ રાજા જાણવો. ૧૮-૧૯

प्रजा हीनधना रक्ष्या भृत्या मध्यधना सदा ।
यथाधिकृत्प्रतिभुवोऽधिकद्रव्यास्तथोत्तमा ॥ २० ॥

રાજાએ થોડા ધનવાળી અને મધ્યમસરધનવાળી પ્રજાને પગાર આપીને તેનું સદા પોષણ કરવું. અને અધિક ધનવાળી તથા ઉત્તમ પ્રજાને સ્વામીની પેઠે પ્રતિનિધિ નિમીને તેઓનું પાલન કરવું. ૨૦

धनिकाश्चोत्तमधना न हीना नाधिका नृपैः ॥ २१ ॥

શ્રીમંત તથા મોટા શ્રીમંત પુરૂષોને રાજાથી ઊતરતા તેમ અધિક જાણવા નહીં પણ રાજાના સમાન જાણવા. ૨૧

द्वादशाब्दप्रपूरं यद्धनं तन्नीचसंज्ञकम् ।
पर्य्याप्तं षोडशाब्दानां मध्यमं तद्धनं स्मृतम् ।
त्रिंशदब्दप्रपूरं यत्कुटुम्बस्योत्तमं धनम् ॥ २२ ॥

જે ધનમાંથી આખા કુટુંબનો બાર વર્ષસુધી નિર્વાહ ચાલે તે ધનને કનિષ્ઠ જે ધનમાંથી આખા કુટુંબનો સોલ વર્ષસુધી નિર્વાહ ચાલે તે ધનને મધ્યમ અને જે ધનમાંથી આખા કુટુંબનો ત્રીશ વર્ષસુધી નિર્વાહ ચાલે તે ધનને ઉત્તમ જાણવું. ૨૨

क्रमादर्थं रक्षयेद्वा स्वापत्तौ नृप एषु वै ॥ २३ ॥

આપત્તિનો સમય આવે ત્યારે રાજાએ ક્રમવાર ઉપર જણાવેલા મહાધનવંતને ત્યાં અથવા તો સાધારણ ધનવંતને ત્યાં ધન મૂકવું. ૨૩

मूलैर्व्यवहरन्त्यर्धैर्न वृद्ध्या वणिजः क्वचित् ।
विक्रिणन्ति महार्घे तु हीनार्घे सञ्चयन्ति हि ॥ २४ ॥

વ્યાપારીયો કોઈ વેળા મૂળ મુડીમાંથી વ્યાપાર કરે છે પણ લાભ જોતા નથી. પરંતુ હમેશાં થોડી કિંમતમાં માલ ખરીદ કરેછે. અને મોટી કિંમતમાં તેને વેચે છે. ૨૪

व्यवहारे धृतं वैश्यैस्तद्धनेन विना सदा ।
अन्यथा स्वप्रजातापो नृपं दहति सान्वयम् ॥ २५ ॥

વેપારીયોએ જે વસ્તુઓ વેપાર કરવા માટે પોતાના ઘરમાં રાખી મૂકી હોય તે વસ્તુ કિંમત આપ્યા વિના રાજાએ નિત્ય બલાત્કારે

લેવી નહીં. જો રાજા બલાત્કારથી તે વસ્તુને લે છે તો પોતાની પ્રજાનો સંતાપાનળ રાજાને તેના વંશ સુદ્ધાંત બાળી નાંખે છે. ૨૫

## ધાન્ય સંગ્રહ વિચાર.

धान्यनां संग्रहः कार्यो वत्सरत्रयपूर्तिदः ।
तत्तत्काले स्वराष्ट्रार्थं नृपेणात्महिताय च ।
चिरस्थायी समृद्धानामाधिको वापि चेष्यते ॥ २६ ॥

રાજાએ કાળ દુકાળે પોતાના હિત માટે અને પોતાના દેશની રક્ષા માટે ત્રણ વર્ષ પર્યંત ચાલે તેવો ધાન્યનો સંગ્રહ કરી રાખવો. અથવા તો મોટા શ્રીમંત પુરૂષોએ લાંબા વખત સુધી રહે તેવી મોટી ધાન્યની ખાણો* નાખવી. ૨૬

सुपुष्टं कान्तिमज्जातिश्रेष्ठं शुष्कं नवीनकम् ।
ससुगन्धवर्णरसं धान्यं संवीक्ष्य रक्षयेत् ।
सुसमृद्धा चिरस्थायि महार्धमपि नान्यथा ॥ २७ ॥

અનાજ લેનારાએ પ્રથમ અનાજની પરીક્ષા કરવી કે આ અનાજ સારી પુષ્ટી આપનારૂં, તેજસ્વી, ઉંચી જાતનું, પાકેલું, નવું, રસકસદાર, સુગંધી, સારા રંગનું, મનોહર, ઘણા કાળ સુધી ટકે તેવું છે. આવી પરીક્ષા કર્યા પછી ઘણીકિંમતનું હોય તો પણ તેનો સંગ્રહ કરવો. પરંતુ સાધારણ અનાજનો સંગ્રહ કરવો નહી. ૨૭

विषवह्निहिमव्याप्तं कीटजुष्टं न धारयेत् ।
निःसारतां नहि प्राप्तं व्यये तावन्नियोजयेत् ॥ २८ ॥

ઝેરવાળું, અગ્નિમાં બળી ગયેલું, હિમમાં બળીગયેલું, અને સળી ગયેલું અનાજ સંગ્રહવું નહીં. પણ રસકસવાળું સ્વાદિષ્ટ ધાન્ય ઉપયોગમાં લેવું. ૨૮

व्ययीभूतं तु यद् दृष्ट्वा तत्तुल्यं तु नवीनकम् ।
गृह्णीयात्सुप्रयत्नेन वत्सरे वत्सरे नृपः ॥ २९ ॥

રાજાએ જે અનાજ ખર્ચમાં વપરાયું હોય તે જોઈને તેના જેવું નવું અનાજ પ્રયત્ન પૂર્વક વર્ષે વર્ષે સંગ્રહ કરવું. ૨૯

* પૂર્વે ધરતીમાં ખાડાઓ કરીને તેમાં જાર બાજરી ભરી રાખતા, જે કાળ દુકાળે લોકોને ખાવામાં ઉપયોગ આવતી.

ओषधीनां च धातूनां तृणकाष्ठादिकस्य च ।
यन्त्रशस्त्रास्त्राग्निचूर्णभाण्डादेर्वाससां तथा ॥ ३० ॥

यद्यच्च साधकं द्रव्यं यद्यत्कार्ये भवेत्सदा ।
संग्रहस्तस्य तस्यापि कर्तव्यः कार्यसिद्धिदः ॥ ३१ ॥

ઔષધિયો, ધાતુઓ, ખડ, લાકડાં વિગેરે જંગલી પદાર્થો, યંત્ર, શસ્ત્ર, અસ્ત્ર, દારૂ, વાંસણો અને વસ્ત્ર વિગેરે જે જે વસ્તુઓ નિત્ય કામ સાધનારી હોય તે તે વસ્તુનો પણ સંગ્રહ કરવો, તે કાર્યસિદ્ધિ કરે છે. ૩૦-૩૧

## ધન રક્ષણ.

संरक्षयेत्प्रयत्नेन संगृहीतं धनादिकम् ।
अर्जने तु महद्दुःखं रक्षणे तच्चतुर्गुणम् ॥ ३२ ॥

સંગ્રહ કરેલાં ધનાદિકનું સારી રીતે રક્ષણ કરવું. કેમકે સંગ્રહ કરતી વેળા બહુ કષ્ટ પડે છે. અને રક્ષણ કરવામાં તે કરતાં ચોગણું કષ્ટ પડે છે. ૩૨

क्षणं चोपेक्षितं यत्तद्विनाशं द्राक्समाप्नुयात् ॥ ३३ ॥

ક્ષણવાર પણ ધનની ઉપેક્ષા કરી તો તે તુરત વિનાશ પામે છે. ૩૩

आर्जकस्यैव दुःखं स्यात्तथार्जितविनाशने ।
स्त्रीपुत्राणामपि तथा नान्येषान्तु कथं भवेत् ॥ ३४ ॥

ધન સંગ્રહકરનારાને સંગ્રહકરતી વેળા કષ્ટ પડે છે તથા મેળવેલાના નાશ વેળા પણ દુઃખ થાય છે. તેમજ સ્ત્રી, પુત્ર વગેરે પણ મેળવતાં કષ્ટ પડે છે, અને તેના વિનાશવેળા પણ દુઃખ થાય છે, ત્યારે બીજી વસ્તુઓના વિનાશથી કેમ દુઃખ થાય નહીં ? ૩૪

स्वकार्ये शिथिलो यः स्यात्किमन्ये न भवन्ति हि ।
जागरूकः स्वकार्ये यस्तत्सहायाश्च तत्समाः ॥ ३५ ॥

જે મનુષ્ય પોતાના કામમાં શિથિળ હોય તેના બીજા સહાયકો શામાટે શિથિળ ન હોય. અને જે મનુષ્ય પોતાના કામમાં જાગૃત હોય તેના બીજા સહાયકો પણ તેના જેવા જાગૃત શામાટે નહોય. ૩૫

यो जानात्यर्जितुं सम्यगार्जितं न हि रक्षितुम् ।
नातः परतरो मूर्खो वृथा तस्यार्जनश्रमः ॥ ३६ ॥

જે મનુષ્ય સારી રીતે ધન મેળવી શકે છે. પરંતુ મેળવેલાને રક્ષણ કરી જાણતો નથી. તેના જેવો બીજો મૂર્ખ સમજવો નહીં. અને તેનો ધનોપાર્જનનો શ્રમ નિષ્ફળ જાય છે. ૩૬

## કોને સાક્ષીમાં લેવા.

एकस्मिन्नधिकारे तु यो द्वावधिकरोति सः ।
मूर्खो जीवाद्विभार्यश्च ह्यतिविस्रम्भवांस्तथा ॥ ३७ ॥
महाधनाशो ह्यलसः स्त्रीभिर्निर्जित एव हि ।
तथा यः साक्षितां पृच्छेच्चोरजाराततायिषु ॥ ३८ ॥

એક અધિકાર ઉપર બે મનુષ્યની નિમણુક કરનાર, મૂર્ખ, બે બાયડીનો ધણી, અતિ વિશ્વાસુ, બહુધનની આશાવાળો, આળસુ, સ્ત્રીવશ, ચોર, જાર, અને આતતાયી–આટલાને જે મનુષ્ય સાક્ષી તરિકે પુછે તેને મૂર્ખ સમજવો. ૩૭-૩૮

संरक्षयेत्कृपणवत्काले दद्याद्विरक्तवत् ।
मूर्खत्वमन्यथा याति स्वधनव्ययतोऽपि च ॥ ३९ ॥

મનુષ્યે કૃપણની પેઠે ધનનું રક્ષણ કરવું, અને સમય ઉપર વિરક્તની પેઠે ધનને વાપરવું. પરંતુ વૃથા પોતાના ધનનો ખર્ચ કરવાથી પણ મનુષ્ય મૂર્ખપણાને પામે છે. ૩૯

### રત્ન પરિક્ષા.

वस्तुयाथात्म्याविज्ञाने स्वयमेव यतेत्सदा ।
परीक्षकैः स्वयं राजा रत्नादीन्वीक्ष्य रक्षयेत् ॥ ४० ॥

રાજાએ પદાર્થનું યથાર્થ સ્વરૂપ જાણવા માટે સદા પોતેજ પ્રયત્ન કરવો. અને પોતે પરીક્ષકો મારફતે રત્ન આદિકની પરીક્ષા કરાવીને તેનો સંગ્રહ કરવો. ૪૦

वज्रं मुक्ता प्रवालं च गोमेदश्चेन्द्रनीलकः ।
वैदूर्य्यं पुष्परागश्च पाचिर्माणिक्यमेव च ।
महारत्नानि चैतानि नव प्रोक्तानि सूरिभिः ॥ ४१ ॥

[1]હીરા, [2]મોતી, [3]પ્રવાળાં, [4]ગોમેદ, [5]ઇંદ્રનીલ, [6]વૈદૂર્ય, [7]પદ્મરાગ, [8]મરકત અને [9]માણિક્ય, આ નવને મોટા વિદ્વાનો મહારત્ન કહે છે. ૪૧

रवेः प्रियं रक्तवर्णं माणिक्यं त्विन्द्रगोपरुक् ।
रक्तपीतसितश्यामच्छविर्मुक्ता प्रिया विधोः ॥ ४२ ॥

માણેક–ઇંદ્રગોપ નામના જીવડા જેવું લાલ રંગનું હોય છે. અને તે સૂર્યને પ્રિય છે. મોતી–રાતું, પીળું, ધોળું અને કાળા રંગનું હોય છે; અને તે ચંદ્રને પ્રિય છે. ૪૨

सपीतरक्तरुग्भौमप्रियं विद्रुममुत्तमम् ।
मयुरचाषपत्राभा पाचिर्बुधहिता हरित् ॥ ४३ ॥

ઉંચી જાતનાં પ્રવાળાની કાંતિ પીળા અને રાતા રંગની હોય છે અને તે મંગળને પ્રિય છે. મરકત મણિની કાંતિ મયૂરનાં અને બપૈયાનાં પિછા જેવી લીલા રંગની હોય છે, અને તે બુધને પ્રિય છે. ૪૩

स्वर्णच्छविः पुष्परागः पीतवर्णो गुरुप्रियः ।
अत्यन्तविशदं वज्रं तारकाभं कवेः प्रियम् ॥ ४४ ॥

પદ્મરાગ મણિ સુવર્ણના જેવા પીળા રંગનો હોય છે, તથા તે ગુરૂને પ્રિય છે. હીરો અત્યંત સ્વચ્છ ને તારા જેવો ચળકતી કાંતિનો હોય છે અને તે શુક્રને પ્રિય છે. ૪૪

हितः शनेरिन्द्रनीलो ह्यसितो घनमेघरुक् ।
गोमेदः प्रियकृद्राहोरीषत्पीतारुणप्रभः ॥ ४५ ॥

ઇંદ્રનીલ ઘનઘોર મેઘ જેવો શ્યામ કાંતિનો હોય છે, અને તે શનિને પ્રિય છે. ગોમેદ જરા પીળો અને રાતા રંગનો હોય છે અને તે રાહુને પ્રિય છે. ૪૫

ओत्वक्ष्याभश्चलत्तन्तुर्वैदूर्यः केतुप्रीतिकृत् ॥ ४६ ॥

વૈદૂર્યમણિ બીલાડાની આંખના જેવો તેજસ્વી અને ચળકતી કાંતિવાળો હોય છે અને તે કેતુને પ્રિયકર છે. ૪૬

रत्नश्रेष्ठतरं वज्रं नीचे गोमेदविद्रुमे ।
गारुत्मतं तु माणिक्यं मौक्तिकं श्रेष्ठमेव हि ।
इन्द्रनीलं पुष्परागो वैदूर्य्यं मध्यमं स्मृतम् ॥ ४७ ॥

રત્ન માત્રમાં હીરાને ઉત્તમોત્તમ માનવો; ગોમેદને તથા પરવાળાંને હલકાં જાણવાં; ગારૂત્મત, માણેક અને મોતીને ઉત્તમ જાણવાં; અને ઈંદ્રનીલ, પદ્મરાગ, તથા વૈદૂર્યને મધ્યમ જાણવાં. ૪૭

रत्नश्रेष्ठो दुर्लभश्च महाद्युतिरहेर्मणिः ॥ ४८ ॥

સર્પની ફેણનો મણિ મહા કાંતિવાળો તથા અતિ ઉજ્વળ હોય છે, તે રત્ન માત્રમાં ઉત્તમ રત્ન અને દુર્લભ છે. ૪૮

अजालगर्भं सद्वर्णं रेखाविन्दुविवर्जितम् ।
सत्कोणं सुप्रभं रत्नं श्रेष्ठं रत्नविदो जगुः ॥ ४९ ॥

અંદરથી જાળ રહિત, સારા રંગનાં, રેખા અને ડાઘ રહિત, સારા ખુણાવાળાં ને સારી કાંતિવાળાં રત્નને રત્નપરીક્ષકો ઉત્તમ રત્ન કહે છે. ૪૯

शर्कराभं दलाभं च चिपिटं वर्तुलं हि तत् ।
वर्णाः प्रभाः सिता रक्ताः पीतकृष्णास्तु रत्नजाः ॥ ९० ॥

રત્નની કાંતિ સાકરના જેવી શ્વેત તથા પાંદડાના જેવી લીલા રંગની હોય છે, અને તેનો આકાર ચપટો તથા ગોળ હોય છે, અને તે રત્નની પ્રભા શ્વેત રકત, પીવ ને કૃષ્ણ હોય છે. ૫૦

यथावर्णं यथाच्छायं रत्नं यद्दोषवर्जितम् ।
श्रीपुष्टिकीर्तिशौर्य्यायुःकरमन्यदसत्स्मृतम् ॥ ९१ ॥

જે રત્ન બરાબર કાંતિવાળું, અને છાયાવાળું તથા દોષરહિત હોય તે રત્ન–લક્ષ્મી, પુષ્ટિ, કીર્તિ, શૌર્ય અને આયુષ્યમાં વૃધ્ધિ કરનારૂં છે, અને ખોડવાળું રત્ન નિષ્ફળ સમજવું. ૫૧

वर्णमाक्रमते छाया प्रभा वर्णप्रकाशिनी ॥ ९२ ॥

છાયા વર્ણને ઉજ્વળ કરે છે અને પ્રભા વર્ણને પ્રકાશિત કરે છે. ૫૨

पद्मरागस्तु माणिक्यभेदः कोकनदच्छविः ।
न धारयेत्पुत्रकामा नारी वज्रं कदाचन ॥ ९३ ॥

પદ્મરાગમણિ માણિકયની એક જાતિ છે અને તેની કાંતિ રાતાં કમળના જેવી હોય છે. પુત્રની કામનાવાળી સ્ત્રીયે કોઈ દિવસ હીરાનું ઘરેણું પેહેરવું નહિ. ૫૩

कालेन हीनं भवति मौक्तिकं विद्रुमं धृतम् ।
गुरुत्वात्प्रभया वर्णाद्विस्तारादाश्रयादपि ॥ ९४ ॥

મોતી અને પરવાળાં વપરાશમાં આવવાથી કાળેકરીને તોલમાં, તેજમાં, વર્ણમાં, વિસ્તારમાં અને આધારમાં ઓછાં થાય છે. ૫૪

आकृत्या चाधिमूल्यं स्याद्रत्नं यद्दोषवर्जितम् ।
नायसोल्लिख्यते रत्नं विना मौक्तिकविद्रुमात् ।
पाषाणेनापि च प्राय इति रत्नविदो जगुः ॥ ९९ ॥

જે રત્ન સ્વચ્છાકારનું હોય તેની કિંમત ભારે હોય છે, મોતી અને પરવાળાં–લોઢા તથા પત્થરથી ઘસાય છે. પરંતુ બીજાં રત્નોને ઘણું કરીને લોઢાથી અને પત્થરથી ઉજાળવામાં આવતાં નથી. આમ રત્ન પરીક્ષકો કહે છે. ૫૫

मूल्याधिक्याय भवति यद्रत्नं लघुविस्तृतम् ।
गुर्वल्पं हीनमौल्याय स्याद्रत्नं त्वपि सद्गुणम् ॥ ९६ ॥

જે રત્ન તોલમાં હળકું અને (આકૃતિમાં) વિશાળ હોય તે મોટી કિંમતનું હોય છે; અને જે રત્ન તોલમાં ભારે હોય, ગુણવાળું હોય તોપણ કદમાં નાનું હોય તો તે ઓછી કિંમતનું ગણાય છે. ૫૬

शर्कराभं हीनमौल्यं चिपिटं मध्यमं स्मृतम् ।
दलाभं श्रेष्ठमूल्यं स्याद्यथाकामात्तु वर्तुलम् ॥ ५७ ॥

સાકરવર્ણા રત્નની કિંમત ઓછી જાણવી, ચિપટા રત્નની કિંમત મધ્યમ જાણવી, પાત્રાં જેવાં લીલા રંગનાં રત્નની ઉંચી કિંમત જાણવી, અને ગોળાકાર રત્નની કિંમત લેનારા તથા દેનારાની ઈચ્છા ઉપર રાખવામાં આવે છે-તેનું પ્રમાણ રહેતું નથી. ૫૭

न जरां यान्ति रत्नानि विद्रुमं मौक्तिकं विना ।
राजदौष्टयाच्च रत्नानां मूल्यं हीनाधिकं भवेत् ॥ ५८ ॥

પરવાળાં તથા મોતી વિના બીજાં સઘળાં રત્નો જીર્ણ થાય છે અને રાજાની મૂર્ખતાને લીધે રત્નની કિંમતમાં વધારો ઘટાડો થાય છે. ૫૮

## મોતીની ઉત્પત્તિ.

मत्स्याहिशंखवाराहवेणुजीमूतशुक्तितः ।
जायते मौक्तिकं तेषु भूरि शुक्त्युद्भवं स्मृतम् ॥ ५९ ॥

મત્સ્ય, સર્પ, શંખ, વરાહ, વાંસ, મેઘ તથા છીપમાંથી મોતીયો ઉપજે છે. તેમાં છીપનાં મોતી વિશેષ જાણવામાં આવ્યાં છે. ૫૯

कृष्णं सितं पीतरक्तं द्विचतुः सप्तकञ्चुकम् ।
त्रिपञ्चसप्तावरणमुत्तरोत्तरमुत्तमम् ॥ ६० ॥

છીપમાંથી થતાં મોતી-કાળાં, ધોળાં, અને રાતાંપીળાં હોય છે. તે ત્રણ પડનાં, પાંચ પડનાં અને સાત પડનાં હોય છે, તેમાં ઉત્તરોત્તર ઉત્તમ સમજવાં. ૬૦

कृष्णं सितं क्रमाद्रक्तं पीतं तु जरठं विदुः ।
कनिष्ठं मध्यमं श्रेष्ठं क्रमाच्छुक्त्युद्भवं विदुः ॥ ६१ ॥

ઝવેરીયો [1]કાળાં [2]ધોળાં [3]રાતાંપીળાં તથા [4]જરઠ જાતનાં મોતી જાણે છે, તેમાં ક્રમ પ્રમાણે કાળાંને ઓછી કિંમતનાં ગણે છે,* ધોળાંને મધ્યમ કિંમતનાં ગણે છે અને રક્તપીત મોતીને ઉચી કિંમતનાં ગણે છે-(રક્તપીત મોતી હાલમાં બસરાઈ કહેવાય છે). ૬૧

* શુક્રનીતિના કાળમાં એમ હશે, હાલમાં કાળા મોતી શોધ્યા જડતા નથી. મહારાણી પાસે એક મોતી છે તેની કિંમત બેથી ત્રણ લાખ થાય છે.

तदेव हि भवेद्वेध्यमवेध्यानीतराणि च ।
कुर्वन्ति कृत्रिमं तद्वत्सिंहलद्वीपवासिनः ॥ ६२ ॥

છીપમાંથી ઉત્પન્ન થતાં મોતીજ માત્ર વિંધવામાં આવે છે, પણ બીજાં મોતી વિંધવાના કામમાં આવતાં નથી. સિંહલદ્વીપમાં વસનારા લોકો શુદ્ધ મોતીનાં જેવાંજ કૃત્રિમ મોતી બનાવે છે. ૬૨

## મોતીની પરીક્ષા.

तत्सन्देहविनाशार्थं मौक्तिकं सुपरीक्षयेत्
उष्णे सलवणस्नेहे जले निश्युषितं हि तत् ॥ ६३ ॥
व्रीहिभिर्मर्दितं नेयाद्वैवर्ण्यं तदकृत्रिमम् ।
श्रेष्ठाभं शुक्तिजं विद्यान्मध्याभं त्वितरद्विदुः ॥ ६४ ॥

મોતીના ખરા ખોટાનો સંદેહ દૂર કરવા માટે, રાત્રે તેલ અને મીઠાવાળા ઉના પાણીમાં મોતીને પલાળી રાખવું. બીજે દિવસે પ્રભાતમાં તેને બાહાર કાઢીને ચોખાની સાથે સારી પેઠે ઘસવું. ઘસતાં તે ઝાંખું પડે નહીં પણ ઉજ્વળ કાંતિવાળું રહે તો તેને શુદ્ધ છીપનું મોતી જાણવું અને કાંતિ જરા ઝાંખી પડે તો તેને કૃત્રિમ મોતી જાણવું. ૬૩-૬૪

## રત્ન તોલનીતિ.

तुलाकल्पितमूल्यं स्याद्रत्नं गोमेदकं विना ॥ ६५ ॥

ગોમેદ રત્ન વિના બીજાં રત્નોની કિંમત તોલથી થાય છે. ૬૫

क्षुमाविंशतिभी रक्ती रत्नानां मौक्तिकं विना ।
रक्तित्रयं तु मुक्तायाश्चतुःकृष्णलकैर्भवेत् ॥ ६६ ॥

મોતી શીવાયનાં બીજાં રત્નોની વિશ ક્ષુમાની એક રતિ થાય છે, અને ચાર કૃષ્ણલકની ત્રણ રતિ થાય છે, આ રતિ મોતીની જાણવી. ૬૬

चतुर्विंशतिभिस्ताभी रत्नटङ्कस्तु रक्तिभिः ।
टङ्कैश्चतुर्भिस्तोलः स्यात्स्वर्णविद्रुमयोः सदा ॥ ६७ ॥

ચોવીસ રતિનો એક ટાંક થાય છે, આ ટાંક રત્નનો જાણવો. અને ચાર ટાંકનો એક તોલો થાય છે. તે હંમેશાં સોનું તથા પરવાળાં તોળવાના કામમાં લાગે છે. ૬૭

एकस्यैव हि वज्रस्य त्वेकरक्तिमितस्य च ।
सुविस्तृतदलस्यैव मूल्यं पञ्चसुवर्णकम् ॥ ६८ ॥

જે હીરો-દળદાર, વિસ્તાર વાળો અને તોલમાં એક રતિભાર હોય તેવા એક હીરાનીજ કિંમત પાંચ સોનામહોર થાય છે. ૬૮

रक्तिकादलविस्ताराच्छ्रेष्ठं पञ्चगुणं यदि ।
यथा यथा भवेन्न्यूनं हीनमौल्यं तथा तथा ॥ ६९ ॥

જેમ જેમ હીરો પોહોળો, દળદાર તથા રતિમાં ભારે હોય તેમ તેમ તેની પ્રથમ કિંમત કરતાં પાચગણી કિંમત વધારે વધારે થાય છે. અને રતિમાં, દળમાં તથા વિસ્તારમાં જેમ જેમ ઓછો હોય તેમ તેમ તેની કિંમત ઓછી થાય છે. ૬૯

अत्राष्टरक्तिको माषो दशमाषैः सुवर्णकः ।
स्वर्णस्य तत्पञ्चमूल्यं राजताशीतिकर्षकम् ॥ ७० ॥

રત્નના તોલની બાબતમાં આઠ રતિનો એક માષો, દશ માષાનો એક સુવર્ણ અને પાંચ સુવર્ણના એંશી રૂપાના કર્ષ થાય છે. ૭૦

यथा गुरुतरं वज्रं तन्मूल्यं रक्तिवर्गतः ।
तृतीयांशाविहीनन्तु चिपिटस्य प्रकीर्तितम् ॥ ७१ ॥

હીરો જેમ જેમ રતિમાં ભારે હોય તેમ તેમ તેની કિંમત રતિના વર્ગ પ્રમાણે ચઢતી કરવી; અને ચપટા આકારના હીરાની કિંમત એક તૃતીયાંશ ઓછી કરવી કહી છે. ૭૧

अर्द्धन्तु शर्कराभस्य चोत्तमं मूल्यमीरितम् ।
रक्तिकायाश्च द्वे वज्रे तदर्द्धं मूल्यमर्हतः ॥ ७२ ॥

સાકરીયા રંગના હીરાની કિંમત ઉત્તમ વર્ગના હીરાની અર્ધ્ધ કિંમત જેટલી કહી છે. અને એક રતિભારના બે હીરા-ઉત્તમ હીરાની અર્ધ્ધ કિંમતને યોગ્ય ગણાય છે. ૭૨

तदर्धं बहवोऽर्हन्ति मध्या हीना यथागुणैः ।
उत्तमार्द्धं तदर्द्धं वा हीरका गुणहानतः ॥ ७३ ॥

ઉપયોગી ગુણવાળા, મધ્યમ જાતિના તથા કનિષ્ઠ જાતિના હીરાઓ મૂળ કિંમતની અર્ધ્ધ કિંમતને યોગ્ય ગણાય છે. અથવા તો હીરાઓ વિશેષ ગુણવાન હોય તો ઉંચી કિંમતના ગણાય છે અને દુષ્ટ-ખાંપણવાળા હોય છે, તો અર્ધ્ધ કિંમતના ગણાય છે. ૭૩

वर्गरक्तिषु सन्धार्यं कलानां नवकं पृथक् ।
तथांशपञ्चकं पूर्वं त्रिंशद्भिस्तद्भजेत्ततः ॥ ७४ ॥

लब्धं कलासु संयोज्यं कलानां षोडशांशकैः ।
मुक्तानां कल्पयेन्मूल्यं हीनमध्योत्तमं यथा ॥ ७५ ॥

વર્ગ કરેલી રતિયોની આગળ જુદી જુદી નવ કળા અને પાંચ અંશ માંડવા. પછી ત્રીશે નવ કળાને ભાગતાં જે અંક આવે તે કળામાં ઉમેરવો. ત્યાર પછી કળાના એક શોળાંશવડે તેની ઉત્તમ, મધ્યમ, તથા કનિષ્ઠ કિંમત કરવી. ૭૪-૭૫

सहस्त्रादधिके मुक्तारक्तिवर्गेशते शते ।
कलात्रिंशतकं त्यक्त्वा शेषान्मूल्यं प्रकल्पयेत् ॥ ७६ ॥

મોતીની રતિયોનો વર્ગ હજાર કરતાં અધિક દશ હજાર પર્યંત હોય તો તેમાંથી ત્રિશ કળા કાઢી નાખવી. અને બાકીની રતિઓનો ગુણાકાર ભાગાકાર કરીને તેમાંથી કિંમત કાઢવી. ૭૬

शतादूर्ध्वं रक्तिवर्गाद्ध्रसो विंशतिरक्तिकाः ।
प्रतिशतात्तु वज्रस्य सुविस्तृतदलस्य च ।
तथैव चिपिटस्यापि विस्तृतस्य च ह्रासयेत् ॥ ७७ ॥
शर्कराभस्य पञ्चाशच्चत्वारिंशच्च वैकतः ॥ ७८ ॥

બાદ કરવામાં કુશળ એવા પુરૂષે મોટા અને દલદાર હીરો જે શો વર્ગ રતિ કરતાં વધારે હોય તેમાંથી વિશ રતિ ઓછી કરવી. મોટા અને ચપટા આકારના હીરામાંથી પ્રત્યેક શો શો વર્ગ રતિએ પંચાસ પંચાસ રતિ ઓછી કરવી અને સાકર જેવા રંગના હીરામાંથી પ્રત્યેક શો શો વર્ગ રતિમાંથી ઓગણપંચાસ રતિ ઓછી કરવી. ૭૭-૭૮*

रत्नं न धारयेत्कृष्णरक्तबिन्दुयुतं सदा ॥ ७९ ॥

કાળાં અને રાતાં બિંદુવાળાં રત્નને સદા પેહેરવું નહીં. ૭૯

गारुत्मतं तूत्तमं चेन्माणिक्यं मूल्यमर्हतः ।
सुवर्णं रक्तिमात्रं चेद्यथारक्तिस्तथा गुरु ॥ ८० ॥

ગારૂત્મત અને માણિક્ય એક રતિભાર અને ઉત્તમ હોય તો તે એક સુવર્ણની કિંમતને પાત્ર ગણાય છે. રત્ન જેમ જેમ રતિમાં ભારે હોય તેમ તેમ ભારે કિંમતનું ગણાય. ૮૦

* ૭૪ થી તે ૭૮ સુધીના શ્લોકો બરાબર સમજાય તેવા નથી. હીરાનો વેપાર કરનાર ઝવેરીને તથા કેટલાક શાસ્ત્રીઓને, તેમજ ગણીત જાણનારા જ્યોતિષીને પણ આ શ્લોકોનો અર્થ પુછયો છે, પણ નિશ્ચયપૂર્વક કોઈપણ સમજાવી શકયું નથી. કોઈ વિદ્વાન તે શ્લોકની યથાર્થ સમજણ મોકલી આપશે તો તેનો ઉપકાર થશે.

रक्तिमात्रः पुष्परागो नीलः स्वर्णार्घमर्हतः ।
चलत्त्रिसूत्रो वैदूर्य्यश्चोत्तमं मूल्यमर्हति ॥ ८१ ॥

પુષ્પરાગ (પોખરાજ) અને નીલમમણિ એક રતિભાર હોય તો તેની એક સુવર્ણ કિંમત થાય છે અને જેમાં ત્રણ સૂત્ર દષ્ટિએ પડતાં હોય એવું વૈદૂર્ય મણિ ઉંચી કિંમતનું ગણાય છે. ૮૧

प्रवालं तोलकमितं स्वर्णार्द्धं मूल्यमर्हति ।
अत्यल्पमूल्यो गोमेदो नोन्मानं तु यतोऽर्हति ॥ ८२ ॥

તોલા ભારના પ્રવાળાંની કિંમત અર્ધ સોનામહોર થાય છે. ગોમેદની કિંમત ઘણીજ જુજ હોય છે, કારણ કે તે તોલથી વેચાતું નથી. ૮૨

संख्यातः स्वल्परत्नानां मूल्यं स्याद्धीरकादिना ।
अत्यन्तरमणीयानां दुर्लभानां च कामतः ।
भवेन्मूल्यं न मानेन तथातिगुणशालिनाम् ॥ ८३ ॥

હીરા શિવાયનાં બીજાં નાના નાના રત્નોની કિંમત ગણતરીથી થાય છે અને અત્યંત મનોહર તથા દુર્લભરત્નોની કિંમત ઈચ્છાનુસાર થાય તેમજ અતિ ગુણવાળાં રત્નોની કિંમત તોલથી ન થાય પણ ઈચ્છાનુસાર થાય. ૮૩

व्यङ्घ्रिचतुर्दशहतो वर्गो मौक्तिकराक्तिजः ।
चतुर्विंशतिभिर्भक्तो लब्धान्मूल्यं प्रकल्पयेत् ॥ ८४ ॥

મોતીની વર્ગ કરેલી રતિયોના $\frac{3}{4}$ ભાગને ચૌદે ગુણવા. અને ચોવીસે ભાગવા. ભાગતાં જે અંક આવે તેને મોતીની કિંમત જાણવી. ૮૪

उत्तमं तु सुवर्णार्घमूनमूनं यथागुणम् ॥ ८५ ॥

ઉત્તમ પ્રતિના મોતીની કિંમત એક સોનામહોર થાય છે; અને તેના કરતાં ઉતરતાની તથા કનિષ્ઠ મોતીની કિંમત તેના ગુણના પ્રમાણમાં ઓછી ઓછી થાય છે. ૮૫

रक्तं पीतं वर्तुलं चेन्मौक्तिकं चोत्तमं सितम् ॥
अधमं चिपिटं शर्कराभमन्यत्तु मध्यमम् ॥ ८६ ॥

રાતું પીળું તથા ધોળું ગોળ મોતી ઉત્તમ ગણાય છે, ચપટું અને સાકરીયા રંગનું અધમ ગણાય છે, અને બીજી જાતનું મધ્યમ ગણાય છે. ૮૬

## ધાતુની પરીક્ષા.

रत्ने स्वाभाविका दोषाः सन्ति धातुषु कृत्रिमाः ।
अतो धातून्संपरीक्ष्य तन्मूल्यं कल्पयेद्बुधः ॥ ८७ ॥

રત્નોમાં સ્વાભાવિક દોષો હોય છે, અને ધાતુઓમાં કૃત્રિમ દોષો હોય છે. માટે બુદ્ધિશાળી મનુષ્યે ધાતુની સારી પેઠે પરીક્ષા કરી તેની કિંમત કરવી. ૮૭

सुवर्णं रजतं ताम्रं वङ्गं सीसं च रङ्गकम् ।
लोहं च धातवः सप्त ह्येषामन्ये तु संकराः ॥ ८८ ॥

[1]સોનું, [2]રૂપું, [3]તાંબું, [4]જસદ, [5]શીશું, [6]કલઈ, [7]અને લોઢું આ સાત ધાતુ મુખ્ય ગણાય છે. આ સાત ધાતુ સેળભેળ થવાથી બીજી ઉપધાતુઓ ઉત્પન્ન થઈ છે. ૮૮

यथापूर्वं तु श्रेष्ठं स्यात्स्वर्णं श्रेष्ठतरं मतम् ।
वङ्गताम्रभवं कांस्यं पित्तलं ताम्ररङ्गजम् ॥ ८९ ॥

ઉપર જણાવેલી સાત ધાતુમાં પૂર્વ પૂર્વને શ્રેષ્ઠ અને ઉત્તરોત્તર કનિષ્ઠ ગણેલી છે. આ સર્વ ધાતુમાં સોનાને શ્રેષ્ઠ માન્યું છે. જસત અને તાંબામાંથી શીંશુ થાય છે અને તાંબા તથા કલઈમાંથી પિત્તળ થાય છે. ૮૯

मानसममपि स्वर्णं तनु स्यात्पृथुलाः परे ॥ ९० ॥

સોનું તોલમાં બીજી ધાતુ જેટલું હોય તોપણ જોવામાં થોડું દેખાય છે, અને બીજી ધાતુ તેના જેટલી હોય તોપણ મોટી દેખાય છે-તાત્પર્ય કે બીજી ધાતુ કરતાં સોનું તોલમાં ભારે હોય છે. ૯૦

एकच्छिद्रसमाकृष्टे समखण्डे द्वयोर्यदा ।
धातोः सूत्रं मानसमं निर्दुष्टस्य भवेत्तदा ॥ ९१ ॥

બે ધાતુના બે સરખા કકડા કરીને તેને એકજ છિદ્રમાં નાખીને ખેંચ્યા હોય તો શુદ્ધ ધાતુનો તાર પ્રથમના વજન જેટલોજ ઉતરે છે. ૯૧

यन्त्रशस्त्रास्त्ररूपं यन्महामूल्यं भवेदयः ।
रजतं षोडशगुणं भवेत्स्वर्णस्य मूल्यकम् ॥ ९२ ॥

યંત્ર, શસ્ત્ર અને અસ્ત્ર બનાવવાનું લોઢું મોંઘી કિંમતે મળે છે. એક ગણા સોનાની કિંમત સોળ ગણું રૂપું થાય છે. ૯૨

ताम्रं रजतमूल्यं स्यात्प्रायोऽशीतिगुणं तथा ।
ताम्राधिकं सार्द्धगुणं वङ्गं वङ्गात्तथा परे ॥ ९३ ॥
रङ्गसीसे द्वित्रिगुणे ताम्राल्लोहं तु षड्गुणम् ।
मूल्यमेतद्विशिष्टं तु ह्युक्तं प्राङ्मूल्यकल्पनम् ॥ ९४ ॥

ઘણું કરીને એકગણા રૂપાની કિંમત એંશીગણું તાંબુ થાય છે. એકગણા તાંબામાંથી ડોઢું જસત આવે છે, અને બીજી ધાતુઓ ડોઢ

ગણા જસત જેટલી ગણાય છે. એકગણા તાંબામાંથી બમણી કલાઈ, ત્રમણું શીશું, અને છગણું લોઢું આવે છે. પ્રથમ ધાતુઓનું મૂલ્ય કરવા માટે કહ્યું હતું માટે અહીં ધાતુઓનું વિશેષ મૂલ્ય કહી બતાવ્યું. ૯૪

## ગાય, ભેસ વિગેરે પશુનો વિચાર.

सुशृङ्गवर्णा सुदुघा बहुदुग्धा सुवत्सका ।
तरुण्यल्पा वा महती मूल्याधिक्याय गौर्भवेत् ॥ ९५ ॥

જે ગાયનાં શીંગડાં સારાં હોય, શરીરનો રંગ સારો હોય, સહજમાં દોહોવા દેતી હોય, પુષ્કળ દુધ આપતી હોય, વાછરૂં પણ સારૂં હોય, આવી અવસ્થામાં તરૂણ-નાની કે મોટી ગાયની ઘણી કિંમત થાય છે. ૯૫

पीतवत्सा प्रष्ठदुग्धा तन्मूल्यं राजतं पलम् ।
अजायाश्च गवार्द्धं स्यान्मेष्या मूल्यमजार्द्धकम् ॥ ९६ ॥

જે ગાયનું વાછરડું પીળા રંગનું હોય અને દુધ મીઠું હોય તેની કિંમત એક પળ રૂપું થાય છે. ગાયની કીંમત થતી હોય તેના કરતાં બકરીની અરધી કિંમત થાય છે; અને બકરીની કિંમત કરતાં ઘેટીની અર્દ્ધ કિંમત થાય છે. ૯૬

दृढस्य युद्धशलिस्य पलं मेषस्य राजतम् ।
दश वाष्टौ पलं मूल्यं राजतं तूत्तमं गवाम् ॥ ९७ ॥

શરીરે દૃઢ અને યુધ્ધ કરનારા ઘેંટાની કિંમત એક પળ રૂપું થાય છે અને ગાયની ઉંચી કિંમત દશ કે આઠ પળ રૂપું થાય છે. ૯૭

पलं मेष्या अवेश्चापि राजतं मूल्यमूत्तमम् ।
गवां समं सार्द्धगुणं महिष्या मूल्यमुत्तमम् ॥ ९८ ॥

ઘેટીની ને બકરીની, ઉંચી કિંમત એક પળ રૂપું થાય છે, અને ભેંસની ઉંચી કિંમત ગાય કરતાં દોઢી થાય છે. ૯૮

सुश्रृङ्गवर्णबालिनो वोढुः शीघ्रगमस्य च ।
अष्टतालवृषस्यैव मूल्यं षष्टिपलं स्मृतम् ॥ ९९ ॥

મોટાં ને ઉંચાં શિંગડાવાળા, સારા રંગવાળા, બળવાન, પુષ્કળ ભાર ખેંચી જનારા અને ઉતાવળા ચાલનાર, અષ્ટતાલ જેવડા બળદની કિંમત આઠ પળ રૂપું જાણવી. ૯૯

महिस्योत्तमं मूल्यं सप्त चाष्टौ पलानि च ।
द्वित्रिचतुःसहस्रं वा मूल्यं श्रेष्ठं गजाश्वयोः ॥ १०० ॥

પાડાની ઉંચી કિંમત સાત કે આઠ પળ જાણવી. અને ઘોડાની તથા હાથીની ઉંચી કિંમત બે હજાર વા ત્રણ હજાર કે ચાર હજાર પળ રૂપું જાણવી. ૧૦૦

उष्ट्रस्य माहिषसमं मूल्यमुत्तममीरितम् ॥ १०१ ॥

ઉંટની વધારેમાં વધારે કિંમત પાડાના જેટલી કહેલી છે. ૧૦૧

योजनानां शतं गन्ता चैकेनाह्नाश्व उत्तमः ।
मूल्यं तस्य सुवर्णानां श्रेष्ठं पञ्च शतानि हि ॥ १०२ ॥

જે ઘોડો એક દિવસમાં સો યોજન જતો હોય તેને ઉત્તમ સમજવો; ને તેની ઘણામાં ઘણી કિંમત પાંચસો સોનામહોર કહેલી છે. ૧૦૨

त्रिंशद्योजनगन्ता वै उष्ट्रः श्रेष्ठस्तु तस्य वै ।
पलानां तु शतं मूल्यं राजतं परिकीर्त्तितम् ॥ १०३ ॥

એક દિવસમાં ત્રીસ યોજન ચાલનારૂ ઉંટ ઉત્તમ ગણાય છે. ને તેની વધારેમાં વધારે કિંમત સો પળ રૂપુ કહેલી છે. ૧૦૩

बलेनोच्चेन युद्धेन मदेनाप्रतिमो गजः ।
यस्तस्य मूल्यं निष्काणां द्विसहस्रं प्रकीर्त्तितम् ॥ १०४ ॥

જે હાથી મહાબળશાળી, અને યોધ્ધો, મહામદમત્ત અપ્રતિમ, હોય તેની કિંમત બે હજાર સોનામહોર કહી છે. ૧૦૪

चतुर्माषमितं स्वर्णं निष्क इत्यभिधीयते ।
पञ्चरक्तिमितो माषो गजमौल्ये प्रकीर्तितः ॥ १०५ ॥

હાથીની કિંમતના હિસાબમાં પાંચ રતિનો એક માષો કહ્યો છે, અને ચાર માષાનો એક નિષ્ક સોનામહોર કહેવાય છે. ૧૦૫

रत्नभूतं तु तत्तत्स्याद्यद्यदप्रतिमं भुवि ।
यथादेशं यथाकालं मूल्यं सर्वस्य कल्पयेत् ॥ १०६ ॥

જગતમાં જે જે વસ્તુ અનુપમ હોય તે રત્ન કહેવાય છે, માટે દેશ તથા કાળાનુસાર વિચાર કરીને રત્નરૂપ સર્વ વસ્તુઓની કિંમત કરવી–દેશકાળ વિચાર્યા વિનાજ કિંમત ઠોકી મારવી નહીં. ૧૦૬

न मूल्यं गुणहीनस्य व्यवहाराक्षमस्य च ।
नीचमध्योत्तमत्वं तु सर्वस्मिन्मूल्यकल्पने ।
चिन्तनीयं बुधैर्लोकाद्वस्तुजातस्य सर्वदा ॥ १०७ ॥

ગુણ રહિત નકામી વસ્તુની કિંમત હોતી નથી. માટે ડાહ્યા માણસોએ સર્વ વસ્તુની કિંમત કરતી વેળા લોકો મારફતે તે સઘળી વસ્તુનું ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠપણું હમેશાં જાણી લેવું. ૧૦૭

विक्रेतृक्रेतृतो राजभागः शुल्कमुदाहृतम् ।
शुल्कदेशा हट्टमार्गाकरसीमाः प्रकीर्तिताः ॥ १०८ ॥

વેચનારા તથા વેચાતું લેનારા પાસેથી રાજાનો જે કર લેવામાં આવે છે તેને શુલ્ક કહે છે. આ પ્રમાણે કર લેવાનાં સ્થાનો, દુકાનો, તથા કર કેટલો લેવો ? તેની અવધિ તમને કહી. ૧૦૮

## કર વ્યવસ્થા નીતિ.

वस्तुजातस्यैकवारं शुल्कं ग्राह्यं प्रयत्नतः ।
क्वचिन्नैवासकृच्छुल्कं राष्ट्रे ग्राह्यं नृपैश्छलात् ॥ १०९ ॥

રાજાઓએ પોતાના દેશમાં આવતા માલ ઉપર, પ્રયત્ન પૂર્વક એકવાર જગાત લેવી. પણ કોઈ દિવસ કપટ કરીને વારંવાર જગાત લેવી નહીં. ૧૦૯

द्वात्रिंशांशं हरेद्राजा विक्रेतुः क्रेतुरेव वा ।
विंशांशं वा षोडशांशं शुल्कं मूल्याविरोधकम् ॥ ११० ॥

રાજાએ માલ વેચનારા પાસેથી અને માલ ખરીદ કરનારા પાસેથી માલની કિંમતમાં અડચણ આવે નહીં તેમ બત્રીશમો, વિશમો અથવા તો શોલમો ભાગ જગાત લેવી-કહેવાનું કે માલની કિંમત ઉપર દૃષ્ટિ રાખીને જગાત લેવી. ૧૧૦

न हीनसममूल्याद्धि शुल्कं विक्रेतृतो हरेत् ।
लाभं दृष्ट्वा हरेच्छुल्कं क्रेतृतश्च तदा नृपः ॥ १११ ॥

જે વ્યાપારીને માલની કિંમત કરતાં ઓછી પેદાસ થતી હોય, અથવા તો માલની કિંમતે કિંમત ઉપજતી હોય તે વ્યાપારી પાસેથી માલની જગાત લેવીજ નહીં. પરંતુ જ્યારે વેપારીને લાભ જોવામાં આવે ત્યારે રાજાએ વેપારી પાસેથી જગાત લેવી. ૧૧૧

बहुमध्याल्पफलितां भुवं मानामितां सदा ।
ज्ञात्वा पूर्वं भागमिच्छुः पश्चाद्भागं विकल्पयेत् ॥ ११२ ॥

ભૂભાગની ઈચ્છાવાળા રાજાએ, હમેશાં પ્રથમ તો પૃથિવીને માપવી. અને પછી તે ભૂમિ ઉત્તમ, મધ્યમ કે કનિષ્ઠ ફળ આપશે તે જાણી લેવું ત્યાર પછી તે જમીન ઉપર કરનો આંકડો ઠરાવવો. ૧૧૨

## કરનીતિ.

हरेच्च कर्षकाद्भागं यथा नष्टो भवेन्न सः ।
मालाकार इव ग्राह्यो भागो नाङ्गारकारवत् ॥ ११३ ॥

જમીન ખેડનારો ખેડુત ભાંગી પડે નહીં તે પ્રમાણે તેની પાસેથી કર લેવો. માળી જેમ હળવે હળવે પુષ્પ ચુંટે છે, તેમ રાજાએ પણ ક્રમે ક્રમે પોતાનો કર લેવો પરંતુ કોયલા કરનારા કઠિયારાની પેઠે એકજ વખતે સર્વ કર લેવો નહીં. ૧૧૩

बहुमध्याल्पफलतस्तारतम्यं विमृश्य च ।
राजभागादिव्ययतो द्विगुणं लभ्यते यतः ।
कृषिकृत्यं तु तच्छ्रेष्ठं तन्न्यूनं दुःखदं नृणाम् ॥ ११४ ॥

અમુકભૂમિ, ઉત્તમ ફળ, મધ્યમ ફળ કે કનિષ્ઠ ફળ આપે છે તે વિષે ભૂમિના ગુણ અવગુણોનો વિચાર કર્યા પછી જે ખેતીમાંથી રાજાનો કર તથા બીજા ખર્ચ કરતાં બમણી ઉપજ થતી હોય તે ખેતી ઉત્તમ, અને તેનાથી ઓછી ઉપજવાળી ખેતી મનુષ્યોને દુઃખદાયક જાણવી. ૧૧૪

तडागवापिकाकूपमातृकाद्देवमातृकात् ।
देशान्नदीमातृकात्तुराजानुक्रमतः सदा ॥ ११५ ॥
तृतीयांशं चतुर्थांशमर्द्धांशं तु हरेत्फलम् ।
षष्ठांशमूषराच्चद्रुत्पाषाणादिसमाकुलात् ॥ ११६ ॥

રાજાએ જે દેશમાં સરોવર, વાવ, અને કુવાના પાણીથી ખેતી પાકતી હોય, તે દેશની ઉપજમાંથી નિત્ય એક તૃતીયાંશ ભાગ લેવો; જે દેશમાં નદીના પાણીથી ખેતી તૈયાર કરવામાં આવતી હોય તે દેશમાંથી અર્ધ્ધ ભાગ લેવો; અને જે દેશમાં ખારોપાટ કે કાંકરાવાળી જમીન હોય તે દેશમાંથી છઠ્ઠો ભાગ ગ્રહણ કરવો. ૧૧૫-૧૧૬

राजभागस्तु रजतशतकर्षमितो यतः ।
कर्षकाल्लभ्यते तस्मै विंशांशमुत्सृजेन्नृपः ॥ ११७ ॥

જે ખેડુત પાસેથી રાજાને રૂપાના સો કર્ષની આવક હોય, તે ખેડુતને રાજાએ વિશમો ભાગ પાછો આપવો. ૧૧૭

स्वर्णादर्द्धं च रजतात्तृतीयांशं च ताम्रतः ।
चतुर्थांशन्तु षष्ठांशं लोहाद्वङ्गाच्च सीसकात् ॥ ११८ ॥

रत्नार्द्धं चैव क्षारार्द्धं खनिजाद्व्ययशेषतः ।
लाभाधिक्यं कर्षकादेर्यथा दृष्ट्वा हरेत्फलम् ।
त्रिधा वा पञ्चधा कृत्वा सप्तधा दशधापि वा ॥ ११९ ॥

ખનિજ પદાર્થો ઉપર ખરચ કરતાં બાકી રહેલા ભાગોમાંથી ક્રમવાર રાજાએ રાજભાગ લેવો. જેમકે સોનાનો અર્ધ ભાગ, રૂપાનો ત્રીજો ભાગ, તાંબાનો ચોથો ભાગ, લોઢું, બંગ ને સીસામાંથી છઠ્ઠો ભાગ, હીરા આદિક રત્નોમાંથી અર્ધ ભાગ, તથા મીઠાં વગેરે ક્ષારમાંથી અર્ધ ભાગ લેવો. અને ખેડુત વગેરેના અધિક લાભ તરફ દૃષ્ટિ કરીને ઘટતી રીતે તેનો ત્રીજો, પાંચમો, સાતમો અથવા તો દશમો વિભાગ ગ્રહણ કરવો. ૧૧૮-૧૧૯

तृणकाष्ठादिहरकाद्विंशत्यंशं हरेत्फलम् ।
अजाविगोमहिष्यश्ववृद्धितोऽष्टांशमाहरेत् ।
महिष्यजाविगोदुग्धात्षोडशांशं हरेन्नृपः ॥ १२० ॥

રાજાએ પર્વતમાંથી તથા વનમાંથી લાકડાં તૃણ વગેરે કાપી લાવનારા પાસેથી તેની આવકમાંથી કર તરિકે વિશમો ભાગ લેવો; બકરાં, મેઢાં, ગાય, ભેંશ તથા ઘોડાની પેદાશમાંથી આઠમો ભાગ લેવો. અને ભેંશ, બકરી, મેઢી, તથા ગાયના દુધની પેદાશમાંથી સોળમો ભાગ લેવો. ૧૨૦

कारुशिल्पिगणात्पक्षे दैनिकं कर्म कारयेत् ।
तस्य वृद्ध्यै तडागं वा वापिकां कृत्रिमां नदीम् ॥ १२१ ॥
कुर्वन्त्यन्यत्ताद्विधं वा कर्षन्त्यभिनवां भुवम् ।
तद्व्ययद्विगुणं यावन्न तेभ्यो भागमाहरेत् ॥ १२२ ॥

કડીયા, લુહાર, સુતાર, સઈ, મોચી વગેરે કારીગરોની પાસે મહિનામાં પંદર પંદર દિવસે એકવાર વેઠે કામ કરાવવું: આજ તેનો કર જાણવો. તથા જેઓ રાજાની આબાદી કરવા માટે તળાવો બંધાવે, વાવો ખોદાવે, નદી નાળાઓ બંધાવે અથવા તો તેના જેવું બીજું કંઇ કરે, પડતર જમીનને ખેડીને પુષ્કળ ધાન્ય નિપજાવે, તેવા કામમાં જે ખરચ લાગ્યો હોય તે કરતાં બમણી ઉપજ થાય ત્યાં સુધી તેઓની પાસેથી રાજ્યભાગ લેવો નહીં; પણ જ્યારે તેથી અધિક પેદાશ થાય ત્યારે રાજ્ય કર લેવો. ૧૨૧-૧૨૨

भुवि भागं भृतिं शुल्कं वृद्धिमुत्कोचकं करम् ।
सद्य एव हरेत्सर्वं न तु कालविलम्बनैः ॥ १२३ ॥

ઇનામ તરિકે મળતો જમીનનો ભાગ, પગાર, જગાત, વ્યાજ, લાંચ, અને કર એ સઘળાં તુરતજ લઈ લેવાં તે લેવામાં વિલમ્બ કરવો નહીં. ૧૨૩

दद्यात्प्रातिकर्षकाय भागपत्रं स्वचिह्नितम् ।
नियम्य ग्रामभूभागमेकस्माद्धनिकाद्धरेत् ॥ १२४ ॥
गृहीत्वा तत्प्रतिभुवं धनं प्राक्तत्समं तु वा ।
विभागशो गृहीत्वापि मासि मासि ऋतौ ऋतौ ॥ १२५ ॥

રાજાએ દરએક ખેડુતને પોતાની સહીવાળું રાજ્યકરનું એક પત્રક કરીને આપવું; તે એ પ્રમાણે કે ગામની અમુક જમીનનો નિશ્ચય કરીને તેના ઉપર એક ધનાઢય પુરૂષની જામીનગીરી લેવી; અથવા તો રાજાને આપવાના કર જેટલા પૈસા લેખની પેહેલાં જુદા મૂકાવવા. પછી સહીવાળું ગણીતપત્ર આપવું; અથવા તો મહિને મહિને કે ૠતુએ ૠતુએ રાજ્ય ભાગ લઈને કર-પત્ર આપવું. ૧૨૪-૧૨૫.

षोडशद्वादशदशाष्टांशतो वाधिकारिणः ।
स्वांशात्षष्ठांशभागेन ग्रामपान्सन्नियोजयेत् ॥ १२६ ॥

પોતાને સોળમો, બારમો, દશમો, અથવા તો આઠમો જેટલો કર મળતો હોય તેમાંથી રાજાએ છઠ્ઠો ભાગ અધિકારીયોને અથવા તો કોટવાળોને આપવો. ૧૨૬

गवादिदुग्धान्न फलं कुटुम्बार्थाद्धरेन्नृपः ।
उपभोगे धान्यवस्त्रं क्रेतृतो नाहरेत्फलम् ॥ १२७ ॥

જે મનુષ્ય ગાય ભેંશ વગેરેનું દુધ પોતાના કુટુંબના પોષણ માટે સંગ્રહતો હોય તેની પાસેથી કર લેવો નહીં, તથા જે પોતાના નિર્વાહ માટે ધાન્ય તથા વસ્ત્રો ખરીદ કરતો હોય તેની પાસેથી પણ માલપર જગાત લેવી નહીં. ૧૨૭

वार्धुषिकाच्च कौसीदाद्द्वात्रिंशांशं हरेन्नृपः ।
गृहाद्याधारभूशुल्कं कृष्टभूमेरिवाहरेत् ॥ १२८ ॥

રાજાએ બમણું ત્રમણું વ્યાજ ઉપજાવનારા પાસેથી અને સાધારણ વ્યાજ લેનારા પાસેથી કર, તરિકે બત્રીસમો ભાગ લેવો-અને ઘર વગેરે રહેવાની જગ્યાનો કર ખેડેલા ખેતરની પેઠે લેવો. તાત્પર્ય કે ખેડેલા ખેતરનો જેમ કર લેવામાં આવે છે તેમજ ઘર વેરો પણ લેવો. ૧૨૮

तथा चापणिकेभ्यस्तु पण्यभूशुल्कमाहरेत् ।
मार्गसंस्काररक्षार्थं मार्गगेभ्यो हरेत्फलम् ॥ १२९ ॥

તથા વ્યાપારીઓ પાસેથી હાટ વિગેરે વ્યાપાર કરવાની જગ્યાનો કર લેવો; અને રસ્તાઓ ઉપર ચાલનારા લોકો પાસેથી રસ્તાઓ સાફ કરાવવા માટે કર લેવો-કે જેથી રસ્તા સમા કરાવવાનો ખર્ચ માથે પડે નહીં. ૧૨૯

सर्वतः फलभुग्भूत्वा दासवत्स्यात्तु रक्षणे ।
इति कोशप्रकरणं समासात्कथितं किल ॥ १३० ॥

રાજાએ આ પ્રમાણે સર્વની રક્ષા કરવામાટે, સર્વની પાસેથી દાસની પેઠે કર લઈ, સર્વનું પાલન કરવું. આ પ્રમાણે તમને ટૂંકામાં કોશનું પ્રકરણ કહ્યું. ૧૩૦

इति शुक्रनीतौ चतुर्थाध्यायस्य कोशनिरूपणं नाम द्वितीयं प्रकरणम्

## અધ્યાય ૪ થો.

### પ્રકરણ ૩ જું.

### રાષ્ટ્રનીતિ.

अथ मिश्रे तृतीयं तु राष्ट्रं वक्ष्ये समासतः ।
स्थावरं जङ्गमं चापि राष्ट्रशब्देन गीयते ॥ १ ॥

હવે મિશ્રાધ્યાયમાં આ ત્રીજું રાષ્ટ્ર પ્રકરણ ટૂંકામાં કહુ છું. વૃક્ષ, પર્વત વગેરે સ્થાવર પદાર્થ તથા ગાય મનુષ્ય વગેરે જંગમ પદાર્થ આ બન્ને રાષ્ટ્ર શબ્દથી બોલાય છે—તેઓનો રાષ્ટ્રમાં સમાવેશ થાય છે. ૧

यस्याधीनं भवेद्यावत्तद्राष्ट्रं तस्य वै भवेत् ॥ २ ॥

જે રાજાના અધિનમાં જેટલો દેશ હોય તેટલો દેશ તે રાજાનો ક હેવાય છે. ૨

कुबेरता शतगुणाधिका सर्वगुणात्ततः ।
ईशता चाधिकतरा सा नाल्पतपसः फलम् ॥ ३ ॥

સાધારણ મનુષ્ય કરતાં ધનાઢયપણું શોગણું ઉત્તમ ગણાય છે; અને તેના કરતાં અધિપતિપણું ઉત્તમ ગણાય છે તે આધિપત્ય અલ્પ તપનું ફળ નથી. ૩

स दीव्यति पृथिव्यां तु नान्यो देवो यतः स्मृतः ॥ ४ ॥

ધનાઢય અને રાજા પૃથિવી ઉપર આનંદમાં પોતાના દિવસ ગાળે છે, પણ બીજા તેમ આનંદ કરી શકતા નથી; કારણ બીજા મનુષ્યો દેવ કહેવાના નથી. ૪

यस्याश्रितो भवेल्लोकस्तद्वदाचरति प्रजा ।
भुङ्क्ते राष्ट्रफलं सम्यगतो राष्ट्रकृतं त्वत्रम् ॥ ५ ॥

જે પ્રજા, જે રાજાના આશ્રય તળે રહેતી હોય તે પ્રજા, તે રાજાની પેઠે આચરણ કરે છે; માટે રાજા, પ્રજાએ કરેલા પુણ્ય,પાપ ફળનો ભાગી થાય છે. ૫

स्वस्वधर्मपरो लोको यस्य राष्ट्रे प्रवर्तते ।
धर्मनीतिपरो राजा चिरं कीर्त्तिं चाश्नुते ॥ ६ ॥

જેના દેશમાં પ્રજા પોત પોતાના ધર્મપરાયણ વર્તે છે તે દેશના રાજાને ધર્મ-નીતિ પરાયણ જાણવો અને તે ચિરકાળ સુધી કીર્તિ ભોગવે છે. ૬

भूमौ यावद्यस्य कीर्त्तिस्तावत्स्वर्गे स तिष्ठति ॥ ७ ॥

જેની કીર્તિ પૃથિવી ઉપર જ્યાં સુધી રહે ત્યાં સુધી તે સ્વર્ગમાં રહે છે.—પણ કીર્તિ નાશ થયા પછી પૃથિવી ઉપર જન્મે છે. ૭

अकीर्त्तिरेव नरको नान्योऽस्ति नरको दिवि ।
नरदेहाद्विना त्वन्यो देहो नरक एव सः ॥ ८ ॥

પરલોકમાં બીજું નરક નથી પણ અપકીર્તિ એજ નરક-દુષ્ટ ગતિ કરનાર છે. મનુષ્ય દેહ વિના કાગડા કુતરાનો દેહ તેજ નરક ગણાયછે. ૮

महत्पापफलं विद्यादाधिव्याधिस्वरूपकम् ।
स्वयं धर्मपरो भूत्वा धर्मे संस्थापयेत्प्रजाः ॥ ९ ॥

આધિ વ્યાધિ ને મહા પાપનાં ફળ સમજવાં. માટેરાજાએ પોતે ધર્મપરાયણ થઈ પ્રજા માત્રને ધર્મમાં પ્રેરવી. રાજા ધર્મપરાયણ હોય તો તેની પ્રજા પણ રાજાનું દૃષ્ટાંત લઈને ધર્મમાં વર્તે છે. ૯

देशधर्मा जातिधर्माः कुलधर्माः सनातनाः ।
मुनिप्रोक्ताश्च ये धर्माः प्राचीना नूतनाश्च ये ॥ १० ॥
ते राष्ट्रगुप्त्यै सन्धार्या ज्ञात्वा यत्नेन सन्नृपैः ।
धर्मसंस्थापनाद्राजा श्रियं कीर्तिं प्रविन्दति ॥ ११ ॥

સારા રાજાએ ચિરકાળથી ચાલતા દેશધર્મો, જાતિધર્મો, કુળધર્મો, મુનિપ્રોક્તપ્રાચીનધર્મો અને નવા નિયમોને સારી પેઠે ધ્યાનમાં લેવા અને તેને સમજી દેશની રક્ષા કરવામાટે તે તે ધર્મોનું પ્રયત્ન પૂર્વક પાળન કરવું. ધર્મની રક્ષા કરવાથી રાજા લક્ષ્મી તથા કીર્તિને મેળવે છે. ૧૦-૧૧

## જાતિનીતિ.

चतुर्धा भेदिता जातिर्ब्रह्मणा कर्मभिः पुरा ।
तत्तत्साङ्कर्यासाङ्कर्यात्प्रतिलोमानुलोमतः ।
जात्यानन्त्यं तु सम्प्राप्तं तद्वक्तुं नैव शक्यते ॥ १२ ॥

પૂર્વે બ્રહ્માએ ગુણ તથા કર્માનુસાર બ્રાહ્મણ આદિ ચાર જાતિનો વિભાગ પાડયો હતો. તે જાતિઓમાં પરસ્પર સંકરપણું થયું, કેટલીક જાતિ જુદીજ રહી, કેટલીક પ્રતિલોમ થઈ ને કેટલીક અનુલોમ થઇ: તેથી અસંખ્ય જાતિયો થઇ પડી છે. તે કહી શકાય તેટલી નથી. ૧૨

मन्यते जातिभेदं ये मनुष्याणां तु जन्मना ।
त एव हि विजानन्ति पार्थक्यं नामकर्मभिः ॥ १३ ॥

જેઓ જન્માનુસાર મનુષ્યોમાં જાતિભેદ માને છે તેઓજ નામ તથા કર્મવડે મનુષ્યોમાં ભેદ માને છે. ૧૩

जरायुजाण्डजा स्वेदोद्भिज्जा जातिः सुसंग्रहात् ।
उत्तमो नीचसंगाद्भवेन्नीचस्तु जन्मना ॥ १४ ॥

ટૂંકમાં કહીએ તો જરાયુજ (ઓળમાંથી જન્મનારી), અંડજ (ઈંડામાંથી જન્મનારી), સ્વેદજ (પરસેવામાંથી જન્મનારી), અને ઉદ્ભિજ્જ (પૃથિવીમાંથી જન્મનારી)-આવી ચાર જાતિયો છે. ઉત્તમ મનુષ્ય નીચના સંગથી નીચ બને છે; અને જન્મથી નીચ તો નીચજ રહે છે. ૧૪

नीचो भवेन्नोत्तमस्तु संसर्गाद्वापि जन्मना ।
कर्मणोत्तमनीचत्वं कालतस्तु भवेद्गुणैः ।
विद्याकलाश्रयेणैव तन्नाम्ना जातिरुच्यते ॥ १५ ॥

નીચ મનુષ્ય કોઈના સંગથી, કે ઉંચા કુળમાં જન્મ્યાથી સારો થતો નથી. કર્મથી મનુષ્યમાં ઉત્તમપણું અને નીચપણું તુરત આવે છે. અને ગુણ તથા અવગુણોને લીધે લાંબે કાળે સારાપણું નરતાપણું આવે છે. વિદ્યા તથા કળાનો અભ્યાસ કરીને તેનો આશ્રય કરવાથી તે તે કળાને નામે જાતિઓ તથા અટકો પડે છે-જેમકે ન્યાય જાણવાથી નૈયાયિક અને વ્યાકરણ જાણવાથી વૈયાકરણી કહેવાય છે. ૧૫

इज्याध्ययनदानानि कर्माणि तु द्विजन्मनाम् ।
प्रतिग्रहोऽध्यापनञ्च याजनं ब्राह्मणेऽधिकम् ॥ १६ ॥

યજ્ઞ કરવો, વેદ ભણવો ને દાન દેવું, આ ત્રણ કર્મ બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યનાં છે. તેમાં દાન લેવું, વેદ ભણાવવો, અને યજ્ઞ કરાવવો આટલાં કર્મ બ્રાહ્મણમાં અધિક છે. ૧૬

सद्रक्षणं दुष्टनाशः स्वाशादानं तु क्षत्रिये ।
कृषिगोगुप्तिवाणिज्यमधिकं तु विशां स्मृतम् ॥ १७ ॥

સત્પુરૂષની રક્ષા કરવી, દુષ્ટોનો નાશ કરવો, અને પ્રજાની પાસેથી પોતાનો કર લેવો, આટલાં અધિક કર્મ ક્ષત્રિયમાં રહેલાં છે. ખેતી કરવી, ગોપાળન કરવું, વ્યાપાર કરવો-આટલાં અધિક કર્મ વૈશ્યમાં રહ્યાં છે એમ જાણવું. ૧૭

दानं सेवैव शूद्रादेर्नीचकर्म प्रकीर्तितम् ॥ १८ ॥

દાન આપવું, સેવા કરવી, તથા સાધારણ કર્મ (પગ ચાપવા, વાસીદું વાળીને જગ્યાને સાફ રાખવી, વગેરે કામ) શૂદ્ર અને તેના જેવી બીજી જાતિનાં કહ્યાં છે. ૧૮

क्रियाभेदैस्तु सर्वेपां भृतिवृत्तिरनिन्दिता ।
सीरभेदैः कृषिः प्रोक्ता मन्वाद्यैर्ब्राह्मणादिषु ॥ १९ ॥

બ્રાહ્મણ વિગેરે સર્વ જાતિને શાસ્ત્રમાં જણાવેલાં જુદાં જુદાં કર્મ કરીને પોષણ કરવાથી દોષ લાગતો નથી. જેમ કે મનુ આદિએ બ્રાહ્મણાદિ જાતિને જુદાં જુદાં હળોથી ખેડ કરવી કહી છે. ૧૯

ब्राह्मणैः पोडशगवं चतुरूनं यथा परैः ।
द्विगवं वान्त्यजैः सीरं दृष्ट्वा भूमार्दवं तथा ॥ २० ॥

બ્રાહ્મણોએ ખેડ કરવી હોય તો સોળ ક્ષત્રિયોએ બાર વૈશ્યે આઠ; શૂદ્રોએ ચાર; અને ચંડાળોએ જમીનની કોમળતા ઉપર વિચાર કરીને બે બળદ ખેંચી શકે તેવડું હળ રાખવું. ૨૦

ब्राह्मणेन विनान्येषां भिक्षावृत्तिर्विगर्हिता ॥ २१ ॥

બ્રાહ્મણ વિના બીજી જાતિઓને માટે ભિક્ષાવૃત્તિ કનિષ્ટ ગણેલી છે. ૨૧

तपोविशेषैर्विविधैर्व्रतैश्च विधिचोदितैः ।
वेदः कृत्स्नोऽधिगन्तव्यः सरहस्यो द्विजन्मना ॥ २२ ॥

દ્વિજવર્ગે શાસ્ત્રમાં કહેલાં જુદાં જુદાં તપ તથા વ્રત કરીને ઉપનિષદ સહિત ષડંગવેદ ભણવો. ૨૨

योऽधीतविद्यः सकलः स सर्वेषां गुरुर्भवेत् ।
न च जात्यानधीतो गुरुर्भवितुमर्हति ॥ २३ ॥

જે સર્વ વિદ્યા અને સર્વ કળા ભણ્યો હોય તે સર્વનો ગુરૂ થઈ શકે; પરંતુ મૂર્ખ મનુષ્ય કેવળ એક ઉંચા કુળમાં જન્મવાથી ગુરૂ થવાને પાત્ર ગણાતો નથી. ૨૩

# विद्याकळानीति.

विद्या ह्यनन्ताश्च कलाः संख्यातुं नैव शक्यते ।
विद्या मुख्याश्च द्वात्रिंशच्चतुःषष्टिः कलाः स्मृताः ॥ २४ ॥

વિદ્યા અને કળા અનંત છે, તેની કોઈ ગણત્રી કરી શકતું નથી, પરંતુ મુખ્ય વિદ્યા બત્રીશ છે અને મુખ્ય કળા ચોસઠ છે. ૨૪

यद्यत्स्याद्वाचिकं सम्यक्कर्म विद्याभिसंज्ञकम् ।
शक्तो मूकोऽपि यत्कर्तुं कलासञ्ज्ञन्तु तत्स्मृतम् ॥ २५ ॥

જે જે કામ વાણીથી બરાબર બની શકતાં હોય તેનું નામ વિદ્યા; અને જે જે કામ મૂંગો પણ કરી શકે તેનું નામ કળા જાણવી. જેમ નૃત્ય વગેરે મૂંગાથી પણ બની શકે છે માટે નૃત્યને કળામાં ગણેલું છે. ૨૫

उक्तं संक्षेपतो लक्ष्म विशिष्टं पृथगुच्यते ।
विद्यानां च कलानां च नामानि तु पृथक् पृथक् ॥ २६ ॥
ऋग्यजुः साम चाथर्वा वेदा आयुर्धनुः क्रमात् ।
गान्धर्वश्चैव तन्त्राणि उपवेदाः प्रकीर्त्तिताः ॥ २७ ॥

વિદ્યાનું તથા કળાનું ટૂંકામાં લક્ષણ કહ્યું. હવે તેનાં જુદાં જુદાં વિશેષ નામ કહુંછું. ૧ ઋગ્વેદ, ૨ યજુર્વેદ, ૩ સામવેદ અને ૪ અથર્વવેદ આ ચાર વેદો છે; અને આયુર્વેદ, ધનુર્વેદ, ગાંધર્વવેદ તથા તંત્રો એ ક્રમવાર ઋગ્વેદાદિકના ઉપવેદો કહ્યા છે. ૨૬–૨૭

शिक्षा व्याकरणं कल्पो निरुक्तं ज्योतिषं तथा ।
छन्दःषडङ्गानीमानि वेदानां कीर्त्तितानि हि ॥ २८ ॥

૧ શિક્ષા, ૨ વ્યાકરણ, ૩ કલ્પ, ૪ નિરૂક્ત, ૫ જ્યોતિષ, ૬ અને છંદ, આ છને વેદનાં અંગો કહે છે. ૨૮

मीमांसातर्कसांख्यानि वेदान्तो योग एव च ।
इतिहासाः पुराणानि स्मृतयो नास्तिकं मतम् ॥ २९ ॥
अर्थशास्त्रं कामशास्त्रं तथा शिल्पमलंकृतिः ।
काव्यानि देशभाषावसरोक्तिर्यावनं मतम् ।
देशादिधर्मा द्वात्रिंशदेता विद्याभिसंज्ञिताः ॥ ३० ॥

૧ મીમાંસા, ૨ તર્ક, ૩ સાંખ્ય, ૪ વેદાંત, ૫ યોગ, ૬ ઈતિહાસ, ૭ પુરાણ, ૮ સ્મૃતિયો, ૯ નાસ્તિકમત, ૧૦ અર્થશાસ્ત્ર, ૧૧ કામશાસ્ત્ર,

૧૨ શિલ્પશાસ્ત્ર, ૧૩ અલંકારશાસ્ત્ર, ૧૪ કાવ્યો, ૧૫ દેશભાષા, ૧૬ અવસર પઠિત વાણી, ૧૭ યવનમત અને ૧૮ દેશ પ્રચાલિત ધર્મો. આ બત્રીસ વિદ્યાના નામથી પ્રસિદ્ધ છે ૨૯ ૩૦

मन्त्रब्राह्मणयोर्वेद नाम प्रोक्तमृगादिषु ॥ ३१ ॥

ઋગ્વેદ, યજુર્વેદ વગેરેમાં મંત્રને તથા બ્રાહ્મણ ભાગને વેદ કહે છે. ૩૧

जपहोमार्चनं यस्य देवताप्रीतिदं भवेत् ।
उच्चारान्मन्त्रसंज्ञं तद्विनियोगि च ब्राह्मणम् ॥ ३२ ॥

જપ, હોમ, તથા દેવપૂજન કરતી વેળાએ જે ભણવાથી દેવો પ્રસન્ન થાય છે તેનું નામ મંત્ર અને તેનાથી ભિન્ન ભાગને બ્રાહ્મણ જાણવું. ૩૨

ऋग्रूपा यत्र ये मन्त्राः पादशोऽर्द्धर्चशोऽपि वा ।
येषां हौत्रं स ऋग्भागः समाख्यानं च यत्र वा ॥ ३३ ॥

જેમાં ઋચારૂપે મંત્રો હોય તે-પદેપદે તથા અર્ધ અર્ધ ઋચાએ ભણ્યા હોય, તથા જે મંત્રો હોમની પુષ્ટિ આપતા હોય અને જે મંત્રોમાં ઉત્તમ ઉપદેશ આપ્યો હોય તે ઋગ્વેદ. ૩૩

प्रश्लिष्टपठिता मन्त्रा वृत्तगीतिविवर्जिताः ।
आध्वर्यवं यत्र कर्म त्रिगुणं यत्र पाठनम् ।
मन्त्रब्राह्मणयोरेव यजुर्वेदः स उच्यते ॥ ३४ ॥

જેમાં છંદ તથા ગીતિ વિનાના મંત્રો સાથે સાથે ભણ્યા હોય, જેમાં અધ્વર્યુનું કર્મ બતાવેલું હોય, અને જેમાં મંત્ર તથા બ્રાહ્મણનો ત્રણવાર પાઠ આવતો હોય તે યજુર્વેદ કહેવાય છે. ૩૪

उद्गीथं यस्य शस्त्रादेर्यज्ञे तत्सामसंज्ञकम् ॥ ३५ ॥

શસ્ત્ર આદિકના યજ્ઞમાં જે મંત્રો ઉંચે સ્વરે ભણવાના કહ્યા છે તે મંત્રોને સામ કહે છે. ૩૫

अथर्वाङ्गिरसो नाम ह्युपास्योपासनात्मकः ।
इति वेदचतुष्कं तु ह्युद्दिष्टं च समासतः ॥ ३६ ॥

જેમાં દેવતાઓની ઉપાસનાઓ તથા અભિચાર ક્રીયા બતાવી હોય તેનું નામ અથર્વવેદ છે. આ પ્રમાણે ચાર વેદ ટૂંકામાં કહી બતાવ્યા. ૩૬

विन्दत्यायुर्वेत्ति सम्यगाकृत्यौषधिहेतुतः ।
यस्मिन्नृग्वेदोपवेदः स चायुर्वेदसंज्ञकः ॥ ३७ ॥

જે જાણવાથી મનુષ્ય સારી રીતે જીવન જાળવી શકે છે, અને રોગોનાં સ્વરૂપ જાણવાથી તથા ઔષધીયો જાણવાથી અમુક રોગ આટલા દિવસ રહેશે તે સર્વ જાણી શકે છે તેનું નામ આયુર્વેદ. આ ઋગ્વેદનો ઉપવેદ છે. ૩૭

युद्धशस्त्रास्त्रव्यूहादिरचनाकुशलो भवेत् ।
यजुर्वेदोपवेदोऽयं धनुर्वेदस्तु येन सः ॥ ३८ ॥

જે જાણવાથી મનુષ્ય યુદ્ધ વખતે શસ્ત્રઅસ્ત્રનો ઉપયોગ કરવામાં તથા વ્યૂહરચના રચવામાં કુશળ બને તેનું નામ ધનુર્વેદ. આ યજુર્વેદનો ઉપવેદ છે. ૩૮

स्वरैरुदात्तादिधर्मैस्तन्त्रीकण्ठोत्थितैः सदा ।
सतालैर्गानविज्ञानं गान्धर्वो वेद एव सः ॥ ३९ ॥

જે જાણવાથી ઉદાત્ત, અનુદાત્ત અને સ્વરિત સ્વર તથા તાળનું જ્ઞાન થાય છે, અને વીણાના કંઠમાંથી ઉત્પન્ન થતા **સા, રિ, ગ, મ, પ, ધ, ની,** એ સાત સ્વરવાળું ગાયન તાળ સહિત ગાતાં આવડે છે તેનુંજ નામ ગાંધર્વવેદ. આ સામવેદનો ઉપવેદ છે. ૩૯

कथिताः सोपसंहारास्तद्धर्मनियमैश्च षट् ।
अथर्वणां चोपवेदस्तन्त्ररूपः स एव हि ॥ ४० ॥

જેમાં ઉપાસના કરવા યોગ્ય જુદા જુદા દેવોનાં વિધિ સહિત મારણ, મોહન, ઉચ્ચાટન, વશીકરણ, સ્તંભન, અને મૂર્છનના છ પ્રયોગો જુદા જુદા ભેદથી બતાવ્યા હોય તેનું નામ તંત્ર તે અથર્વવેદનો ઉપવેદ છે. ૪૦

स्वरतः कालतः स्थानात्प्रयत्नानुप्रदानतः ।
सवनाद्यैश्च सा शिक्षा वर्णानां पाठशिक्षणात् ॥ ४१ ॥

જેમાં ઉદાત્તાદિક સ્વર, હ્રસ્વ, દીર્ઘ, ઉચ્ચારણકાળ, કંઠાદિક સ્થાન, આભ્યંતરાદિક પ્રયત્ન તથા ઉત્પત્તિ આદિક ઉચ્ચારણ દર્શાવીને વર્ણોના પાઠની શિક્ષા કરી હોય તેવા ગ્રંથને શિક્ષાગ્રંથ કહે છે. ૪૧

प्रयोगो यत्र यज्ञानामुक्तो ब्राह्मणशेषतः ।
श्रौतकल्पः स विज्ञेयः स्मार्त्तकल्पस्तथेतरः ॥ ४२ ॥

વેદના મંત્રથી જુદા ભાગને બ્રાહ્મણ કહે છે, તેમાં જે યજ્ઞોના પ્રયોગ અને યજ્ઞકર્મ કહ્યું છે તેને શ્રૌત કહે છે, અને તેથી ભિન્નકર્મને સ્માર્ત કહે છે. આ પ્રમાણે શ્રૌત અને સ્માર્ત એવા બે પ્રકારનાં કર્મ જાણવાં. ૪૨

व्याकृताः प्रत्ययाद्यैश्च धातुसन्धिसमासतः ।
शब्दा यत्र व्याकरणमेतद्धि बहुलिङ्गतः ॥ ४३ ॥

જેમાં પ્રત્યય આદિથી, ધાતુથી, સંધિથી, સમાસથી અને પુલ્લિંગ, સ્ત્રીલિંગ વગેરે જાતિયોથી શબ્દ સાધના જણાવવામાં આવી હોય તેનું નામ વ્યાકરણ. ૪૩

शब्दानिर्वचनं यत्र वाक्यार्थैकार्थसंग्रहः ।
निरुक्तं तत्समाख्यानाद्वेदाङ्गं श्रोत्रसंज्ञकम् ॥ ४४ ॥

જેમાં શબ્દનું બારીકીથી વર્ણન કર્યું હોય, અને જેમાં એક અર્થમાં રહેલાં વાકયોનો તથા શબ્દોનો સંગ્રહ કરવામાં આવ્યો હોય તેનું નામ નિરૂક્ત. તે વેદનું અંગ ગણાય છે. આ નિરૂક્ત, શબ્દના ખરા અર્થો બતાવે છે માટે તેને શ્રોત્ર નામ આપેલું છે. ૪૪

नक्षत्रग्रहगमनैः कालो येन विधीयते ।
संहिताभिश्च होराभिर्गणितैर्ज्योतिषं हि तत् ॥ ४५ ॥

જે નક્ષત્રોની અને ગ્રહોની ગતિથી જ્યોતિષસંહિતાથી, હોરાઓથી તથા ગણિતોથી કાળને જુદો પાડી શકે છે તેનું નામ જ્યોતિષ છે. ૪૫

म्यरस्तजभ्रगैर्लान्तैः पद्यं यत्र प्रमाणतः ।
कल्प्यते छन्दःशास्त्रं तद्वेदानां पादरूपधृक् ॥ ४६ ॥

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| भ | ज | स | य | र | त | म | न |
| ऽ।। | ।ऽ। | ।।ऽ | ।ऽऽ | ऽ।ऽ | ऽऽ। | ऽऽऽ | ।।। |

આવાં માપથી જેમાં કવિતા રચવાનું પ્રમાણ જણાવ્યું હોય, તેને છંદશાસ્ત્ર કહે છે; અને તે વેદમાં મંત્રના ચરણની વ્યવસ્થા કરે છે. ૪૬

यत्र व्ययस्थिता चार्थकल्पना विधिभेदतः ।
मीमांसा वेदवाक्यानां सैव न्यायश्च कीर्त्तितः ॥ ४७ ॥
भावाभावपदार्थानां प्रत्यक्षादिप्रमाणतः ।
संविवेको यत्र तर्कः कणादादिमतं च यत् ॥ ४८ ॥

જેમાં ક્રીયાપરત્વે વેદ વાકયોના અર્થની કલ્પના કરી હોય તેજ મીમાંસા; જેમાં પ્રત્યક્ષ તથા અનુમાન આદિ પ્રમાણથી ભાવ આદિ પદાર્થોનો બરાબર વિચાર કર્યો હોય તથા કણાદ વગેરેનો અને વૈશેષિક વગેરેનો મત દર્શાવ્યો હોય તેજ ન્યાય કહેવાય છે. ૪૭-૪૮

पुरुषोऽष्टौ प्रकृतयो विकारा: षोडशेति च ।
तत्त्वादिसंख्यावैशिष्ट्यात्सांख्यमित्याभिधीयते ॥ ४९ ॥

એક પુરૂષ, આઠ પ્રકૃતિ, અને સોળ વિકારો-આ પ્રમાણે પચીસ તત્વોનું જેમાં વર્ણન કર્યું હોય તે શાંખ્યશાસ્ત્ર કહેવાય છે. ૪૯

ब्रह्मैकमद्वितीयं स्यान्नाना नेहास्ति किंचन ।
मायिकं सर्वमज्ञानाद्भाति वेदान्तिनां मतम् ॥ ५० ॥

જેમાં एकमेवाद्वितयं, ब्रह्म-અદ્વિતીય ઈશ્વર એકજ છે; नेह नानास्ति किंचन આ સંસારમાં ભિન્નભિન્ન પરમાત્મા નથી; સર્વ માયિક છે તે અજ્ઞાનતાથી સત્યરૂપે ભાસે છે-આ પ્રમાણે વર્ણવ્યું હોય તે વેદાંતીયોનો મત જાણવો. ૫૦

चित्तवृत्तिनिरोधस्तु प्राणसंयमनादिभिः ।
तद्योगशास्त्रं विज्ञेयं यस्मिन्ध्यानसमाधितः ॥ ५१ ॥

જેમાં ધ્યાન અને સમાધિવડે ને પ્રાણાયામ આદિકવડે મનોવૃતિને વિષયાંતરોમાં જતી અટકાવવાનું અને મનને એકાગ્ર કરવાનું બતાવ્યું હોય તેને યોગશાસ્ત્ર જાણવું. ૫૧

प्राग्वृत्तकथनं चैकराजकृत्यमिषादितः ।
यस्मिन्स इतिहासः स्यात्पुरावृत्तः स एव हि ॥ ५२ ॥

જેમાં અમુક રાજાના ચરિત્રનો દાખલો આપીને પૂર્વનું વૃત્તાંત વર્ણવ્યું હોય તેનું નામ ઈતિહાસ-તેને પુરાવૃત્ત પણ કહે છે. ૫૨

सर्गश्च प्रतिसर्गश्च वंशो मन्वन्तराणि च ।
वंशानुचरितं यस्मिन्पुराणं तद्विकीर्तितम् ॥ ५३ ॥

જેમાં સૃષ્ટિ,પ્રલય, મહાપુરૂષોનાં વંશો, મન્વંતરો તથા તેના વંશનાં ચરિત્રો વર્ણવ્યાં હોય તેને પુરાણ કહે છે. ૫૩

वर्णादिधर्मस्मरणं यत्र वेदाविरोधकम् ।
कीर्तनं चार्थशास्त्राणां स्मृतिः सा च प्रकीर्त्तिता ॥ ५४ ॥

જેમાં બ્રાહ્મણાદિકનો વેદાનુકૂળ આશ્રમધર્મ કહ્યો હોય, અને અર્થશાસ્ત્રનો વિચાર પણ કર્યો હોય તે સ્મૃતિ કહેવાય છે. ૫૪

युक्तिर्बलीयसी यत्र सर्वं स्वाभाविकं मतम् ।
कस्यापि नेश्वरः कर्त्ता न वेदो नास्तिकं हि तत् ॥ ५५ ॥

જેમાં યુક્તિને પ્રબળ માની હોય, સર્વ વસ્તુને સ્વભાવસિદ્ધ માની હોય, કોઈ પણ વસ્તુનો કર્તા ઈશ્વર નથી, અને વેદ ખોટા છે આમ દર્શાવ્યું હોય તેને નાસ્તિક મત જાણવો. ૫૫

श्रुतिस्मृत्याविरोधेन राजवृत्तादिशासनम् ।
सुयुक्त्यार्थार्जनं यत्र ह्यर्थशास्त्रन्तदुच्यते ॥ ५६ ॥

જેમાં શ્રુતિ તથા સ્મૃતિને અનુસરતા રાજાના આચારાદિક દર્શાવ્યા હોય, તથા ધન સંપાદનની ઉત્તમ યુક્તિયો દર્શાવી હોય તે અર્થશાસ્ત્ર કહેવાય છે. ૫૬

शशादिभेदतः पुंसामनुकूलादिभेदतः ।
पद्मिन्यादिप्रभेदेन स्त्रीणां स्वीयादिभेदतः ।
तत्कामशास्त्रं सत्त्वादेर्लक्ष्म यत्रास्ति चोभयोः ॥ ५७ ॥

જેમાં પુરૂષોના શશ, મૃગ, અશ્વ, હસ્તિ વગેરે ભેદો વર્ણવ્યા હોય; તથા અનુકૂળ, ધૃષ્ટ, શઠ વગેરે નાયકના ભેદો વર્ણવ્યા હોય;પદ્મિની, ચિત્રિણી, શંખિની, હસ્તિની-સ્વીયા, પરકીયા અને સામાન્યા વગેરે સ્ત્રીઓના ભેદો દર્શાવ્યા હોય તથા સ્ત્રી પુરૂષોના સાત્વિક આદિ પ્રેમનું લક્ષણ જણાવ્યું હોય તેનું નામ કામશાસ્ત્ર છે. ૫૭

प्रासादप्रतिमारामगृहवाप्यादिसत्कृतिः ।
कथिता यत्र तच्छिल्पशास्त्रमुक्तं महर्षिभिः ॥ ५८ ॥

જેમાં દેવમંદિર, રાજમંદિર, પ્રતિમા, ઉપવન, સરોવર આદિ બનાવવાની રીતો જણાવેલી હોય તેને મહર્ષિયો શિલ્પશાસ્ત્ર કહે છે. ૫૮

समन्यूनाधिकत्वेन सारूप्यादिप्रभेदतः ।
अन्योऽन्यगुणभूषा तु वर्णनेतऽलंकृतिश्च सा ॥ ५९ ॥

જેમાં સમાનપણાએ, કનિષ્ઠપણાએ, અધિકપણાએ અથવા તો સાદશ્ય આદિક ભેદો દર્શાવીને એકબીજાના ગુણની શોભાનું વર્ણન કરવામાં આવે છે તે અલંકાર કહેવાય છે; અને તે ગ્રંથને અલંકારશાસ્ત્ર કહે છે. ૫૯

सरसालंकृतादुष्टपदार्थं काव्यमेव तत् ।
विलक्षणचमत्कारबीजं पद्यादिभेदतः ॥ ६० ॥

જેમાં રસ અને અલંકારવાળા દોષ રહિત શબ્દો તથા અર્થો વર્ણવ્યા હોય તેનેજ કાવ્ય કહે છે અને તે ગદ્યકાવ્ય તથા પદ્યકાવ્ય વગેરે ભેદોથી મનુષ્યના મનમાં અલૈકિક આનંદ-ચમત્કાર ઉત્પન્ન કરે છે ૬૦

लोकसङ्केततोऽर्थानां सुग्रहा वाक्तु दैशिकी ॥ ६१ ॥

જે ભાષા લોકોના સંકેત પ્રમાણે બરાબર અર્થને જણાવે છે તે ભાષા દેશભાષા કહેવાય છે. ૬૧

विना कौशिकशास्त्रीयसङ्केतैः कार्यसाधिका ।
यथा कालोचिता वाग्वावसरोक्तिश्च सा स्मृता ॥ ६२ ॥

જે વાણી-કૌશિક વગેરે વૃત્તિ વિના તથા શાસ્ત્રના સંકેતવિના સ્ફુટતાથી શબ્દના અર્થને જણાવે અને સમયાનુકૂળ હોય તેને અવસરોક્તિ જાણવી. ૬૨

ईश्वरः कारणं यत्रादृश्योऽस्ति जगतः सदा ।
श्रुतिस्मृती विना धर्माधर्मौस्तस्तच्च यावनम् ।
श्रुत्यादिभिन्नधर्मोऽस्ति यत्र तद्यावनं मतम् ॥ ६३ ॥

ઈશ્વર સદાય જગતને સૃજે છે; અને તે હમેશાં અદૃશ્ય છે: તથા શ્રુતિ અને સ્મૃતિમાં જણાવેલા ધર્મ તથા અધર્મ જુઠા જાણવા; તેથી ભિન્ન ધર્મ અને અધર્મ છે આમ જેમાં જણાવ્યું હોય તે યવનગ્રંથ જાણવો. તથા વેદમાં કહેલો ધર્મ તે ધર્મ નથી પણ ધર્મ તો તેનાથી જુદોજ છે, આમ જેમાં માન્યું હોય તે યવનમત જાણવો. ૬૩

कल्पितश्रुतिमूलो वामूलो लोकैर्धृतः सदा ।
देशादिधर्मः स ज्ञेयो देशे देशे कुले कुले ॥ ६४ ॥

પ્રત્યેક દેશમાં પ્રત્યેક કુળનાં લોકો શ્રુતિ સ્મૃતિમાં કહેલો અથવા તો નિર્મૂળ ધર્મ પાળતાં હોય તે ધર્મને દેશાદિ ધર્મ જાણવો. ૬૪

पृथक्पृथक्तु विद्यानां लक्षणं सम्प्रकाशितम् ।
कलानां न पृथङ्नम लक्ष्म चास्तीह केवलम् ॥ ६५ ॥

(એ રીતે) બત્રીસ વિદ્યાનાં જુદાં જુદાં લક્ષણો કહી બતાવ્યાં, હવે કળા કહુ છું. આમાં કળાનાં જુદાં નામ જણાવ્યાં નથી, પણ કેવળ તેનાં લક્ષણ જણાવ્યાં છે ૬૫

## ચોસઠ કળાઓ.

पृथक्पृथक्क्रियाभिर्हि कलाभेदस्तु जायते ।
यां यां कलां समाश्रित्य तन्नाम्ना जातिरुच्यते ॥ ६६ ॥

જુદી જુદી ક્રીયાઓ વડે જુદી જુદી કળાઓ થાય છે. મનુષ્ય જે જે કળાનો આશ્રય કરે છે તે કળાને નામે તેની જાતિનું નામ પડે છે. ૬૬

हावभावादिसंयुक्तं नर्तनं तु कलास्मृता ।
अनेकवाद्यकरणे ज्ञानं तद्वादने कला ॥ ६७ ॥
वस्त्रालंकारसन्धानं स्त्रीपुंसोश्च कला स्मृता ।
अनेकरूपाविर्भावकृतिज्ञानं कला स्मृता ॥ ६८ ॥

शय्यास्तरणसंयोगपुष्पादिग्रथनं कला ।
द्यूताद्यनेकक्रीडाभी रञ्जनं तु कला स्मृता ॥ ६९ ॥
अनेकासनसन्धानैः रतेर्ज्ञानं कला स्मृता ।
कलासप्तकमेतद्धि गान्धर्वे समुदाहृतम् ॥ ७० ॥

[1] હાવભાવસહિત નૃત્યજ્ઞાન, [2] જુદી જુદી જાતનાં વાજીંત્રોને બનાવવાનું તથા તે વગાડવાનું જ્ઞાન, [3] સ્ત્રી અને પુરૂષોને બરાબર શોભતા વસ્ત્ર તથા આભૂષણો પેહેરાવવાનું જ્ઞાન, [4] અનેક રૂપ પ્રગટ કરવાનું જ્ઞાન, [5] શય્યા ઉપર ગાંદલાને સારી રીતે પાથરવાનું જ્ઞાન, પુષ્પાદિકની માળા ગુંથવાનું જ્ઞાન, [6] જુગાર, સતરંજ વગેરે રમતોથી લોકના મનને રંજન કરવાનું જ્ઞાન, [7] ચોર્યાશી આસન વાળીને રતિ રમવાનું જ્ઞાન. આ સાત કળા ગાંધર્વ વેદમાં જણાવી છે. ૬૭-૭૦

मकरन्दासवादीनां मद्यादीनां कृतिः कला ।
शल्यगूढाहृती ज्ञानं शिराव्रणव्यधे कला ॥ ७१ ॥
हिंग्वादिरससंयोगान्नादिसम्पाचनं कला ।
वृक्षादिप्रसवारोपपालनादिकृतिः कला ॥ ७२ ॥
पाषाणधात्वादिदृतिस्तद्भस्मीकरणं कला ।
यावदिक्षुविकाराणां कृतिज्ञानं कला स्मृता ॥ ७३ ॥
धात्वौषधीनां संयोगक्रियाज्ञानं कला स्मृता ।
धातुसांकर्य्यपार्थक्यकरणं तु कला स्मृता ॥ ७४ ॥
संयोगापूर्वविज्ञानं धात्वादीनां कला स्मृता ।
क्षारनिष्कासनज्ञानं कलासंज्ञं तु तत्स्मृतम् ।
कलादशकमेतद्धि ह्यायुर्वेदागमेषु च ॥ ७५ ॥

[1] પુષ્પરસ, આસવ અને મદિરા આદિ બનાવવાનું જ્ઞાન, [2] પગમાં વાગેલી ફાંસને દુખે નહીં તેમ ગુપ્ત રીતે બાહાર કાઢવાનું જ્ઞાન, નાડીયોનાં ગડગુમડને કાપવાનું જ્ઞાન, [3] અન્નમાં હિંગ આદિ જુદા જુદા રસો મેળવીને રાંધવાનું જ્ઞાન, [4] વૃક્ષમાં ફળ લાવવાનું, તેને રોપવાનું અને ઉછેરવા વગેરેનું જ્ઞાન, [5] પાષાણ તથા ધાતુઓને ભાંગવાનું જ્ઞાન તથા તેની ભસ્મ કરવાનું જ્ઞાન, [6] શેરડીમાંથી ગોળ, સાકર વગેરે રસો બનાવવાનું જ્ઞાન, [7] સોના રૂપા વગેરે ધાતુઓની મેળવણીનું તથા ઓષધીયોની મેળવણીનું જ્ઞાન, [8] ધાતુઓમાં મળી ગયેલી ધાતુઓને જુદી પાડવાનું જ્ઞાન, [9] મિશ્રિત ધાતુઓમાં કેઈ કેઈ ધાતુઓ મળેલી છે તેનું જ્ઞાન, [10] પ્રત્યેક વસ્તુમાંથી ક્ષાર કાઢવાનું જ્ઞાન—આ દશ કળા આયુર્વેદમાં જણાવી છે. ૭૧-૭૫

शस्त्रसन्धानविक्षेपः पदादिन्यासतः कला ।
सन्ध्याघाताकृष्टिभेदैर्मल्लयुद्धं कला स्मृता ॥ ७६ ॥

૧ અનેક ઢબથી બેસીને નિશાન ટાંચવાનું જ્ઞાન તથા શસ્ત્ર ફેંકવાનું જ્ઞાન, ૨ અવયવોના ભાગમાં પ્રહાર કરવા તથા પરસ્પર ખેંચાખેંચી કરવી, વગેરે ભેદોથી મલ્લયુધ્ધ કરવાનું જ્ઞાન. ૭૬

बाहुयुद्धं तु मल्लानामशस्त्रं मुष्टिभिः स्मृतम् ।
मृतस्य तस्य न स्वर्गो यशो नेहापि विद्यते ॥ ७७ ॥

મલ્લ લોકો પરસ્પર શસ્ત્રોથી યુધ્ધ કરતા નથી પણ મુડિયોવતી બાહુ યુદ્ધ કરે છે. યુધ્ધ કરતાં મલ્લ મરણ પામે છે તો તેને પરલોક મળતો નથી, અને જગતમાં યશ મળતો નથી. ૭૭

बलदर्पविनाशान्तं नियुद्धं यशसे रिपोः ।
न कस्यासीद्धि कुर्य्याद्वा प्राणान्तं बाहुयुद्धकम् ॥ ७८ ॥

શત્રુના બળનો અને ગર્વનો નાશ થતાં સુધી મલ્લ યુધ્ધ કરવું. તે કોને યશ આપે નહીં ? (સર્વ કોઈને યશ આપે છે.) માટે મનુષ્યે પ્રાણાંત બાહુયુદ્ધ કરવું. ૭૮

कृतप्रतिकृतैश्चित्रैर्बाहुभिश्च सुसंकटैः ।
सन्निपातावघातैश्च प्रमादोन्मथनैस्तथा ।
कृतं निपीडनं ज्ञेयन्तन्मुक्तिस्तु प्रतिक्रिया ॥ ७९ ॥

૩ આવતા ભયને નિવારણ કરવા માટે ઉપાયો યોજવા, બાહુઓથી અનેક પ્રકારે ભયંકર પ્રહાર કરવા, શત્રુને નિચે પાડી તેના ઉપર પડવું, તેને પ્રહાર કરવો અને પ્રમાદને વખતે તેને સારી પેઠે ગુંદવો-આ ક્રીયાને નિપીડન કહે છે; અને તેમાંથી મુક્ત થવું તેને પ્રતિક્રીયા કહે છે. ૭૯

कलाभिलक्षिते देशे यन्त्राद्यस्त्रनिपातनम् ।
वाद्यसंकेततो व्यूहरचनादि कला स्मृता ॥ ८० ॥

આ પણ એક કળા છે. ૪ ટાંચેલાં નિશાન ઉપર યંત્રાદિક અને અસ્ત્રોને મારવાનું જ્ઞાન તથા વાજીંત્રનાં સંકેત પ્રમાણે વ્યૂહ આદિ રચનાનું જ્ઞાન પણ કળા જાણવી. ૮૦

गजाश्वरथगत्या तु युद्धसंयोजनं कला ।
कलापञ्चकमेतद्धि धनुर्वेदागमे स्थितम् ॥ ८१ ॥

૫ હાથી, ઘોડા અને રથોને મંડળ વગેરે જુદી જુદી ગતિયોથી ફેરવીને યુદ્ધ કરવાનું જ્ઞાન પણ કળા છે-આ પાંચ કળા ધનુર્વેદમાં કહેલી છે. ૮૧

विविधासनमुद्राभिर्देवतातोषणं कला ।
सारथ्यं च गजाश्वादेर्गतिशिक्षा कला स्मृता ॥ ८२ ॥
मृत्तिकाकाष्ठपाषाणधातुभाण्डादिसत्क्रिया ।
पृथक्कलाचतुष्कं तु चित्राद्यालेखनं कला ॥ ८३ ॥

[1] પદ્માસન, સ્વસ્તિકાસન, વગેરે આસનોથી તથા ધેનુ વગેરે મુદ્રાઓથી દેવોને પ્રસન્ન કરવા તે કળા. [2] હાથી અને ઘોડા વગેરેનું સારથીપણું કરવું તે કળા તથા તેઓને જુદી જુદી ગતિ શિખવવી તે કળા, [3] માટીનાં, લાકડાનાં, પત્થરનાં અને ધાતુનાં સારાં વાસણો બનાવવાં [4]તથા ચિત્રો વગેરે આલેખવાં તે કળા—આ ચાર કળાઓ જુદી કહી છે. ૮૨-૮૩

तडागवापीप्रासादसमभूमिक्रिया कला ।
घटयाद्यनेकयन्त्राणां वाद्यानान्तु कृतिः कला ॥ ८४ ॥

[1] તળાવ, વાવ, દેવમંદિર, અને સરખી ભૂમિ બાંધવાનું જ્ઞાન, [2]સમય દર્શાવનારાં ઘડી વગેરે યંત્રો બનાવવાનું જ્ઞાન, [3]તથા અનેક જાતનાં યંત્રો બનાવવાનું જ્ઞાન (પણ) કળા કહેવાય છે. ૮૪

हीनमध्यादिसंयोगवर्णाद्यै रञ्जनं कला ।
जलवाय्वग्निसंयोगनिरोधैश्च क्रिया कला ॥ ८५ ॥

[4]વસ્ત્રોને ઉત્તમ, મધ્યમ તથા કનિષ્ઠ જાતનાં રંગો લગાવીને તેને રંગવાં. [5]જળ, વાયુ, અને અગ્નિ—એ ત્રણનો સંયોગ કરીને અથવા તો તેના વેગોને અટકાવીને કાર્ય કરવું તે કળા. ૮૫

नौकारथादियानानां कृतिज्ञानं कला स्मृता ।
सूत्रादिरज्जुकरणविज्ञानं तु कला स्मृता ॥ ८६ ॥

[6]વહાણ તથા રથ વગેરે વાહનો બનાવવાનું જ્ઞાન, [7]દોરાઓ અને દોરીઓ વણવાનું જ્ઞાન તેને કળા જાણવી. ૮૬

अनेकतन्तुसंयोगैः पटबन्धः कला स्मृता ।
वेधादिसदसज्ज्ञानं रत्नानां च कला स्मृता ॥ ८७ ॥

[8]જુદા જુદા તાંતણાને એક સાથે જોડી દઈને વસ્ત્રો વણવાનું જ્ઞાન, [9]રત્ન વિંધવાનું જ્ઞાન તથા સાચા ખોટા રત્નોનું જ્ઞાન એ પણ કળા જાણવી. ૮૭

स्वर्णादीनां तु याथात्म्यविज्ञानं च कला स्मृता ।
कृत्रिमस्वर्णरत्नादिक्रियाज्ञानं कला स्मृता ॥ ८८ ॥

[१०]સોના રૂપાની ખરી ખોટી પરીક્ષાનું જ્ઞાન, [११]બનાવટી સોનું, રૂપુ તથા રત્નો કરવાનું જ્ઞાન કળા જાણવી. ૮૮

स्वर्णाद्यलंकारकृतिः कला लेपादिसत्कृतिः ।
मार्दवादिक्रियाज्ञानं चर्मणां तु कला स्मृता ॥ ८९ ॥

[१२]સુવર્ણ વગેરે ધાતુઓનાં ઘરેણાં કરવાનું જ્ઞાન, [१३]સોના રૂપા કે બીજી ધાતુનાં ઘરેણાં ઉપર ઓપ ચઢાવવાનું જ્ઞાન તથા પીતળ વગેરેના ઘરેણાં ઉપર સોના રૂપાનાં પાણી ચઢાવવાનું જ્ઞાન, [१४]ચામડાંઓને કોમળ આદિ કરવાનું જ્ઞાન કળા જાણવી. ૮૯

पशुचर्माङ्गनिर्हारक्रियाज्ञानं कला स्मृता ।
दुग्धदोहादिविज्ञानं घृतान्तं तु कला स्मृता ॥ ९० ॥

[१५]પશુઓના અંગમાંથી ચામડાઓને ઉતરડવાનું જ્ઞાન. [१६]ગાય, ભેંસ વગેરેને દોહવાથી માંડીને તેના દુધમાંથી ઘી કરવા સુધીનું જ્ઞાન તે કળા જાણવી. ૯૦

सीवने कञ्चुकादीनां विज्ञानं तु कलात्मकम् ।
बाह्वादिभिश्च तरणं कलासंज्ञं जले स्मृतम् ॥ ९१ ॥

[१७]ચોળી વગેરે સ્ત્રીનાં વસ્ત્રોને અંગ ઉપર બરાબર બંધ બેસતાં સીવવાનું જ્ઞાન, [१८]બે હાથવતી પાણીમાં તરવાનું જ્ઞાન કળા છે. ૯૧

मार्जने गृहभाण्डादेर्विज्ञानं तु कला स्मृता ।
वस्त्रसम्मार्जनं चैव क्षुरकर्म कले ह्युभे ॥ ९२ ॥

[१९]ઘરનાં વાસણોને સારી રીતે માંજવાનું જ્ઞાન, [२०]લુગડાં ધોવાનું જ્ઞાન, [२१]વાળ ઉતારવાનું જ્ઞાન કળા છે. ૯૨

तिलमांसादिस्नेहानां कला निष्कासने कृतिः ।
सीराद्याकर्षणे ज्ञानं वृक्षाद्यारोहणे कला ॥ ९३ ॥

[२२]તલ તથા માંસ વગેરેમાંથી તેલ તથા રસ કાઢવાનું જ્ઞાન, [२३]હળવતી ખેતર ખેડવાનું જ્ઞાન તથા ઝાડ વગેરે રોપવાનું જ્ઞાન કળા છે. ૯૩

मनोऽनुकूलसेवायाः कृतिज्ञानं कला स्मृता ।
वेणुतृणादिपात्राणां कृतिज्ञानं कला स्मृता ॥ ९४ ॥

[२४]સામા મનુષ્યના મનમાં પ્રેમ ઉપજે એવી સેવા કરવાનું જ્ઞાન, [२५]વાંસ તથા ખડ વગેરેના કરંડીયા બનાવવાનું જ્ઞાન કળા જાણવી. ૯૪

काचपात्रादिकरणाविज्ञान्तु कला स्मृता ।
संसेचनं संहरणं जलानां तु कला स्मृता ॥ ९५ ॥

૨૬ કાચ વગેરે મટોડીનાં પાત્રો તથા રમકડાં વગેરે બનાવવાનું જ્ઞાન, ૨૭ઝાડ વગેરેને પાણી પાવાનું જ્ઞાન, ૨૮કુવામાંથી પાણી કાઢવાનું જ્ઞાન. ૯૫

लोहाभिसारशस्त्रास्त्रकृतिज्ञानं कला स्मृता ।
गजाश्ववृषभोष्ट्राणां पल्याणादिक्रिया कला ॥ ९६ ॥

૨૯ લોઢાના શસ્ત્રો અને અસ્ત્રો બનાવવાનું જ્ઞાન, ૩૦ હાથી, ઘોડા, બળદ, ઉંટ વગેરે ઉપર પલાણ-ગાદી વગેરે માંડવાનું જ્ઞાન. ૯૬

शिशोः संरक्षणे ज्ञानं धारणे क्रीडने कला ।
सुयुक्तताडनज्ञानमपराधिजने कला ॥ ९७ ॥

૩૧ નાનાં છોકરાંને ઉછેરવાનું જ્ઞાન, ૩૨ તેડવાનું જ્ઞાન તથા રમાડવાનું જ્ઞાન, ૩૪ અપરાધી મનુષ્યને તેની યોગ્યતા પ્રમાણે શિક્ષા કરવાનું જ્ઞાન કળા છે. ૯૭

नानादेशीयवर्णानां सुसम्यग्लेखने कला ॥
ताम्बूलरक्षादिकृतिविज्ञानं तु कला स्मृता ॥ ९८ ॥

૩૫ ભિન્નભિન્ન દેશના ચોખ્ખા અક્ષરો લખવાનું જ્ઞાન, ૩૬ પાનનું રક્ષણ તથા પાનમાં કાથો, ચૂનો કેટલો નાખવો, બીડું કેમ વાળવું અને કેમ ખાવું તેનું જ્ઞાન. ૯૮

आदानमाशुकारित्वं प्रतिदानं चिरक्रिया ।
कलासु द्वौ गुणौ ज्ञेयौ द्वे कले परिकीर्त्तिते ॥ ९९ ॥

પ્રત્યેક કળાઓમાં ૩૭ આશુકારીપણું એટલે આદાન અને ૩૮ ચિરકારીપણું એટલે પ્રતિદાન આ બે ગુણો જાણવાયોગ્ય છે-માટે આ બેને કળા કહે છે. ૯૯

चतुःषष्टिकला ह्येताः संक्षेपेण निदर्शिताः ।
या यां कलां समाश्रित्य निपुणो यो हि मानवः ।
नैपुंण्यकरणे सम्यक्तां तां कुर्य्यात्स एव हि ॥ १०० ॥

આ ચોસઠ કળાઓ ટુંકામાં તમને કહી. જે મનુષ્ય જે જે કળાનો અભ્યાસ કરે છે તે મનુષ્ય તે તે કળાનો અવસ્ય પ્રયોગ કરી શકે છે. ૧૦૦

**इति शुक्रनीतौ चतुर्थाध्यायस्यराष्ट्रे विद्याकला-**
**निरूपणं नाम तृतीयं प्रकरणम् ।**

# અધ્યાય ૪ થો.

## પ્રકરણ ૪ જું.

### ચાર આશ્રમનીતિ.

ब्रह्मचारी गृहस्थश्च वानप्रस्थो यतिः क्रमात् ।
चत्वार आश्रमाश्चैते ब्राह्मणस्य सदैव हि ।
अन्येषामन्त्यहीनाश्च क्षत्रविट्शूद्रकर्मणाम् ॥ १ ॥

બ્રહ્મચારી, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સન્યાસી આ ચાર ક્રમિક આશ્રમો સદૈવ બ્રાહ્મણના છે. ક્ષત્રિય, વૈશ્ય તથા શૂદ્ર આદિ બીજા વર્ણનાં બ્રહ્મચારી, ગ્રહસ્થ, અને વાનપ્રસ્થ આવા ત્રણ આશ્રમો છે-તેને સંન્યાસ આશ્રમ નથી. ૧

विद्यार्थं ब्रह्मचारी स्यात्सर्वेषां पालने गृही ।
वानप्रस्थः संदमने सन्न्यासी मोक्षसाधने ॥ २ ॥

વિદ્યાભ્યાસ કરવા માટે બ્રહ્મચારી થવું, સર્વેનું પોષણ કરવા માટે ગૃહસ્થ થવું, ઇંદ્રિયોને દમવા માટે વાનપ્રસ્થ થવું અને મોક્ષ સાધવા માટે સંન્યાસી થવું. ૨

वर्तयन्त्यन्यथा दण्ड्या या वर्णाश्रमजातयः ॥ ३ ॥

બ્રાહ્મણ વગેરે ચાર વર્ણ અને બ્રહ્મચારી વગેરે ચાર આશ્રમો અવળે માર્ગે ચાલે તો રાજાએ તેને શિક્ષા કરવી. ૩

कुलान्यकुलतां यान्ति ह्यकुलानि कुलीनताम् ।
यदि राज्ञोपेक्षितानि दण्डतोऽशिक्षितानि च ॥ ४ ॥

રાજા જો પ્રજા તરફ ધ્યાન આપે નહીં ને તેને દંડથી શિક્ષા કરે નહીં તો સારાં કુળો ભ્રષ્ટ થાય છે; અને નીચકુળો કુળવાનનાં કામો કરવા માંડે છે-તાત્પર્ય કે મર્યાદાનો ભંગ થાય છે. ૪

### સ્ત્રિયોની આચારનીતિ.

जपं तपस्तीर्थसेवां प्रव्रज्यां मन्त्रसाधनम् ।
देवपूजां नैव कुर्यात्स्त्रीशूद्रस्तु पतिं विना ।
न विद्यते पृथक्स्त्रीणां त्रिवर्गविधिसाधनम् ॥ ५ ॥

સ્ત્રિયે તથા શૂદ્રે-જપ, તપ, તીર્થસેવા, સંન્યાસ, મંત્રસાધના, અને દેવપૂજા કરવી નહીં. પરંતુ પોતાના સ્વામીની સેવા કરવી-કારણ કે સ્ત્રિયોને પતિસેવા વિના ધર્મ, અર્થ અને કામના પૂર્ણ થતી નથી-પતિ સેવાથી સઘળું મળે છે. ૫

पत्युः पूर्वं समुत्थाय देहशुद्धिं विधाय च ।
उत्थाप्य शयनीयानि कृत्वा वेश्मविशोधनम् ॥ ६ ॥
मार्जनैर्लेपनैः प्राप्य सानलं यवसाङ्गणम् ।
शोधयेद्यज्ञपात्राणि स्निग्धान्युष्णेन वारिणा ॥ ७ ॥
प्रोक्षणीयानितान्येव यथास्थानं प्रकल्पयेत् ।
शोषयित्वा तु पात्राणि पूरयित्वा तु धारयेत् ॥ ८ ॥

સ્ત્રીએ પ્રભાતમાં પતિના ઉઠયા પેહેલાં ઉઠવું, જળવડે શરીર શુદ્ધિ કરવી, પછી ઘરમાંથી શય્યાઓ વગેરે ઉપાડી વાસીદું વાળીને અને લીપીને ઘરને શુદ્ધ કરવું. ત્યાર પછી જ્યાં આગળ અગ્નિને ભારવામાં આવતો હોય એવા તૃણ રાખવાના સ્થાનમાં જઈ ચિકણાં યજ્ઞ પાત્રોને રાખથી માંજી, જળથી ધોઈને સ્વચ્છ કરવાં. ત્યાર પછી તે પ્રોક્ષણીય પાત્રોને તેમની જગ્યા ઉપર સુકાવા માટે મુકવાં. તે સુકાઈ ગયા પછી તેમાં વસ્તુઓ ભરીને તે પાત્રોને તેના સ્થાન ઉપર ગોઠવી દેવાં. ૬-૭-૮

महानसस्थपात्राणि बहिः प्रक्षाल्य सर्वशः ।
मृद्भिस्तु शोधयेच्चुल्लीं तत्राग्निं सेन्धनं न्यसेत् ॥ ९ ॥

ત્યાર પછી પાકશાળાનાં સઘળાં વાસણોને બાહાર કાઢી જળથી ધોઈને શુદ્ધ કરવાં અને મટોડીથી ચુલાને લીપી તેમાં લાકડાં મુકીને તેમાં અગ્નિ સળગાવવો. ૯

स्मृत्वा नियोगपात्राणि रसान्नद्रविणानि च ।
कृतपूर्वाह्नकार्येयं श्वशुरावभिवादयेत् ॥ १० ॥

આ પ્રમાણે પ્રભાતનું કાર્ય કર્યા પછી, હંમેશાં ઉપયોગમાં આવતાં પાત્રો, પીવાના રસો, ભોજન તથા વાપરવાના પૈસા એ સઘળું બરાબર સંભારી, જોઇતી સઘળી વસ્તુ એકઠી કરવી. આવી રીતે પૂર્વાન્હ કાળનું કર્યા પછી સાસુને તથા સસરાને પ્રણામ કરવા. ૧૦

ताभ्यां भर्त्रा पितृभ्यां वा भ्रातृमातुलबान्धवैः ।
वस्त्रालंकाररत्नानि प्रदत्तान्येव धारयेत् ॥ ११ ॥

ગુરૂજનને પ્રણામ કર્યા પછી, સાસુ, સસરો, સ્વામી, માતા, પિતા, ભાઈ, તથા મામા વગેરે સંબંધીજનોએ જે વસ્ત્રો તથા ઘરેણાંઓ આપ્યાં હોય તેજ પેહેરવાં. ૧૧

मनोवाक्कर्मभिः शुद्धा पतिदेशानुवर्त्तिनी ।
छायेवानुगता स्वच्छा सखीव हितकर्मसु ।
दासीव दिष्टकार्येषु भार्या भर्त्तुः सदा भवेत् ॥ १२ ॥

સ્ત્રિયે હંમેશાં મન, વાણી તથા કાયાવડે પવિત્ર થઈ સ્વચ્છતાપૂર્વક હંમેશાં પોતાના સ્વામીનાથની આજ્ઞાનુસાર વર્તવું, છાયાની પેઠે તેને અનુસરવું, મિત્રની પેઠે તેના હિતકાર્યમાં વર્તવું અને દાસીની પેઠે તેની આજ્ઞામાં રેહેવું. ૧૨

ततोऽन्नसाधनं कृत्वा पतये विनिवेद्य सा ।
वैश्वदेवोद्धृतैरन्नैर्भोजनीयांश्च भोजयेत् ॥ १३ ॥
पतिं च तदनुज्ञाता शिष्टमन्नाद्यमात्मना ।
भुक्त्वा नयेदहःशेषं सदायव्ययचिन्तया ॥ १४ ॥

કુલીનકાંતાએ, સાસુ સસરાને પ્રણામ કર્યા પછી નાના પ્રકારના સ્વાદિષ્ટ ભોજનો તૈયાર કરી તે અન્ન પતિની આગળ મુકવું. એટલે તેણે વૈશ્વદેવ કરવો. વૈશ્વદેવ થયા પછી અન્નના પાત્રોમાંથી અન્ન લઇને સાસુ સસરા વગેરે ગુરૂજનને અને પતિને જમાડવો. ત્યાર પછી સ્વામીની આજ્ઞા માગી શેષ અન્ન પોતે જમવું. આ પ્રમાણે ભોજન કર્યા પછી સ્ત્રિયે બાકીનો દિવસ સદા આવક તથા ખર્ચના હિસાબ કરવામાં ગાળવો. ૧૪

पुनः सायं पुनः प्रातर्गृहशुद्धिं विधाय च ।
कृतान्नसाधना साध्वी सभृत्यं भोजयेत्पतिम् ॥ १५ ॥

આ પ્રમાણે સદ્‌ગુણી સ્ત્રિયે, સાયંકાળે તથા પ્રાતઃકાળે પોતાના ઘરને વાળી લીપીને શુદ્ધ રાખવું, અને ઉત્તમ પ્રકારનું ભોજન તૈયાર કરીને પોતાના પતિને તથા ચાકરોને જમાડવા. ૧૫

नातितृप्ता स्वयं भुक्त्वा गृहनीतिं विधाय च ।
आस्तृत्य साधु शयनं ततः परिचरेत्पतिम् ॥ १६ ॥

સ્ત્રિયે રાત્રે સાધારણ પચે તેટલું ભોજનને કરી ઘરમાં ઢાંકણઢુંકણ કરી સારી રીતે શય્યા પાથરીને તેમાં પતિને પોઢાડવા અને ત્યાર પછી તેની સેવા કરવી. ૧૬

सुप्ते पत्यौ तदध्यास्य स्वयं तद्गतमानसा ।
अनग्ना चाप्रमत्ता च निष्कामा च जितेन्द्रिया ॥ १७ ॥

સ્વામી નિદ્રાવશ થયા પછી સ્ત્રિયે પોતે મનમાં તેનું ધ્યાન ધરી, શય્યા ઉપર ચઢીને શાંત, નિર્વિકાર તથા જીતેંદ્રિય થઇને શયન કરવું-નગ્ન સુવું નહીં, પણ વસ્ત્ર પેહેરીને સુવુ. ૧૭

नोच्चैर्वदेन्न परुषं न बहूनाहूतिमप्रियम् ।
न केनाचिच्च विवदेदप्रळापविवादिनी ॥ १८ ॥

ઉંચે સ્વરે બોલવું નહીં, તતડીને બોલવું નહી, બહુવાર બૂમો પાડવી નહી, કટુ ભાષણ કરવું નહિ, પાડોસીની કે બીજાંની સાથે વિવાદ કરવો નહીં, અને વિવાદ થાય તો કટું વેણો બોલવાં નહિ. ૧૮

न चास्य व्ययशीला स्यान्न धर्मार्थविरोधिनी ।
प्रमादोन्मादरोषेर्ष्यावचनान्यतिनिन्दिताम् ॥ १९ ॥
पैशुन्यहिंसाविषयमोहाहंकारदर्पताम् ।
नास्तिक्यसाहसस्तेयदम्भान्साध्वी विवर्जयेत् ॥ २० ॥

સદ્‌ગુણી સ્ત્રિયે ઘરમાં ઘણો નકામો ખરચ કરવો નહીં, ધર્મ તથા અર્થથી વિરૂદ્ધાચરણ કરવું નહીં, પ્રમાદ, ઉન્માદ, રોષ અને ઈર્ષ્યાનાં વચનો બોલવાં નહીં, કોઈની નિંદા કરવી નહીં, ચાડી, હિંસા, વિષય, મોહ, અહંકાર, ગર્વિષ્ટતા, નાસ્તિકતા, સાહસ, ચોરી અને દંભનો ત્યાગ કરવો. ૧૯-૨૦

एवं परिचरन्ती सा पतिं परमदैवतम् ।
यशःयमिह यात्येव परत्रैषा सलोकताम् ॥ २१ ॥

આ પ્રમાણે પરમ દૈવતરૂપ પતિની સેવા કરનારી સ્ત્રી, આ લોકમાં યશ મેળવેજ છે અને મૃત્યુ પછી સ્વર્ગમાં પતિની પાસે જાય છે. ૨૧

### સ્ત્રીનાં નૈમિત્તક કર્મ.

योषितो नित्यकर्मोक्तं नैमित्तिकमथोच्यते ।
रजसो दर्शनादेषा सर्व्वमेव परित्यजेत् ॥ २२ ॥

આ પ્રમાણે સ્ત્રિયોનું નિત્ય કર્મ કહ્યું, હવે નૈમિત્તક (કોઈ કારણને લીધે કરવામાં આવતું) કર્મ કહું છું. જ્યારે સ્ત્રીને રજોદર્શન થાય ત્યારે તેણે સઘળાં કામ પડતાં મૂકવાં-કંઇપણ કામ કરવું નહીં. ૨૨

सर्वैरलक्षिता शीघ्रं लज्जितान्तर्गृहे वसेत् ।
एकाम्बरा कृशा दीना स्नानालंकारवर्जिता ॥ २३ ॥
स्वपेद्भूमावप्रमत्ता क्षपेदेवमहस्त्रयम् ।
स्नायीत सा त्रिरात्रयन्ते सचेलाभ्युदिते रवौ ॥ २४ ॥

અડકાયલી અતિ દુર્બળ અને ભયભીત એવી સ્ત્રિયે અગ ઉપરનાં ઘરેણાં ઉતારી નાખવાં, નાહાવું નહીં, શરીર ઉપર એક વસ્ત્ર પેહેરીને કોઈ જાણે નહીં તેમ લજ્જાથી એકાંત ઓરડામાં રહેવું, પ્રમાદ રાખવો

નહીં, સાવચેત થઈને ભૂમિ ઉપર શયન કરવું. આ પ્રમાણે ત્રણ દિવસો કાઢવા. ચોથે દિવસે પ્રભાતમાં સૂર્યનારાયણનો ઉદય થયા પછી શરીર ઉપર પેહેરેલાં વસ્ત્ર સહિત સ્નાન કરવું. ૨૩-૨૪

विलोक्य भर्तृवदनं शुद्धा भवति धर्म्मतः ।
कृतशौचा पुनः कर्म्म पूर्ववच्च समाचरेत् ॥ २५ ॥
द्विजस्त्रीणामयं धर्म्मः प्रायोऽन्यासामपीष्यते ।
कृषिपण्यादिपुंकृत्ये भवेयुस्ताः प्रसाधिकाः ॥ २६ ॥

સ્નાન કર્યા પછી સ્ત્રી ધર્મપ્રમાણે પ્રાણપતિનાં મુખનાં દર્શન કરી પવિત્ર થાય છે. આ પ્રમાણે પવિત્ર થયા પછી ફરી શુદ્ધ જળથી નાહાવું, અને પછી પ્રથમની પેઠે ઘરનાં સઘળાં કામકાજ કરવાં. આ ધર્મ બ્રાહ્મણ, ક્ષત્રિય, અને વૈશ્યની સ્ત્રિયોનો છે, ઘણું કરીને શૂદ્રની સ્ત્રિયોએ પણ આ ધર્મ પાળવો સ્ત્રિઓએ ઘરકામ ઉપરાંત ખેતી, વ્યાપાર વગેરે પુરૂષના કામમાં સહાય થવું. ૨૬

सङ्गीतैर्मधुरालापैः स्वायत्तस्तु पतिर्यथा ।
भवेत्तथाऽऽचरेयुर्वै मायाभिः कामकेलिभिः ॥ २७ ॥

સંગીત, મધુર ભાષણ, પ્રેમ અને સુરતક્રીડા વગેરે જે જે ઉપાયોથી પોતાનો પ્રાણપતિ પ્રસન્ન થાય તેવા ઉપાયોવડે સ્ત્રિયોએ પતિને વશ કરવો. ૨૭

मृते भर्तरि सङ्गच्छेद्भर्तुर्वा पालयेद्व्रतम् ।
परवेश्मरुचिर्न स्याद्ब्रह्मचर्ये स्थिता सती ॥ २८ ॥

પતિ મરણ પામ્યા પછી સ્ત્રિયે તેની પાછળ સતી થવું અથવા ગૃહસ્થવ્રત પાળવું હોય તો પોતાના ઘરમાં રહી બ્રહ્મચર્યવ્રત પાળવું-પરંતુ બીજાના ઘરમાં જવાની ઈચ્છા કરવી નહીં. ૨૮

मण्डनं वर्जयेन्नित्यं तथा प्रोषितभर्तृका ।
देवताराधनपरा तिष्ठेद्भर्तृहिते रता ।
धारयेन्मङ्गलार्थानि किञ्चिदाभरणानि च ॥ २९ ॥

જેનો પતિ પરદેશ ગયો હોય તે સ્ત્રી પ્રોષિતભર્તૃકા કહેવાય છે. તેણે સૌભાગ્ય માટે સાધારણ ઘરેણાં પેહેરવાં, પરંતુ ઝાંઝાં ઘરેણાં પેહેરવાં નહીં. દેવની આરાધના કરવામાં અને પોતાના પતિનું હિત કરવાને તત્પર રહેવું. ૨૯

नास्ति भर्तृसमो नाथो नास्ति भर्तृसमं सुखम् ।
विसृज्य धनसर्वस्वं भर्ता वै शरणं स्त्रियाः ॥ ३० ॥

સ્ત્રીને પતિ સમાન બીજો નાથ નથી અને પતિના સમાન બીજું સુખ નથી. સર્વસ્વ ધનને દૂર મૂકતાં સ્ત્રીને એક પતિજ આધાર છે. ૩૦

मितं ददाति हि पिता मितं भ्राता मितं सुतः ।
अमितस्य प्रदातारं भर्तारं का न पूजयेत् ॥ ३१ ॥

પિતા સ્ત્રીને થોડી વસ્તુ આપે છે, ભાઈ અને પુત્ર પણ થોડી વસ્તુ આપે છે, પરંતુ પતિ તો અપાર વસ્તુ આપે છે. માટે કેઈ સ્ત્રી અપાર-વસ્તુ આપનારા પતિને સેવે નહીં? ૩૧

## શૂદ્રના અને યવનના આચાર.

शूद्रो वर्णश्चतुर्थोऽपि वर्णत्वाद्धर्ममर्हति ।
वेदमन्त्रस्वधास्वाहावषट्कारादिभिर्विना ।
पुराणाद्युक्तमन्त्रैश्च नमोऽन्तैः कर्म केवलम् ॥ ३२ ॥

શૂદ્ર ચોથો વર્ણ છે, તોપણ વર્ણમાં ગણાવાથી તે ધર્મ કરવાને યોગ્ય છે. તેઓ વેદમંત્ર, સ્વધા, સ્વાહા અને વષટ્કાર આદિ રહિત કેવળ પુરાણમાં કહેલા છેવટમાં નમઃ પદવાળા મંત્રોથી ધર્મ સંબંધી ક્રીયા કરી શકે છે. ૩૨

विप्रवद्विप्रविन्नासु क्षत्रविन्नासु क्षत्रवत् ।
प्रजाताः कर्म्म कुर्युर्वै वैश्यविन्नासु वैश्यवत् ॥ ३३ ॥

બ્રાહ્મણ સાથે પરણેલી બ્રાહ્મણીથી જન્મેલા મનુષ્યે બ્રાહ્મણની પેઠે કર્મ કરવાં; ક્ષત્રિયસાથે પરણેલી ક્ષત્રીયાણીથી જન્મેલા મનુષ્યે ક્ષત્રિયની પેઠે કર્મ કરવાં, અને વૈશ્યસાથે પરણેલી વાણિયણથી જન્મેલા મનુષ્યે વૈશ્યની પેઠે કર્મ કરવાં. ૩૩

वैश्यासु क्षत्रविप्राभ्यां जात शूद्रासु शूद्रवत् ।
अधमादुत्तमायां तु जातः शूद्राधमः स्मृतः ।
स शूद्रादनुसत्कुर्यान्नाममन्त्रेण सर्वदा ॥ ३४ ॥

બ્રાહ્મણ તથા ક્ષત્રિય જાતિના પુરૂષથી વૈશ્ય સ્ત્રીમાં અથવા તો શૂદ્ર સ્ત્રીમાં ઉત્પન્નથયેલા પુત્રે શૂદ્રની પેઠે કર્મ કરવાં, અને શૂદ્ર વગેરે અધમજાતિથી બ્રાહ્મણી વગેરે ઉત્તમજાતિની સ્ત્રીમાં જન્મેલા પુત્રને શૂદ્રાધમ સમજવો. અને હંમેશા તે અધમ શૂદ્રે નામમંત્રને ઉચ્ચાર કરીને ધર્મકર્મ કરવાં. ૩૪

ससङ्करचतुर्वर्णा एकत्रैकत्र यावनाः ।
वेदभिन्नप्रमाणास्ते प्रत्यगुत्तरवासिनः ॥ ३५ ॥

બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર તથા વર્ણસંકર જાતિનાં મનુષ્યો એક ભાગમાં રહે છે, અને યવનો તેનાથી ભિન્ન ભાગમાં રહે છે. જે યવનો છે તે વેદ વિરૂદ્ધ ધર્મને માન્ય કરે છે, અને પશ્ચિમ તથા ઉત્તર તરફના દેશમાં વસે છે. ૩૫

तदाचार्यैश्च तच्छास्त्रं निर्मितं तद्धितार्थकम् ।
व्यवहाराय या नीतिरुभयोरविवादिनी ॥ ३६ ॥

યવનોના આચાર્યોએ, યવનોના કલ્યાણ નિમિત્ત તેઓનાં શાસ્ત્રો બનાવ્યાં છે. અને લોકવ્યવહારમાટે ઉભયલોકમાં વિરોધ પડે નહીં તેવી નીતિ રચેલી છે. ૩૬

## મહત્તાનું કારણ.

कदाचिद्बीजमाहात्म्यात्क्षेत्रमाहात्म्यतः क्वचित् ।
नीचोत्तमत्वं भवति श्रेष्ठत्वं क्षेत्रबीजतः ॥ ३७ ॥

કોઈ વખતે બીજોની મહત્તાથી એટલે પુરૂષોની મહત્તાથી શ્રેષ્ઠતા આવે છે અને કોઈ વખતે ક્ષેત્રોની મહત્તાથી એટલે સ્રીઓની મહત્તાથી શ્રેષ્ઠતા આવે છે, તથા કોઇવાર બીજ અને ક્ષેત્ર બંનેની મહત્તાથી શ્રેષ્ઠપણું થાય છે. ૩૭

विश्वामित्रो वशिष्ठश्च मतङ्गो नारदादयः ।
तपोविशेषैः सम्प्राप्ता उत्तमत्वं न जातितः ॥ ३८ ॥

વિશ્વામિત્ર, વસિષ્ઠ, મતંગ, અને નારદ આદિ જન્મથી ઉત્તમ નહતા, તેઓ તપશ્ચર્યા કરીને ઉત્તમપણાને પામ્યા છે. ૩૮

स्वस्वजात्युक्तधर्मो यः पूर्वैराचरितः सदा ।
तमाचरेच्च सा जातिर्दण्डया स्यादन्यथा नृपैः ॥ ३९ ॥

પોતપોતાની જાતિમાં જે ધર્માચરણ કરવાનું કહ્યુ હોય અને જે ધર્મ પૂર્વજો સદા પાળતા હોય, તે જાતિએ તે ધર્મનું આચરણ કરવું. નહીંતર તે જાતિ રાજાઓને શિક્ષાપાત્ર થાય છે. ૩૯

जातिवर्णाश्रमान्सर्वान्पृथक्चिह्नैः सुलक्षयेत् ।
यन्त्राणि धातुकाराणां संरक्षेद्वीक्ष्य सर्वदा ॥ ४० ॥

રાજાએ બ્રાહ્મણ વગેરે ચાર વર્ણના, બ્રહ્મચારી વગેરે ચાર આશ્રમના તથા જુદી જુદી જાતિના, જુદા જુદા ધર્મોને તેમનાં ભિન્નભિન્ન ચિન્હોથી પારખી લેવા; તથા નિરંતર સોની વગેરે ધાતુના કારીગરોનાં યંત્રોને તપાસીને તેના ઉપર દેખરેખ રાખવી-કે જેથી તેઓ તોલમાં ફેરફાર કરે નહીં. ૪૦

कारुशिल्पिगणानष्टे रक्षेत्कार्य्यानुमानतः ।
अधिकान्कृषिकृत्ये वा भृत्यवर्गे नियोजयेत् ॥ ४१ ॥

રાજાએ અનુમાન કરીને ઝાઝાં થોડાં કામનો નિશ્ચય કરવો. અને પછી કામના પ્રમાણમાં રાજ્યમાં સુતાર, કડીયા વગેરે કારીગરોને રાખવા, તથા ખેડનાં કામમાં અને ચાકર વર્ગમાં અધિક માણસો રાખવાં. ૪૧

चोराणां पितृभूतास्ते स्वर्णकारादयस्त्वतः ।
गञ्जागृहं पृथग्ग्रामात्तस्मिन्रक्षेत्तु मद्यपान् ॥ ४२ ॥

સોનીઓ ચોરોને પુત્રની પેઠે પાળે છે તેથી તેઓ ચોરોના પિતા ગણાય છે; માટે રાજાએ સોની લોકોને નગરની બાહાર રાખવા. તેમજ દારૂનાં પીઠાંને પણ નગરની બહાર રાખવાં, અને દારૂ પીનારાને પણ નગરની બહાર રાખવા. ૪૨

न दिवा मद्यपानं हि राष्ट्रे कुर्य्याद्धि कर्हिचित् ॥ ४३ ॥

દેશમાં કોઇએ પણ દિવસે કોઈવાર મદિરાપાન કરવું નહીં. ૪૩

## વૃક્ષવ્યવસ્થા.

ग्रामे ग्राम्यान्वने वन्यान्वृक्षान्संरोपयेन्नृपः ।
उत्तमान्विंशतिकरैर्मध्यमांस्तिथिहस्ततः ॥ ४४ ॥
सामान्यान्दशहस्तैश्च कनिष्ठान्पञ्चभिः करैः ।
अजाविगोशकृद्भिर्वा जलैर्मांसैश्च पोषयेत् ॥ ४५ ॥

રાજાએ નાગરિક વૃક્ષોને નગરમાં રોપાવવાં અને જંગલી વૃક્ષોને વનમાં રોપાવવાં, મોટાં રૂખ ઝાડોને વીસ વીસ હાથને છેટે રોપાવવાં, મધ્યમસરનાં વૃક્ષોને પંદર હાથને છેટે રોપાવવાં, સામાન્ય ઝાડોને દશ દશ હાથને છેટે રોપાવવાં, કનિષ્ઠ ઝાડોને પાંચ પાંચ હાથને છેટે રોપાવવાં, અને તે ઝાડોને બકરાનાં, ઘેટાંનાં અને ગાયનાં છાંણનું તથા માંસનું ખાતર નાખીને, અને પાણી પાઈને ઉછેરવાં. ૪૪-૪૫

उदुम्बराश्वत्थवटचिञ्चाचन्दनजम्बुकाः ।
कदम्बाशोकबकुलबिल्वाम्रतकापित्थकाः ॥ ४६ ॥

राजादनाम्रपुन्नागतुदकाष्ठाम्लचम्पकाः ।
नीपकोकाम्रसरलदाडिमाक्षोटभिस्सटाः ॥ ४७ ॥
शिंशपाशिम्भुबदरनिम्बजम्बीरक्षीरिकाः ।
खर्जूरदेवकरजफला तापिच्छसिम्भलाः ॥ ४८ ॥
कुद्दालो लवली धात्री क्रमुको मातुलुङ्गकः ।
लकुचो नारिकेलश्च रम्भाद्या सत्फला द्रुमाः ।
सुपुष्पाश्चैव ये वृक्षा ग्रामाभ्यर्णे नियोजयेत् ॥ ४९ ॥

ઉબરો, પીંપળો, વડ, આંબલી, ચંદન, નાનાંલીંબુ અથવા તો મરવો, કદંબ, આસુપાલવ, બકુલ, બીલી, એક જાતની કેળ, કોઠી, રાણ, આબા, નાગચંપો, તુંદકાષ્ઠ, આમ્લવેતસ, ચંપો, ધુલીકદંબ, એક જાતનો આંબો, સાલ, દાડિમ, અખોડ, કમળકંદ, શિંશપ, શિંબુ, બોર, લીમડો, જંબીર, થોર, ખજૂર, દેવકરંજ, ફલ્ગુ, તમાલ, શિમ્બલ, હરફારેવડી, કાંચનાર, આંબળાં, સોપારી, બીજોરાં, ફણસ, નારિયેલ અને કેળો વગેરેનાં ઝાડો તથા બીજાં ઉત્તમ ફળવાળાં શોભિતાં ને સુગંધિ પુષ્પવાળાં જે વૃક્ષો હોય તેઓને ગામની પાસે રોપાવવાં. ૪૬-૪૯

वामभागेऽथवोद्यानं कुर्याद्वासगृहे शुभम् ।
सायंप्रातस्तु घर्मान्ते शीतकाले दिनान्तरे ।
वसन्ते पञ्चमेऽह्नस्तु सेच्या वर्षासु न क्वचित् ॥ ५० ॥

નિવાસગૃહની ડાબે પડખે અથવા તો નિવાસ ઘરના આગણામાં મનોહર ઉપવન કરવું; ઉનાળામાં વૃક્ષોને સાંજ અને સવારે જળ પાવું; શીયાળામાં સાંજે તથા વસંતઋતુમાં દિવસને પાંચમે પહોરે જળ પાવું અને વર્ષાઋતુમાં ક્યારેય જળ પાવું નહીં. ૫૦

फलनाशे कुलुत्थैश्च माषैर्मुद्गैर्यवैस्तिलैः ।
शृतशीतपयःसेकः फलपुष्पाय सर्वदा ॥ ५१ ॥

રોપેલાં ઝાડોને ફળો આવતાં બંધ પડે ત્યારે કળથી, અડદ, મગ, જવ ને તલને ઉના પાણીમાં ઉકાળી તેના પાણીને થંડુ પાડીને હંમેશાં ઝાડને રેડે તો તેમાં ફળો તથા પુષ્પો આવે છે. ૫૧

मत्स्याम्भसा तु सेकेन वृद्धिर्भवति शाखिनाम् ॥ ५२ ॥

માછલાનં ધોણ પાવાથી વૃક્ષોની વૃદ્ધિ થાય છે. ૫૨

आविकाजशकृच्चूर्णं यवचूर्णं तिलानि च ।
गोमांसमुदकं चेति सप्तरात्रं निधापयेत् ।
उत्सेकः सर्ववृक्षाणां फलपुष्पादिवृद्धिदः ॥ ५३ ॥

મેંઢાનાં તથા બકરાંના છાણાંનો ભુકો, જવનો લોટ, તલ અને બળદનું માંસ-આ સૌને પાણીમાં મેળવી તે પાણી સાત દિવસ ઝાડના મૂળમાં રેડવાથી ઝાડમાત્રમાં ફળનો અને પુષ્પાદિકનો વધારો થાય છે. ૫૩

ये च कण्टकिनो वृक्षाः खदिराद्यास्तथापरे ।
आरण्यकास्ते विज्ञेयास्तेषां तत्र नियोजनम् ॥ ५४ ॥

કાંટાવાળાં ઝાડોને તથા ખેર, ટીબરવા વગેરે ઝાડોને વનવૃક્ષો જાણવાં અને તેવાં ઝાડોને વનમાંજ રોપાવવાં. ૫૪

खदिराश्मन्तशाकाग्निमन्थश्योनाकबब्बुलाः ।
तमालशालकुटजधवार्जुनपलाशकाः ॥ ५५ ॥
सप्तपर्णशमीतुन्नदेवदारुविकङ्कताः ।
करमर्देगुदीभूर्जविषमुष्टिकरीरकाः ॥ ५६ ॥
शल्लकी काश्मरी पाठा तिन्दुको बीजहारकः ।
हरीतकी च भल्लातः शम्पाकोऽर्कश्च पुष्करः ॥ ५७ ॥
अरिमेदश्च पीतद्रुः शाल्मलिश्च विभीतकः ।
नरवेलो महावृक्षोऽपरे ये मधुकादयः ॥ ५८ ॥
प्रतानवल्यः स्तम्बिन्यो गुल्मिन्यश्च तथैव च ।
ग्राम्या ग्रामे वने वन्या नियोज्यास्ते प्रयत्नतः ॥ ५९ ॥

ખેર, સોન અથવા આપટો, અરણી, અરડુશો, બાવળ, તમાલ, શાલ, કડો, ધાવણો, આંજણી, ખાખરો, સપ્તપર્ણ, ખીજડો, નાહરખી, દેવદારૂ, ગુલગોટા, કરમદી, ઈંગોડીયાં, ભોજપત્ર, ઝેરકોચલાં, કેરડાં, શાલ્લકી, કાશ્મરી (આ દશમૂળના કવાથમાં આવે છે), પાઠો, લીંબુ, બીજોરાં, હરડાં, ભીલામું, શંપાક, આકડો, કમળ, અરિમેદ (આકડાની જાત). દારૂ હળદ, શીમલો, બેહેડાં, નરવેલ, તાડ, અને મહુડાં વગેરે બીજાં ઝાડો તંતુવાળી, પુષ્કળફેલાવવાળી, ઘુંમડાવાળી, અને ગુચ્છાવાળી લતાઓ ગામઠીવૃક્ષોને ગામમાં રોપાવવા અને જંગલીવૃક્ષોને વનમાં રોપાવવાં. ૫૫-૫૯

## પ્રજા સુખ સાધન.

कूपवापीपुष्करिण्यस्तडागाः सुगमास्तथा ।
कार्याः खाताद् द्वित्रिगुणविस्तारपदधानिकाः ।
यथा तथा ह्यनेकास्युः राष्ट्रे स्याद्विपुलं जलम् ॥ ६० ॥

નગરમાં ઘણા કુવા, વાવો, પુષ્પકરિણીયો-કમળવાળી વાવો તથા તળાવો બંધાવવાં, તેમાં ઉતરવા માટે ઉંડાઈ કરતાં બમણી કે ત્રમણી જગ્યામાં વિસ્તારવાળાં પગથીયાં બંધાવવાં કે જેથી ચઢવું ઉતરવું સુગમ પડે. આવાં ઘણાં નવાણ ગળાવવાથી દેશમાં વિશેષ જળ રહે. ૬૦

नदीनां सेतवः कार्या विविधाः सुमनोहराः ।
नौकादिजलयानानि पारगानि नदीषु च ॥ ६१ ॥

નદીયોના ઉપર અનેક જાતની સુંદર પાળો બંધાવવી; અને નદીયોમાં સામે પાર લઈજનારાં વહાણ, હોડી વગેરે જળયાનો રાખવાં. ૬૧

यज्जातिपूज्यो यो देवस्तद्विद्यायाश्च यो गुरुः ।
तदालयानि तज्जातिगृहपंक्तिमुखे न्यसेत् ॥ ६२ ॥

જે જાતિ જે દેવને પૂજતી હોય, તે દેવની વિદ્યાને જાણનારાનાં ઘરો, તે જાતિનાં ઘરોના મોખરામાં રાખવાં. ૬૨

शृङ्गाटके ग्राममध्ये विष्णोर्वा शङ्करस्य च ।
गणेशस्य रवेर्देव्याः प्रासादान्क्रमतो न्यसेत् ॥ ६३ ॥
मेर्वादिषोडशविधलक्षणान्सुमनोहरान् ।
वर्तुलांश्चतुरश्रान्वा यन्त्राकारान्समण्डपान् ॥ ६४ ॥
प्राकारगोपुरगणयुतान्द्वित्रिगुणोच्छ्रितान् ।
यथोक्तान्तःसुप्रतिमान्जलमूलान्विचित्रितान् ॥ ६५ ॥

**નગરની મધ્યમાં, અથવા તો ચોટામાં, મેરૂ વગેરે સોળ પ્રકારનાં લક્ષણોથી લક્ષિત, અત્યંત મનોહર, ગોળાકાર, ચારખુણાવાળાં, યંત્રના આકારજેવા આકારવાળા, મંડપવડે સુશોભિત, કિલ્લા તથા દરવાજાવાળાં, વિસ્તાર કરતાં બમણાં કે ત્રમણાં ઊંચાં, નવાણવાળાં, અને વિચિત્ર ચિત્રવડે શોભિતાં એવાં વિષ્ણુનાં, શંકરનાં, ગણેશનાં, સૂર્યનાં, અને દેવીનાં મંદિરો ક્રમવાર બંધાવવાં અને શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે તેમાં પ્રતિમા સ્થાપન કરવી. ૬૩-૬૫**

रम्यः सहस्रशिखरः सपादशतभूमिकः ।
सहस्रहस्तविस्तारोच्छ्रायः स्यान्मेरुसंज्ञकः ॥ ६६ ॥

જે મંદિર ઉપર એક હજાર શિખર હોય, એકસો પંચીશ માળ હોય, હજાર હાથ લાંબુ, હજાર હાથ પોહોળું અને હજાર હાથ ઉચું અને મનોહર હોય, તે મંદિરનું નામ **મેરૂ** કહેવાય છે. ૬૬

ततस्ततोऽष्टांशहीना अपरे मन्दरादयः ॥ ६७ ॥

[1]**મેરૂ** કરતાં એક અષ્ટમાંશ નાનાં મંદિરને **મંદર** કહે છે, તે કરતાં અષ્ટમાંશ નાના મંદિરને **રૂક્ષમાલી** કહે છે, એમ ઉતરતાં ઉતરતાં મંદિરોનાં ઉતરતાં ઉતરતાં નામો જાણવાં. ૬૭

मन्दरो ऋक्षमाली च द्युमणिश्चन्द्रशेखरः ।
माल्यवान्पारियात्रश्च रत्नशीर्षश्च धातुमान् ॥ ६८ ॥
पद्मकोशः पुष्पहासः श्रीकरः स्वस्तिकाभिधः ।
महापद्मः पद्मकूटः षोडशो विजयाभिधः ६९ ॥

**[2] મંદર, [3] રૂક્ષમાલી, [4] ધુમણિ, [5] ચંદ્રશેખર, [6] માલ્યવાન્ [7] પારિયાત્ર, [8] રત્નશીર્ષ, [9] ધાતુમાન, [10] પદ્મકોષ, [11] પુષ્પહાસ, [12] શ્રીકર, [13] સ્વસ્તિક, [14] મહાપદ્મ, [15] પદ્મકૂટ,** અને સોળમો **વિજય**–નામનો દેવપ્રાસાદ છે. આ મંદિરોમાં પેહેલાં કરતાં બીજાને એક અષ્ટમાંશ (ઉત્તરોત્તર) નાનું જાણવું. ૬૮-૬૯

तन्मण्डपश्च तत्तुल्यः पादन्यूनोच्छ्रितः पुरः ।
स्वाराध्यदेवताध्यानैः प्रतिमास्तेषु योजयेत् ॥ ७० ॥

**મેરૂ** વગેરે મંદિરોના મંડપને આગળના ભાગમાં મંદિરના કરતાં એક ચતુર્થાંશ નિચો કરવો; અને તેઓમાં પોતાના ઈષ્ટદેવનું ધ્યાનકરીને પ્રતિમાને સ્થાપન કરવી. ૭૦

ध्यानयोगस्य संसिद्धयै प्रतिमालक्षणं स्मृतम् ।
प्रतिमाकारको मर्त्यो यथा ध्यानरतो भवेत् ।
तथा नान्येन मार्गेण प्रत्यक्षेणापि वा खलु ॥ ७१ ॥

ધ્યાનયોગ સિદ્ધકરવામાટે પ્રતિમાનાં લક્ષણો જાણવાં. મૂર્તિ બનાવનાર મનુષ્ય મૂર્તિમાં પરાયણ થાય. તેવી રીતે હસતી, અને પ્રસન્ન વદનવાળી મૂર્તિનાં લક્ષણો જાણવાં. કેમકે મનુષ્ય જેમ પ્રતિમાનાં દર્શન કરીને તેના ધ્યાનમાં લીન થાય છે તેમ બીજા કોઈ પણ માર્ગથી અથવા તો પ્રત્યક્ષ દર્શનથી ધ્યાન પરાયણ થતો નથી. ૭૧

प्रतिमा सैकती पैष्टी लेख्या लेप्या च मृण्मयी ।
वार्क्षी पाषाणधातूत्था स्थिरा ज्ञेया यथोत्तरा ॥ ७२ ॥

પ્રતિમા રેતીની, લોટની, ચિત્રની, ગેરૂ વગેરેના લેપની, માટીની, લાકડાંની, પાષાણની, અને ધાતુની બને છે, તેમાં પ્રતિમાને ઉત્તરોત્તર દૃઢ જાણવી. ૭૨

यथोक्तावयवैः पूर्णा पुण्यदा सुमनोहरा ।
अन्यथायुर्धनहरा नित्यं दुःखविवर्द्धिनी ॥ ७३ ॥

શાસ્ત્રમાં જણાવ્યા પ્રમાણે પૂર્ણ અવયવવાળી પ્રતિમા શુભ ફળ આપે છે. અને મનને પ્રિય લાગે છે; પરતુ શાસ્ત્ર પ્રમાણે ન હોય તે નિત્ય આયુષ્યનો તથા ધનનો નાશ કરે છે અને દુઃખમાં વધારો કરેછે. ૭૩

देवानां प्रतिबिम्बानि कुर्याच्छ्रेयस्कराणि च ।
स्वर्ग्याणि मानवादीनामस्वर्ग्याण्यशुभानि च ॥ ७४ ॥

દેવતાઓની કલ્યાણકારી મૂર્તિયો બનાવવી; કારણ કે કલ્યાણકારી મૂર્તિયો મનુષ્યાદિકને સ્વર્ગ સુખ આપે છે, અને અશુભ મૂર્તિયો સ્વર્ગ આપતી નથી. ૭૪

मानतो नाधिकं हीनं तद्बिम्बं रम्यमुच्यते ॥ ७५ ॥

જે મૂર્તિ પ્રમાણમાં નાની ન હોય તેમ બહુ મોટી ન હોય પરતુ પ્રમાણસર હોય તે મૂર્તિ સુંદર કહેવાય છે. ૭૫

अपि श्रेयस्करं नृणां देवबिम्बमलक्षणम् ।
सलक्षणंमर्त्यबिम्बं नहि श्रेयस्करं सदा ॥ ७६ ॥

દેવતાઓની મૂર્તિ, કહેલાં લક્ષણ રહિત હોય તોપણ તે મનુષ્યોનું કલ્યાણ કરે છે; પરંતુ સંપૂર્ણ લક્ષણવાળી મનુષ્યની મૂર્તિ સદા મનુષ્યોનું શ્રેય કરતી નથી. ૭૬

सात्त्विकी राजसी देवप्रतिमा तामसी त्रिधा ।
विष्ण्वादीनां च या यत्र योग्या पूज्या तु तादृशी ॥ ७७ ॥

દેવની મૂર્તિયો ત્રણ પ્રકારની છે: સાત્વિકી, રાજસી અને તામસી. જ્યાં જે મૂર્તિ યોગ્ય લાગે ત્યાં આગળ વિષ્ણુ વગેરેની મૂર્તિનું પૂજન કરવું. ૭૭

## મૂર્તિ વિચાર.

योगमुद्रान्विता स्वस्था वराभयकरान्विता ।
देवेन्द्रादिस्तुतनुता सात्त्विकी सा प्रकीर्तिता ॥ ७८ ॥

જે મૂર્તિ યોગમુદ્રાવાળી, પોતાના સ્વભાવમાં રહેલી અને વર તથા અભય આપવા માટે ઉંચી ભુજા વાળી હોય, દેવેંદ્રો જેની સ્તુતિ તથા નમન કરતા હોય તે મૂર્તિને સાત્વિકી મૂર્તિ કહી છે. ૭૮

तिष्टन्ती वाहनस्था वा नानाभरणभूषिता ।
या शस्त्रास्त्राभयवरकरा सा राजसी स्मृता ॥ ७९ ॥

જે મૂર્તિ સિંહ-આદિક વાહનો ઉપર બેઠી હોય, અથવા તો ઉભી હોય, જાતજાતનાં આભૂષણોથી અલંકૃત હોય, અને પોતાના હાથમાં શસ્ત્ર અસ્ત્ર, અભય તથા વર ધારણ કરેલા હોય તે મૂર્તિને રાજસીમૂર્તિ જાણવી. ૭૯

शस्त्रास्त्रैर्दैत्यहन्त्री या ह्युग्ररूपधरा सदा ।
युद्धाभिनन्दिनी सा तु तामसी प्रतिमोच्यते ॥ ८० ॥

જે પ્રતિમા શસ્ત્ર તથા અસ્ત્રવડે દૈત્યનો નાશ કરતી હોય, સદા ભયંકર રૂપવાળી હોય અને યુદ્ધને સત્કાર આપતી હોય, તેને તામસી મૂર્તિ કહે છે. ૮૦

संक्षेपतस्तु ध्यानादि विष्णादीनां तथोच्यते ।
प्रमाणं प्रतिमानां च तदङ्गानां सुविस्तरम् ॥ ८१ ॥

હવે વિષ્ણુઆદિક દેવોનું ધ્યાનાદિક તથા પ્રતિમાઓનું અને તેના અવયવોનું વિસ્તારાદિક પ્રમાણ ટુંકમાં કહું છું. ૮૧

स्वस्वमुष्टेश्चतुर्थोऽंशो ह्यंगुलं परिकीर्त्तितम् ।
तदंगुलैर्द्वादशभिर्भवेत्तालस्य दीर्घता ॥ ८२ ॥

પોતપોતાની મુઠ્ઠીના એક ચતુર્થાંશને એક આંગળ કહે છે. તેવાં બાર આંગળનો એક તાલ થાય છે. ૮૨

वामनी सप्ततालाः स्यादष्टताला तु मानुषी ।
नवताला स्मृता देवी राक्षसी दशतालिका ॥ ८३ ॥

વામનની મૂર્તિ સાત તાલ, મનુષ્યની મૂર્તિ આઠ તાલ, દેવની મૂર્તિ નવ તાલ અને રાક્ષસીમૂર્તિ દશ તાલ ઉંચી જાણવી. ૮૩

सप्ततालाद्युच्चता वा मूर्त्तीनां देशभेदतः ।
सदैव स्त्री सप्तताला सप्ततालश्च वामनः ॥ ८४ ॥

અથવા કોઈ દેશમાં મૂર્તિ સાત તાલ ઉંચી કરવામાં આવે છે, તો કોઈ દેશમાં આઠ તાલ ઉંચી કરવામાં આવે છે. માટે મૂર્તિયોની ઉંચાઇ દેશ પરત્વે જાણવી. સ્ત્રીની મૂર્તિ અને વામનની મૂર્તિ સદાય સાત તાલ ઉંચી જાણવી. ૮૪

नरो नारायणो रामो नृसिंहो दशतालकः ।
दशतालः स्मृतो बाणो बलीन्द्रो भार्गवोऽर्जुनः ॥ ८५ ॥

નર, નારાયણ, રામ, નૃસિંહ, બાણાસુર, બલિ, ઇંદ્ર, શુક્ર, તથા અર્જુન આટલી મૂર્તિયો સદા દશ તાલ ઉંચી જાણવી. ૮૫

चण्डी भैरववेतालनरसिंहवराहकाः ।
क्रूरा द्वादशतालाः स्युर्हयशीर्षादयस्तथा ।
ज्ञेया षोडशताला तु पैशाची वासुरी सदा ॥ ८६ ॥

ચંડી, ભૈરવ, વેતાલ, નરસિંહ, વરાહ, અને હયગ્રીવ વગેરે ક્રૂર દેવોની મૂર્તિ બાર તાલ ઉંચી જાણવી અને પિશાચની તથા અસુરની મૂર્તિ નિરંતર સોળ તાલ ઉંચી જાણવી. ૮૬

हिरण्यकशिपुर्वृत्रो हिरण्याक्षश्च रावणः ।
कुम्भकर्णोऽथ नमुचिर्निशुम्भः शुम्भ एव हि ।
एते षोडशतालाः स्युर्माहिषो रक्तबीजकः ॥ ८७ ॥

હિરણ્યકશિપુ, વૃત્રાસુર, હિરણ્યાક્ષ, રાવણ, કુંભકર્ણ, નમુચિ, નિશુંભ શુંભ, મહિષાસુર, તથા રક્તબીજ. આટલાની મૂર્તિયો સોળ તાલની જાણવી. ૮૭

पञ्चताला स्मृता बालाः षट्तालाश्च कुमारकाः ॥ ८८ ॥

બાળકોની મૂર્તિ પાંચ તાલની જાણવી, અને કુમારોની મૂર્તિયો ૭ તાલની જાણવી. ૮૮

दशताला कृतयुगे त्रेतायां नवतालिका ।
अष्टताला द्वापरे तु सप्तताला कलौ स्मृता ॥ ८९ ॥

સત્યયુગમાં દશ તાલની, ત્રેતાયુગમાં નવ તાલની, દ્વાપર યુગમાં આઠ તાલની અને કલિયુગમાં સાત તાલની મૂર્તિ જાણવી. ૮૯

नवतालप्रमाणे तु मुखं तालमितं स्मृतम् ।
चतुरंगुलं ललाटं स्यादधो नासा तथैव च ॥ ९० ॥

મૂર્તિ નવ તાલ જેવડી ઉંચી હોય ત્યારે તે મૂર્તિનું મુખ એક તાલ જેવડું કરવું, લલાટ ચાર આંગળનું કરવું. અને તેની નિચે નાસિકા પણ ચાર આંગળની કરવી. ૯૦

नासिकाधश्च हन्वन्तं चतुरंगुलमीरितम् ।
चतुरंगुला भवेद् ग्रीवा तालेन हृदयं पुनः ॥ ९१ ॥

નાસિકાથી નિચે ઓષ્ઠપર્યંતનો ભાગ ચાર આંગળ કરવો કહ્યો છે. કંઠ ચાર આંગળનો કરવો અને હૃદય એક તાળ જેવડું કરવું. ૯૧

नाभिस्तस्मादधः कार्या तालेनैकेन शोभिता ।
नाभ्यधश्च भवेन्मेढ्रं भागेनैकेन वा पुनः ९२ ॥

હૃદયની નિચે એક તાલ જેટલી વિસ્તારવાળી ગોળાકાર નાભી કરવી અને તેની નિચેના ભાગમાં મૂર્તિના પ્રમાણમાં એક અંશની ઈંદ્રિય બનાવવી. ૯૨

द्वितालौ ह्यायतावूरू जानुनी चतुरंगुलम् ।
जंघे ऊरसमे कार्ये गुल्फाधश्चतुरंगुलम् ॥ ९३ ॥

સાથળો બેતાળ જેવડા લાંબા બનાવવા, ગોંઠણો ચાર આંગળનાં કરવાં, જાંઘ સાથળના જેવડીજ કરવી. અને ઘુંટીયોની નિચેનો ભાગ ચાર આંગળનો રાખવો. ૯૩

नवतालात्मकमिदमूर्ध्वमानं बुधैः स्मृतम् ॥ ९४ ॥

વિદ્વાનોએ નવ તાલ ઊંચી મૂર્તિનું આ પ્રમાણે લાંબું માપ જાણવું. ૯૪

शिखावधि तु केशान्तं त्र्यंगुलं सर्वमानतः ।
त्रिशानया च विभजेत्सप्ताष्टदशतालिकम् ॥ ९५ ॥

સર્વ માપમાં શિખાથી માંડીને કેશપર્યંતનો વિભાગ ત્રણ આંગળનો જાણવો. નવ તાળ ઉંચી મૂર્તિને માટે જે પ્રમાણ કહ્યુ તે રીતેજ સાત, આઠ, અને દશ તાલની મૂર્તિને ત્રૈરાશિકથી ભાંગી નાખીને તેના વિભાગ પ્રમાણે અવયવો કરવા. ૯૫

चतुस्तालात्मकौ बाहू ह्यंगुल्यन्तावुदाहृतौ ।
स्कंधादिकूर्परान्तं च विंशत्यंगुलमुत्तमम् ॥ ९६ ॥

આંગળીયો સુધીના બન્ને બાહુઓ ચાર તાલના કરવા કહ્યા છે. અને કાંધથી લઇ કોણી પર્યંતનો ભાગ વિશ આંગળનો કરવો કહ્યો છે. તે માપને ઉત્તમ જાણવું. ૯૬

त्रयोदशांगुलं चाधः कक्षायाः कूर्परान्तकम् ।
अष्टाविंशत्यंगुलस्तु मध्यमान्तः करः स्मृतः ॥ ९७ ॥

કાખની નિચેના ભાગથી માંડીને કોણી પર્યંતનો ભાગ તેર આંગળનો કરવો. અને વચલી આંગળી સુધીનો એક હાથ અઠયાવીશ આંગળનો જાણવો. ૯૭

सप्तांगुलं करतलं मध्या पञ्चांगुला मता ।
सार्द्धत्रयांगुलोऽङ्गुष्ठस्तर्जनीमूलपर्वभाक् ॥ ९८ ॥
पर्वद्वयात्मकोऽन्यासां पर्वाणि त्रीणि त्रीणि तु ।
अर्द्धांगुलेनांगुलेन हीनानामा च तर्जनी ।
कनिष्ठिकानामिकातोऽङ्गुलोना च प्रकीर्त्तिता ॥ ९९ ॥

હાથની તળી સાત આંગળની જાણવી. વચલી આંગળી પાંચ આંગળ જાણવી, અંગુઠો પોતાની તર્જનીના પ્રથમ પર્વ જેવડો જાડો બે પર્વવાળો અને સાડા ત્રણ આંગળ લાંબો જાણવો; બીજી આંગળીઓમાં ત્રણ ત્રણ પર્વો બનાવવાં, તેમાં ટચલી આંગળીની સમીપમાં રહેલી આંગળી, વચલી આંગળી કરતાં અર્ધ્ધ આંગળ નાની અને અંગુઠા પાસેની આંગળી એક નાની કહી છે તથા અને ટચલી આંગળી પોતાની પાસેની આંગળી કરતાં એક આંગળ નાની કહી છે.૯૮-૯૯

चतुर्दशांगुलौ पादौ ह्यंगुष्ठो द्व्यंगुलो मतः ।
सार्द्धद्वयांगुलोगुल्फस्तन्मिता वा प्रदेशिनी ।
प्रदेशिनी त्र्यंगुला तु सार्द्धांगुलमथेतराः ॥ १०० ॥

બન્ને ચરણો ચૌદ આગળના અને અંગુઠો બે આંગળનો કરવો કહ્યો છે. ઘુંટી અઢી આંગળની, અંગુઠા પાસેની આંગળી અઢી કે બે આંગળની અને બીજી આંગળીઓ દોઢ આગળની જાણવી ૧૦૦

शिरोज्झितौ पाणिपादौ गूढगुल्फौ प्रकीर्त्तितौ ॥ १०१ ॥

હાથ તથા પગો નાડી રહિત કરવા. અને ઘુંટીઓ પણ ગુપ્ત કરવી કહી છે. ૧૦૧

तद्विज्ञैः प्रस्तुता ये ये मूर्तेरवयवाः सदा ।
न हीना नाधिका मानात्ते ते ज्ञेयाः सुशोभनाः ॥ १०२ ॥

મૂર્તિ બનાવી જાણનારા શિલ્પશાસ્ત્રીયો સદા મૂર્તિઓના જે જે અવયવોનાં વખાણ કરે તેવા સઘળા અવયવો હોય, અને તે નાના ન હોય, તેમ મોટાયે ન હોય-પણ ભરત પ્રમાણે હોય તે અવયવોને ઉત્તમ જાણવા. ૧૦૨

न स्थूला न कृशा वापि सर्वे सर्वमनोरमाः ॥ १०३ ॥

મૂર્તિના સર્વે અવયવો ઘણા જાડા બનાવવા નહીં તેમ ઘણા પાતળા પણ બનાવવા નહીં, પણ સર્વેને રૂચે તેવા કરવા. ૧૦૩

सर्वांगैः सर्वरम्यो हि कश्चिल्लक्षे प्रजायते ।
शास्त्रमानेन यो रम्यः स रम्यो नान्य एव हि ॥ १०४ ॥

લાખ મૂર્તિયોમાં કોઈ એક મૂર્તિ સર્વાવયવવડે સર્વનાં મનને રૂચિકર લાગે છે. શાસ્ત્રમાં નિર્માણ કરેલા ભરત પ્રમાણે જે મૂર્તિ રમણીય હોય તેનેજ સુંદર જાણવી, બીજી મૂર્તિઓને સુંદર જાણવીજ નહીં. ૧૦૪

शास्त्रमानविहीनं यदरम्यं तद्विपश्चिताम् ।
एकेषामेव तद्रम्यं लग्नं यत्र च यस्य हृत् ॥ १०५ ॥

જે મૂર્તિ શાસ્ત્રભરતથી રહિત હોય તે વિદ્વાનોને રમ્ય લાગતી નથી. પરંતુ કેટલાએકનો એવો મત છે કે જેનું મન જયાં આગળ લાગ્યું હોય તેને તે પ્રિય લાગે છે. ૧૦૫

अष्टांगुलं ललाटं स्यात्तावन्मात्रौ भ्रुवौ मतौ ॥ १०६ ॥

લલાટ આઠ આંગળ મોટું કરવું કહ્યું છે અને ભ્રૂકુટીયો પણ તેવડીજ કરવી કહી છે. ૧૦૬

अर्द्धांगुला भ्रुवोर्लेखा मध्ये धनुरिवायता ।
नेत्रे च त्र्यंगुलायामे द्व्यंगुले विस्तृते शुभे ॥ १०७ ॥

બે ભ્રૂકુટીની વચમાં ધનુષની પેઠે પોહોળી અર્દ્ધ આંગળની રેખા કરવી અને ત્રણ આંગળ લાંબાં તથા બે આંગળ પોહોળાં સુંદર નેત્ર કરવાં. ૧૦૭

तारका तत्तृतीयांशा नेत्रयोः कृष्णरूपिणी ।
द्व्यंगुलं तु भ्रुवोर्मध्यं नासामूलमथांगुलम् ॥ १०८ ॥

નેત્રોની કીકીયો કાળા રંગની નેત્રના તૃતીયાંશ ભાગમાં કરવી; ભ્રૂકુટીનો મધ્ય ભાગ બે આંગળનો કરવો અને નાસિકાનું મૂળ એક આગળનું કરવું. ૧૦૮

नासाग्रविस्तरं तद्वद् द्व्यंगुलं तद्विलद्वयम् ।
शुकनासाकृतिर्नासा पुष्पवद्द्विविधा शुभा ॥ १०९ ॥

નાસિકાના અગ્ર ભાગને અને તેનાં બે છિદ્રોને બે આંગળ મોટાં કરવાં અને પોપટની ચાંચ જેવી અથવા પુષ્પના આકારની એમ બે પ્રકારની ઉત્તમ નાસિકા કરવી. ૧૦૯

निष्पावसदृशं नासापुटयुग्मं सुशोभनम् ॥ ११० ॥

નાસિકાનાં બન્ને પડ નિષ્પાવ (ધાન્યના છોડ)ના જેવાં કરવાં અને ઘણાંજ મનોહર બનાવવાં. ૧૧૦

कर्णौ च भ्रूसमौ ज्ञेयौ दीर्घौ च चतुरंगुलौ ।
कर्णपाली त्र्यंगुला स्यात्स्थूला चार्द्धांगुला मता ॥ १११ ॥

બે કાન, ભ્રૂકુટીના જેવા પોહોળા અને ચાર આંગળ મોટા બનાવવા, કાનની અંદરનો ભાગ ત્રણ આંગળ મોટો અને અર્ધું આંગળ જાડો કરવો કહે છે. १११

नासावंशोद्धांगुलस्तु श्लक्ष्णः सार्द्धांगुलोन्नतः ॥ ११२ ॥

નાસિકાની ડાંડી ત્રણ આંગળ મોટી, ડોઢ આંગળ ઉંચી અને લીસી કરવી. ११२

ग्रीवामूलाच्च स्कन्धान्तमष्टांगुलमुदाहृतम् ।
बाह्वन्तरं द्वितालं स्यात्तालमात्रं स्तनान्तरम् ॥ ११३ ॥

કંઠના મૂળથી કાંધપર્યંતનો ભાગ આઠ આંગળનો કરવો, વક્ષસ્થળ બે તાળનું કરવું અને સ્તનનો મધ્ય ભાગ એકતાલ જેવડો કરવો કહ્યો છે. ११३

षोडशांगुलमात्रं तु कर्णयोरन्तरं स्मृतम् ।
कर्णहन्वग्रान्तरं तु सदैवाष्टांगुलं मतम् ॥ ११४ ॥

બન્ને કાનની વચમાં માત્ર સોળ આંગળનો અંતર જાણવો અને કાનથી માંડીને ઓઠના અગ્રભાગ સુધીમાં સદાય આઠ આંગળનો અંતર માનેલો છે. ११४

नासाकर्णान्तरं तद्वत्तदर्द्धं कर्णनेत्रयोः ।
मुखं तालतृतीयांशमोष्ठावर्द्धांगुलौ मतौ ॥ ११५ ॥

નાસિકા તથા કાન વચ્ચે અંતર આઠ આંગળનો; કાનનો તથા નેત્રનો અંતર ચાર આગળનો; મુખ એટલે ચાર આંગળનું અને ઓષ્ટ અર્ધ આંગળનો કરવો માન્યો છે. ११५

द्वात्रिंशदंगुलः प्रोक्तः परिधिर्मस्तकस्य च ।
दशांगुला विस्तृतिस्तद्द्वादशांगुलदीर्घता ॥ ११६ ॥

માથાની પરિધ* બત્રીસ આંગળની વિસ્તાર દશ આંગળનો અને પોહોળાઈ બાર આંગળની કહી છે. ११६

ग्रीवामूलस्य परिधिर्द्वाविंशत्यंगुलात्मकः ।
हृन्मध्यपरिधिर्ज्ञेयश्चतुःपञ्चाशदंगुलः ॥ ११७ ॥

કંઠના મૂળની પરિધિ બાવીશ આંગળની અને વક્ષસ્થળની પરિધિ ચોપન આગળની જાણવી. ११७

* પરિધિ=circumference.

हीनांगुलचतुस्तालपरिधिर्हृदयस्य च ।
आस्तनात्पृष्ठदेशान्ता पृथुता द्वादशांगुला ॥ ११८ ॥

હૃદયની પરિધિ સડતાળીશ આંગળની જાણવી. સ્તનથી માંડીને વાંસા સુધીના ભાગને એટલે પખડાને બાર આંગળ જાડું કરવું. ૧૧૮

सार्द्धत्रितालपरिधिः कट्याश्च द्व्यंगुलाधिकः ॥
चतुरंगुल उत्सेधो विस्तारः स्यात्षडंगुलः ॥ ११९ ॥

કટિની પરિધિ ચુમાલીશ આંગળની જાણવી; તેની ચાર આંગળમાં ઉંચાઈ અને છ આંગળ વિસ્તાર જાણવો. ૧૧૯

पश्चाद्भागे नितम्बस्य स्त्रीणामंगुलतोऽधिकः ।
बाह्वग्रमूलपरिधिः षोडशाष्टादशांगुलः ॥ १२० ॥

દેવી વગેરે સ્ત્રીજાતિ મૂર્તિના નિતંબના પાછળ ભાગની પરિધિ ત્રેતાળીશ આંગળ કરવી અને પુરૂષના નિતંબના પાછળના ભાગની પરિધિ બેતાલીશ આંગળની કરવી. હાથના અગ્ર ભાગની પરિધિ અઢાર આંગળની જાણવી. ૧૨૦

हस्तमूलाग्रपरिधिश्चतुर्दशदशांगुलः ।
पञ्चांगुला पादकरतलयोर्विस्तृतिः स्मृता ॥ १२१ ॥

હાથના મૂળની પરિધિ ચૌદ આંગળની અને અગ્ર ભાગની પરિધિ દશ આંગળની; તથા હાથનાં ને પગનાં તળીયાનો વિસ્તાર પાંચ આગળનો જાણવો. ૧૨૧

ऊरूमूलस्य परिधिर्द्वात्रिंशदंगुलात्मकः ।
ऊनविंशत्यंगुलः स्यादूर्वग्रपरिधिः स्मृतः ॥ १२२ ॥

સાથળના મૂળની પરિધિ બત્રીશ આંગળથી અને તેના અગ્ર ભાગની પરિધિ ઓગણીશ આંગળની જાણવી. ૧૨૨

जंघामूलाग्रपरिधिः षोडशद्वादशांगुलः ।
मध्यमामूलपरिधिर्विज्ञेयश्चतुरंगुलः ॥ १२३ ॥

જાંઘના મૂળના અગ્ર ભાગની પરિધિ સોળ આંગળની; અને તેના અગ્ર ભાગની પરિધિ બાર આંગળની; અને વચટ આંગળીની મૂળ પરિધિ ચાર આંગળ જાણવી. ૧૨૩

तर्जन्यनामिकामूलपरिधिः सार्द्धत्र्यंगुलः ।
कनिष्ठिकायाः परिधिर्मूले त्र्यंगुल एव हि ॥ १२४ ॥

તર્જની (અંગુઠા પાસેની આંગળીની) અને અનામિકા (ટચલી આંગળી)ની મૂળ પરિધિ સાડા ત્રણ આંગળની અને કનિષ્ઠિકાની મૂળ પરિધિ ત્રણ આંગળનીજ જાણવી. ૧૨૪

स्वमूलपरिधेः पादहीनोऽग्रे परिधिः स्मृतः ।
हस्तपादांगुष्ठयोश्च चतुःपञ्चागुलं क्रमात् ॥ १२५ ॥

જયાં અગ્ર ભાગની પરિધિ જણાવી નહોય ત્યાં ક્રમવાર પોતાના મૂળની પરિધિનો એક ચતુર્થાંશ હીન પરિધિ જાણવી. હાથના અંગુઠાની પરિધિ ચાર આંગળની અને ચરણના અંગુઠાની પરિધિ પાંચ આંગળની જાણવી. ૧૨૫

पादांगुलीनां परिधिस्त्र्यंगुलः समुदाहृतः ।
मण्डलं स्तनयोर्नाभिः सार्द्धांगुलमथांगुलम् ॥ १२६ ॥

પગની આંગળીઓની પરિધિ ત્રણ આંગળની કહી છે. તથા બે સ્તનનું મંડળ દોઢ આંગળ અને નાભિ મંડળ એક આંગળનું જાણવું. ૧૨૬

सर्वाङ्गानां यथाशोभि पाटवं परिकल्पयेत् ।
नोर्ध्वदृष्टिमधोदृष्टिं मीलिताक्षीं प्रकल्पयेत् ।
नोग्रदृष्टिन्तु प्रतिमां प्रसन्नाक्षीं विचिन्तयेत् ॥ १२७ ॥

પ્રતિમા સુંદર દેખાય તેમ તેના સર્વ અવયવો સુંદર બનાવવા. ઉંચા નેત્રવાળી નિચાં નેત્રવાળી અથવા તો મીચેલી દૃષ્ટિવાળી તથા ભયંકર દૃષ્ટિવાળી પ્રતિમાને પ્રસન્ન દૃષ્ટિવાળી જાણવી નહીં. ૧૨૭

## મંદિર રચના.

प्रतिमायास्तृतीयांशमधाँशं तत्सुपीठकम् ॥ १२८ ॥

પ્રતિમાને બેસવાને માટે પ્રતિમાના એક તૃતીયાંશ અથવા તો અર્દ્ધાંશ જેવડું સારૂં આસન બનાવવું. ૧૨૮

द्विगुणं त्रिगुणं द्वारं प्रतिमायाश्चतुर्गुणम् ।
एकद्वित्रिचतुर्हस्तं पीठं देवालयस्य च ॥ १२९ ॥

દેવમંદિરનું બારણું પ્રતિમા કરતાં બમણું, ત્રમણું કે ચોગણું મોટું કરવું. અને દેવમંદિરનો પીઠ ભાગ પ્રતિમાના પ્રમાણમાં એક, બે, ત્રણ અથવા ચાર હાથનો કરવો. ૧૨૯

पीठतस्तु समुच्छ्रायो भित्तेर्दशकराधिकः ।
द्वारात्तु द्विगुणोच्छ्रायः प्रासादस्योर्ध्वभूमिभाक् ।
शिखरं चोच्छ्रायसमं द्विगुणं त्रिगुणं तु वा ॥ १३० ॥

પીઠના કરતાં દેવમંદિરની ભીંત દશ હાથ વિશેષ ઉંચી કરવી, દેવમંદિરની ઉંચાઈ દેવમંદિરનાં બારણાં કરતાં બમણી કરવી અને ઉપરની ભૂમિ સુધી ઉંચી કરવી; તથા મંદિરનું શિખર ઉંચાઇના પ્રમાણમાં બમણું કે ત્રમણું ઉંચું કરવું. ૧૩૦

एकभूमिं समारभ्य सपादशतभूमिकम् ॥
प्रासादं कारयेच्छक्त्या ह्यष्टाश्रं पद्मसन्निभम् ।
चतुर्दिन्मण्डपं वापि चतुःशालं समन्ततः ॥ १३१ ॥

પોતાની શક્તિ પ્રમાણે આઠ ખુંણાવાળું, અને કમળના આકારનું દેવમંદિર બંધાવવું. તેમાં એકથી માંડીને એકસો પંચીશપર્યંત માળો કરાવવા, તથા મંદિરની ચાર દિશામાં ફરતા ચાર મંડપો કરાવવા અથવા તો ચાર શાળાઓ કરાવવી. ૧૩૧

सहस्रस्तम्भसंयुक्तश्चोत्तमोऽन्यः समोऽधमः ॥ १३२

જે દેવમંદિરમાં હજાર સ્થંભ હોય તેને ઉત્તમ જાણવું, તે કરતાં ઉતરતાંને મધ્યમ અને તે કરતાં પણ ઉતરતા મંદિરને અધમ જાણવું. ૧૩૨

प्रासादे मण्डपे वापि शिखरं यदि कल्प्यते ।
स्तम्भास्तत्र न कर्त्तव्या भित्तिस्तत्र सुखप्रदा ॥ १३३ ॥

દેવ મંદિરમાં અથવા તો તેના મંડળમાં જો શિખર કરેલાં હોય તો તેમાં સ્થંભો કરાવવા નહી ત્યાં ભિંતજ સુખકર થઈ પડે છે. ૧૦૩

प्रासादमध्यविस्तारः प्रतिमायाः समन्ततः ।
षड्गुणोऽष्टगुणो वापि पुरतो वा सुविस्तरः ॥ १३४ ॥

દેવમંદિરના મધ્ય ભાગનો વિસ્તાર પ્રતિમાના કરતાં છગણો અથવા આઠગણો રાખવો; અને પ્રતિમાની આગળનો ભાગ વધારે વિશાળ રાખવો. ૧૩૪

## પ્રતિમા કૃતિ નીતિ.

वाहनं मूर्त्तिसदृशं सार्द्धं वा द्विगुणं स्मृतम् ।
यत्र नोक्तं देवताया रूपं तत्र चतुर्भुजम् ॥ १३५ ॥

પ્રતિમાનું વાહન પ્રતિમા જેવડું, તે કરતાં ડોઢું, અથવા તો બમણું જાણવું, જ્યાં આગળ દેવનું સ્વરૂપ જણાવ્યું ન હોય ત્યાં ચતુર્ભુજ રૂપ જાણવું. ૧૩૫

अभयं च वरं दद्याद्यत्र नोक्तं यदायुधम् ।
अधःकरे तूर्ध्वकरे शंखं चक्रं तथांकुशम् ॥ १३६ ॥

पाशं वा डमरुं शूलं कमलं कलसं स्त्रुवम् ।
लड्डुकं मातुलुङ्गं वा वीणां मालां च पुस्तकम् ॥ १३७ ॥

જ્યાં જે દેવનાં આયુધોનાં નામો આપ્યાં ન હોય ત્યાં તે દેવનાં નિચેના બે હાથમાં ક્રમ પ્રમાણે અભય અને વર નામનાં આયુધો આપવાં; અને ઉપરના બે હાથમાં શંખ, ચક્ર, અંકુશ, પાશ, ડમરૂ, ત્રિશૂળ, કમળ, કળશ, સ્તુવ, લાડુ, માતુલિંગ, વીણા, માળા અથવા તો પુસ્તક એમાંથી ગમે તે બે વસ્તુઓ આપવી. ૧૩૬–૧૩૭

मुखानां यत्र बाहुल्यं तत्र पंक्त्या निवेशनम् ।
तत्पृथग्ग्रीवमुकुटं सुमुखं स्वक्षिकर्णयुक् ॥ १३८ ॥

જે પ્રતિમાને ઘણાં મુખ હોય ત્યાં તે મુખોને પંક્તિબંધ કરવાં અને તે પ્રત્યેક મુખ પ્રસન્ન કરવાં; તેનાં નેત્રો અણીયાળાં અને સુંદર કરવાં, કાન પણ મનોહર કરવા; તથા દરેક કંઠ અને મુકુટ જુદો કરવો. ૧૩૮

भुजानां यत्र बाहुल्यं न तत्र स्कन्धभेदनम् ॥ १३९ ॥

જ્યાં ઘણી ભુજાઓ હોય, ત્યાં પ્રત્યેક ભુજાએ જુદી જુદી કાંધ કરવી નહીં. ૧૩૯

कूर्परोर्ध्वन्तु सूक्ष्माणि चिपिटानि दृढानि च ।
भुजमूलानि कार्याणि पक्षमूलानि वै यथा ॥ १४० ॥

કોણીનો ઉર્ધ્વભાગ અને હાથનાં મૂળો બન્ને પડખાના મૂળ જેવાં સૂક્ષ્મ, ચપટાં અને દૃઢ બનાવવાં. ૧૪૦

ब्रह्मणस्तु चतुर्दिक्षु-मुखानां विनियोजनम् ॥ १४१ ॥

બ્રહ્માના ચારમુખોને હારબંધ કરવાં નહીં, પણ ચાર દિશામાં કરવાં. ૧૪૧

हयग्रीवो वराहश्च नृसिंहश्च गणेश्वरः ।
मुखैर्विना नराकारो नृसिंहश्च नखैर्विना १४२ ॥

હયગ્રીવ, વરાહ, નરસિંહ અને ગણપતિના શરીરનો આકાર, મુખ વિના સઘળો મનુષ્યના જેવો બનાવવો. એટલે હયગ્રીવનું મુખ ઘોડાના જેવું, વરાહનું મુખ ભુંડ જેવું, નરસિંહનું મુખ સિંહના જેવું, અને ગણપતિનું મુખ હાથીના જેવું કરવું; તે વિનાના અવયવો મનુષ્યના જેવા કરવા. અને નરસિંહના નખ મનુષ્યના જેવા કરવા નહીં. પણ સિંહના જેવા કરવા. ૧૪૨

तिष्ठतीं सूपविष्टां वा स्वासने वाहनस्थिताम् ।
प्रतिमामिष्टदेवस्य कारयेदुक्तलक्षणाम् ॥ १४३ ॥
हीनश्मश्रुनिमेषां च सदा षोडशवार्षिकीम् ।
दिव्याभरणवस्त्राढ्यां दिव्यवर्णक्रियां सदा ।
वस्त्रैरापादगूढां च दिव्यालंकारभूषिताम् ॥ १४४ ॥

પોતાના આસન ઉપર દંડાકારે ઉભેલી અથવા તો સારી રીતે બેઠેલી અથવા તો વાહન ઉપર બેઠેલી, ડાઢી અને નિમેષ (મટકું) રહિત, નિત્ય શોળ વર્ષની, દિવ્ય આભરણોથી તથા વસ્ત્રોથી શોભતી, દિવ્ય રંગની, સદા દિવ્ય કર્મ કરતી, વસ્ત્રોથી ચરણપર્યંત ઢંકાયલી, દિવ્યઆભૂષણોવાળી, શાસ્ત્રયોક્ત લક્ષણસંપન્ન ઈષ્ટદેવની પ્રતિમા કરાવવી. १४३-१४४

हीनांग्यो नाधिकांग्यश्च कर्तव्या देवताः क्वचित् ।
हीनांगी स्वामिनं हन्ति ह्यधिकांगी च शिल्पिनम् ॥ १४५ ॥

કોઈ દિવસ દેવોની પ્રતિમા ઓછા અવયવવાળી કે અધિક અવયવવાળી કરવી નહીં. કારણ કે ઓછા અવયવવાળી પ્રતિમા પોતાના સ્વામીનો નાશ કરે છે, અને માપ કરતાં અધિક અંગવાળી પ્રતિમા પોતાના બનાવનારા શલાટનો નાશ કરે છે. १४५

कृशा दुर्भिक्षदा नित्यं स्थूला रोगप्रदा सदा ।
गूढसन्ध्यस्थिधमनी सर्वदा सौख्यवर्धिनी ॥ १४६ ॥

દુર્બળમૂર્તિ નિરંતર દરિદ્રતા આપે છે, સ્થૂલમૂર્તિ સદા રોગ કરે છે. અને જેનાં હાથ, પગ વગેરેના સાંધા, હાડકાં અને નાડીયો બીલકુલ જણાતાં ન હોય; તેવી પુષ્ટમૂર્તિ હમેશાં સૌખ્યવર્ધિની છે. १४६

वराभयाब्जशंखाढ्यहस्ता विष्णोश्च सात्त्विकी ।
मृगवाद्याभयवरहस्ता सोमस्य सात्त्विकी ॥ १४७ ॥

ચાર ભુજામાં ક્રમવાર વર, અભય, કમળ અને શંખ ધારણ કરનારી વિષ્ણુની મૂર્તિ સાત્વિકી છે. તથા ચાર ભુજામાં મૃગ, વાદિત્ર, વર, અને અભય ધારણ કરનારી ચંદ્રની મૂર્તિ (પણ) સાત્વિકી છે. १४७

वराभयाब्जलड्डुकहस्तेभास्यस्य सात्त्विकी ।
पद्ममालाभयवरकरा सत्त्वाधिका रवेः ॥ १४८ ॥

ચાર ભુજામાં વર, અભય, કમળ તથા લાડુ ધારણ કરનારી ગણપતિની મૂર્તિ સાત્વિકી છે, અને કમળ, માળા, વર, અને અભય ધારણ કરનારી સૂર્યની મૂર્તિ (પણ) સાત્વિકી છે. १४८

वीणालुङ्गाभयवरकरा सत्त्वगुणा श्रियः ॥ १४९ ॥

ચાર ભુજામાં ક્રમવાર વીણા, લુંગા (કમળપુષ્પ), અભય તથા વર ધારણ કરનારી લક્ષ્મીની મૂર્તિ સાત્વિક જાણવી. ૧૪૯

शंखचक्रगदापद्मै रायुधैरादितः पृथक् ।
षट् षड्भेदाश्च मूर्तीनां विष्णादीनां भवन्ति हि ॥ १५० ॥

વિષ્ણુ આદિ મૂર્તિના શંખ, ચક્ર, ગદા અને પદ્માદિ જુદાં જુદાં આયુધો વડે પ્રથમથી છ છ ભેદો થાય છે. ૧૫૦

यथोपाधिप्रभेदेन स्वसंयोगविभागतः ।
समस्तव्यस्तवर्णादिभेदज्ञानं प्रजायते ॥ १५१ ॥

જેમ જુદાં જુદાં નામથી જુદાપણું જણાય છે તેમ પોત પોતાનાં વાહન તથા અસ્ત્ર વગેરેના ભેદ વડે સમસ્તનું અને એક એક વર્ણ વગેરેનું જુદાંપણું જણાય છે. ૧૫૧

लेख्या लेप्या सैकती च मृण्मयी पैष्टिकी तथा ।
एतासां लक्षणाभावे न कैश्चिद्दोष ईरितः ॥ १५२ ॥

ચિત્રેલી, લીંપીને કરેલી, રેતીની, માટીની અને લોટની મૂર્તિયો બને છે. આ મૂર્તિયોમાં કદી કોઈ ગુણ ઓછો હોય તોપણ કોઈએ તેને માટે દોષ કહ્યો નથી. ૧૫૨

बाणलिङ्गे स्वयम्भूते चन्द्रकान्तसमुद्भवे ।
रत्नजे गण्डकोद्भूते मानदोषो न सर्वथा ।
पाषाणधातुजायान्तु मानदोषान्विचिन्तयेत् ॥ १५३ ॥

સ્વયંભૂમૂર્તિમાં, ચદ્રકાંત મણિની મૂર્તિમાં, રત્નની મૂર્તિમાં, પત્થરની મૂર્તિમાં એટલે બાણમાં કે લિંગમાં સર્વથા માપનો દોષ ગણવો નહીં. પણ પાષાણની મૂર્તિયોમાં કે ધાતુઓની મૂર્તિઓમાં માપના દોષો ગણવા. ૧૫૩

श्वेतपीतारक्तकृष्णपाषाणैर्युगभेदतः ।
प्रतिमां कल्पयेच्छिल्पी यथारुच्यपरैः स्मृता ॥ १५४ ॥

શલાટે યુગને અનુસરીને શ્વેત, પીળા, રાતા, અને કાળા પાષણની મૂર્તિઓ બનાવવી. ( એટલે સત્યયુગમાં શ્વેત ત્રેતાયુગમાં પીળી, દ્વાપરમાં રાતી અને કળિયુગમાં કાળી મૂર્તિ બનાવવી.) અને કાષ્ટાદિકની મૂર્તિયો પોતાની ઈચ્છાનુસાર બનાવવી એમ શાસ્ત્રમાં કહ્યું છે. ૧૫૪

श्वेता स्मृता सात्त्विकी तु पीता रक्ता तु राजसी ।
तामसी कृष्णवर्णा तु ह्युक्तलक्ष्मयुता यदि ॥ १५५ ॥

ઉપર કહેલાં લક્ષણવાળી શ્વેત મૂર્તિને સાત્વિકી પીળી અને રાતી મૂર્તિ રાજસી અને કાળી મૂર્તિને તામસી જાણવી. ૧૫૫

सौवर्णी राजती ताम्री रैतिकी वा कृतादिषु ॥ १५६ ॥

સત્યયુગમાં સુવર્ણની, ત્રેતાયુગમાં રૂપાની, દ્વાપરયુગમાં તાંબાની અને કળિયુગમાં પિત્તળની મૂર્તી કરવી. ૧૫૬

शाङ्करी श्वेतवर्णा वा कृष्णवर्णा तु वैष्णवी ।
सूर्यशक्तिगणेशानां ताम्रवर्णा स्मृतापि च ।
लोहसीसमयी वापि यथोद्दिष्टा स्मृता बुधैः ॥ १५७ ॥

શંકરની પ્રતિમા શ્વેતરંગની, વિષ્ણુની પ્રતિમા કાળા રંગની, સૂર્ય, શક્તિ તથા ગણપતિની પ્રતિમા રાતા રંગની અથવા તો લોઢાની કે સીસાની પણ થાય છે, આમ શાસ્ત્રમાં કહ્યું છે તે વિદ્વાનોએ જાણવું. ૧૫૭

चलार्चायां स्थिरार्चायां प्रासादाद्युक्तलक्षणाम् ।
प्रतिमां स्थापयेन्नान्यां सर्वसौख्यविनाशिनीम् ॥ १५८ ॥

અલ્પકાળ સુધી કે લાંબા કાળ સુધી પૂજા કરવી હોય, ત્યારે પ્રાસાદ વગેરેમાં શાસ્ત્રોક્ત લક્ષણવાળી પ્રતિમાને સ્થાપવી; પરંતુ શાસ્ત્રમાં કહેલાં લક્ષણ રહિત પ્રતિમાનું સ્થાપન કરવું નહીં, કારણકે તે સર્વ સુખનો નાશ કરે છે. ૧૫૮

सेव्यसेवकभावेषु प्रतिमालाक्षणं स्मृतम् ॥ १५९ ॥

જ્યાં સેવ્ય સેવક ભાવ હોય એટલે કેવળ મોજ શોખને માટે પ્રતિમા સ્થાપવી ન હોય, પણ ભક્તિ કરવા માટે પ્રતિમા સ્થાપવી હોય ત્યાં શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે પ્રતિમા તૈયાર કરાવવી. ૧૫૯

प्रतिमायाश्च ये दोषा ह्यर्चकस्य तपोबलात् ।
सर्वत्रेश्वरचित्तस्य नाशं यान्ति क्षणात्किल ॥ १६० ॥

પ્રતિમાના દોષો, તેની પૂજાકરનારા અને ઇશ્વરઉપર ભાવ રાખનારા એવા સેવકના તપઃપ્રભાવથી ક્ષણમાત્રમાં અવશ્ય નાશ પામે છે. ૧૬૦

## વાહન કૃતિ નીતિ.

देवतायाश्च पुरतो मण्डपे वाहनं न्यसेत् ।
द्विबाहुर्गरुडः प्रोक्तः सुचञ्चुः स्वक्षिपक्षयुक् ॥ १६१ ॥

नराकृतिश्चञ्चुमुखो मुकुटी कवचाङ्गदी ।
बद्धाञ्जलिर्नम्रशीर्षः सेव्यपादाब्जलोचनः ॥ १६२ ॥

દેવની પ્રતિમાના સન્મુખ, મંડપમાં, વાહનની સ્થાપના કરવી. જેમકે બે બાહુવાળો, સુંદર ચાંચવાળો, સુંદર નેત્ર અને પાંખવાળો, મનુષ્યાકાર, મુકુટધારી, કવચ તથા બાજુબંધધારી, બે હાથ જોડી મસ્તક નમાવીને પોતાના પ્રભુના ચરણકમળ તરફ દૃષ્ટિ કરીને ઉભેલો (હોય તેવો) ગરૂડ કરવો. ૧૬૧-૧૬૨

वाहनत्वं गता ये ये देवतानां च पक्षिणः ।
कामरूपधरास्ते ते तथा सिंहवृषादयः ॥ १६३ ॥
स्वनामाकृतयश्चैते कार्या दिव्या बुधैः सदा ।
सुभूषिता देवताग्रमण्डपे ध्यानतत्पराः ॥ १६४ ॥

જે જે મયૂર, કુકડા વગેરે પક્ષિયો તથા સિંહ, બળદ વગેરે પશુઓ દેવનાં વાહનો છે તે પોતાની ઈચ્છાનુસાર રૂપો ધારણ કરે છે, વિદ્વાનોએ નિત્ય દેવનામંડપ આગળ તેના નામ પ્રમાણે આકૃતિવાળા, દિવ્ય, મનોહર, આભરણથી અલંકૃત અને દેવધ્યાનમાં પરાયણ વાહનો બનાવવાં. ૧૬૩-૧૬૪

मार्जाराकृतिकः पीतः कृष्णचिह्नो बृहद्वपुः ।
असटो व्याघ्र इत्युक्तः सिंहः सूक्ष्मकटिर्महान् ॥ १६५ ॥
बृहद्भ्रूगण्डनेत्रस्तु बालवेशो मनोहरः ।
सटावान्धूसरोऽकृष्णलाञ्छनश्च महाबलः ॥ १६६ ॥

મીંદડા જેવા આકારવાળો, પીળા કાળા પટ્ટાવાળો, મોટી કાયાવાળો અને કેશવાળી રહિત પ્રાણિને વાઘ કહે છે. જેની કેડ પાતળી હોય, જેની કાયા ઉંચી હોય, ભમર, ગાલ અને નેત્ર મોટાં હોય, બાળ વેશધારી સુંદર સ્વરૂપવાળો ને કેશવાળીથી અલંકૃત હોય, શરીરનો રંગ ધુસરો હોય, જેના શરીર ઉપર કાળા ડાઘ ન હોય, અને જે મહા બળવાન હોય તેને સિંહ કહે છે. ૧૬૫-૧૬૬

भेदः सटालाञ्छनतो नाकृत्या व्याघ्रसिंहयोः ॥ १६७ ॥

વાઘમાં અને સિંહમાં કેશવાળી અને કાળાપટાનો ભેદ છે, પરંતુ આકારમાં બંને મળતા આવે છે. ૧૬૭

## ગણપતિ પ્રતિમા નીતિ.

गजाननं नराकारं ध्वस्तकर्णं पृथूदरम् ।
बृहत्संक्षिप्तगहनपीनस्कन्धांघ्रिपाणिनम् ॥१६८ ॥

बृहच्छुण्डं भग्नवामरदमीप्सितवाहनम् ।
ईषत्कुटिलदण्डाग्रवामशुण्डमदक्षिणम् ।
सन्ध्यस्थिधमनीगूढं कुर्यान्मानमितं सदा ॥ १६९ ॥

લાંબા કાન અને મોટા પેટવાળા, મોટી, સંક્ષિપ્ત, ઘાટી અને જાડી (માંસ ભરેલી) કાંધ, હાથ તથા ચરણવાળા, મોટી શુંડવાળા, ડાબી તરફનાં દાંત રહિત, ઇચ્છિત વાહન ઉપર બેઠેલા, જરા વાંકી વળેલી લાકડીના અગ્ર ભાગ જેવી મનોહર શુંડવડે દીપતા, સર્વ દેવમાં પ્રથમ પૂજાતા, જેના શરીર ઉપર સાંધા, હાડ અને નાડી દેખાતાં ન હોય એવા, મનુષ્યાકાર–ગજાનન નિરંતર શાસ્ત્રમાં કહેલાં માપ પ્રમાણે બનાવવા. ૧૬૮–૧૬૯

सार्द्धचतुस्तालमितः शुण्डादण्डः समन्ततः ।
दशांगुलं मस्तकं च भ्रूगण्डश्चतुरंगुलः ॥ १७० ॥

ચારે તરફ સાડાચાર તાલ જેવડી શુંડ કરવી, દશ દશ આંગળનું મસ્તક કરવું, અને ભ્રૂકુટી તથા ગાલનો ભાગ ચાર આંગળનો કરવો. ૧૭૦

नासोत्तरोष्ठरूपा च शेषा शुण्डा सपुष्करा ।
दशांगुलं कर्णदैर्ध्यं तदष्टांगुलविस्तृतम् ॥ १७१ ॥

શુંડ નાસિકાની નિચે રહેલા ઓષ્ટપર્યંત ઓષ્ટના આકારની કરવી. બાકીની શુંડ પુષ્કર દંડ સહિત કરવી, અને કાન દશ આંગળ લાંબા તથા આઠ આગળ પોહોળા કરવા. ૧૭૧

कर्णयोरन्तरे व्यासो द्व्यंगुलस्तालसांम्मितः ।
मस्तकेऽस्यैव परिधिर्ज्ञेयः षट्त्रिंशदंगुलः ॥ १७२ ॥

કાનની મધ્યનો વ્યાસ એક તાલ અને બે આંગળનો જાણવો; અને તેના મસ્તકની પરિધિ છત્રીસ આંગળની જાણવી. ૧૭૨

नेत्रोपान्ते च परिधिः शीर्षतुल्यः सदा मतः ।
सन्द्व्यंगुलद्वितालः स्यान्नेत्राधःपरिधिः करे ॥ १७३ ॥
कराग्रे परिधिर्ज्ञेयः पुष्करे च दशांगुलः ।
त्र्यंगुलं कण्ठदैर्घ्यं तत्परिधिस्त्रिंशदंगुलः ॥ १७४ ॥

બંને નેત્રના પ્રાંત ભાગની પરિધિ હમેશાં મસ્તકના જેવડી જાણવી, નેત્રની નિચેના ભાગની પરિધિ બે તાલ અને બે આગળની જાણવી, શુંડની, શુંડના અગ્ર ભાગની, અને તેના નાળની પરિધિ દશ આંગળની જાણવી; કંઠની લંબાઈ ત્રણ આગળની અને તેની પરિધિ ત્રીસ આંગળની જાણવી. ૧૭૩-૭૪

परिणाहस्तूदरे च चतुस्तालात्मिकः सदा ।
षडंगुलो नियेक्तव्योऽष्टांगुलो वापि शिल्पिभिः॥ १७५ ॥

શિલ્પ શાસ્ત્રીએ હંમેશા ગણપતિનું પેટ ચાર તાલ અને છ આંગળ અથવા તો ચાર તાલ અને આઠ આંગળ મોટું કરવું. ૧૭૫

दन्तः षडंगुलो दीर्घस्तन्मूलपरिधिस्तथा ।
षडंगुलश्चाधरोष्टः पुष्करं कमलान्वितम् ॥ १७६ ॥

દાંતની લંબાઈ પણ છ આંગળની કરવી. અને તેના મૂળની પરિધિ પણ છ આંગળની કરવી; તેમ નિચેનો ઓષ્ટ પણ છ આંગળનો કરવો, અને પુષ્કર, કમળ સહિત કરવું, ૧૭૬

ऊरूमूलस्य परिधिः षट्त्रिंशदंगुलो मतः ।
त्रयोविंशत्यंगुलः स्यादूर्वग्रपरिधिस्तथा ॥ १७७ ॥

સાથળના મૂળની પરિધિ છત્રીશ આંગળની અને તેના અગ્ર ભાગની પરિધિ ત્રેવીસ આંગળની જાણવી. ૧૭૭

जंघामूले तु परिधिर्विंशत्यंगुलसम्मितः ।
परिधिर्बाहुमूलादेराधिको त्र्यंगुलोऽङ्गुलः ॥ १७८ ॥

જાંઘના મૂળની પરિધિ વિશ આંગળની અને હાથના મૂળની પરિધિ ત્રણ આંગળ જેટલી જણાવેલી છે. ૧૭૮

कर्णनेत्रान्तरं नित्यं विज्ञेयं चतुरंगुलम् ।
मूलमध्याग्रान्तरं तु दशसप्तषडंगुलम् ।
नेत्रयोः कथितं तज्ज्ञैर्गणपस्य विशेषतः ॥ १७९ ॥

કાનનો અને નેત્રનો અંતર નિરંતર ચાર આંગળનો જાણવો; અને તેના મૂળ ભાગની, મધ્ય ભાગની તથા અગ્ર ભાગની, પરિધિ ક્રમવાર દશ સાત અને છ આંગળની જાણવી. પંડિતોએ ગણપતિના નેત્ર માટે આટલું વિશેષ કહ્યું છે. ૧૭૯

## શક્તિમૂર્ત્તિ કૃતિ નીતિ.

उत्सेधः पृथुता स्त्रीणां स्तने पञ्चांगुला मता ॥ १८० ॥

શક્તિની મૂર્તિયોનાં સ્તનની ઉંચાઈ, તથા સ્થૂળતા પાંચ આંગળની કહી છે. ૧૮૦

स्त्रीकट्यां परिधिः प्रोक्तास्त्रितालो द्व्यंगुलाधिकः ।
स्त्रीणामवयवान्सर्वान्सप्ततालैर्विभावयेत् ॥ १८१ ॥

શક્તિની કટિની પરિધિ ત્રણ તાલ અને બે આંગળ કહી છે. શક્તિની મૂર્ત્તિયોના સઘળા અવયવો સાત તાલના જાણવા. ૧૮૧

सप्ततालादिमानेऽपि मुखं स्याद् द्वादशांगुलम् ।
बालादीनामपि सदा दीर्घता तु पृथक्पृथक ॥ १८२ ॥

સાત તાલનું પરિમાણ છતાં પણ સ્ત્રી મૂર્ત્તિયોનું મુખ બાર આંગળનું હોય અને બાળક વગેરે મૂર્ત્તિયોની પણ દીર્ઘતા સદા જુદી જુદી જાણવી. ૧૮૨

शिशोस्तु कन्धरा ह्रस्वा पृथु शीर्षं प्रकीर्त्तितम् ।
कण्ठाधो वर्द्धते यादृक्तादृक्शीर्षं न वर्द्धते । १८३ ॥

બાળક મૂર્ત્તિની કાંધ ટુંકી અને મસ્તક મોટું કહ્યું છે; તેના કંઠની નીચેનો ભાગ જેવી રીતે વધે છે તે પ્રમાણે મસ્તક વધતું નથી. ૧૮૩

कण्ठाधो मुखमानेन बालः सार्द्धचतुर्गुणः ।
द्विगुणः शिश्नपर्यन्तो ह्यधः शेषन्तु सक्थितः ॥ १८४ ॥

બાળ મૂર્ત્તિના મુખના પ્રમાણમાં કંઠની નિચેનો ભાગ સાડાચાર ગણો કરવો અને સાથળની નિચે શિશ્નપર્યંતનો ભાગ બમણો કરવો. ૧૮૪

सपादद्विगुणौ हस्तौ द्विगुणौ वा मुखेन हि ।
स्थौल्ये तु नियमो नास्ति यथाशोभि प्रकल्पयेत् ॥ १८५ ॥

મુખના પરિમાણ કરતાં હાથ સવા બે ગણા અથવા બમણા મોટા કરવા; તેની સ્થૂળતામાં કંઈ નિયમ નથી, માટે સુંદર લાગે તેવા કરવા. ૧૮૫

नित्यं प्रवर्द्धते बालः पञ्चाब्दात्परतो भृशम् ।
स्यात्षोडशेऽद्बे सर्वाङ्गपूर्णा स्त्री विंशतौ पुमान् ॥ १८६ ॥

બાળક પાંચ વર્ષ પછી નિત્ય વધવા માંડે છે; સ્ત્રી સોળમે વર્ષે સર્વ અવયવે સંપૂર્ણ થાય છે અને પુરૂષ વીશમે વર્ષે સર્વ અવયવે સંપૂર્ણ થાય છે. ૧૮૬

ततोऽर्हति प्रमाणं तु सप्ततालादिकं सदा ।
कश्चिद्बाल्येऽपि शोभाढ्यस्तारुण्ये वार्द्धके क्वचित् ॥ १८७॥

માટે તરૂણ મૂર્ત્તિ નિરંતર સાત તાલ વગેરે પ્રમાણની બનાવવી. કોઈ વખતે કોઈ મૂર્ત્તિ બાળકપણામાં પણ શોભે છે, કોઈ મૂર્ત્તિ તરૂણાવસ્થામાં શોભે છ અને કોઈ વૃદ્ધાવસ્થામાં શોભે છે. ૧૮૭

## મૂર્ત્તિનું તાલ પ્રમાણ.

मुखाधस्त्र्यंगुला ग्रीवा हृदयं तु नवांगुलम् ।
तथोदरं च बस्तिश्च सक्थि त्वष्टादशांगुलम् ॥ १८८ ॥

त्र्यंगुलं तु भवेज्जानु जंघा त्वष्टादशांगुला ।
गुल्फाधस्त्र्यंगुलं ज्ञेयं सप्ततालस्य सर्वदा ॥ १८९ ॥

મુખની નિચેનો કંઠ ત્રણ આંગળનો કરવો, હૃદય નવ આંગળનું કરવું, ઉદર અને નાભિની નિચેનો ભાગ પણ નવ આંગળનો કરવો, સાથળ અઢાર આંગળના કરવા, ગોઠણ ત્રણ આંગળના કરવા, જાંઘ અઢાર આંગળની કરવી અને ઘુંટીની નિચેનો ભાગ ત્રણ આંગળનો કરવો–આ સાત તાલની મૂર્ત્તિનું પ્રમાણ નિરંતર સમજવું. ૧૮૮–૧૮૯

वेदांगुला भवेद् ग्रीवा हृदयं तु दशांगुलम् ।
दशांगुलं चोदरं स्याद्बस्तिश्चैव दशांगुलः ॥ १९० ॥

एकविंशांगुलं सक्थि जानु स्याच्चतुरंगुलम् ।
एकविंशांगुला जंघा गुल्फाधश्चतुरंगुलम् ॥ १९१ ॥

अष्टतालप्रमाणस्य मानमुक्तमिदं सदा ॥ १९२ ॥

કંઠ ચાર આંગળનો કરવો, હૃદય દશ આંગળનું કરવું, ઉદર અને નાભિની નિચેનો ભાગ દશ આંગળનો કરવો, સાથળ એકવીશ આંગળના કરવા, અને ગોઠણ ચાર આંગળના જાણવા; જાંઘ એકવીસ આંગળની અને ઘુંટીની નિચેનો ભાગ ચાર આંગળનો જાણવો–આ આઠ તાલની મૂર્ત્તિનું પ્રમાણ નિરંતર કહ્યું છે. ૧૯૦–૧૯૨

त्रयोदशांगुलं ज्ञेयं मुखञ्च हृदयं तथा ॥ १९३ ॥

उदरं च तथा बस्तिर्दशतालेषु सर्वदा ।
गुल्फाधश्च तथा ग्रीवा जानु पञ्चांगुलं स्मृतम् ॥ १९४ ॥

षड्विंशत्यंगुलं सक्थि तथा जंघा प्रकीर्त्तिता ।
एकांगुलो मूर्ध्नि मणिर्दशताले प्रकल्पयेत् ।
पञ्चाशदङ्गुलौ बाहू दशताले स्मृतौ सदा ॥ १९५ ॥

મુખ, હૃદય, ઉદર અને નાભિની નિચેનો ભાગ હંમેશાં તેર આંગળનો જાણવો, ઘુંટીની નિચેનો ભાગ, કંઠ અને ગોઠણ પાંચ આંગળના જાણવા, સાથળ અને જાંઘ છવીસ આંગળની કહી છે, મસ્તક ઉપરનો મણિ એક

આંગળનો કરવો અને બન્ને બાહુ પચાસ આંગળ લાંબા કરવા-આ દશ તાલની મૂર્ત્તિનું પ્રમાણ નિરંતર જાણવું. ૧૯૩-૧૯૪-૧૯૫

व्द्यंगुलौ व्द्यंगुलौ चोनौ ततो हीनप्रमाणके ।
पाटवन्तु यथाशोभि सर्वमानेषु कल्पयेत् ॥ १९६ ॥

દશ તાલ કરતાં નાની મૂર્ત્તિ કરવી હોય તો તેનાં પ્રત્યેક અંગ બબ્બે આંગળ નાનાં કરવાં; અને બીજાં સર્વે માપમાં મૂર્ત્તિ સુંદર દેખાય તેવાં અંગો બનાવવાં. ૧૯૬

नवतालप्रमाणे न ह्यूनाधिक्यं प्रकल्पयेत् ॥ १९७ ॥

નવ તાલની મૂર્ત્તિમાં ઓછા વધતું કરવું જ નહીં. ૧૯૭

दशताले तु विज्ञेयौ पादौ पञ्चदशांगुलौ ।
एकैकांगुलहीनौस्तस्ततो न्यूनप्रमाणके ।
दशतालोर्ध्वमाने तु ताले तालेऽधिकांगुलम् ।
कल्पयेन्मुखतो धीमान्शिल्पवित्सु यथा तथा ॥ १९८ ॥

દશ તાલની મૂર્ત્તિના ચરણ પંદર આગળના કરવા, દશ તાલ કરતાં ઓછા પ્રમાણની મૂર્ત્તિ હોય તો તે પંદર આંગળમાંથી એક એક આંગળ ઓછું કરવું અને દશ તાલ કરતાં વિશેષ તાલની મૂર્ત્તિ હોય, તો દરએક તાલે એક આંગળ વધારતાં જવું. બુદ્ધિશાળી શલાટે મુખથી ચરણ સુધીમાં જેમ મૂર્ત્તિ સારી દેખાય તેમ કરવી. ૧૯૮

## પિશાચ પ્રતિમા.

दीर्घोरुजंघा विकटा क्रूरा स्याद्भीषणासुरी ।
पैशाची प्रतिमा ज्ञेया राक्षसी सुकृशापि वा ॥ १९९ ॥

મોટા સાથળવાળી, મોટી જાંઘવાળી, ક્રોધી, ક્રૂર અને ભયંકર પ્રતિમાને આસુરી પ્રતિમા જાણવી. ઉપર જણાવેલી અતિશય દુર્બળ પ્રતિમાને પિશાચ પ્રતિમા જાણવી. ૧૯૯

न पञ्चांगुलतो हीना न षडंगुलतोऽधिका ।
करस्य मध्यमा प्रोक्ता सर्वमानेषु तद्विदैः ॥ २०० ॥

મૂર્ત્તિનું માપ જાણનારા વિદ્વાન શિલ્પિયો કહે છે કે, સર્વ માપમાં મૂર્ત્તિની વચટ આંગળી પાંચ આંગળથી નાની કરવી નહીં, તેમ છ આંગળથી મોટી કરવી નહીં. ૨૦૦

## મૂર્ત્તિનાં શરીર.

क्वचित्तु बालसदृशं सदैव तरुणं वपुः ।
मूर्त्तीनां कल्पयेच्छिल्पी न वृद्धसदृशं क्वचित् ॥ २०१ ॥

મૂર્ત્તિ ઘડનારા શિલ્પશાસ્ત્રીયોએ મૂર્ત્તિયોનું શરીર સદા તરૂણ બનાવવું, અને કોઈ વેળા બાળક બનાવવું; પરંતુ કોઇ વેળા વૃદ્ધ બનાવવું નહીં. ૨૦૧

एवंविधान्नृपो राष्ट्रे देवान्संस्थापयेत्सदा ।
प्रतिसंवत्सरं तेषामुत्सवान्सम्यगाचरेत् ॥ २०२ ॥

રાજાએ સદા ઉપર જણાવ્યા પ્રમાણે દેવોની સ્થાપના કરવી, અને પ્રત્યેક વર્ષે દેવોના સારી રીતે મહોત્સવો કરવા. ૨૦૨

## ભાંગેલી મૂર્ત્તિયોનો અને જીર્ણ મંદિરોનો ઉદ્ધાર.

देवालये मानहीनां मूर्त्तिं भग्नां न धारयेत् ।
प्रासादांश्च देवाञ्जीर्णानुद्धृत्य यत्नतः ॥ २०३ ॥
देवतां तु पुरस्कृत्य नृत्यादीन्वीक्ष्य सर्वदा ।
न मनः स्वोपभोगार्थं विदध्याद्यत्नतो नृपः ॥ २०४ ॥

રાજાએ દેવાલયમાં માપ વિનાની-(જેમ તેમ ઘડી કાઢેલી) તથા ભાંગેલી મૂર્ત્તિને રાખવી નહીં. જીર્ણ મંદિરો અને મૂર્ત્તિઓનો પ્રયત્નથી ઉદ્ધાર કરવો; તથા નિરંતર દેવોનું પૂજન કર્યા પછી દેવોની સન્મુખ થતા નૃત્યાદિક ઉત્સવો જોવા. પરંતુ રાજાએ પોતે નાના પ્રકારના વૈભવ ભોગવવા માટે તે તે વિષયોમાં પોતાનું મન આસક્ત ન થાય તેની સારી પેરે સંભાળ રાખવી. ૨૦૪

## પ્રજાએ કરેલા ઉત્સવોમાં રાજાએ ભાગ લેવો.

प्रजाभिर्विधृता ये ये ह्युत्सवास्तांश्च पालयेत् ।
प्रजानन्देन सन्तुष्येत्तद्दुःखैर्दुःखितो भवेत् ॥ २०५ ॥

પ્રજા જે જે ઉત્સવો કરે તે સઘળા ઉત્સવો રાજાએ માન્ય રાખવા, પ્રજાના સુખથી સુખી થવું અને તેના દુઃખથી દુઃખી થવું. ૨૦૫

**इति शुक्रनीतौ राष्ट्रे मध्यं चतुर्थाध्यायस्य लोकधर्मनिरूपणं नाम चतुर्थं प्रकरणम् ।**

# અધ્યાય ૪ થો.

## પ્રકરણ ૫ મું

### વ્યવહાર દર્શન.

दुष्टनिग्रहणं कुर्य्याद् व्यवहारानुदर्शनैः ।
स्वाज्ञया वर्तितुं शक्ता स्वाधीना च सदा प्रजा ॥ १ ॥

વિવાદ વિષયોનો યથાર્થ નિર્ણય કરીને, દુષ્ટને શિક્ષા કરવી. પ્રજા સ્વતંત્ર હોય તો સદા પોતાની ઇચ્છાનુસાર વર્તી શકે છે, માટે રાજાએ પોતાની પ્રજા સ્વતંત્રતાએ વર્તે નહીં તેમ કરવું. ૧

स्वेष्टहानिकरः शत्रुर्दुष्टः पापप्रचारवान् ।
इष्टसम्पादनं न्याय्यं प्रजानां पालनं हि तत् ॥ २ ॥

દુષ્ટ અને પાપાચારી શત્રુ સામા મનુષ્યના લાભનો નાશ કરે છે, માટે રાજાએ પોતાનું હિત સાધવું એ નીતિભરેલું છે અને તે ઇષ્ટ સંપાદન પ્રજા પાલન ગણાય છે. ૨

शत्रोरनिष्टकरणान्निवृत्तिः शत्रुनाशनम् ।
पापाचारानिवृत्तिर्यैर्दुष्टनिग्रहणं हि तत् ॥ ३ ॥

શત્રુને અણુહિત કરતાં અટકાવવો એ તેનો નાશ સમજવો; અને જે ઉપાયોથી દુષ્ટને પાપકર્મ કરતાં અટકાવવો તેને દુષ્ટદંડ સમજવો. ૩

स्वप्रजाधर्म्मसंस्थानं सदसत्प्रविचारतः ।
जायते चार्थसंसिद्धिर्व्यवहारस्तु येन सः ॥ ४ ॥

જે સારા તથા નરતા કર્મ સંબંધી વિચારોથી પોતાની અને પોતાની પ્રજાની ધર્મ ઉપર સારી આસ્થા બંધાય તથા કાર્યોની સારી રીતે સિદ્ધિ થાય તેને વ્યવહાર જાણવો. ૪

धर्मशास्त्रानुसारेण क्रोधलोभविवर्जितः ।
सप्राड्विवाकः सामात्यः सब्राह्मणपुरोहितः ।
समाहितमतिः पश्येन्व्यवहाराननुक्रमात् ॥ ५ ॥

રાજાએ ક્રોધ અને લોભનો ત્યાગ કરી ન્યાયાધીશ, કાર્યભારી, બ્રાહ્મણ, અને પુરોહિત વગેરેને સાથે રાખી સાવધાન મન થઈને ધર્મશાસ્ત્રમાં કહ્યા પ્રમાણે ક્રમવાર પ્રજાના વ્યવહારોને (દાવાઓને) તપાસવા. ૫

नैकः पश्येच्च कार्याणि वादिनोः शृणुयाद्वचः ।
रहसि च नृपः प्राज्ञः सभ्याश्चैव कदाचन ॥ ६ ॥

કેળવાયલા રાજાએ અને ન્યાય સભાસદોએ કોઇ દિવસ એકાંતમાં વાદી અને પ્રતિવાદીના વ્યવહારોને (દાવાને) તપાસવા નહીં; તથા તે બન્નેનું બોલવું પણ સાંભળવું નહીં. ૬

पक्षपाताधिरोपस्य कारणानि च पञ्च वै ।
रागलोभभयद्वेषा वादिनोश्च रहःश्रुतिः ॥ ७ ॥

[1]પ્રેમ, [2]લોભ, [3]ભય, [4]દ્વેષ તથા [5]વાદી પ્રતિવાદીનું એકાંતમાં ભાષણશ્રવણ—આ પાંચ વસ્તુ પક્ષપાતના આરોપનાં કારણો છે. ૭

पौरकार्याणि यो राजा न करोति सुखे स्थितः ।
व्यक्तं स नरके घोरे पच्यते नात्र संशयः ॥ ८ ॥

જે રાજા સુખમાં આસક્ત થઈને નગરજનનાં કાર્યોને પાર પાડતો નથી, તે રાજા પ્રત્યક્ષ ઘોર નરકમાં પડે છે તે નિઃસંદેહ છે. ૮

यस्त्वधर्मेण कार्य्याणि मोहात्कुर्यान्नराधिपः ।
अचिरात्तं दुरात्मानं वशे कुर्वन्ति शत्रवः ॥ ९ ॥

જે રાજા મોહથી અધર્મનાં કાર્યો આરંભે છે, તે દુરાત્મા રાજાને શત્રુઓ થોડા દિવસમાં વશ કરે છે. ૯

अस्वर्ग्या लोकनाशाय परानीकभयावहा ।
आयुर्बीजहरी राज्ञामस्ति वाक्ये स्वयं कृतिः ॥ १० ॥
तस्माच्छास्त्रानुसारेण राजा कार्याणि साधयेत् ॥ ११ ॥

જે રાજાઓ સભાસદોને પુછયા વિના વાદી તથા પ્રતિવાદીના કામનો પોતેજ વિચાર કરીને નિર્ણય કરે છે—અર્થાત્ શાસ્ત્રવિરૂદ્ધ વિચાર આપે છે, તે રાજાઓને શત્રુ સેના તરફથી ભય આવે છે, તેનો નાશ થાય છે, ને નરકમાં પડે છે અને તેની પ્રજા (પણ) નાશ પામે છે; માટે રાજાએ ધર્મ શાસ્ત્ર પ્રમાણે કાર્યો કરવાં. ૧૦–૧૧

यदा न कुर्यान्नृपतिः स्वयं कार्यविनिर्णयम् ।
तदा तत्र नियुञ्जीत ब्राह्मणं वेदपारगम् ॥ १२ ॥

दान्तं कुलीनं मध्यस्थमनुद्वेगकरं स्थिरम् ।
परत्र भीरुं धर्मिष्ठमुद्युक्तं क्रोधवर्जितम ॥ १३ ॥

यदा विप्रो न विद्वान्स्यात्क्षत्रियं तत्र योजयेत् ।
वैश्यं वा धर्मशास्त्रज्ञं शूद्रं यत्नेन वर्जयेत् ॥ १४ ॥

રાજા પોતે જ્યારે કાર્યોનો નિર્ણય કરે નહી ત્યારે તેણે દાવાઓનો નિર્ણય કરવા માટે વિનીત, સત્કુળોત્પન્ન, પક્ષપાતરહિત, શાંત સ્વભાવવાળા, ધૈર્યવંત, પરલોકથી ડરનારા, ધર્મીષ્ઠ, ઉદ્યમી, અને ક્રોધ રહિત વેદવેત્તા બ્રાહ્મણની નિમણુંક કરવી. જો વિદ્વાન્ બ્રાહ્મણ મળે નહી તો તે સ્થાન ઉપર વિદ્વાન અને સર્વગુણસંપન્ન એવા ક્ષત્રિયની નિમણુક કરવી, અથવાતો ધર્મશાસ્ત્રવેત્તા વૈશ્યની નિમણુક કરવીઃ પરંતુ શૂદ્રની સર્વથા નિમણુક કરવી નહીં. ૧૨–૧૪

यद्वर्णजो भवेद्राजा योज्यस्तद्वर्णजः सदा ।
तद्वर्ण एव गुणिनः प्रायशः सम्भवन्ति हि ॥ १५ ॥

રાજા જે જાતિમાં જન્મ્યો હોય તે જાતનાં માણસોને હંમેશાં પ્રજાનાં કાર્યનો નિર્ણય કરવા માટે નિમવાં; કારણકે તે જાતિમાંજ બહુધા ગુણવંત પુરૂષો જન્મે છે. ૧૫

## સભાસદ વ્યયસ્થા.

व्यवहारविदः प्राज्ञा वृत्तशीलगुणान्विताः ।
रिपौ मित्रे समा ये च धर्मज्ञाः सत्यवादिनः ॥ १६ ॥
निरालसा जितक्रोधकामलोभाः प्रियंवदाः ।
राज्ञा नियोजितव्यास्ते सभ्याः सर्वासु जातिषु ॥ १७ ॥

સર્વજાતિયોના વ્યવહારમાં કુશળ, કેળવાયલા, શત્રુમિત્રને સમાન ગણનારા, ધર્મનું રહસ્ય જાણનારા, સત્યવાદી, આળસ રહિત, કામ, ક્રોધ, અને લોભપર વિજય કરનારા, મધુરવાણી બોલનારા સર્વ જાતિના પુરૂષોને રાજાએ સભાસદો નિમવા. ૧૬–૧૭

कीनाशाः कारुकाः शिल्पिकुसीदिश्रेणिनर्तकाः ।
लिंगिनस्तस्कराः कुर्युः स्वेन धर्मेण निर्णयम् ॥ १८ ॥

ખેડુતોએ, કારીગરોએ, શલાટોએ, વ્યાજ ખાનારાઓએ, મંડળીઓએ, નટલોકોએ, જોગી અને ભાંડ વગેરેએ, તથા તસ્કર વગેરે જાતિયોએ સ્વધર્મ પ્રમાણે પોતપોતાની જાતિનાં કામનો નિર્ણય કરી લેવો. ૧૮

अशक्यो निर्णयो ह्यन्यैस्तज्जैरेवतु कारयेत् ॥ १९ ॥

તે તે જાતિઓની રીતિથી અજાણ્યા પુરૂષો તે તે જાતિનો નિર્ણય કરી શકતા નથી, માટે રાજાએ તે તે લોકોની રીતભાતથી જાણીતા લોકો દ્વારા તે તે જાતિનો નિર્ણય કરાવવો. ૧૯

आश्रमेषु द्विजातीनां कार्ये विवदतां मिथः ।
न विब्रूयान्नृपो धर्मे चिकीर्षुर्हितमात्मनः ॥ २० ॥

બ્રહ્મચર્ય આદિ આશ્રમમાં રહેલા બ્રાહ્મણો, પરસ્પર ધર્મકાર્ય માટે વિવાદ કરતા હોય ત્યારે, પોતાનું શ્રેય ઈચ્છનારા રાજાએ, વચ્ચે, વિરૂદ્ધ બોલવું નહીં. ૨૦

तदस्विनां तु कार्याणि त्रैविद्यैरेव कारयेत् ।
मायायोगविदाञ्चैव न स्वयं कोपकारणात् ॥ २१ ॥

રાજાએ તપસ્વિયોના, માયાવિયોના, અને યોગિના કાર્યનો નિર્ણય વેદ-પારંગત પુરૂષોદ્વારાજ કરાવવો-પણ તેઓ ક્રોધ કરે એમ માનીને પોતે કરવો નહીં-તેના ક્રોધથી રાજકુળનો નાશ થાય છે. ૨૧

सम्यग्विज्ञानसम्पन्नो नोपदेशं प्रकल्पयेत् ।
उत्कृष्टजातिशलिनां गुर्वाचार्यतपस्विनाम् ॥ २२ ॥

રાજા સારો બુદ્ધિમાન હોય તોપણ તેણે ઉંચી જાતિના તથા સારા સ્વભાવવાળા ગુરૂઓને, આચાર્યોને અને તપસ્વીઓને ઉપદેશ આપવો નહીં. ૨૨

आरण्यास्तु स्वकैः कुर्युः सार्थिका सार्थिकैः सह ।
सैनिकाः सैनिकैरेव ग्रामेऽप्युभयवासिभिः ॥ २३ ॥
अभियुक्ताश्च ये यत्र यन्निबन्धनियोजनाः ।
तत्रत्यगुणदोषाणां त एव हि विचारकाः ॥ २४ ॥

વનવાસી ભીલ્લ આદિક લોકોએ પોતાના આરણ્યકોની સાથે મળીને, મંડળીવાળાઓએ મંડળીવાળાની સાથે મળીને અને સીપાઇઓએ પોતાના સૈનિકોની સાથે મળીને પોતાની વચ્ચે અમુકને અધિપતિ નિમી કાર્ય નિર્ણય કરાવવો; તથા ગામના રહેવાસી ઉભય પક્ષના લોકોએ જે વિષયમાં જેઓને જે કાર્ય કરવા માટે નિમ્યા હોય તે લોકોજ ત્યાં આગળના ગુણોનો તથા દોષોનો નિર્ણય કરે. ૨૩-૨૪

## સભાધિવેશન વ્યવસ્થા.

राजा तु धार्मिकान्सभ्यान्नियुञ्ज्यात्सुपरीक्षितान् ।
व्यवहारधुरं वोढुं ये शक्ताः पुंगवा इव ॥ २५ ॥

બળદ જેમ ધુસરી ઉપાડી શકે, તેમ જે પુરૂષો રાજ્ય કાર્યભારની ધુસરી ઉઠાવી શકે અને ધર્મનિષ્ઠ હોય તેવાની રાજાએ સારી રીતે પરીક્ષા કરવી. તે જો ધર્મીષ્ઠ અને વ્યવહારનિપુણ જણાય તો તેઓને સભાસદ બનાવવા. ૨૫

लोकवेदज्ञधर्मज्ञाः सप्त पञ्च त्रयोऽपि वा ।
यत्रोपविष्टा विप्राः स्युः सा यज्ञसदृशी सभा ॥ २६ ॥

જે ન્યાય સભામાં વ્યવહાર, વેદ અને ધર્મશાસ્ત્ર જાણનારા, સાત, પાંચ કે ત્રણ બ્રાહ્મણ બેઠા હોય તે સભાને યજ્ઞશાળા જાણવી. ૨૬

श्रोतारो वणिजस्तत्र कर्तव्याः सुविचक्षणाः ॥ २७ ॥

(અને) તે ન્યાયસભામાં નિપુણ વાણિયાઓને શ્રોતા તરિકે નિમવા. કારણ કે તેઓ જેમ સુવર્ણ વગેરેની પરીક્ષા કરી જાણે છે તેમ કાર્યનિર્ણયની પરીક્ષા પણ કરી જાણે છે. ૨૭

अनियुक्तो नियुक्तो वा धर्मज्ञो वक्तुमर्हति ।
दैवीं वाचं स वदति यः शास्त्रमुपजीवति ॥ २८ ॥

ધર્મશાસ્ત્રવેત્તા મનુષ્ય કાર્ય નિર્ણય કરવા માટે નિમાયલો હોય અથવા તો ન નિમાયલો હોય તોપણ તે બોલવાને પાત્ર છે, કારણ કે જે શાસ્ત્રને અનુસરીને વર્તે છે તે દેવવાણી બોલે છે. ૨૮

सभा वा न प्रवेष्टव्या वक्तव्यं वा समञ्जसम् ।
अब्रूवान्विब्रूवन्वापि नरो भवति किल्बिषी ॥ २९ ॥

મનુષ્યે રાજ્યસભામાં જવું નહીં અથવા જવું તો ખરી વાર્તા કહેવી, પણ જૂઠું બોલવું નહીં; કારણ કે જે મનુષ્ય જાણતાં છતાં બોલતો નથી અથવા તો આડું બોલે છે તે પાપી થાય છે. ૨૯

राज्ञा ये विदिताः सम्यक्कुलश्रेणिगणादयः ।
साहसस्तेयवर्ज्यानि कुर्युः कार्याणि ते नृणाम् ॥ ३० ॥

જે કુળવંત મનુષ્યો, મંડળીનાં માણસો, અને સમુદાયનાં મનુષ્યો ધર્મશાસ્ત્રના કામમાં સારાં નિપુણ છે એવું રાજાના જાણવામાં હોય તે મનુષ્યોએ મનુષ્યોનાં સાહસ અને ચોરી શિવાયનાં બીજાં કાર્યનો નિર્ણય આપવો. ૩૦

विचार्य श्रेणिभिः कार्यं कुलैर्यन्न विचारितम् ।
गणैश्च श्रेण्यविज्ञातं गणाज्ञातं नियुक्तकैः ॥ ३१ ॥

આરંભમાં કાર્યનિર્ણયનું કામ, કુળના માણસોને સોંપવું; તેઓએ જે કાર્યનો નિર્ણય આપ્યો ન હોય તે કાર્યનો વિચાર મંડળીએ કરવો; જે કાર્યનો નિર્ણય મંડળી જાણી શકે નહી તે કાર્યનો સિદ્ધાંત જનસમુદાયે આપવો; અને તેઓથી પણ કાર્યનો નિર્ણય અજ્ઞાત રહે તો રાજાએ નિમેલા પ્રાડ્વિવાક (ન્યાયાધીશ) વગેરેએ કરવો. ૩૧

कुलादिभ्योऽधिकाः सभ्यास्तेभ्योऽध्यक्षोऽधिकः कृतः ।
सर्वेषामधिको राजा धर्माधर्मनियोजकः ॥ ३२ ॥

કાર્યનો નિર્ણય કરવા માટે નિમેલા સભાસદોને, કુળો, મંડળીયો, અને સમુહસભા કરતાં ઉત્તમ જાણવા. અધ્યક્ષને સભાસદો કરતાં ઉત્તમ જાણવો અને ધર્મ તથા અધર્મના નિયંતા રાજાને સર્વથી ઉત્તમ જાણવો. ૩૨

उत्तमाधममध्याना विवादानां विचारणात् ।
उपर्युपरि बुद्धीनां चरन्तीश्वरबुद्धयः ॥ ३३ ॥

ઉત્તમ, મધ્યમ તથા કનિષ્ઠ કાર્યનો નિર્ણય કરવાથી ઈશ્વરની (રાજાની) બુદ્ધિ, સામાન્ય મનુષ્યોની બુદ્ધિ કરતાં વધારે ઉત્તમ હોય છે. ૩૩

एकं शास्त्रमधीयानो न विन्द्यात्कार्यनिर्णयम् ।
तस्माद्बह्वागमः कार्यो विवादेषूत्तमो नृपैः ॥ ३४ ॥

જે મનુષ્યે એક શાસ્ત્રનો અભ્યાસ કર્યો હોય તે કાર્યનું પરિણામ જાણતો નથી; માટે રાજાઓએ વિવાદના વિષયમાં ઘણાં ધર્મશાસ્ત્રનો તથા નીતિશાસ્ત્રનો ઉંચો અભ્યાસ કરવો. ૩૪

स ब्रूते यं स धर्मः स्यादेको वाध्यात्मचिन्तकः ॥ ३५ ॥

તે રાજા અથવા એક આત્મતત્વવેત્તા મનુષ્ય જે કહે તેનેજ ધર્મ સમજવો. ૩૫

एकद्वित्रिचतुर्वारं व्यवहारानुचिन्तनम् ।
कार्यं पृथक्पृथक् सभ्यै राज्ञा श्रेष्ठोत्तरैः सह ॥ ३६ ॥

રાજાએ મહાપ્રધાન સભાસદોની સાથે રહીને, કાર્યના પ્રમાણમાં–એક વાર, બેવાર, ત્રણવાર અથવા તો ચાર વાર જુદો જુદો કાર્યનો નિર્ણય કરવો. ૩૬

अर्थिप्रत्यर्थिनौ सभ्यान्-लेखकप्रेक्षकांश्च यः ।
धर्मवाक्यै रञ्जयति स सभास्तारतामियात् ॥ ३७ ॥

જે ન્યાયાધીશ અથવા તો બીજો સભાસદ વાદીને પ્રતિવાદીને, સભાસદોને, લખનારા મેહેતાને, અને દર્શકોને ધર્મનાં વાકયોથી રંજન કરે છે તે સભાસ્તારની પદવી મેળવે છે. ૩૭

## સભા અંગ.

नृपोऽधिकृतसभ्याश्च स्मृतिर्गणकलेखकौ ।
हेमाग्न्यम्बुस्वपुरुषाः साधनाङ्गानि वै दश ॥ ३८ ॥

રાજા, નિમેલા સભાસદો, (જ્યુરરો) ધર્મશાસ્ત્ર, ગણિતવેત્તા, લેખક, સુવર્ણ, અગ્નિ, જળ, ધન અને ચાકર આ દશ કાર્ય સિદ્ધિનાં અંગો છે. ૩૮

एतद्दशांगकरणं यस्यामध्यास्य पार्थिवः ।
न्यायान्पश्येत्कृतमतिः सा सभाध्वरसन्निभा ॥ ३९ ॥

શુદ્ધબુદ્ધિ રાજા, જે ન્યાયસભામાં, ઉપર જણાવેલી દશ વસ્તુનો આશ્રય કરીને કાર્યોના નિર્ણય કરે છે તે સભાને યજ્ઞ સરખી જાણવી. ૩૯

दशानामपि चैतेषां कर्म प्रोक्तं पृथक्पृथक् ।
वक्ताध्यक्षो नृपः शास्ता सभ्याः कार्य्यपरीक्षकाः ॥ ४० ॥
स्मृतिर्विनिर्णयं ब्रूते जपं दानं दमं तथा ॥ ४१ ॥
शपथार्थे हिरण्याग्नी अम्बु तृषितक्षुब्धयोः ।
गणको गणयेदर्थं लिखेन्न्याय्यं च लेखकः ॥ ४२ ॥

ઉપર જણાવેલાં દશ અંગોનાં જુદાં જુદાં કાર્યો કહ્યાં છે. ન્યાય સભામાં અધ્યક્ષ કાર્યના પરિણામને પ્રકાશ કરે છે, રાજા શિક્ષા કરે છે, સભાસદો કાર્યની પરીક્ષા કરે છે, ધર્મશાસ્ત્ર કામનો નિર્ણય કરવામાં કામ લાગે છે તથા મંત્રોનો કેટલો ને કેમ જપ કરવો. દાનશું ને કેટલું દેવું તથા કેમ ઈંદ્રિયનિગ્રહ કરવો તેનો ઉપદેશ કરે છે; સોનું અને અગ્નિ સમ ખાવા માટે કામ લાગે છે, તથા પાણી તૃષાતુરને અને ગભરાયલાને પીવામાં કામ લાગે છે. ગણિતવેત્તા સારા નરતા દાવાઓની ગણત્રી કરે છે અને લેખક ન્યાય સભામાં ચાલતાં કામને લખે છે, ૪૦-૪૨

शब्दाभिधानतत्त्वज्ञौ गणनाकुशलौ शुची ।
नानालिपिज्ञौ कर्तव्यौ राज्ञा गणकलेखकौ ॥ ४३ ॥

શબ્દ અને અર્થના તત્વને જાણનારા, ગણતરી કરવામાં નિપુણ, કપટ રહિત તથા અનેક જાતની લીપી જાણનારાને રાજાએ ગણક તથા લેખક સ્થાને નિમવા. ૪૩

## ન્યાય નીતિ.

धर्मशास्त्रानुसारेण ह्यर्थशास्त्रविवेचनम् ।
अत्राधिक्रियते स्थाने धर्माधिकरणं हि तत् ॥ ४४ ॥

જે સ્થાનમાં ધર્મ શાસ્ત્રને આધારે વ્યવહારશાસ્ત્રનું વિશેષ વિવેચન કરવામાં આવતું હોય તે સ્થાનનેજ ધર્માધિકરણ (ન્યાયસભા) કહેવું. ૪૪

व्यवहारान्दिदृक्षुस्तु ब्राह्मणैः सह पार्थिवः ।
मन्त्रज्ञैर्मन्त्रिभिश्चैव विनीतः प्रविशेत्सभाम् ॥ ४५ ॥

જ્યારે ન્યાય સભાના કાર્યનો નિર્ણય કરવાની ઇચ્છા થાય, ત્યારે રાજાએ વિનીત થઈ, વિચારકુશળ બ્રાહ્મણો અને મંત્રીઓની સાથે ન્યાય સભામાં જવું; ૪૫

धर्मासनमधिष्ठाय कार्यदर्शनमारभेत् ।
पूर्वोत्तरसमो भूत्वा राजा पृच्छेद्विवादिनौ ॥ ४६ ॥

અને ત્યાં ધર્માસન ઉપર બેસીને,કાર્યનો તપાસ આરંભવો. (પછી) રાજાએ વાદી તથા પ્રતિવાદી ઉપર સમદૃષ્ટિ રાખીને વાદી પ્રતિવાદીને પ્રશ્ન પૂછવાં. ૪૬

प्रत्यहं देशदृष्टैश्च शास्त्रदृष्टैश्च हेतुभिः ।
जातिजानन्पदान्धर्मान्श्रेणिधर्मास्तथैव च ।
समीक्ष्य कुलधर्मांश्च स्वधर्मं प्रतिपालयेत् ॥ ४७ ॥

રાજાએ પ્રતિદિન લૌકિક તથા શાસ્ત્રીય કારણોવડે જાતિના, દેશના, મંડળીઓના, અને કુળના ધર્મોને યથાર્થ રીતે તપાસીને પોતાના રાજ-ધર્મનું રક્ષણ કરવું. ૪૭

देशजातिकुलानां च ये धर्माः प्राक्प्रवर्त्तिताः ।
तथैव ते पालनीयाः प्रजा प्रक्षुभ्यतेऽन्यथा ॥ ४८ ॥

દેશના, જાતિના અને કુળના, જે ધર્મ અનાદી કાળથી ચાલતા હોય તેઓનું પ્રથમની પેઠેજ પાલન કરવું. તે ધર્મોનો લોપ કરવાથી પ્રજામાં ખળભળાટ થાય છે. ૪૮

उदूह्यते दाक्षिणात्यैर्मातुलस्य सुता द्विजैः ।
मध्यदेशे कर्मकराः शिल्पिनश्च गवाशिनः ॥ ४९ ॥

मत्स्यादाश्च नराः सर्वे व्यभिचाररताः स्त्रियः ।
उत्तरे मद्यपा नार्यः स्पृश्या नृणां रजस्वलाः ॥ ५० ॥

खशजाताः प्रगृह्णन्ति भ्रातृभार्यामभर्तृकाम् ।
अनेन कर्मणा नैते प्रायश्चित्तदमार्हकाः ॥ ५१ ॥

દક્ષિણ દેશમાં વસનારા બ્રાહ્મણો મામાની કન્યાને પરણે છે, મધ્ય દેશમાં વસનારા કડીયા તથા કુંભાર વગેરે કારીગરો ગાયનું માંસ ખાય છે, ઉત્તર દેશના સર્વ મનુષ્યો મત્સ્યનો આહાર કરે છે, સ્ત્રીઓ ઈચ્છાનુસાર વ્યભિચાર કરે છે, મદિરાપાન કરે છે અને રજસ્વળા છતાં પણ માણસોને અડકે છે. ખસ જાતના લોકો ભાઈ મરી ગયા કેડે રાંડેલી ભાભી જોડે પરણે છે. આમ વર્તવાથી તેઓ પ્રાયશ્ચિત્તને કે દંડને પાત્ર થતા નથી. ૪૯-૫૧

येषां परम्पराप्राप्ताः पूर्वजैरप्यनुष्ठिताः ।
त एव तैर्न दुष्येयुराचारान्नेतरस्य तु ॥ ९२ ॥

જે જાતિયોમાં, જે દેશોમાં અને જે કુળોમાં જે ધર્મ પરંપરાથી ચાલે છે અને જે ધર્મ પૂર્વજોએ ચલાવ્યા છે તેજ ધર્મોને તે મનુષ્યોએ પાળવા; અને રાજાઓએ બીજાના ધર્મને દૂષણ આપવું નહીં. ૫૨

परस्त्रीधनसंलुब्धा मद्यासक्तरताः कलौ ।
विज्ञानलवदुर्दग्धा प्रायः श्रीसंयुताश्च ये ॥ ९३ ॥
तन्त्रकर्मरता वेदविमुखाः स्युः सदैव हि ।
महादण्डेन चैतेषां कुर्यात्संसाधनं नृपः ॥ ९४ ॥

કળિમાં લક્ષ્મીવંત મનુષ્યો ઘણું કરીને સદાય પરસ્ત્રી તથા પરધન ઉપર લુબ્ધ રહે છે, મદિરાપાન ઉપર આશક્તિ રાખેછે, સાધારણ જ્ઞાનથી ગર્વીષ્ટ બનેછે, તાંત્રિકકર્મમાં તત્પર રહે છે અને વેદવિરૂધ્ધ વર્તે છે. માટે રાજાએ આવા પુરૂષોને મહાશિક્ષા કરીને રસ્તા ઉપર લાવવા. ૫૩-૫૪

न्यायान्पश्येत्तु मध्याह्ने पूर्वाह्ने स्मृतिदर्शनम् ।
मनुष्यमारणे स्तेये साहसेऽत्यायिके सदा ॥ ९५ ॥

રાજાએ મધ્યાન્હે ન્યાયનો વિચાર કરવો. પ્રભાતમાં ધર્મશાસ્ત્રનો વિચાર કરવો. અને મનુષ્યહિંસા, ચોરી, સાહસકામ અથવા તો નાશ જનક ભયંકર કાર્ય બને ત્યાર તેનો સદાય નિર્ણય કરવો. ૫૫

न कालनियमस्तत्र सद्य एव विवेचनम् ॥ ९६ ॥

તેવાં કાર્યનો નિર્ણય કરવામાં અમુક કાળનો નિયમ નથી-તેનો તો તુરતજ વિચાર કરવો. ૫૬

धर्मासनगतं दृष्ट्वा राजानं मन्त्रिभिः सह ।
गच्छेन्निवेद्यमानं यत्प्रतिरुद्धमधर्मतः ॥ ९७ ॥
यथा सत्यं चिन्तयित्वा लिखित्वा च समाहितः ।
नत्वा च प्राञ्जलिः प्रह्वो ह्यर्थी कार्यं निवेदयेत् ॥ ९८ ॥

વાદીએ ધર્માસન ઉપર બીરાજેલા અને મંત્રિયોથી વિંટાયલા રાજાને જોઈને તેની પાસે જવું અને ધર્માનુકૂળ જે વાર્તા જણાવવી હોય તેનો યથાર્થ નિર્ણય કરી સાવધ થઇને તે વિષય લખી લેવો. ત્યાર પછી બે હાથ જોડી નમસ્કાર કરી, નમ્ર થઈને રાજાને સ્વકાર્ય નિવેદનકરવું. ૫૭-૫૮

यथार्हमेनमभ्यर्च्य ब्राह्मणैः सह पार्थिवः ।
सान्त्वेन प्रशमय्यादौ स्वधर्मं प्रतिपादयेत् ॥ ९९ ॥

બ્રાહ્મણ સભાસદોની સાથે રહેલા રાજાએ, (નિર્ણય નિવેદન કરતી વેળાએ) વાદીને યથોચિત માન આપીને આરંભમાં શાંત કરવો અને પછી પોતાનો ધર્મ બજાવવો. ૫૯

काले कार्यार्थिनं पृच्छेत्प्रणतं पुरतः स्थितम् ।
किं कार्यं का च ते पीडा मा भैषीर्ब्रूहि मानव! ॥ ६० ॥

રાજાએ, સમય ઉપર પ્રણામ કરીને આગળ ઉભેલા વાદીને, પ્રશ્ન કરવો કે, હે ભાઈ! તારે શું કામ છે? તુંને શું દુઃખ થયું છે? ડરીશ માં; (કાર્ય) હોય તે કહે. ૬૦

केन कस्मिन्कदा कस्मात्पीडितोऽसि दुरात्मना ।
एवं पृष्ट्वा स्वभावोक्तं तस्य संश्रृणुयाद्वचः ॥ ६१ ॥

તને કેઈ જગ્યામાં, ક્યારે, કયે વખતે, કયા દુષ્ટે, શામાટે પીડા કરી છે. આ પ્રમાણે વાદીને પ્રશ્ન કરીને, તેનું સ્વાભાવિક વચન સાંભળવું-કાલ્પનિક વચન ઉપર ભરોસો રાખવો નહીં. ૬૧

प्रसिद्धलिपिभाषाभिस्तदुक्तं लेखको लिखेत् ॥ ६२ ॥

વાદી બોલે તે લેખકે પ્રસિદ્ધ લીપીમાં તથા પ્રસિધ્ધ ભાષામાં લખી લેવું. ૬૨

अन्यदुक्तं लिखेदन्यद्योऽर्थिप्रत्यर्थिनां वचः ।
चौरवत्त्रासयेद्राजा लेखकं द्रागतन्द्रितः ॥ ६३ ॥

જે લેખક, વાદી તથા પ્રતિવાદીઓના બોલવાને ઉલટી રીતે લખે છે તે લેખકને, આળસ રહિત રાજાએ ચોરની પેઠે ઝટ શિક્ષા કરવી. ૬૩

लिखितं तादृशं सभ्या न विब्रूयुः कदाचन ।
बलाद्दृहन्ति लिखितं दण्डयेत्तांस्तु चौरवत् ॥ ६४ ॥

સભાસદોએ પણ કોઈ દિવસ તેવા જુઠા લેખને ટેકો આપવો નહિ, જો સભાસદો તેવાં ખોટાં લખાણનો બળાત્કાર સ્વીકાર કરે તો, રાજાએ તેઓને ચોરની પેઠે શિક્ષા કરવી. ૬૪

प्राड्विवाको नृपाभावे पृच्छेदेवं सभागतम् ॥ ६५ ॥

રાજા ન્યાયસભામાં આવ્યો ન હોય ત્યારે, ન્યાયાધીશે, ન્યાયસભામાં આવેલા વાદીને ઉપર પ્રમાણે પ્રશ્ન કરવાં. ૬૫

वादिनौ पृच्छति प्राड्विवाको विविनक्त्यतः ।
विचारयति सभ्यैर्वा धर्माधर्मान्विवक्ति वा ॥ ६६ ॥

ન્યાયાધીશ વાદી તથા પ્રતિવાદીને પ્રશ્ન કરે છે અને તેના બોલવા ઉપર વિચાર કરે છે માટે તેને પ્રાડ્વિવાક કહે છે; અને તેજ રાજાને અભાવે સભાસદોની સાથે રહીને, ધર્મ તથા અધર્મનો નિર્ણય કરે છે, અથવા તેનું વિવેચન કરે છે માટે તે પ્રાડ્વિવાક કહેવાય છે. ૬૬

सभायां ये हिता योग्याः सभ्यास्ते चापि साधवः ॥ ६७ ॥

રાજસભામાં જે પ્રજાનું હિત કરનારા, યોગ્યતાવાળા, કામ કરવામાં નિપુણ અને સદ્ગુણી હોય તેવાને સભાસદો જાણવા, અને તેઓએ કાર્યનો નિર્ણય કરવો. ૬૭

स्मृत्याचारव्यपेतेन मार्गेणाधर्षितः परैः ।
आवेदयति चेद्राज्ञे व्यवहारपदं हि तत् ॥ ६८ ॥

સામા મનુષ્યો ધર્મશાસ્ત્ર તથા સદાચારથી વિરૂદ્ધ માર્ગે મનુષ્યને પીડા કરે છે તો તે મનુષ્ય રાજાની આગળ પોતાનું દુઃખ નિવેદન કરે છે તેનું નામ વ્યવહાર સ્થાન (ફરિયાદ) કહેવાય છે. ૬૮

नोत्पादयेत्स्वयं कार्यं राजा नाप्यस्य पूरुषः ।
न लोभेन न रागेण न क्रोधेन ग्रसेन्नृपः ।
परैरप्रापितानर्थान्न चापि स्वमनीषया ॥ ६९ ॥

રાજાએ પોતે વિવાદ કરવો નહીં, તેનાં માણસોએ પણ વિવાદ કરવો નહીં; તથા રાજાએ લોભથી, પ્રેમથી અને ક્રોધથી કોઈને પીડવો નહીં તથા વાદિયે અને પ્રતિવાદિયે રાજાને ન જણાવેલાં નવાં કામો પોતાની બુધ્ધિથી ઉપજાવવાં નહીં. ૬૯

छलानि चापराधांश्च पदानि नृपतेस्तथा ।
स्वयमेतानि गृह्णीयान्नृपस्त्वावेदकैर्विना ।
सूचकस्तोभकाभ्यां वा श्रुत्वा चैतानि तत्त्वतः ॥ ७० ॥

રાજાએ વાદી પ્રતિવાદીના કહ્યા વિનાજ પોતે છળો, અપરાધો તથા દાવાઓનો તપાસ કરીને અથવા તો સૂચક તથા સ્તોભકદ્વારા તે સઘળાં સાંભળીને તેમાંથી સત્ય વસ્તુ ગ્રહણ કરવી. ૭૦

शास्त्रेणानिन्दितस्त्वर्थी नापि राज्ञा प्रचोदितः ।
आवेदयति यत्पूर्वं स्तोभकः स उदाहृतः ॥ ७१ ॥

જે શાસ્ત્ર પ્રમાણે અપરાધી ન હોય, અને રાજાએ જેને બાબત જણાવવાની પ્રેરણા કરી ન હોય, છતાં પણ જે અર્થી પ્રથમ વાર્તા જણાવે છે તેને સ્તોભક કહે છે ૭૧

नृपेण विनियुक्तो यः परदोषानुवीक्षणे ।
नृपं संसूचयेज्ज्ञात्वा सूचकः स उदाहृतः ॥ ७२ ॥

રાજાએ પરના દોષો જોવા માટે જેને નિમ્યો હોય અને જે પરના દોષો જાણીને રાજાની આગળ પ્રગટ કરે તેને સૂચક કહે છે. ૭૨ *

## પંચાસ જાતના છલ.

पथिभङ्गी पराक्षेपी प्राकारोपरि लङ्घकः ।
निपानस्य विनाशी च तथा चायतनस्य च ॥ ७३ ॥

[૧]માર્ગને તોડી પાડનાર, [૨]બીજાનું અપમાન કરનાર, [૩]કીલ્લા કોટ વગેરેને ઉલંઘન કરનાર, [૪]પાણીના પરબનો અને [૫]નિવાસગૃહનો નાશ કરનાર, ૭૩

परिखापूरकश्चैव राजच्छिद्रप्रकाशकः ।
अन्तःपुरं वासगृहं भाण्डागारं महानसम् ॥ ७४ ॥

प्रविशत्यनियुक्तो यो भोजनञ्च निरीक्षते ।
विण्मूत्रश्लेष्मवातानां क्षेप्ता कामान्नृपाग्रतः ॥ ७५ ॥

पर्यङ्कासनबन्धी चाप्यग्रस्थानविरोधकः ।
नृपातिरिक्तवेशश्च विधृतः प्रविशेत्तु यः ॥ ७६ ॥

[૬]નગરની આસપાસ આવેલી જલપૂર્ણ ખાઈને માટીથી પૂરનાર, [૭]રાજાનાં છિદ્ર ખુલ્લા કરનાર, આજ્ઞા વિના રાજાના [૮]અંતઃપુરમાં, [૯]વાસ ગૃહમાં,[૧૦]ભંડાર મંદિરમાં અને [૧૧]પાકશાળામાં જનાર, [૧૨]જમવા માટે તૈયાર કરેલાં ભોજનને જોનાર, ઈચ્છાનુસાર કોઈની સન્મુખ કે કોઈના ઘર ઉપર [૧૩]વિષ્ટા, [૧૪]મૂત્ર,[૧૫]તથા બડખા નાખનાર, [૧૬]અધો વાયુથી સામાના મનને દુઃખ આપનાર, [૧૭]રાજાની સન્મુખ ધુંટણભર બેસનાર, [૧૮]પોતાની સન્મુખ બેસનારા સાથે વૈર કરનાર [૧૯]રાજા કરતાં પણ અધિક ઉત્તમ વેશ ધારણ કરનાર, [૨૦]આજ્ઞા વિના રાજાની સમીપ જનાર, ૭૪-૭૬

यश्चापद्वारेण विशेदवेलायां तथैव च ।
शय्यासने पादुके च शयनासनरोहणे ॥ ७७ ॥

राजन्यासन्नशयने यस्तिष्ठति समीपतः ।
राज्ञो विद्विष्टसेवी चाप्यदत्तविहितासनः ॥ ७८ ॥

* આ વિષયમાં જે જે લક્ષણો–(નીતિ) કહ્યાં છ તે સર્વ ન્યાયધિકારીનાં પણ સમજવાં.

[૨૧]પાછળના ભાગથી ઘરમાં પ્રવેશ કરનાર, [૨૨]કવેળાએ ઘરમાં પ્રવેશ કરનાર, [૨૩]રાજાની શય્યા ઉપર આજ્ઞા વિના શયન કરનાર, [૨૪]રાજાના આસન ઉપર આજ્ઞા વિના બેસનાર, [૨૫]આજ્ઞા વિના રાજાની ચાંખડી ઉપર ચડનાર, [૨૬]રાજા શય્યા ઉપર સુતો હોય ત્યારે તેની સમીપમાં ઉભો રહેનાર, [૨૭]રાજાના શત્રુની સેવા કરનાર, [૨૮]અનુમતિ વિના પરના ઘરમાં ઉતારો કરનાર, ૭૭-૭૮

अन्यवस्त्राभरणयोः स्वर्णस्य परिधायकः ।
स्वयंग्राहेण ताम्बूलं गृहीत्वा भक्षयेत्तु यः ॥ ७९

[૨૯]બીજાનાં વસ્ત્રો, [૩૦]બીજાનાં આભૂષણો તથા [૩૧]બીજાનું સુવર્ણ પેહેરનાર, [૩૨] બલાત્કારથી બીજાનું પાન ખુંચવી લઈને ખાનારો મનુષ્ય, ૭૯

अनियुक्तप्रभाषी च नृपाक्रोशक एव च ।
एकवासास्तथाभ्यक्तो मुक्तकेशोऽवकुण्ठितः ॥ ८० ॥

[૩૩]વગર બોલાવ્યે બોલનાર, [૩૪]રાજાની નિંદા કરનાર, [૩૫]એક વસ્ત્ર ધારણ કરનાર, [૩૬]શરીર ઉપર તેલ લગાડનાર, [૩૭]છુટા કેશવાળો, [૩૮]મદમત્ત, ૮૦

विचित्रितांगः स्रग्वी च परिधानविधूनकः ।
शिरःप्रच्छादकश्चैव छिन्द्रान्वेषणतत्परः ॥ ८१ ॥

[૩૯]શરીર ઉપર જુદાં જુદાં ચિત્રો કરનાર, [૪૦]પુષ્પમાળા પેહેરનાર. [૪૧]પેહેરેલાં વસ્ત્રોને ધુણાવનાર, [૪૨]માથા ઉપર ઓઢી મુખ છુપાડનાર, [૪૩]પરનાં છિંદ્રો શોધવામાં તત્પર, ૮૧

आसंगी मुक्तवेशश्च घ्राणकर्णाक्षिदर्शकः ।
दन्तोल्लिखनकश्चैव कर्णनासाविशोधकः ।
राज्ञः समीपे पञ्चाशच्छलान्येतानि सन्ति हि ॥ ८२ ॥

[૪૪]બધાણી-વ્યસની, [૪૫] ઘરબારનો ત્યાગ કરનાર, [૪૬] નાક, [૪૭] કાન, તથા [૪૮] નેત્રોની તપાસ કરનાર, [૪૯] દાંત કોતરનાર, [૫૦] નાકમાંથી અને કાનમાંથી મળ કાઢનાર-આ પંચાસ વિષય રાજાની આગળ છળ-દોષો ગણાય છે. ૮૨

## બાવીસ અપરાધો.

आज्ञोल्लंघनकारित्वं स्त्रीवधो वर्णसङ्करः ।
परस्त्रीगमनं चौर्यं गर्भश्चैव पतिं विना ॥ ८३ ॥

૧ આજ્ઞા ઉલ્લંઘન, ૨ સ્ત્રી હત્યા, ૩ વર્ણસંકરતા, ૪ પરસ્ત્રીસમાગમ, ૫ ચોરી, ૬ પતિવિના પરપુરૂષ દ્વારા સ્ત્રીને ગર્ભ રહેવો, ૮૩

वाक्पारुष्यमवाच्यार्द्यं दण्डपारुष्यमेव च ।
गर्भस्य पातनं चैवेत्यपराधा दशैव तु ॥ ८४ ॥

૭ કઠિણ વચનો, ૮ બોલી શકાય નહીં તેવા કઠોર વચનોનો પ્રયોગ, ૯ મહાશિક્ષા ૧૦ને ગર્ભપાત આ દશને અપરાધો ગણેલા છે. ૮૪

उत्कृती शस्यघाती चाप्यग्निदश्च तथैव च ।
राज्ञो द्रोहप्रकर्त्ता च तन्मुद्राभेदकस्तथा ॥ ८५ ॥
तन्मन्त्रस्य प्रभेत्ता च बद्धस्य च विमोचकः ।
अस्वामिविक्रयं दानं भागं दण्डं विचिन्वति ॥ ८६ ॥
पटहाघोषणाच्छादी द्रव्यमस्वामिकञ्च यत् ।
राजावलीढद्रव्यञ्च यच्चैवाङ्गविनाशनम् ॥ ८७ ॥
द्वाविंशति पदान्याहुर्नृपज्ञेयानि पण्डिताः ॥ ८८ ॥

૧ ઉદ્વેગ કરાવનાર, ૨ ધાન્યનો નાશ કરનાર, ૩ ઘર તથા તૃણની ગંજી વગેરેમાં અગ્નિ મુકનાર, ૪ રાજાનો દ્રોહ કરનાર, ૫ રાજાની મુદ્રાનો નાશ કરનાર. ૬ રાજાની ગુપ્ત વાર્તા પ્રકાશ કરનાર, ૭ કેદીને મુકત કરનાર, ૮ નિધણિયાતી વસ્તુને વેચવાની, કોઇને આપવાની, તેમાંથી ભાગ પડાવવાની કે તેને લુંટવાની ઈચ્છા કરનાર, ૯ ઢંઢેરાથી પ્રગટ થયલી વાર્તાને ગુપ્ત રાખનાર, ૧૦ નિધણીયાતું ધન, ૧૧ રાજાધીનરહેલું પરધન, તથા ૧૨ અંગોનો નાશ કરવો-આ પ્રમાણે પ્રથમ ગણાવેલા દશ અપરાધ અને આ બાર અપરાધો મળીને બાવીસ અપરાધો રાજાએ જાણવા યોગ્ય છે, આમ પંડિતો કહે છે. ૮૫-૮૮

## વાદીનાં લક્ષણ.

उद्धतः क्रूरवाग्वेशो गर्वितश्चण्ड एव हि ।
सहासनश्चातिमानी वादी दण्डमवाप्नुयात् ॥ ८९ ॥

વાદી જો ઉદ્ધત, ક્રૂરશબ્દબોલનાર, ઉદ્ધતવેશધારી, ગર્વિષ્ઠ, ક્રોધી, ન્યાયાધીશની સાથે આસન ઉપર બેસી જનારો અને બહુ માની હોય તો તેને શિક્ષા કરવી. ૮૯

अर्थिना कथितं राज्ञे तदावेदनसंज्ञकम् ।
कथितं प्राड्विवाकादौ सा भाषाखिलबोधिनी ॥ ९० ॥

स पूर्वपक्षः सभ्यादिस्तं विमृश्य यथार्थतः ।
अर्थितः पूरयेद्धीनं तत्साक्ष्यमधिकं त्यजेत् ॥ ९१ ॥

વાદી રાજાને જે કહે છે તે આવેદનના નામથી ઓળખાય છે, અને પ્રાડ્વિવાક વગેરેની આગળ જે કહે તે અખિલબોધન ભાષા કહેવાય છે; ને તે પૂર્વપક્ષ પણ કહેવાય છે. સભાસદ આદિયે વાદીની પ્રાર્થના ઉપરથી પૂર્વપક્ષનો યથાર્થ રીતે વિચાર કરીને તેની સાક્ષી અધુરી હોય તો તેને પૂર્ણ કરવી અને વિશેષ હોય તો તેને કાઢી નાખવી. ૯૦-૯૧

वादिनश्चिह्नितं साक्ष्यं कृत्वा राजा विमुद्रयेत् ॥ ९२ ॥

રાજાએ વાદીના તરફની સાક્ષી લખી લઈ તેના ઉપર પોતાની મોહોર છાપ મારવી. ૯૨

अशोधयित्वा पक्षं ये ह्युत्तरं दापयन्ति तान् ।
रागाल्लोभाद्भयाद्वापि स्मृत्यर्थे वाधिकारिणः ।
सभ्यादीन्दण्डयित्वा तु ह्यधिकारान्निवर्त्तयेत् ॥ ९३ ॥

જે અધિકારીયો, સ્નેહને લીધે, લોભને લીધે, અથવા તો ભયને લીધે પૂર્વપક્ષનો યથાર્થ રીતે નિર્ણય કર્યા વિના પ્રતિવાદીને ઉત્તર આપે છે, તેવા સભ્યોને અથવા તો અધિકારીઓને તેનાં નિંદિત કર્મો સ્મરણમાં રહેવા માટે શિક્ષા કરીને અધિકાર ઉપરથી દૂર કરવા. ૯૩

ग्राह्याग्राह्यं विवादं तु सुविमृश्य समाश्रयेत् ।
सञ्जातपूर्वपक्षं तु वादिनं संनिरोधयेत् ॥ ९४ ॥

राजाज्ञया सत्पुरुषैः सत्यवाग्भिर्मनोहरैः ।
निरालसोङ्गितज्ञैश्च दृढशस्त्रास्त्रधारिभिः ॥ ९५ ॥

રાજાએ અમુક વિવાદ ગ્રહણ કરવા યોગ્ય છે કે અયોગ્ય છે તેનો, સંપૂર્ણ વિચાર કરીને લેવા યોગ્ય જણાય તો લેવો. ત્યાર પછી રાજાએ આજ્ઞા કરીને સત્યવાદી, દેખાવડા, આળસરહિત, અભિપ્રાય જાણનારા અને દૃઢ શસ્ત્ર તથા અસ્ત્રધારી સીપાઈઓદ્વારા, પૂર્વપક્ષ કરનારા (ગુન્હો) વાદીને કાચી જેલમાં રોકવો. ૯૪-૯૫

वक्तव्येऽर्थे ह्यतिष्ठन्तमुत्क्रामन्तं च तद्वचः ।
आसेधयेद्विवादार्थी यावदाह्वानदर्शनम् ।
प्रत्यर्थिनं तु शपथैराज्ञया वा नृपस्य च ॥ ९६ ॥

વિવાદ કરવાની ઈચ્છાવાળા વાદીએ, વકતવ્ય વિષયને છોડીને વિષયાંતરમાં જતા, પોતાનાં વચનોને ઓલંઘન કરતા પ્રતિવાદીને બોલાવે કે પછી તેનાં દર્શન

કરતાંવેતજ તેને રોગનો અથવા તો રાજાની આણ આપીને તેમ કરતાં અટકાવવો. ૯૬

स्थानासेधः कालकृतः प्रवासात्कर्मणस्तथा ।
चतुर्विधः स्यादासेधो नासिद्धस्तं विलंघयेत् ॥ ९७ ॥

કાચી જેલ (કાચું બંધન) ચાર પ્રકારની છે:-સ્થાનાસેધ,* કાલાસેધ,† પ્રવાસાસેધ,‡ અને કર્માસેધ.§ કેદ થયેલા મનુષ્યે તે કાચી જેલને ઉલ્લંઘન કરવી નહીં. ૯૭

यस्त्विन्द्रियनिरोधेन व्याहारोच्छ्वासनादिभिः ।
आसेधयदनासेध्यैः सः दण्डयो न त्वतिक्रमी ॥ ९८ ॥

જે અધિકારી વાદી અથવા તો પ્રતિવાદીને મળ, મૂત્ર ત્યાગકરવાની બંધી કરે, કટુ વચનો કહે, ભયંકર શિક્ષા કરે, તથા અયોગ્ય રીતે કેદ કરે છે તે દંડ પાત્ર થાય છે; પરંતુ તે શિવાય બીજી રીતે કેદકરનાર કારાગૃહાધિપતિ દંડપાત્ર થતો નથી. ૯૮

आसेधकाल आसिद्ध आसेधं योऽतिवर्त्तते ।
स विनेयोऽन्यथा कुर्वन्नासेद्धा दण्डभाग्भवेत् ॥ ९९ ॥

જે કેદી કેદવેળા કેદને ઉલ્લંઘન કરે છે તે દંડ પાત્ર થાય છે. તેમ કાલાગૃહાધિપતિ-જેલર પણ વિરૂધ્ધ રીતે વર્તે છે તો દંડપાત્ર થાય છે. ૯૯

यस्याभियोगं कुरुते तत्त्वेनाशङ्कयाथवा ।
तमेवाह्वानयेद्राजा मुद्रया पुरुषेण वा ॥ १०० ॥

રાજાને જેનો ખરેખરો અપરાધ જાણવામાં આવે અથવા તો અપરાધ કરવાની શંકા આવે તેને રાજાએ પોતાની મુદ્રાવાળા લેખથી અથવા તો સીપાઈ દ્વારા બોલાવવો. ૧૦૦

शङ्कासतां तु सर्गादनुभूतकृतेस्तथा ।
होढाभिदर्शनात्तत्त्वं विजानाति विचक्षणः ॥ १०१ ॥

વિચક્ષણ મનુષ્ય દુર્જનના સંગ ઉપરથી, અનુભૂત ક્રીયા ઉપરથી, શંકા ઉપરથી, તથા ચોરેલું ધન જોવાથી સત્ય શોધી કાઢે છે. ૧૦૧

## ન્યાય મંદિરમાં બોલાવવા યોગ્ય.

अकल्यबालस्थविरविषमस्थक्रियाकुलान् ।

* એક જગ્યાથી બીજી જગ્યાએ જવું નહી તે. † અમુક કાળ સુધી ત્યાંજ રહેવું તે. ‡ નગર કે ગામ છોડીને પરગામ જવું નહીં તે. § કોઈ જાતનું કામ કરવું નહી તે.

कार्यातिपातिव्यसनिनृपकार्योत्सवाकुलान् ।
मत्तोन्मत्तप्रमत्तार्त्तभृत्यान्नाह्वानयेन्नृपः ॥ १०२ ॥

રાજાએ રોગિયોને, બાળકોને, ઘરડાઓને, દુઃખીયોને, અવશ્યના કાર્યમાં ગુંથાયલાને, અપરાધ થતી વેળા સમીપમાં ન હોય તેવાને, વ્યભીચારાદિકના વ્યસનમાં લાગેલાને, રાજાના કામમાં તથા ઉત્સવમાં ગુંથાયલાને, મદિરાપાનથી મત્ત થયેલાને, ઉન્મત્તને, પ્રમત્તને, આર્તને તથા સેવકોને બોલાવવા નહીં. ૧૦૨

न हीनपक्षां युवतीं कुले जातां प्रसूतिकाम् ।
सर्ववर्णोत्तमां कन्यां नाज्ञातप्रभुकाः स्त्रियः ॥ १०३ ॥

. તેમજ અનાથ તરૂણ સ્ત્રીને, કુલીન સ્ત્રીને, પ્રસૂતા સ્ત્રીને, સર્વ શ્રેષ્ઠ જાતમાં અવતરેલી કન્યાને, અને જેના પતિયો જાણવામાં આવ્યા ન હોય તેવી સ્ત્રીઓને પણ રાજસભામાં બોલાવવી નહીં. ૧૦૩

निर्वेष्टुकामो रोषार्तो यियक्षुर्व्यसने स्थितः ।
अभियुक्तस्तथान्येन राजकार्योद्यतस्तथा ॥ १०४ ॥
गवां प्रचारे गोपालाः शस्यावापे कृषीवलाः ।
शिल्पिनश्चापि तत्कालमायुधीयाश्च विग्रहे ॥ १०५ ॥
अप्राप्तव्यवहारश्च दूतो दानोन्मुखो व्रती ।
विषमस्थाश्च नासेध्या न चैतानाह्वयेन्नृपः ॥ १०६ ॥

વિવાહાર્થી, રોગાર્ત, યજ્ઞકરવાની ઇચ્છાવાળો, મૃગયા આદિક વ્યસનાસક્ત, બીજાની સાથે કલહમાં લાગેલો તથા રાજકાર્ય કરવા માટે તૈયાર થયેલો, ગો ચરાવતી વેળા ગોવાળ, ધાન્ય વાવતી વેળા ખેડુત, શિલ્પ કાર્ય કરતી વેળા શિલ્પી, સંગ્રામ વેળા સીપાઈ, શોળ વર્ષની અંદરની વયનો બાળક, દૌત્ય કર્મ કરવાને તૈયાર થયલો દૂત, દાન દેવાને તૈયાર થયેલો મનુષ્ય, વ્રતધારી, અને દુઃખી સ્થિતિમાં આવી પડેલો આટલાને રાજાએ કેદ કરવા નહીં તથા રાજસભામાં બોલાવવા નહીં. ૧૦૪–૧૦૬

## ન્યાયની સામાન્ય નીતિ.

नदीसन्तारकान्तारदुर्देशोपप्लवादिषु ।
आसिद्धस्तं परासेधमुत्क्रामन्नापराध्नुयात् ॥ १०७ ॥

નદી તરણ, મહા અરણ્ય, દુર્દેશ તથા રાજાદિકનો ઉપદ્રવ વિગેરેમાં કેદ થયેલો મનુષ્ય, પરકૃત બંધનને ઉલ્લંઘન કરવાથી અપરાધી ઠરતો નથી. ૧૦૭

कालं देशं च विज्ञाय कार्याणां च बलाबलम् ।
अकल्यादीनपि शनैर्यानैराह्वानयेन्नृपः ॥ १०८ ॥

રાજાએ સમય, દેશ તથા કાર્યની ગૌરવતા લાઘવતા ઉપર વિચાર કરી, રોગી વિગેરે મનુષ્યોને પાલખી આદિક વાહનો દ્વારા હળવે હળવે રાજ સભામાં બોલાવવા. ૧૦૮

ज्ञात्वाभियोगं येऽपि स्युर्वने प्रव्राजितादयः ।
तानप्याह्वनयेद्राजा गुरुकार्येष्वकोपयन् ॥ १०९ ॥

જે મનુષ્યો અપરાધ થયો સમજી વનમાં જઈને સંન્યાસી, બ્રહ્મચારી વગેરે આશ્રમ ગ્રહણ કરે તોપણ રાજાએ તેઓને મોટા દાવાઓમાં પ્રસન્ન કરીને બોલાવવા. ૧૦૯

व्यवहारानभिज्ञेन ह्यन्यकार्याकुलेन च ।
प्रत्यर्थिनार्थिना तज्ज्ञः कार्यः प्रतिनिधिस्तदा ॥ ११० ॥

વાદી તથા પ્રતિવાદી દાવાના વિષયમાં કુશળ ન હોય અથવાતો બીજા કામમાં ગુથાયા હોય, ત્યારે તેમણે પોતાના તરફથી વ્યવહારવેત્તા (વકીલ) મનુષ્યને પ્રતિનિધિ બનાવવો. ૧૧૦

अप्रगल्भजडोन्मत्तवृद्धस्त्रीबालरोगिणाम् ।
पूर्वोत्तरं वदेद्बन्धुर्नियुक्तो वाथवा नरः ॥ १११ ॥

ફોઇ વગેરેના પુત્રોએ અથવા તો પ્રતિનિધિ મનુષ્યોએ બુદ્ધીહીન, મૂર્ખ, ગાંડા, ઘરડા, સ્ત્રી, બાળક, અથવા તો રોગી એવા વાદી કે પ્રતિવાદીમાંના ગમે તેના તરફથી રાજસભામાં પૂર્વપક્ષ, ઉત્તરપક્ષ કરવા. ૧૧૧

पिता माता सुहृद्बन्धुर्भ्राता सम्बन्धिनोऽपि च ।
यदि कुर्य्युरुपस्थानं वादं तत्र प्रवर्त्तयेत् ॥ ११२ ॥

પિતા, માતા, મિત્ર, બંધુ, ભાઈ તથા સંબંધીયોમાંનો કોઈ પણ મનુષ્ય આપણા ઉપર અપરાધ મૂકે તો તેના ઉપર રાજસભામાં વિવાદ ચલાવવો. ૧૧૨

यः कश्चित्कारयेत्किञ्चिन्नियोगाद्येन केनचित् ।
तत्तेनैव कृतं ज्ञेयमनिवार्य्यं हि तत्स्मृतम् ॥ ११३ ॥

હરકોઈ મનુષ્ય, હરકોઈ પણ મનુષ્યની આજ્ઞાથી કંઈ કામ કરે છે તે કામ આજ્ઞા કરનારાએજ કર્યું છે એ સમજવું, અને તેના તરફનુંજ ગ્રહણ કરવું. ૧૧૩

नियोगितस्यापि भृतिं विवादात्षोडशांशिकीम् ।
विंशत्यंशां तदर्द्धां वा तदर्द्धां च तदर्द्धिकाम् ॥ ११४ ॥

વાધાવાળાં નાણાં લેવા માટે, નિમેલા પ્રતિનિધિને, વિવાદિત ધનમાંથી શોળમો ભાગ, વિશમો ભાગ, દશમો ભાગ, પાંચમો ભાગ, અથવા અઢીમો ભાગ પગાર તરિકે આપવો.-(આમાં વિકલ્પ કાર્યની ગૌરવતા તથા લાઘવતા જણાવે છે.) ૧૧૪

यथा द्रव्याधिकं कार्यं हीना हीना भृतिस्तथा ।
यदि बहुनियोगी स्यादन्यथा तस्य पोषणम् ॥ ११५ ॥

જ્યારે ઘણા પ્રતિનિધીયો હોય ત્યારે, જેમ અધિક દ્રવ્યનું કાર્ય હોય તેમ પ્રતિનિધિને પગાર ઓછો ઓછો આપવો. કારણ કે ઉપર જણાવ્યા પ્રમાણે ઘણા પ્રતિનિધિયોને પગાર આપવાથી ધનનો વ્યય વિશેષ થાય છે. જો પગાર આપવાની શક્તિ ન હોય તો પ્રતિનિધિ તરીકે રોકેલા પુરૂષનું પોષણ કરવું. ૧૧૫

धर्मज्ञो व्यवहारज्ञो नियोक्तव्योऽन्यथा न हि ।
अन्यथा भृतिगृह्णन्तं दण्डयेच्च नियोगिनम् ॥ ११६ ॥

જે વિવાદાદિક વ્યવહાર વિષયમાં કુશળ તથા ધર્મનિષ્ઠ હોય તેવા મનુષ્યને પ્રતિનિધિ બનાવવો; પરંતુ ધર્મરહિતને પ્રતિનિધિ નિમવો નહી. તથા રાજાએ અયોગ્ય રીતે પગાર લેનારા પ્રતિનિધિને શિક્ષા કરવી. ૧૧૬

कार्यो नित्यो नियोगि न नृपेण स्वमनीषया ।
लोभेन त्वन्यथा कुर्वन्नियोगी दण्डमर्हति ॥ ११७ ॥

રાજાએ સદા પોતાની ઈચ્છા પ્રમાણે પ્રતિનિધિ નિમવો નહીં, પણ વાદિયે નિમવો. પ્રતિનિધિ લોભથી વિરૂદ્ધ કાર્ય કરે તો તે દંડપાત્ર થાય છે. ૧૧૭

यो न भ्राता न च पिता न पुत्रो न नियोगकृत् ।
परार्थवादी दण्ड्यः स्याद् व्यवहारेषु विब्रुवन् ॥ ११८ ॥

જે મનુષ્ય વાદીનો ભાઈ, પિતા, પુત્ર, તેમ તેના તરફનો પ્રતિનિધિ નહોય, તેવો મનુષ્ય બીજાનો વાદી બનીને દાવાઓમાં આડુંઅવળું બોલવા માંડે તો રાજાએ તેને શિક્ષા કરવી. ૧૧૮

तदधीनकुटुम्बिन्यः स्वैरिण्यो गणिकाश्च याः ।
निष्कुला याश्च पतितास्तासामाह्वानमिष्यते ॥ ११९ ॥

* અહિંયા પ્રતિનિધિ એટલે જયુરર-સભ્ય કે આસેસર જાણવા.

પોતાના કુટુંબને સ્વાધીન રાખનારી નારીને, સ્વતંત્ર વર્ત્તનારી નારીને, વેશ્યાને, નીચ કુળની સ્ત્રીને, અને બ્રહ્મહત્યા આદિક મહાપાપ કરનારીને રાજસભામાં બોલાવી શકાય છે. ૧૧૯

प्रवर्त्तयित्वा वादं तु वादिनौ तु मृतौ यदि ।
तत्पुत्त्रो विवदेत्तज्ज्ञो ह्यन्यथा तु निवर्त्तयेत् ॥ १२० ॥

રાજસભામાં દાવો ચલાવ્યા પછી, વાદી તથા પ્રતિવાદી બન્ને જણા મરી ગયા તો ચાલતા વાદમાં જાણીતા એવા વાદી પ્રતિવાદીના પુત્રે વાદ ચલાવવો; પણ તેઓ જો અજાણ્યા હોય તો તેમણે વાદ છોડી દેવો. ૧૨૦

मनुष्यमारणे स्तेये परदाराभिमर्शने ।
अभक्ष्यभक्षणे चैव कन्याहरणदूषणे ॥ १२१ ॥
पारुष्ये कूटकरणे नृपद्रोहे च साहसे ।
प्रतिनिधिर्न दातव्यः कर्ता तु विवदेत्स्वयम् ॥ १२२ ॥

મનુષ્ય વધમાં, ચોરીમાં, પરસ્ત્રીપર બળાત્કાર કરવાનાં સંબંધમાં, માંસ મદિરા વગેરે ખાવા પીવાના સંબંધમાં, કન્યા હરણના આળમાં, દૂષણ દેવાના આરોપમાં, શિક્ષા કરવાના આરોપમાં, કપટ કરવાના આરોપમાં, રાજદ્રોહ કરવાના આરોપમાં અને સાહસકર્મમાં પ્રતિનિધિ રાખવો નહીં, પરંતુ કર્તાએ પોતેજ રાજસભામાં વાદ ચલાવવો. ૧૨૧-૧૨૨

आहूतो यत्र नागच्छेद्दर्पाद्बन्धुबलान्वितः ।
अभियोगानुरूपेण तस्य दण्डं प्रकल्पयेत् ॥ १२३ ॥

રાજા કોઈ મનુષ્યને રાજસભામાં બોલાવે ત્યારે જે મનુષ્ય કુટુંબ બળના અહંકારે, રાજ સભામાં આવે નહીં તો રાજાએ તે મનુષ્યને અપરાધના પ્રમાણમાં શિક્ષા કરવી. ૧૨૩

## જામીનના પ્રકાર.

दूतेनाह्वानितं प्राप्ताधर्षकं प्रतिवादिनम् ।
दृष्ट्वा राज्ञा तयोश्चिन्त्यो यथार्हप्रतिभूस्त्वतः ॥ १२४ ॥

રાજાએ દૂતદ્વારા દુઃખી થયેલા વાદી તથા પ્રતિવાદી બન્નેને તેડાવવા અને તે આવે કે તેને જોયા પછી તે બન્નેના યથોચિત જામીન લેવા. ૧૨૪

दास्याम्यदत्तमेतेन दर्शयामि तवान्तिके ।
एनमाधिं दापयिष्ये ह्यस्मात्ते न भयं क्वचित् ॥ १२५ ॥

अकृतं च करिष्यामि ह्यनेनायञ्च वृत्तिमान् ।
अस्तीति न च मिथ्यैतदंगीकुर्यादतन्द्रितः ॥ १२६ ॥
प्रगल्भो बहुविश्वस्तानधीनो विश्रुतो धनी ।
उभयोः प्रतिभूर्ग्राह्यः समर्थः कार्य्यनिर्णये ॥ १२७ ॥

'એ નહી આપે તો હું આપીશ,' આ પ્રમાણે બંધાયલા જામીનને [1]દાન જામીન કહે છે. 'એ ભાગી જશે તો હું તમારી સમીપ હાજર કરીશ,' આ પ્રમાણે બંધાયલા જામીનને [2]દર્શન જામીન કહે છે. 'આ મનુષ્ય પાસેથી તમને ધન અપાવીશ, તમારે આ મનુષ્યનો જરા પણ ભય રાખવો નહીં, તે કામ કરશે નહીં તો તેનાવતી હું કામ કરીશ, આ મનુષ્ય આજી-વિકાવાળો અને ઉદ્યોગી છે માટે તે ખોટી વાતનો સ્વીકાર કરે નહી'—આ પ્રમાણે કહીને જે મનુષ્ય વચમાં બંધાયછે તે [3]વિશ્વાસુ જામીન કહેવાય છે. ઉક્ત જામીન, ચતુર, ઘણાનો વિશ્વાસપાત્ર, સ્વાધીન, પ્રખ્યાત, ધનાઢય તથા કહ્યા પ્રમાણે કાર્ય કરવામાં સમર્થ હોય તો તેઓને વાદી પ્રતિવાદીના કાર્ય નિર્ણયમાટે ગ્રહણ કરવા. ૧૨૫-૧૨૭

विवादिनौ सनिरुध्य ततो वादं प्रवर्त्तयेत् ।
स्वपुष्टौ परपुष्टौ वा स्वभृत्या पुष्टरक्षकौ ।
ससाधनौ तत्त्वमिच्छुः कूटसाधनशङ्कया ॥ १२८ ॥

પોતાની પાસે દાવાના પુરાવા હોવાથી સ્વાધીન, બીજાની પાસે દાવાના પુરાવા હોવાથી પરાધીન, અથવા તો પોતાનો પગાર આપીને પુષ્ટરક્ષક-અર્થાત્ પોષ્યપાલક એવા સાધનવાળા વાદી પ્રતિવાદી બન્નેને નજર કેદ કરી, રાજાએ તેના પુરાવાઓ ખોટા છે કે ખરા તે સંદેહને લીધે સત્યવસ્તુને યથાર્થ રીતે જાણવાની ઇચ્છાથી બન્નેનો વાદ સાંભળવો. ૧૨૮

## પક્ષ

प्रतिज्ञादोषनिर्मुक्तं साध्यं सत्कारणान्वितम् ।
निश्चितं लोकसिद्धञ्च पक्षं पक्षविदो विदुः ॥ १२९ ॥

પ્રતિજ્ઞાના દોષથી રહિત, સારાં સાધન, (લેખ સાક્ષીથી) પૂર્ણ, અને સંદેહરહિત લોકસિદ્ધ દાવાને, પક્ષવેત્તા પંડિતો, પક્ષ સમજે છે. ૧૨૯

अन्यार्थमर्थहीनं च प्रमाणागमवर्जितम् ।
लेख्यहीनाधिकं भ्रष्टं भाषादोषा उदाहृताः ॥ १३० ॥

અન્ય અર્થનો બોધ કરનારૂં, ઈષ્ટાર્થથી રહિત, પ્રમાણ તથા આગમથી

રહિત, લખતાં ઓછું અધિક લખાયલું, લખતાં કેટલુંએક પડેલું, આટલાને ભાષાદોષો કહ્યા છે. ૧૩૦

अप्रसिद्धं निराबाधं निरर्थं निष्प्रयोजनम् ।
असाध्यं वा विरुद्धं वा पक्षाभासं विवर्जयेत् ॥ १३१ ॥

અપ્રસિધ્ધ, નિરાબાધ, નિરર્થક, નિષ્પ્રયોજન, અસાધ્ય અથવા તો વિરૂધ્ધ વાદને પક્ષાભાસ કહે છે. રાજાએ ન્યાયસભામાં પક્ષાભાસને ગ્રહણ કરવો નહીં. ૧૩૧

न केनाचिच्छ्रुतो दृष्टः सोऽप्रसिद्ध उदाहृतः ।
अहं मूकेन संशप्तो वन्ध्यापुत्रेण ताडितः ॥ १३२ ॥

જે અભિયોગ (દાવો) કોઈના જોવામાં કે સાંભળવામાં આવ્યો ન હોય, તે અપ્રસિધ્ધ કહેવાય છે; જેમકે-મને મૂગા મનુષ્યે ગાળ દીધી, વાંઝણીના પુત્રે મને માર્યો, વગેરે વાર્તાજ અપ્રમાણ છે. ૧૩૨

अधीते सुस्वरं गाति स्वगेहे विहरत्ययम् ।
धत्ते मार्गमुखद्वारं मम गेहसमीपतः ।
इति ज्ञेयं निराबाधं निष्प्रयोजनमेव तत् ॥ १३३ ॥

નિરાબાધ અને નિષ્પ્રયોજન બન્નેને એકજ જાણવા. આ મનુષ્ય પોતાના ઘરમાં ઘાંટો કાઢીને ભણે છે, ગાય છે અને હરે ફરે છે, આ મારા ઘરની પડોસમાં રસ્તા ઉપર પડતાં બારણાને વાસે છે-આને નિરાબાધ જાણવો; અને તેનેજ નિષ્પ્રયોજન પણ જાણવો. ૧૩૩

सदा मद्दतककन्यायां जामाता विहरत्ययम् ।
गर्भं धत्ते न वन्ध्येयं मृतोऽयं न प्रभाषते ।
किमर्थमिति तज्ज्ञेयमसाध्यञ्च विरुद्धकम् ॥ १३४ ॥

આ જમાઈ સદા મેં પરણાવેલી કન્યા સાથે શામાટે વિહાર કરે છે, તથા આ વંધ્યા સ્ત્રી શા માટે ગર્ભ ધારણ કરતી નથી, આવા દાવાને અસાધ્ય જાણવો. તથા આ મરેલો શા માટે બોલતો નથી? આને વિરૂદ્ધ જાણવો. ૧૩૪

मद्दुःखसुखतो लोको दूयते न न नन्दति ।
निरर्थमिति वा ज्ञेयं निष्प्रयोजनमेव वा ॥ १३५ ॥

લોક, મારા દુઃખે દુઃખી અને મારા સુખે સુખી થતાં નથી આવા દાવાને નિરર્થક અથવા તો નિષ્પ્રયોજન જાણવા.-૧૩૫

## તપાસનું સ્વરૂપ.

श्रावयित्वा तु यत्कार्यं त्यजेदन्यद्वदेदसौ ।
अन्यपक्षाश्रयाद्वादी हीनो दण्ड्यश्च स स्मृतः ॥ १३६ ॥

જે વાદી ન્યાયસભામાં એક કાર્ય સંભળાવતાં, તેને પડતું મૂકી બીજું કાર્ય નિવેદન કરે તે વાદીને અપરપક્ષનો આશ્રય કરવાથી દાવામાંથી ભ્રષ્ટ અને દંડપાત્ર જાણવો. ૧૩૬

विनिश्चिते पूर्वपक्षे ग्राह्याग्राह्यविशोधिते ।
प्रतिज्ञाते स्थिरीभूते लेखयेदुत्तरं ततः ॥ १३७ ॥

વાદિયે પ્રતિજ્ઞા કરેલાપૂર્વપક્ષને ગ્રાહ્ય અને અગ્રાહ્ય અંશોથી શુદ્ધ કરવો, (અને) તેનો નિર્ણય કરીને તેને દઢતર કર્યા પછી પ્રતિવાદી પાસે તેનો ઉત્તર લખાવવો. ૧૩૭

तत्राभियोक्ता प्राक्पृष्टो ह्यभियुक्तस्त्वनन्तरम् ।
प्राड्विवाकः सदस्याद्यैर्दाप्यते ह्युत्तरं ततः ॥ १३८ ॥

ન્યાયાધીશે વિવાદ વિષયમાં પ્રથમ વાદીને પ્રશ્ન કરવો ત્યારે પછી અપરાધી પ્રતિવાદીને પ્રશ્ન કરવો. ત્યાર પછી તે બંનેના ઉત્તરોનો સભાસદો સાથે નિર્ણય કરીને તેઓ ઉત્તર આપે તે ઉપર વિચાર કરવો. ૧૩૮

श्रुतार्थस्योत्तरं लेख्यं पूर्वावेदकसन्निधौ ।
पक्षस्य व्यापकं सारमसन्दिग्घमनाकुलम् ।
अव्याख्यागम्यमित्येतन्निर्दुष्टं प्रदिवादिना ॥ १३९ ॥

વાદી પોતાનો પૂર્વપક્ષ કહી રહ્યા પછી, પ્રતિવાદિયે વાદીના સમક્ષમાં તેણે કરેલા પૂર્વપક્ષને ઢાંકનાર, સારભૂત, સંદેહ રહિત, ગુચવણવિનાનો અને વ્યાખ્યાવિના સમજાય તેવો ઉત્તર લખાવવો. આ ઉત્તરને દોષરહિત ઉત્તર કહે છે. ૧૩૯

सन्दिग्धमन्यत्प्रकृतादत्यल्पमतिभूरि च ।
पक्षैकदेशे व्याप्यं यत्तत्तु नैवोत्तरं भवेत् ॥ १४० ॥

'આમ હશે કે આમ,' આ પ્રમાણે સંદેહવાળો, ચાલતા વિષયથી જુદો, ઘણો નાનો કે ઘણો મોટો તથા વિવાદ વિષયના એક દેશને લગતો-પરંતુ સર્વ દેશથી ભિન્ન જે ઉત્તર તે ઉત્તરજ ગણાય નહીં. ૧૪૦

न चाहूतो वदेत्किञ्चिद्धीनो दण्ड्यश्च स स्मृतः ॥ १४१ ॥

વાદિને અથવા તો પ્રતિવાદીને ગમે તેને સભામાં બોલાવીને પ્રશ્ન કરવા. તેઓ જો ઉત્તર આપે નહીં તો તેનો દાવો વ્યર્થ જાણવો અને તેને શિક્ષા પાત્ર જાણવો. ૧૪૧

पूर्वपक्षे यथार्थे तु न दद्यादुत्तरन्तु यः ।
प्रत्यर्थी दापनीयः स्यात्सामादिभिरुपक्रमैः ॥ १४२ ॥

વાદીએ પૂર્વપક્ષ બરાબર કર્યો હોય, છતાં પ્રતિવાદી તેનો ઉત્તર આપે નહીં તો પ્રતિવાદીને સામ, દામ, ભેદ અને દંડ આદિ ઉપાયોથી સમજાવીને ઉત્તર અપાવવો. ૧૪૨

मोहाद्वा यदि वा शाठ्याद्यन्नोक्तं पूर्ववादिना ।
उत्तरान्तर्गतं वा तत्प्रश्नैर्ग्राह्यं द्वयोरपि ॥ १४३ ॥

પૂર્વવાદીએ પૂર્વપક્ષમાં ગભરાટને લીધે અથવા તો કપટને લીધે જે કહ્યું ન હોય અને પ્રતિવાદીએ પણ ગભરાટથી અથવા તો કપટથી ઉત્તરમાં જે જણાવ્યું ન હોય, તે સર્વે વિષય હળવે હળવે પ્રશ્નો પુછીને નિપુણતાથી વાદી તથા પ્રતિવાદી પાસેથી કઢાવી લેવું. ૧૪૩

सत्यं मिथ्योत्तरञ्चैव प्रत्यवस्कदनं तथा ।
पूर्वन्यायविधिश्चैवमुत्तरं स्याच्चतुर्विधम् ॥ १४४ ॥

ઉત્તર ચાર પ્રકારના છેઃ જેમકે ૧સત્ય ૨મિથ્યા ૩પ્રત્ય વસ્કંદન અને ૪પૂર્વન્યાયવિધિ. ૧૪૪

अङ्गीकृतं यथार्थं यद्वाद्युक्तं प्रतिवादिना ।
सत्योत्तरन्तु तज्ज्ञेयं प्रतिपत्तिश्च सा स्मृता ॥ १४५ ॥

વાદિયે જે કહ્યું હોય તેને પ્રતિવાદી યથાર્થ રીતે સ્વીકાર કરે તો તેને સત્ય ઉત્તર જાણવો, અને તેને પ્રતિપત્તિ કહે છે.

श्रुत्वा भाषार्थमन्यस्तु यदि तं प्रतिषेधति ।
अर्थतः शब्दतो वापि मिथ्या तज्ज्ञेयमुत्तरम् ॥ १४६ ॥

વાદી પૂર્વપક્ષ કરે તે સાંભળીને પ્રતિવાદી શબ્દથી અથવા તો અર્થથી તે પૂર્વપક્ષનો સ્વીકાર કરે નહીં તેને મિથ્યોત્તર કહે છે. ૧૪૬

मिथ्यैतन्नाभिजानामि तदा तत्र न सन्निधिः ।
अजातश्चास्मि तत्काले इति मिथ्या चतुर्विधम् ॥ १४७ ॥

મિથ્યાના ચાર વિભાગ છે. ૧આ વાતજ ખોટી છે; ૨હું તે વાત જાણતો નથી; ૩જ્યારે તેને ટંટો થયો ત્યારે હું તેની પાસે નહતો; ૪જ્યારે તેને ટંટો થયો ત્યારે મારો જન્મજ ન હતો. ૧૪૭

अर्थिना लिखितो ह्यर्थः प्रत्यर्थी यदि तं तथा ।
प्रपद्य कारणं ब्रूयात्प्रत्यवस्कन्दनं हि तत् ॥ १४८ ॥

વાદિયે જે વિષય લખેલો હોય તે વિષયને સાંભળીને પ્રતિવાદી સ્વીકાર કરે અને તેનાં કારણો કહી બતાવે તો તે પ્રત્યવસ્કંદન ઉત્તર ગણાય છે. ૧૪૮

अस्मिन्नर्थे ममानेन वादः पूर्वमभूत्तदा ।
जितोऽयमिति चेद्ब्रूयात्प्राङ्न्यायः स उदाहृतः ॥ १४९ ॥

આ વિષયમાં, મારે આગળ આની સાથે વિવાદ થયો હતો ત્યારે મેં આનો પરાજય કર્યો હતો-આ પ્રમાણે જ્યારે પ્રત્યર્થી બોલે તે પાઙ્ન્યાય કહેવાય છે. ૧૪૯

जयपत्रेण सभ्यैर्वा साक्षिभिर्भावयाम्यहम् ।
मया जितः पूर्वमिति प्राङ्न्यायस्त्रिविधः स्मृतः ॥ १५० ॥

મેં આનો પ્રથમ પરાજય કર્યો છે તે ૧વિજયપત્રથી અથવા તો ૨ સભાસદોથી અથવા તો ૩ સાક્ષિઓથી સિદ્ધ કરી આપું છું-આ પ્રમાણે પ્રાઙ્ન્યાયના ત્રણ ભેદ છે. ૧૫૦

अन्योऽन्ययोः समक्षन्तु वादिनोः पक्षमुत्तरम् ।
नाहि गृह्णन्ति ये सभ्या दण्डयास्ते चोरवत् सदा ॥ १५१ ॥

જે સભાસદો વાદી તથા પ્રતિવાદીની સમક્ષમાં પૂર્વપક્ષ તથા ઉત્તર પક્ષ સાંભળે નહીં-પણ તેના કામને ઉડાવી દેવા ઈચ્છે, તે સભાસદોને, રાજાએ ચોરની પેઠે સદા શિક્ષા કરવી. ૧૫૧

लिखिते शोधिते सम्यक्सति निर्दोष उत्तरे ।
अर्थिप्रत्यर्थिनोर्वापि क्रिया कारणमिष्यते ॥ १५२ ॥

પ્રતિવાદી પાસેથી ઉત્તર લખાવીને તેને યથાર્થ રીતે તપાસવો; તે ઉત્તર નિર્દોષ જણાય ત્યારે, વાદીના તથા પ્રતિવાદીના સાક્ષી, લેખ, ભોગવટો વગેરે પુરાવાઓ તપાસીને વિજયપત્ર આપવો. ૧૫૨

पूर्वपक्षः स्मृतः पादो द्वितीयश्चोत्तरात्मकः ।
क्रियापादस्तृतीयस्तु चतुर्थो निर्णयाभिधः ॥ १५३ ॥

વ્યવહારનાં-દાવાનાં ચાર ચરણ છે. પૂર્વપક્ષ પ્રથમ ચરણ છે, ઉત્તરપક્ષ બીજું ચરણ છે, સાક્ષી, લેખ વિગેરે ક્રીયા ત્રીજું ચરણ છે અને નિર્ણય (સિધ્ધાંત) ચોથું ચરણ છે. ૧૫૩

कार्य्यं हि साध्यमित्युक्तं साधनन्तु क्रियोच्यते ।
अर्थी तृतीयपादे तु क्रियया प्रतिपादयेत् ॥ १९४ ॥

સાધ્યને કાર્ય કહે છે. અને સાધ્યના સાક્ષી, લેખ, ભોગવટો વિગેરે સાધનને ક્રીયા કહે છે. માટે વાદીએ વ્યવહારના ત્રીજા ચરણથી-સાક્ષી વગેરે ક્રીયાથી દાવાને સિદ્ધ કરી આપવો. ૧૫૪

चतुष्पाद्व्यवहारः स्यात्प्रतिपत्त्युत्तरं विना ॥ १९९ ॥

આગળ જણાવેલા ચાર પ્રકારના ઉત્તરોમાં પ્રથમના સત્ય ઉત્તરમાં વ્યવહારનાં બે ચરણનું કામ પડે છે; અને મિથ્યા ઊત્તર વગેરે ત્રણ ઉત્તરમાં વ્યવહારના ચારે ચરણો કામે લગાડવાં પડે છે-તે વિના સિધ્ધાંત આવતો નથી. ૧૫૫

क्रमागतान्विवादांस्तु पश्येद्वा कार्य्यगौरवात् ॥ १९६ ॥

દાવાઓને યથાક્રમ તપાસવા અથવા તો કાર્યની ગૌરવતા લાઘવતા ઉપર વિચાર કરીને તપાસવા. ૧૫૬

यस्य वाभ्यधिका पीडा कार्य्यं वाभ्यधिकं भवेत् ॥
वर्णानुक्रमतो वापि नयेत्पूर्वं विवादयेत् ॥ १९७ ॥

જેને અધિક પીડા થઇ હોય અથવા તો જેનું કાર્ય અત્યાવશ્યક હોય તેના દાવાઓને પ્રથમ લેવા અથવા તો વર્ણાનુક્રમ દાવાઓ.લેવા ને તેના ઉપર વિવાદ ચલાવવો. ૧૫૭

कल्पयित्वोत्तरं सभ्यैर्दातव्यैकस्य भावना ॥ १९८ ॥
साध्यस्य साधनार्थं हि निर्दिष्टा यस्य भावना ।

સભાસદોએ પ્રતિવાદીને પ્રશ્નો પુછીને તેની પાસેથી ઉત્તરો કઢાવવા; અને પછી વાદીને તેનો દાવો સિધ્ધ કરવા માટે વિચાર કરવાનો અવસર આપવો. ૧૫૮

विभावयेत्प्रतिज्ञातं सोऽखिलं लिखितादिना ॥ १९९ ॥

જેને વિચાર કરવાનો સમય આપ્યો હોય તેણે પોતાનું કાર્ય સાધવા માટે લેખપત્ર વગેરે બતાવીને સમગ્ર પ્રતિજ્ઞા કરેલું પ્રતિપાદન કરવું; ૧૫૯

न चैकस्मिन्विवादे तु क्रिया स्याद्वादिनोर्द्वयोः ॥ १६० ॥

એક દાવામાં-વાદી પ્રતિવાદીયે-દાવાને પુષ્ટિ આપનારાં લેખપત્ર મેળવવાં નહીં-એકે તેના પુરાવા દર્શાવવા અને બીજાએ તેનાં મિથ્યાપણાનાં સાધનો દર્શાવવાં. ૧૬૦

मिथ्या क्रिया पूर्ववादे कारणे प्रतिवादिनि ।
प्राङ्न्यायकारणोक्तौ तु प्रत्यर्थी निर्दिशेत् क्रियाम् ॥ १६१ ॥

પ્રથમ વાદીએ પૂર્વપક્ષ કર્યા પછી, પ્રતિવાદી તેનાં કારણો દર્શાવે ત્યારે વાદીની ક્રીયા મિથ્યા થઈ પડે છે. પ્રાઙ્ન્યાયનાં કારણો કહેતી વેળા પ્રતિવાદિયે ક્રીયા (પૂરાવો) દર્શાવવી. ૧૬૧

कारणात्पूर्वपक्षोऽपि उत्तरत्वं प्रपद्यते ॥ १६२ ॥

પૂર્વપક્ષ પણ કોઈ કારણને લીધે ઉત્તરપક્ષ રૂપ થઈ પડે છે. ૧૬૨

ततोऽर्थी लेखयेत्सद्यः प्रतिज्ञातार्थसाधनम् ।
तत्सासाधनन्तु द्विविधं मानुषं दैविकं तथा ॥ १६३ ॥

પ્રતિવાદિયે ઉત્તર આપ્યા પછી વાદિયે તુર્ત પોતે પ્રતિજ્ઞા કરેલા પૂર્વપક્ષમાં પ્રમાણભૂત સાધનો લખાવવાં. તે સાધનો બે પ્રકારનાં છેઃ લૌકક તથા અલૌકિક. ૧૬૩

क्रिया स्याल्लिखितं भुक्तिः साक्षिणश्चैति मानुषम् ।
दैवं घटादि तद्भव्यं भूतालाभान्नियोजयेत् ॥ १६४ ॥

લેખપત્ર, ભોગવટો, અને સાક્ષીયો-આ ત્રણ લૌકિક સાધન છે. અને તુલા (તોળાવું) વગેરે અલૌકિક સાધન છે. જ્યારે લૌકિક સાધનથી બરાબર નિર્ણય થાય નહીં ત્યારે અલૌકિક તુલા વગેરે સાધનોનો ઉપયોગ કરવો. ૧૬૪

तत्त्वच्छलानुसारित्वाद्भूतं भव्यं द्विधा स्मृतम् ।
तत्त्वं सत्यार्थाभिधायि कूटाद्यभिहितं छलम् ॥ १६५ ॥

લૌકિક તથા અલૌકિક એવાં બે પ્રકારનાં તત્વ તથા છળ જાણવા. જે સત્ય વાર્તા સિદ્ધ કરી આપે છે તે તત્વ-સાધન અને કપટથી ભરેલું હોય તો તે છળ-સાધન કહેવાય છે. ૧૬૫

छलं निरस्य भूतेन व्यवहारान्नयेन्नृपः ।
युक्त्यानुमानतो नित्यं सामादिभिरुपक्रमैः ॥ १६६ ॥

માટે રાજાએ યુકિતથી, અનુમાનથી, તથા સામ, દામ, ભેદ અને દંડથી છળનો નાશ કરીને યથાર્થપણે દાવાઓને સદા તપાસવા. ૧૬૬

न कालहरणं कार्य्यं राज्ञा साधनदर्शने ।
महान्दोषो भवेत्कालाद्धर्मव्यापत्तिलक्षणः ॥ १६७ ॥

રાજાએ દાવા તપાસવા માટે કાળ કાઢવો નહીં. કારણ કે દાવાઓ ઝાઝા વખત સુધી ન તપાસવાથી રાજાના રાજધર્મને હાનીકારક મોટો દોષ લાગે છે. ૧૬૭

अर्थिप्रत्यर्थिप्रत्यक्षं साधनानि प्रदर्शयेत् ।
अप्रत्यक्षं तयोर्नैव गृह्णीयात्साधनं नृपः ॥ १६८ ॥

રાજાએ વાદી અને પ્રતિવાદીની સમક્ષમાં દાવાઓના પુરાવા તપાસવા, પરંતુ કોઈ (પણ) વાર તેઓની ગેરહાજરીમાં પુરાવા તપાસવા નહીં. ૧૬૮

साधनानाञ्च ये दोषा वक्तव्यास्ते विवादिना ।
गूढास्तु प्रकटाः सभ्यैः काले शास्त्रप्रदर्शनात् ॥ १६९ ॥

વાદિયે અથવા તો પ્રતિવાદિયે, પુરાવાના જે દોષો હોય તે કહી બતાવવા અને સભાસદોએ દાવાની તપાસ કરતી વેળા શાસ્ત્રમાં જોઇને પુરાવાના ગુપ્ત દોષો પ્રકટ કરવા. ૧૬૯

अन्यथा दूषयन्दण्डयः साध्यार्थादेव हीयते ।
विमृश्य साधनं सम्यक्कुर्य्यात्कार्य्यविनिर्णयम् ॥ १७० ॥

જે મનુષ્ય નીતિશાસ્ત્રથી ઉલટી રીતે પુરાવામાં દોષ બતાવે તે શિક્ષાપાત્ર ગણાય છે અને સાધ્યવિષયથી ભ્રષ્ટ થાય છે. માટે સારી રીતે પુરાવાઓને વિચારીને કાર્યનો નિર્ણય કરવો. ૧૭૦

कूटसाधनकारी तु दण्डयः कार्य्यानुरूपतः ।
द्विगुणं कूटसाक्षी तु साक्ष्यलोपी तथैव च ॥ १७१ ॥

વાદી અથવા તો પ્રતિવાદી ખોટા પુરાવાઓ રજુ કરે તો તે કાર્યના પ્રમાણમાં શિક્ષાપાત્ર થાય છે. ખોટી સાક્ષી પુરનારાને અને સાક્ષી ઉરાડી દેનારાને બમણી શિક્ષા કરવી. ૧૭૧

## લેખ વિચાર.

अधुना लिखितं वच्मि यथावदनुपूर्वशः ।
अनुभूतस्मारकन्तु लिखितं ब्रह्मणा कृतम् ॥ १७२ ॥

હવે ક્રમવાર લેખી પુરાવા સંબંધી વિષય યથાર્થ કહુ છું. પ્રથમ કરેલું કાર્ય સ્મરણમાં રહેવા માટે બ્રહ્માએ લેખ ઉત્પન્ન કર્યો છે. ૧૭૨

राजकीयं लौकिकञ्च द्विविधं लिखितं स्मृतम् ।
सहस्तालिखितं वान्यहस्तेनापि विलेखितम् ।
असाक्षिमत्साक्षिमच्च सिद्धिर्देशस्थितेस्तयोः ॥ १७३ ॥

લેખ બે પ્રકારના છેઃ રાજકીય લેખ અને લૌકિક લેખ. સાધારણ લેખના બે ભાગ છેઃ પોતાને હાથે લખેલો તથા પરને હાથે લખાવેલો

લેખ. સાક્ષીવાળો તથા સાક્ષી વિનાનો લેખ. સાક્ષીવાળા તથા સાક્ષીવિના-ના લેખથી કાર્યસિદ્ધિ દેશની સ્થિતિ ઉપર આધાર રાખે છે. ૧૭૩

भागदानक्रयादानसांविद्दानऋणादिभिः ।
सप्तधा लौकिकं चैतत्त्रिविधं राजशासनम् ।
शासनार्थं ज्ञापनार्थं निर्णयार्थं तृतीयकम् ॥ १७४ ॥

१ ભાગ પાડવો, ૨ દાન આપવું, ૩ વેચવું, ૪ લેવું, ૫ ઠરાવ કરવો, ૬ કરજ આપવું, તથા ૭ કરજ લેવું. આમ લૌકિકના સાત પ્રકાર થાય છે. રાજ શાસનના ત્રણ પ્રકાર છે, ૧ શાસન ૨ જ્ઞાપન, ૩ અને નિર્ણય. ૧૭૪

साक्षिमाद्रिक्थ्यभिमतं भागपत्रं सुभाक्तियुक् ।
सिद्धिकृच्चान्यथा पित्रा कृतमप्यकृतं स्मृतम् ॥ १७५ ॥

પિતાએ વહેંચણી માટે જે ભાગપત્ર કર્યું હોય તેમાં સાક્ષીઓની સંમતિ હોય, ભાગીદારોની સંમતિ હોય, સ્પષ્ટ લખાણ કર્યું હોય, તે લેખ ખરો ગણાય છે. પરંતુ જેમાં સાક્ષી નહોય, ભાગીદારોની સંમતિ નહોય, તેવો લેખ પિતાએ કર્યો હોય તોપણ તે નિષ્ફળ જાણવો. ૧૭૫

दायादाभिमतं दानक्रयविक्रयपत्रकम् ।
स्थावरस्य ग्रामपादिसाक्षिकं सिद्धिकृत्स्मृतम् ॥ १७६ ॥

ભૂમિ વગેરે સ્થાવર ધનના દાન, ક્રય કે વિક્રય પત્ર ભાગીદારોએ માન્ય કર્યું હોય, ગ્રામાધ્યક્ષાદિકની સાક્ષીવાળું હોય તેને સિદ્ધિકારી-સત્ય જાણવું. ૧૭૬

राज्ञा स्वहस्तसंयुक्तं स्वमुद्राचिह्नितं तथा ।
राजकीयं स्मृतं लेख्यं प्रकृतिभिश्च मुद्रितम् ॥ १७७ ॥

રાજાએ જેમાં પોતાના હાથની સમંતિ કરી હોય, અથવા તો પોતાના હાથની મોહોર છાપ કરી હોય કે રાજાની સંમતિથી રાજાના કાર્યભારીઓએ મોહોર મારી હોય તે રાજકીય લેખ સમજવો. ૧૭૭

निवेश्य कालं वर्षं च मासं पक्षं तिथिं तथा ।
वेलां प्रदेशं विषयं स्थानं जात्याकृती वयः ॥ १७८ ॥

साध्यं प्रमाणं द्रव्यं च संख्या नाम तथात्मनः ।
राज्ञां च क्रमशो नाम निवासं साध्यनाम च ॥ १७९ ॥

क्रमात्पितॄणां नामानि पीडामाहर्तृदायकौ ।
क्षमालिङ्गानि चान्यानि पक्षे सङ्कीर्त्य लेखयेत् ॥ १८० ॥

કોઈ પક્ષ માટે લેખ કરવો હોય ત્યારે તે લેખમાં સમય, વર્ષ, માસ, પક્ષ, તીથિ, વેળા, પ્રદેશ, વિષય, સ્થાન, જાતિ, શરીર, આકાર, તરૂણાદિક અવસ્થા, કાર્ય, પુરાવા, દ્રવ્ય, દ્રવ્યની અમુક સંખ્યા, પોતાનું નામ, પિતાનું નામ, દેશના રાજાનું નામ, તેના પિતાનું નામ અને ઠામ તથા અમુક કાર્યનું નામ, પોતાને જે પીડા થઇ હોય તેનું નામ, ધન મેળવનારનું તથા આપનારનું નામ, ક્ષમાનાં ચિન્હો તથા બીજાં આવશ્યક કારણો સારી રીતે કહીને લેખમાં લખાવવાં. ૧૭૮-૧૮૦

## અપ્રામાણિક લેખ.

यत्रैतानि न लिख्यन्ते हीनं लेख्यं तदुच्यते ।
भिन्नक्रमं व्युत्क्रमार्थं प्रकीर्णार्थं निरर्थकम् ॥ १८१ ॥
अतीतकाललिखितं न स्याचत्साधनक्षमम् ।
अप्रगल्भेन च स्त्रिया बलात्कारेण यत्कृतम् ॥ १८२ ॥

જે લેખમાં ઉપર જણાવેલી બાબત જણાવી નહોય તે લેખ હીન અર્થાત્-અપ્રમાણીક જાણવો. જેમાં ક્રમ પ્રમાણે લખ્યું ન હોય, જેમાં વિપરીત સમજાય તેવું લખ્યું હોય, જેમાં જણાવવાની બાબત આડી અવળી લખી હોય, જેમાં કંઈ પણ બાબત સમજાતી નહોય, કાળાંતરનો લખેલો હોય, મૂર્ખ મનુષ્યે લખ્યો હોય, સ્ત્રિયે લખ્યો હોય, અથવા તો બળાત્કારથી લખાવ્યો હોય તે લેખ પ્રામાણિક ગણાતો નથી. ૧૮૧-૧૮૨

सद्भिर्लेख्यैः साक्षिभिश्च भोगैर्दिव्यैः प्रमाणताम् ।
व्यवहारे नरो याति चेहामुत्राश्नुते सुखं ॥ १८३ ॥

જે મનુષ્ય સત્ય લેખોથી, સાક્ષિયોથી, ભોગવટાથી, તથા તુલા વગેરે દિવ્ય પુરાવાથી દાવામાં વિજય મેળવે છે તે નર આ લોકમાં તથા પરલોકમાં સુખ ભોગવે છે. ૧૮૩

## સાક્ષીગ્રહણ વ્યવસ્થા.

स्वेतरः कार्य्यविज्ञानी यः स साक्षी त्वनेकधा ।
दृष्टार्थश्च श्रुतार्थश्च कृतश्चैवाकृतो द्विधा ॥ १८४ ॥

જે મનુષ્ય પોતાની સાથે કશો સંબંધ ધરાવતો ન હોય છતાં કાર્યને જાણતો હોય તેને સાક્ષી સમજવો. તેના અનંત ભેદ છે, પરંતુ તેના બે મુખ્ય ભેદ છે. કાર્યને નજરે જોનારો તથા કર્ણપરંપરાએ સાંભળનારો. એના પણ બે ભેદ છેઃ એક કૃત તથા બીજો અકૃત. ૧૮૪

अर्थिप्रत्यर्थिसान्निध्यादनुभूतं तु प्राग्यथा ।
दर्शनैः श्रवणैर्येन स साक्षी तुल्यवाग्यदि ॥ १८५ ॥

જેણે પૂર્વે વાદી તથા પ્રતિવાદીની પાસેથી દર્શન અને શ્રવણવડે કાર્યને અનુભવ્યું હોય, તે મનુષ્ય જો બરાબર વાર્તા કહે તો તે સાક્ષી થઈ શકે છે. ૧૮૫

यस्य नोपहता बुद्धिः स्मृतिः श्रोत्रं च नित्यशः ।
सुदीर्घेणापि कालेन स वै साक्षित्वमर्हति ॥ १८६ ॥

જે મનુષ્યની બુદ્ધિ, સ્મરણ શક્તિ અને કાન ઘણા કાળ સુધી સતેજ રહે છે તે મનુષ્ય સાક્ષી થવાને પાત્ર છે. ૧૮૬

अनुभूतः सत्यवाग्यः सैकः साक्षित्वमर्हति ।
उभयानुमतः साक्षी भवत्येकोऽपि धर्मवित् ॥ १८७ ॥

જે મનુષ્ય અનુભવ શક્તિ સંપન્ન તથા સત્યવાદી છે તેજ સાક્ષીપણાને યોગ્ય છે; તથા જે ધર્મશીળ હોય અને વાદી તથા પ્રતિવાદી જેને માન્ય રાખતા હોય તે પણ એક સાક્ષી ગણાય છે. ૧૮૭

यथाजाति यथावर्णं सर्वे सर्वेषु साक्षिणः ।
गृहिणो नपराधीनाः सूरयश्चाप्रवासिनः ॥ १८८ ॥

ગૃહસ્થ, સ્વતંત્ર, વિદ્વાન, અને પ્રવાસ કરનાર નહીં આવા સર્વ મનુષ્યો જાતિપ્રમાણે અને વર્ણપ્રમાણે સર્વવિષયમાં સાક્ષિયો થઈ શકે છે. ૧૮૮

युवानः साक्षिण कार्य्याः स्त्रियः स्त्रीषु च कीर्त्तिताः ॥ १८९॥

પુરૂષના કાર્યમાં તરૂણ પુરૂષોને સાક્ષી રાખવા; અને સ્ત્રીઓના કાર્યમાં સ્ત્રિયોને સાક્ષિયો રાખવી કહી છે. ૧૮૯

साहसेषु च सर्वेषु स्तेयसंग्रहणेषु च ।
वाग्दण्डयोश्च पारुष्ये न परीक्षेत साक्षिणः ॥ १९० ॥

સઘળાં સાહસનાં, ચોરીનાં, બળાત્કારનાં, ગાળ દેવાનાં અને મારવાનાં કામમાં સાક્ષીઓને તપાસવા નહીં; કારણ કે તેમાં હરકોઈ મનુષ્ય સાક્ષી બને છે. ૧૯૦

बालोऽज्ञानादसत्यात्स्त्री पापाभ्यासाच्च कूटकृत् ।
विब्रूयाद्बान्धवः स्नेहाद्वैरनिर्यातनादरिः ॥ १९१ ॥

अभिमानाच्च लोभाच्च विजातिश्च शठस्तथा ।
उपजीवनसङ्कोचाद्भृत्यश्चैते ह्यसाक्षिणः
नार्थसम्बन्धिनो विद्यायौनसम्बन्धिनोऽपि न ॥ १९२ ॥

બાળક અજ્ઞાનપણાથી જુઠું બોલે છે, સ્ત્રી અસત્યતાથી જુઠું બોલે છે, કપટી પાપના અભ્યાસથી જુઠું બોલે છે, ભાઈ સ્નેહથી જુઠું બોલે છે, શત્રુ વેર વાળવા માટે જુઠું બોલે છે, હલકાવર્ણનો મનુષ્ય અભિમાનને લીધે જુઠું બોલે છે. શઠ લોભને લીધે જુઠું બોલે છે, અને નોકર પોતાની આજીવિકાના નાશની બ્હીકે જુઠું બોલે છે માટે તેઓ સાક્ષી ગણાતા નથી. તથા ધનના સંબંધવાળા, સહાધ્યાયિયો અને જમાઈ વગેરે સંબંધીયો (પ્રમાણીક) સાક્ષી ગણાતા નથી. ૧૯૧-૧૯૨

श्रेण्यादिषु च वर्गेषु कश्चिच्चेद् द्वेष्यतामियात् ।
तस्य तेभ्यो न साक्ष्यं स्याद् द्वेष्टारः सर्व एव ते ॥ १९३ ॥

જાતિ વગેરેમાં અથવા તો મંડળી વગેરે સમાજોમાં જ્યારે કોઈને કોઈની સાથે તકરાર થાય ત્યારે તેના મંડળમાંના લોકોની સાક્ષી લેવી નહીં; કારણ કે તે સઘળાજ તેના દ્વેષી હોય છે. ૧૯૩

न कालहरणं कार्यं राज्ञा साक्षिप्रभाषणे ।
अर्थिप्रत्यर्थिसान्निध्ये साध्यार्थेऽपि च सन्निधौ ॥ १९४ ॥
प्रत्यक्षं वादयेत्साक्ष्यं न परोक्षं कथञ्चन ।
नाङ्गीकरोति यः साक्ष्यं दण्ड्यः स्याद्देशितो यदि ॥ १९५ ॥

રાજાએ વાદી તથા પ્રતિવાદીની સમક્ષમાં સાક્ષીઓની સાક્ષી લેવામાં વખત ગાળવો નહીં; તેમજ વાદી અને પ્રતિવાદીના કાર્યનો નિર્ણય કરવામાં પણ બહુ કાળ કાઢવો નહીં, પણ તુરત નિર્ણય આપવો. બંનેની સમક્ષમાં સાક્ષીઓની સાક્ષી લેવી, પણ કોઈ રીતે પછવાડે સાક્ષી લેવી નહીં. અને જેને સાક્ષી આપવા માટે આજ્ઞા કરવામાં આવી હોય તે જો સાક્ષી આપવાની નાપાડે તો તેને શિક્ષા કરવી. ૧૯૪-૧૯૫

यः साक्षान्नैव निर्दिष्टो नाहूतो नैव देशितः ।
ब्रूयान्मिथ्येति तथ्यं वा दण्ड्यः सोऽपि नराधमः ॥ १९

જે મનુષ્યને ન્યાયાધીશની સમક્ષમાં સાક્ષી આપવા માટ કહેવામાં આવ્યું નહોય, બોલાવ્યો પણ નહોય અને સાક્ષી આપવાની આજ્ઞા પણ કરી નહોય, તેમ છતાં ખરી કે ખોટી સાક્ષી પુરે તો તે નરાધમને પણ શિક્ષા કરવી. ૧૯૬

वैधे बहूनां वचनं समेषु गुणिनां वचः ।
तत्राधिकगुणानां च गृह्णीयाद्वचनं सदा ॥ १९७ ॥

ઘણા સાક્ષીઓ હોવાથી સાક્ષીઓની સાક્ષી ભિન્નભિન્ન પડે છે, માટે સંશય દૂર કરવા સારૂ ઘણા સાક્ષિઓનું કહેવું માન્ય કરવું. જો બને પક્ષના સાક્ષીઓની સંખ્યા સરખી હોય તો તેમાં ગુણવાનોનું કહેવું માન્ય કરવું અને તેમાં પણ વધારે સદ્ગુણી હોય તેઓનું વચન સદા પ્રમાણ કરવું. ૧૯૭

यत्रानियुक्तोऽपीक्षेत शृणुयाद्वापि किञ्चन ।
पृष्टस्तत्रापि सो ब्रूयाद्यथादृष्टं यथाश्रुतम् ॥ १९८ ॥

કોઈ મનુષ્યે પ્રેરણા વિના પોતાની ઈચ્છાથી કોઈ ઠેકાણે કંઇ વસ્તુ જોઈ અથવા તો સાંભળી હોય અને તેને તે વિષયમાં કદી કોઇ પુછે તો તેણે જોવા પ્રમાણે તથા સાંભળ્યા પ્રમાણે કહી બતાવવું. ૧૯૮

विभिन्नकाले यज्ज्ञातं साक्षिभिश्चांशतः पृथक् ।
एकैकं वादयेत्तत्र विधिरेष सनातनः ॥ १९९ ॥

સાક્ષિયોએ જુદે જુદે વખતે જે કંઈ જુદું જુદું જાણ્યું હોય તેમાંનું અકકેકું સાક્ષીયોની પાસે બોલાવવું, કારણ કે આ રીત અનાદિ કાળની છે. ૧૯૯

स्वभावोक्तं वचस्तेषां गृह्णीयान्न बलात्काचित् ।
उक्ते तु साक्षिणा साक्ष्ये न प्रष्टव्यं पुनः पुनः ॥ २०० ॥

સાક્ષીઓનું સ્વાભાવિક બોલવું ગ્રહણ કરવું, પણ કોઈ દિવસ તેના બોલવામાંથી તાણી તોડીને અર્થ ગ્રહણ કરવો નહીં. સાક્ષી, સાક્ષી આપી રહે ત્યાર પછી તેને પુનઃપુનઃ પુછવું નહીં. ૨૦૦

आहूय साक्षिणः पृच्छेन्नियम्य शपथैर्भृशम् ।
पौराणैः सत्यवचनधर्ममाहात्म्यकीर्त्तनैः ।
अनृतस्यातिदोषैश्च भृशमुत्त्रासयेच्छनैः ॥ २०१ ॥

સાક્ષીયોને રાજસભામાં બોલાવી સોગન આપીને સારી રીતે સ્વાધીન કરવા. પછી ધીમે ધીમે પુરાણમાં કહેલાં સત્યવચન સંબંધી ધાર્મિક મહાત્મ્યો સંભળાવીને તથા અસત્ય ભાષણથી થતાં પાતિકો સંભળાવીને સાક્ષીને સારીપેઠે ડરાવવો (કે અસત્ય નબોલે,) પછી તેને પ્રશ્ન પુછવા. ૨૦૧

देशे काले कथं कस्मात्किं दृष्टं वा श्रुतं त्वया ।
लिखितं लेखितं यत्तद्वदसत्यं तदेव हि ॥ २०२ ॥

કેઈ જગ્યા ઉપર, કયે વખતે, કેવી રીતે, શા માટે આ કામ બન્યું હતું, તેં શું દીઠું છે, શું સાંભળ્યું છે, જે જે લખ્યું છે અને જે જે લખાવ્યું છે તે તે સઘળું ખરેખરૂં કહે. ૨૦૨

सत्यं साक्ष्यं ब्रुवन्साक्षी लोकानाप्नोति पुष्कलान् ।
इह चानुत्तमां कीर्तिं वागेषा ब्रह्मपूजिता ॥ २०३ ॥

જે મનુષ્ય સત્ય સાક્ષી આપે છે તે મરણ પછી પવિત્રલોકમાં જાય છે અને આલોકમાં ઊત્તમ કીર્તિ મેળવે છે. બ્રહ્મા પણ સત્યવાણીને વખાણે છે. ૨૦૩

सत्येन पूयते साक्षी धर्मः सत्येन वर्द्धते ।
तस्मात्सत्यं हि वक्तव्यं सर्ववर्णेषु साक्षिभिः ॥ २०४ ॥

સાક્ષી સત્ય ભાષણથી પવિત્ર થાય છે ને સત્ય ભાષણથી ધર્મમાં વૃદ્ધિ થાય છે, માટે સાક્ષિયે સર્વ જાતિના કામમાં અવશ્ય સત્ય બોલવું. ૨૦૪

आत्मैव ह्यात्मनः साक्षी गतिरात्मैव ह्यात्मनः ।
मावमंस्थाः स्वमात्मानं नृणां साक्षित्वमुत्तमम् ॥ २०५ ॥

અંતર્યામી પુરૂષજ જીવનો સાક્ષી છે એટલે કે તેનાં પુણ્ય પાપ કર્મનો દ્રષ્ટા છે. તેમ પરમાત્માજ જીવનો આશ્રય છે, માટે તું અપરાધી મનુષ્યોના ઉત્તમ સાક્ષી પરમાત્માનું અપમાન કરીશ માં–સત્ય બોલજે. ૨૦૫

मन्यते वै पापकारी न कश्चित्पश्यतीति मां ।
तांश्च देवाः प्रपश्यन्ति तथा ह्यन्तरपुरुषः ॥ २०६ ॥

પાપ કરનારો મનુષ્ય માને છે કે મને કોઈ જોતું નથી, પરંતુ દેવતાઓ અને અંતર્યામી પુરૂષ પાપીયોને જુવે છે. ૨૦૬

सुकृतं यत्त्वया किञ्चिज्जन्मान्तरशतैः कृतम् ।
तत्सर्वं तस्य जानीहि यं पराजयसे मृषा ।
समाप्नोषि च तत्पापं शतजन्मकृतं सदा ॥ २०७ ॥

साक्षिणं श्रावयेदेव सभायामरहोगतम् ॥ २०८ ॥

સભામાં સઘળા લોકની સમક્ષ સાક્ષીને પ્રથમ નિચે પ્રમાણે પ્રતિજ્ઞાઓ સંભળાવવીઃ તેં સો જન્મમાં જે કંઈ પુણ્યકર્મ કર્યાં હશે તે સઘળાં પુણ્ય, તું અસત્ય બોલી જેને પરાજીત કરીશ તેનાં થશે; અને પરાજીત મનુષ્યનાં સો જન્મનાં પાતિકો નિત્ય તને પ્રાપ્ત થશે–માટે ખરૂં બોલજે. ૨૦૭–૨૦૮.

दद्याद्देशानुरूपं तु कालं साधनदर्शने ।
उपाधिं वा समीक्ष्यैव दैवराजकृतं सदा ॥ २०९ ॥

રાજાએ દૈવી કે રાજકીય આપત્તિનો યથાર્થ તપાસ કર્યા પછી, વાદીના દાવાઓ તપાસવા માટે દેશને અનુસરીને સદા વખત આપવો. ૨૦૯

विनष्टे लिखिते राजा साक्षिभोगैर्विचारयेत् ।
लेखसाक्षिविनाशे तु सद्भोगादेव चिन्तयेत् ॥ २१० ॥

રાજાએ લેખ, પત્ર ખોવાઈ ગયાં હોય તો સાક્ષીઓ તથા ભોગવટા ઉપરથી કાર્યનો નિર્ણય કરવો. લેખ તથા સાક્ષી બન્ને મળે નહીં તો પરંપરાથી ચાલતા ભોગવટાપરથીજ નિર્ણય કરવો. ૨૧૦

सद्भोगाभावतः साक्षिलेखतो विमृशेत्सदा ।
केवलेन च भोगेन लेखेनापि च साक्षिभिः ॥ २११ ॥

ઉત્તમ પ્રકારનો ભોગવટા મળે નહીં તો નિરંતર સાક્ષી તથા લેખપત્ર ઉપરથી દાવાનો નિર્ણય કરવો. અર્થાત્ કેવળ ભોગવટા ઉપરથી અથવા તો કેવળ લેખપત્ર ઉપરથી કે કેવળ સાક્ષીઓ ઉપરથી પણ દાવાનો નિર્ણય કરવો. ૨૧૧

कार्य्यं न चिन्तयेद्राजा लोकदेशादिधर्मतः ॥ २१२ ॥

રાજાએ દાવાનો નિર્ણય કરતી વેળા, આ મનુષ્ય ઉત્તમ છે કે નિચ છે, આ દેશ ઉત્તમ છે કે નીચ છે. આ ધર્મ ઉત્તમ છે કે નીચ છે, આવા વિચાર દૂર કરીને કાર્યનો નિર્ણય કરવો—સર્વ ઉપર સમદૃષ્ટિ રાખવી. ૨૧૨

कुशला लेख्यबिम्बानि कुर्वन्ति कुटिलाः सदा ।
तस्मान्न लेख्यसामर्थ्यात्सिद्धिरैकान्तिकी मता ॥ २१३ ॥

કપટકળામાં કુશળ એવા પુરૂષો નિત્ય જુના લેખ ઉપરથી બનાવટી તેવાજ જુના લેખપત્રો તૈયાર કરે છે, માટે કેવળ લેખપત્રના બળથીજ એક કાર્યસિદ્ધિ થાય છે એમ માનવું નહીં. ૨૧૩

स्नेहलोभभयक्रोधैः कूटसाक्षित्वशङ्कया ।
केवलैः साक्षिभिर्नैव कार्य्यं सिध्यति सर्वदा ॥ २१४ ॥

સ્નેહ, લોભ, ભય, ક્રોધ, તથા ખોટી સાક્ષીની શંકાને લીધે કેવળ સાક્ષિયોથી સર્વદા કાર્યની સિદ્ધિ થતી નથી. ૨૧૪

अस्वामिकं स्वामिकं वा भुङ्क्ते यद्बलदर्पतः ।
इति शङ्कितभोगैर्न कार्य्यं सिध्यति केवलैः ॥ २१५ ॥

અમુક મનુષ્ય બળથી કે ગર્વથી, ધણીવાળી કે નધણીયાતી વસ્તુને સ્વાધીન કરીને ભોગવે છે—આવી શંકા ભોગવટામાં હોય છે—માટે કેવળ ભોગવટા ઉપરથી પણ કાર્યની સિદ્ધિ થતી નથી. ૨૧૫

शङ्कितव्यवहारेषु शङ्कयेदन्यथा न हि ।
अन्यथा शङ्कितान्सभ्यान्दण्डयेच्चोरवन्नृपः ॥ २१६ ॥

રાજાએ શંકા ભરેલા દાવાઓમાં શંકા કરવી, પણ શુદ્ધ દાવાઓમાં શંકા કરવીજ નહીં; અને શુદ્ધ દાવાઓ ઉપર શંકા કરનારા સભાસદોને રાજાએ ચોરના જેવી શિક્ષા કરવી. ૨૧૬

अन्यथा शङ्कनान्नित्यमनवस्था प्रजायते ।
लोको विभिद्यते धर्मो व्यवहारश्च हीयते ॥ २१७ ॥

નિરંતર વૃથાશંકા ઉઠાવવાથી વ્યવસ્થાનો ભંગ થાય છે, લોકોના મનમાં વસવસો પેદા થાય છે, અને ધર્મ તથા વ્યવહાર (દાવા) નાશ પામે છે. ૨૧૭

## ભોગવટાની નીતિ.

सागमो दीर्घकालश्च निराक्रोशो निरन्तरः ।
प्रत्यर्थिसन्निधानश्च भुक्तो भोगः प्रमाणवत् ॥ २१८ ॥

દાન અથવા તો ધનથી મેળવેલી વસ્તુ ઉપર કોઈના ઘોઘાટ વિના શાંતિથી પ્રતિવાદીના સન્મુખ અવિચ્છિન્ન રીતે ઘણા કાળ સુધી ભોગવટો કર્યો હોય તે ભોગવટો પ્રમાણ ગણાય છે. ૨૧૮

सम्भोगं कीर्तयेद्यस्तु केवलं नागमं क्वचित् ।
भोगच्छलापदेशेन विज्ञेयः स तु तस्करः ॥ २१९ ॥

જે મનુષ્ય કેવળ મીલકત ઉપર ભોગવટો કહી બતાવે, પરંતુ તે કેવી રીતે સંપાદન કરી તે વિષે કંઈપણ કહી શકે નહીં, તેને કપટથી ભોગવટો કરનાર એક ચોર જાણવો. ૨૧૯

आगमेऽपि बलं नैव भुक्तिस्तोकापि यत्र नो ॥ २२० ॥

જે મીલકત ઉપર થોડો પણ ભોગવટો હોય નહીં, તે મીલકતની આવક માટે પણ પુરાવાનું બળ હોયજ નહીં—તાત્પર્ય કે પ્રતિગ્રહ આદિક પુરાવા સહિત ભોગવટો પ્રમાણ ગણાય છે. ૨૨૦

यं कञ्चिद्दशवर्षाणि सन्निधौ प्रेक्षते धनी ।
भुज्यमानं परैरर्थं न स तं लब्धुमर्हति ॥ २२१ ॥

ધનાઢ્ય મનુષ્ય પોતાની સમક્ષ બીજા મનુષ્યને પોતાના ધનનો દશ

વર્ષ પર્યંત ભોગવટો કરતાં જુવે છે (છતાં તેનો અટકાવ કરે નહિતો) તે મનુષ્ય, તે વસ્તુ પોતાને સ્વાધીન લેવા યોગ્ય નથી—એટલે તે ધન ભોગવટો કરનારનું ઠરે છે. ૨૨૧

वर्षाणि विंशतिर्यस्य भूर्भुक्ता तु परैरिह ।
सति राज्ञि समर्थस्य तस्य सेह न सिध्यति ॥ २२२ ॥

આ જગતમાં જે મનુષ્યની જમીનને બીજાઓ વિશવર્ષપર્યંત ભોગવે છે, તે જમીન ભોગવનારાઓની કહેવાય છે. દેશ ઉપર અધિપતિ હોય અને જમીનનો ધણી બળવાન્ હોય તોપણ તે જમીન જમીનદારની સિદ્ધ થતી નથી. (પણ ભોગવટો કરનારની ગણાય છે.) ૨૨૨

अनागमं तु यो भुङ्क्ते बहून्यब्दशतान्यपि ।
चौरदण्डेन तं पापं दण्डयेत्पृथिवीपतिः ॥ २२३ ॥

જે મનુષ્ય દાન તરિકે અથવા તો વેચાણ તરિકે મેળવ્યા વિના, સો વર્ષ સુધી બીજાની વસ્તુને ભોગવે છે, તે મનુષ્યને રાજાએ ચોરના જેટલી શિક્ષા કરવી. ૨૨૩

अनागमापि या भुक्तिर्विच्छेदोपरमोज्झिता ।
षष्टिवर्षात्मिका सापहर्तुं शक्या न केनचित् ॥ २२४ ॥

કોઈ પણ વસ્તુ દાન અથવા તો વેચાણ તરિકે મેળવેલી નહોય, પરંતુ તે વસ્તુ ઉપર પોતાનો આઠ વર્ષપર્યંત અવચ્છિન્ન—અંતરાય વિના—ભોગવટો હોય, તે વસ્તુ કોઈ પણ પાછી લઈ શકતો નથી. ૨૨૪

आधिः सीमा बालधनं निक्षेपोपनिधिस्तथा ।
राजस्वं श्रोत्रियस्वं च न भोगेन प्रणश्यति ॥ १२५ ॥

ગીરોનું ધન, સીમાડો, બાલધન, થાપણધન, વિશ્વાસથી કોઈને સોંપેલાં ઘર ક્ષેત્ર વગેરે, રાજધન, તથા વેદવેત્તાબ્રાહ્મણનું ધન આટલા ધન ઉપર બીજો મનુષ્ય ગમે તેટલા વર્ષ સુધી ભોગવટો કરે છે, તોપણ તેના ઉપરથી મૂળ મનુષ્યનું સ્વામીત્વ જતું નથી. ૨૨૫

उपेक्षां कुर्वतस्तस्य तूष्णीम्भूतस्य तिष्ठतः ।
काले विपन्ने पूर्वोक्ते तत्फलं नाप्नुते धनी ॥ २२६ ॥

અમુકકાળ સુધીની અવધી લખાવીને ધન આપીને, પૂર્વોક્ત કાળ વટી જાય તોપણ ધનસ્વામી તેની દરકાર રાખે નહીં, પણ ગુપચુપ બેસી રહે તો તેને તેના ધનનું વ્યાજ મળે નહીં. ૨૨૬

भोगः संक्षेपतश्चोक्तस्तथा दिव्यमथोच्यते ।
प्रमादाद्धनिनो यत्र त्रिविधं साधनं न चेत् ॥ २२७ ॥
अर्थं चापह्नुते वादी तत्रोक्तस्त्रिविधो विधिः ॥ २२८ ॥

આ પ્રમાણે ભોગવટો ટુંકામાં કહ્યો. હવે દિવ્ય પ્રમાણે કહુ છું. ધનવંતના પ્રમાદથી જ્યારે લેખ, સાક્ષી તથા પુરાવાઓ ન મળે ત્યારે વાદી ધનવાનના ધનને લુટી લે છે, માટે ત્યાં આગળ ત્રણ પ્રકારના ઉપાય કહ્યા છે. ૨૨૭-૨૨૮

चोदना प्रतिकालश्च युक्तिलेशस्तथैव च ।
तृतीयः शपथः प्रोक्तस्तैरेवं साधयेत्क्रमात् ॥ २२९ ॥

પ્રથમ ઉપાય પ્રેરણા, બીજો ઉપાય યુક્તિ લેશ, અને ત્રીજો ઉપાય સોગન, આ ઉપાયોનો ક્રમવાર પ્રયોગ કરીને સત્યવાર્તાનો નિર્ણય કરવો. ૨૨૯

## યુક્તિ નીતિ.

विशिष्टतर्किता या च शास्त्रशिष्टाविरोधिनी ।
योजना स्वार्थसंसिध्दै सा युक्तिस्तु न चान्यथा ॥ २३० ॥

વિશેષ તર્કોથી ભરેલી, અને શાસ્ત્ર તથા શિષ્ટજનોએ માન્ય કરેલી જે યોજના તેનું નામ યુક્તિ અને તેજ યુક્તિથી પોતાનું કાર્ય સારી રીતે સિધ્ધ થાય છે, બીજી રીતે કાર્ય સિધ્ધિ થતી નથી. ૨૩૦

दानं प्रज्ञापना भेदः सम्प्रलोभाक्रिया च या ।
चित्तापनयनं चैव हेतवो हि विभावकाः ॥ २३१ ॥

દાન, સારી પેઠે સમજણ, મનોભંગ, લોભદર્શાવવો, તથા નિશ્ચિત વિષયમાંથી મનને ચલિત કરવું. આ પાંચ વિષય કાર્યનિર્ણયના સાધક હેતુ છે. ૨૩૧

अभीक्ष्णं चोद्यमानोऽपि प्रतिहन्यान्न तद्वचः ।
त्रिचतुःपञ्चकृत्वो वा परतोऽर्थं स दाप्यते ॥ २३२ ॥

વારંવાર ત્રણ, ચાર, કે પાંચવાર પ્રશ્નો કર્યા છતાં પણ જ્યારે વાદી પોતાના વચનને છોડે નહીં ત્યારે તેને સામા મનુષ્ય (પ્રતિવાદી) પાસેથી ધન અપાવવું. ૨૩૨

## દિવ્ય પ્રમાણ.

युक्तिष्वप्यसमर्थासु दिव्यैरेनं विमर्दयेत् ॥ २३३ ॥

સર્વયુક્તિયો જ્યારે અશક્ત થઈપડે ત્યારે અપરાધીને દિવ્ય પ્રમાણોથી પીડવો. ૨૩૩

यस्माद्देवैः प्रयुक्तानि दुष्करार्थे महात्मभिः ।
परस्पराविशुध्ध्यर्थं तस्माद्दिव्यानि नामतः ॥ २३४ ॥

મહાત્મા દેવતાઓએ અતિ કઠિન પ્રસંગમાં પરસ્પર નિર્દોષ ઠરવા માટે આ પ્રમાણે ઉપયોગ કર્યો હતો માટે આ પ્રમાણો દિવ્ય નામથી બોલાય છે. ૨૩૪

सप्तर्षिभिश्च भिस्मार्थे स्वीकृतान्यात्मशुद्धये ॥ २३५ ॥

મરીચિમિશ્ર વગેરે સપ્તર્ષિયોએ પોતાના ઉપર આવેલો (આરોપ કે) પરાન્ન હરણ (કર્યુંછે તે) દોષ ટાળવા માટે દિવ્ય પ્રમાણો સ્વીકાર્યાં હતાં. ૨૩૫

स्वमहत्वाच्च यो दिव्यं न कुर्यात्ज्ञानदर्पतः ।
वसिष्ठाद्याश्रितं नित्यं स नरो धर्मतस्करः ॥ २३६ ॥

જે મનુષ્ય પોતાની મહત્તાથી તથા જ્ઞાનના ગર્વથી વસિષ્ઠ વગેરે સપ્તર્ષિયોએ નિત્ય સ્વીકારેલાં દિવ્ય પ્રમાણો સ્વીકારે નહીં તે મનુષ્યને ધર્મ તસ્કર જાણવો. ૨૩૬

प्राप्ते दिव्येऽपि न शपेद्ब्राह्मणो ज्ञानदुर्बलः ।
संहरन्ति धर्मार्थं तस्य देवा न संशयः ॥ २३७ ॥

જે મૂર્ખ બ્રાહ્મણ,દિવ્ય પ્રમાણ આપવાનો સમય આવે તોપણ દિવ્યપ્રમાણો આપવાની નાપાડે છે, તો દેવતાઓ તેના ધર્મને અને ધનને અવશ્ય હરી લે છે. ૨૩૭

यस्तु स्वशुद्धिमन्विच्छन्दिव्यं कुर्य्यादतन्द्रितः ।
विशुद्धो लभते कीर्त्तिं स्वर्गं चैवान्यथा न हि ॥ २३८ ॥

જે મનુષ્ય પોતે શુધ્ધ થવાને ઈચ્છતો હોય તેણે આળસ્ય રહિત થઈને દિવ્ય પ્રમાણો દર્શાવી આપવાં. એથી નિર્દોષ મનુષ્ય કીર્તિ તથા સ્વર્ગ મેળવે છે, પરંતુ દુષ્ટને કંઈપણ મળતું નથી. ૨૩૮

अग्निर्विषं घटस्तोयं धर्माधर्मौ च तण्डुलाः ।
शपथाश्चैव निर्दिष्टा मुनिभिर्दिव्यनिर्णये ॥ २३९ ॥

દિવ્ય નિર્ણય કરવામાં મુનિયોએ ૧વિષ, ૨અગ્નિ, ૩તોલાં, ૪જળ, ૫ધર્માધર્મ, ૬ચોખા અને ૭શપથ–આ સાત વસ્તુ ગણાવેલી છે. ૨૩૯

पुर्वं पुर्वं गुरुतरं कार्यं दृष्ट्वा नियोजयेत् ।
लोकप्रत्ययतः प्रोक्तं सर्वं दिव्यं गुरु स्मृतम् ॥ २४० ॥

કાર્ય ઉપર દૃષ્ટિ કરીને તથા લોકોના ઉપર વિશ્વાસ રાખીને પૂર્વપૂર્વના

મોટાં મોટાં દિવ્ય પ્રમાણોનો ઉપયોગ કરવો; પરંતુ સઘળાં દિવ્ય પ્રમાણો ઉત્તમ છે. ૨૪૦

तप्तायोगोलकं धृत्वा गच्छेन्नवपदं करे ।
तप्ताङ्गारेषु वा गच्छेत्पद्भ्यां सप्त पदानि हि ॥ २४१ ॥
तप्ततैलगतं लोहमाषं हस्तेन निर्हरेत् ।
सुतप्तलोहपत्रं वा जिह्वया संलिहेदपि ॥ २४२ ॥

હાથમાં બળતો લોઢાનો ગોળો લઈને, નવ પગલાં ચાલવું અથવા બળતા અંગારા ઉપર બે પગે સાત પગલાં ચાલવું, અથવા લાલચોળ થયેલા તેલમાંથી હાથે કરીને લોઢાના કકડાને બહાર કાઢવો, અથવા રાતાચોળ થયેલા લોઢાના પતરાને જીભ અરાડવી (એ અગ્નિ પ્રમાણ છે.) ૨૪૧–૨૪૨

गरं प्रभक्षयेद्धस्तैः कृष्णसर्पं समुद्धरेत् ॥ २४३ ॥

વિષ ખવરાવવું, અથવા હાથવતી કાળા સર્પને ઉપાડવો ( એ વિષ પ્રમાણ છે.) ૨૪૩

कृत्वा स्वस्य तुलासाम्यं हीनाधिक्यं विशोधयेत् ॥ २४४ ॥

તાજવામાં બેસીને પોતાનું તુલાસામ્ય કરી ઓછા વધતું માપ કાઢવું. (એ તુલા પ્રમાણ છે.) ૨૪૪

स्वेष्टदेवस्नपनजमद्यादुदकमुत्तमम् ।
यावान्नियमितः कालस्तावदप्सु निमज्जयेत ॥ २४५ ॥

અપરાધિયે પોતાના ઇષ્ટદેવના સ્નાનનું ઉત્તમ એવું ચરણામૃતપાન કરવું, અથવા તો રાજાએ અપરાધીને અમુક ઠરાવેલા સમય સુધી પાણીમાં ડુબાડી દેવો (એ જળ પ્રમાણ છે.) ૨૪૫

अधर्मधर्ममूर्तीनामदृष्टहरणं तथा ॥ २४६ ॥

અધર્મ તથા ધર્મનાં અદૃષ્ટ ફળનો નાશ કરવો; જેમકે મેં જો આ અપરાધ કર્યો હોય તો મારાં પુણ્યનો નાશ થાઓ અને પાપની વૃદ્ધિ થાઓ–આવા સોગન ખાવા, (એ ધર્માધર્મ પ્રમાણ છે.) ૨૪૬

कर्षमात्रांस्तण्डुलांश्च चर्वयेच्च विशङ्कितः ॥ २४७ ॥

અપરાધીએ નિશ્શંક થઈને એક કર્ષ જેટલા ચોખા ચાવી જવા (એ ચોખા પ્રમાણ છે. કહે છે-કે આવા ચોખા ખાતાં, અપરાધી મોંઢામાંથી લોહી ઓકે છે. ) ૨૪૭

स्पर्शयेत्पूज्यपादांश्च पुत्रादीनां शिरांसि च ।
धनानि संस्पृशेद्राक्तु सत्येनापि शपेत्तथा ।
दुष्कृतं प्राप्नुयां यद्यत्सर्वं नश्येत्तु सत्कृतम् ॥ २४८ ॥

ગુરૂજનના ચરણોનો સ્પર્શ કરવો, પુત્રાદિકનાં મસ્તકોનો સ્પર્શ કરવો, ધનનો સ્પર્શ કરવો, અથવા તુરત સોગન ખાઈને કહેવું કે, મેં જો આ અપરાધો કર્યા હોય તો મારા વડીલો નરકમાં પડો, પુત્રાદિક મરણ પામો, ધન વિનાશ થાઓ, મારૂં સર્વ સત્ય મિથ્યા થાઓ, તથા જે પાતિકો હોય તે મારા પ્રત્યે આવો અને મારાં પુણ્યો વિનાશ થાઓ.' ૨૪૮

सहस्त्रेऽपहृते चाग्निः पादोने च विषं स्मृतम् ।
त्रिभागोने घटः प्रोक्तो ह्यर्धे च सलिलं तथा ॥ २४९ ॥

હજાર રૂપીયાની ચોરી થઇ હોય ત્યારે અપરાધીની અગ્નિમાં પરીક્ષા કરવી, સાતસો પંચાસ રૂપીયાની ચોરી થઈ હોય તો વિષની પરીક્ષા કરવી, બસો પચાસ રૂપીયાની ચોરી થઇ હોય ત્યારે તોલાવતી પરીક્ષા કરવી, અને પાચસો રૂપીયાની ચોરી થઇ હોય ત્યારે જળવતી પરીક્ષા કરવી. ૨૪૯

धर्माधर्मौ तदर्धे च ह्यष्टमांशे च तण्डुलाः ।
षोडशांशे च शपथा एवं दिव्यविधिः स्मृतः ॥ २५० ॥

બસો પંચાસ રૂપૈયાની ચોરી થઇ હોય ત્યારે ધર્માધર્મની પરીક્ષા કરવી, એકશો પચીસ રૂપીયાની ચોરી થઇ હોય ત્યારે ચોખાથી પરીક્ષા કરવી. સાડીબાસેઠ રૂપીયાની ચોરી થઇ હોય ત્યારે બીજા સાધારણ સોગનોથી પરીક્ષા કરવી—આ પ્રમાણે દિવ્યવિધિ જાણવો. ૨૫૦

एषा संख्या निकृष्टानां मध्यानां द्विगुणा स्मृता ।
चतुर्गुणोत्तमानां च कल्पनीया परीक्षकैः ॥ २५१ ॥

પરીક્ષકોએ નિચ પુરૂષોને માટે આ સંખ્યા ઠરાવવી, મધ્યમ પંક્તિના મનુષ્યોને માટે બમણી સંખ્યા ઠરાવવી, અને ઉત્તમ મનુષ્યોને માટે ચોગણી સંખ્યા ઠરાવવી. ૨૫૧

शिरोवर्त्ती यदा न स्यात्तदा दिव्यं न दीयते ।
अभियोक्ता शिरः स्थाने दिव्येषु परिकीर्त्यते ।
अभियुक्ताय दातव्यं दिव्यं श्रुतिनिदर्शनात् ॥ २५२ ॥

વાદી જ્યાં સુધી સમક્ષ ઉભો ન હોય ત્યાં સુધી પ્રતિવાદીને દિવ્ય

શપથ વગેરે આપવા નહીં; કારણ કે અપરાધ મૂકનારો વાદી દિવ્ય શપથ આપતી વેળાએ સન્મુખ ઉભો રહેવો જોઈએજ. ૨૫૨

न काश्चिदाभियोक्तारं दिव्येषु विनियोजयेत् ॥ २९३ ॥

શ્રુતિમાં જણાવ્યા પ્રમાણે અપરાધી પાસે દિવ્ય માંગવાં, પરંતુ કોઈ મનુષ્યે વાદી પાસે દિવ્ય પ્રમાણ માંગવાં નહીં. ૨૫૩

इच्छया त्वितरः कुर्य्यादितरो वर्त्तयेच्छिरः ॥ २९४ ॥

(પણ) અપરાધીને ઈચ્છા થાય કે અપરાધ મૂકનારો દિવ્ય પ્રમાણ કરી બતાવે, તો અપરાધ મૂકનારા વાદીયે અપરાધીની સન્મુખ દિવ્ય પ્રમાણો કરી બતાવવાં. ૨૫૪

## દિવ્ય પ્રમાણનાં કારણો.

पार्थिवैः शङ्कितानां च निर्दिष्टानां च दस्युभिः ।
आत्मशुद्धिपराणां च दिव्यं देयं शिरो विना ॥ २९५ ॥

મનુષ્યના ઉપર ચોરીનો આરોપ આવે અને રાજાને પણ તેના ઉપર શંકા જાય તો તે આરોપમાંથી મુક્ત થવાને તત્પર થયેલા મનુષ્યને એકાંતમાં દિવ્ય પ્રમાણ આપવાં. ૨૫૫

परदाराभिशापे च ह्यगम्यागमनेषु च ।
महापातकशस्ते च दिव्यमेव न चान्यथा ॥ २९६ ॥

પરસ્ત્રીના સમાગમનો અભિશાપ આવ્યો હોય, ઓરમાન માતા, ગુરૂપત્ની વગેરે અગમ્યા સ્ત્રી સાથે વ્યભિચાર કરવાનો આરોપ આવ્યો હોય, અને બ્રહ્મહત્યા આદિક મહાપાતકનું આળ આવ્યું હોય, ત્યારે અપરાધીને દિવ્ય પ્રમાણજ શુદ્ધ કરે છે-બીજી રીતે શુદ્ધિ થતી નથી. ૨૫૬

चौर्य्याभिशङ्कायुक्तानां तप्तमाषो विधीयते ॥ २९७ ॥

જે મનુષ્ય ઉપર ચોરીનો અપવાદ આવ્યો હોય તે મનુષ્ય પાસે, કડકડતા તેલમાં પડેલો લોઢાનો માષાભર કકડો હાથવતી ઉપડાવવો. ૨૫૭

प्राणान्तिकविवादे तु विद्यमानेऽपि साधने ।
दिव्यमालम्बते वादी न पृच्छेत्तत्र साधनम् ॥ २९८ ॥

જ્યારે પ્રાણાંતિકવિવાદ આવી પડે ત્યારે (સત્યસિધ્ધ કરવાના) સાધનો વિદ્યમાન છતાં પણ, વાદીયે દિવ્ય સાધનોનો આશ્રય લેવો-ત્યાં આગળ લૌકિક પુરાવાઓ પૂછવા નહીં. ૨૫૮

सोपधं साधनं तत्र तद्राज्ञे श्रावितं यदि ।
शोधयेत्तत्तु दिव्येन राजा धर्मासनस्थितः ॥ २९९ ॥

જ્યાં સાધન કપટ ભરેલાં હોય અને તે જો રાજાને સંભળાવ્યાં હોય તો ધર્માસન ઉપર બેઠેલા રાજાએ દિવ્ય પ્રમાણથી તે શોધવાં. ૨૫૯

यन्नामगोत्रैर्यल्लेख्यतुल्यं लेख्यं यदा भवेत् ।
अगृहीतधने तत्र कार्य्यो दिव्येन निर्णयः ॥ २६० ॥

જ્યારે નામ તથા ગોત્રોના લેખવાળા જુના લેખપત્ર, લેખપત્ર પ્રમાણે કરેલા હોય, પરંતુ પ્રતિવાદી કહે કે મને વાદીના તરફથી ધન મળ્યું નથી; અર્થાત્ મારા પૈસા લેણા બાકી છે, ત્યારે તે વિવાદ વિષયમાં દિવ્ય સાધનોથી કાર્યનો નિર્ણય કરવો. ૨૬૦

मानुषं साधनं न स्यात्तत्र दिव्यं प्रदापयेत् ।
अरण्ये निर्जने रात्रावन्तर्वेश्मनि साहसे ॥ २६१ ॥

स्त्रीणां शीलाभियोगेषु सर्वार्थापह्नवेषु च ।
प्रदुष्टेषु प्रमाणेषु दिव्यैः कार्य्यं विशोधनम् ॥ २६२ ॥ ॥

જ્યાં આગળ લૌકિક સાધનો મળે નહીં ત્યાં આગળ દિવ્ય સાધનો આપવાં. અરણ્યમાં, નિર્જન સ્થાનમાં, રાત્રે તથા ઘરની અંદર કાર્ય થયું હોય તેમાં, સાહસ કર્મમાં, સ્ત્રીના શિયળ ભંગમાં, સર્વ વસ્તુના સંહાર પ્રસંગમાં તથા લૌકિક પ્રમાણોમાં દૂષણ આવી પડે ત્યારે, દિવ્ય પ્રમાણોથી કાર્ય નિર્ણય કરવો. ૨૬૧-૨૬૨

महापापाभिशापेषु निक्षेपहरणेषु च ॥
दिव्यैः कार्य्यं परीक्षेत राजा सत्स्वपि साक्षिषु ॥ २६३ ॥

જ્યારે બ્રહ્મહત્યા આદિક મહા પાતકોનો અપવાદ આવે ત્યારે તથા કોઈ થાપણ ઓળવે ત્યારે સાક્ષીઓ હોય તોપણ રાજાએ દિવ્ય પ્રમાણોથી કાર્યની પરીક્ષા કરવી. ૨૬૩

## સત્ય શોધવાની બીજી નીતિ.

प्रथमा यत्र भिद्यन्ते साक्षिणश्च तथा परे ।
परेभ्यश्च तथा चान्ये तं वादं शपथैर्नयेत् ॥ २६४ ॥

જે વિવાદમાં ઉત્તમ, મધ્યમ તથા કનિષ્ઠ સાક્ષિયો તુટી પડે ત્યારે, તેઓને સોગન આપીને વાદ ચલાવવો. ૨૬૪

स्थावरेषु विवादेषु पूगश्रेणिगणेषु च ।
दत्तादत्तेषु भृत्यानां स्वामिनां निर्णये सति २६५ ॥

विक्रयादानसम्बन्धे क्रीत्वा धनमनिच्छति ।
साक्षिभिर्लिखितेनाथ भुक्त्या चैतान्प्रसाधयेत् ॥ २६६ ॥

ભૂમિ વગેરે સ્થાવર ધન સંબંધી વિવાદમાં, બ્રાહ્મણ ક્ષત્રિય વગેરે જાતિ મંડળમાં, મંડળીયોમાં તથા જનસમૂહોના વિવાદમાં, ચાકરોને પગાર આપ્યો કે નથી આપ્યો તેના વિવાદમાં, અમુક ધનનો કોણ ધણી તે વિષેના વિવાદમાં, વેચાતી વસ્તુ આપ્યા છતાં ન આપવાના વિવાદમાં, અને વેચાતું લઈને ન લેવાના વિવાદમાં—સાક્ષિયો, લેખપત્રો તથા ભોગવટાપરથી નિર્ણય કરવો. ૨૬૫-૨૬૬

विवाहोत्सवद्यूतेषु विवादे समुपस्थिते ।
साक्षिणः साधनं तत्र न दिव्यं न च लेख्यकम् ॥ २६७ ॥

વિવાહોમાં, ઉત્સવોમાં તથા જુગારોમાં જ્યારે વિવાદ આવી પડે ત્યારે તેમાં સાક્ષીયોનેજ પ્રમાણ ગણવા, પણ દિવ્ય કે લેખિત પુરાવાને માન્ય કરવા નહીં. ૨૬૭

द्वारमार्गक्रियाभोग्यजलवाहादिषु तथा ।
भुक्तिरेव तु गुर्वी स्यान्न दिव्यं न च साक्षिणः ॥ २६८ ॥

બારણું મુકવાના વિવાદમાં, રસ્તો કાઢવાના વિવાદમાં, ભોગ્ય વસ્તુનો ભોગવટો કરવાના વિવાદમાં, તથા ખાળ મોરીમાંથી પાણી વગેરે કાઢવાના વિવાદમાં, ભોગવટો મોટો પુરાવો ગણવો. દિવ્ય પ્રમાણને કે સાક્ષીયોને પ્રમાણ ગણવા નહીં. ૨૬૮

यद्येको मानुषीं ब्रूयादन्यो ब्रूयात्तु दैविकीम् ।
मानुषीं तत्र गृह्णीयान्न तु दैवीं क्रियां नृपः ॥ २६९ ॥

જો એક મનુષ્ય લૌકિક સાધનો લેવા માટે કહે અને બીજો દિવ્ય સાધનો લેવાનું કહે તો રાજાએ લૌકિક સાધનો ગ્રહણ કરવાં, પણ દિવ્ય સાધનો ગ્રહણ કરવાં નહીં. ૨૬૯

यद्येकदेशप्राप्तापि क्रिया विद्येत मानुषी ।
सा ग्राह्या न तु पूर्णापि दैविकी वदतां नृणाम् ॥ २७० ॥

દાવાના કેટલાએક ભાગને લૌકિક સાધનો મળતાં હોય, પણ દિવ્ય સાધન સઘળે અંશે મળતાં હોય તોપણ, દિવ્ય સાધન સ્વીકારવાં નહીં, પણ લૌકિક સાધનો ગ્રહણ કરવાં. ૨૭૦

प्रमाणैर्हेतुचरितैः शपथेन नृपाज्ञया ।
वादिसंप्रतिपत्त्या वा निर्णयः षड्विधः स्मृतः ॥ २७१ ॥

[1]સાક્ષી, લેખપત્ર વગેરે સાધનો, [2]આચરણો, [3]કારણ, [4]શોગન, [5]રાજાજ્ઞા તથા [6]વાદીની સંમતિ આ છ ઉપાયથી કાર્યનો નિર્ણય થાયછે. ૨૭૧

लेख्यं यत्र न विद्येत न भुक्तिर्न च साक्षिणः ।
न च दिव्यावतारोऽस्ति प्रमाणं तत्र पार्थिवः ॥ २७२ ॥

જે દાવામાં લેખપત્ર, ભોગવટો. સાક્ષીયો અને દિવ્ય સાધનોનો અવકાશ પણ ન હોય તે દાવામાં રાજા જે કરે તે માન્ય રાખવું. ૨૭૨

निश्चेतुं ये न शक्याः स्युर्वादाः सन्दिग्धरूपिणः ।
सीमाद्यास्तत्र नृपतिः प्रमाणं स्यात्प्रभुर्यतः ॥ २७३ ॥

સીમાડા વગેરેની સંદેહ ભરેલી તકરારો હોય અને તેમાં શું ખરા (ખોટા) નો નિર્ણય થઈ શકતો ન હોય ત્યારે તેવા વિષયમાં રાજા કરે તે માન્ય રાખવું–કારણ કે તે પ્રભુ કહેવાય છે. ૨૭૩

स्वतन्त्रः साधयन्नर्थान्राजापि स्याच्च किल्विषी ।
धर्मशास्त्राविरोधेन ह्यर्थशास्त्रं विचारयेत् ॥ २७४ ॥

રાજા પણ જો સ્વતંત્ર થઈને દાવાનો નિર્ણય કરે તો તે પાપી ઠરે છે; માટે રાજાએ ધર્મશાસ્ત્રમાં વિરોધ ન આવે તેવી રીતે અર્થશાસ્ત્ર ઉપર વિચાર કરવો. ૨૭૪

राजामात्यप्रलोभेन व्यवहारस्तु दुष्यति ।
लोकोऽपि च्यवते धर्मात्कूटार्थे सम्प्रवर्त्तते ॥ २७५ ॥

રાજા તથા કાર્યભારીઓના અતિશય લોભથી વ્યવહારમાં હાની થાય છે, મનુષ્યો પણ ધર્મથી ભ્રષ્ટ થાય છે તથા કપટ કરવા માટે પ્રવર્તે છે. ૨૭૫

अतिकामक्रोधलोभैर्व्यवहारः प्रवर्तते ।
कर्तॄनथो साक्षिणश्च सभ्यान्राजानमेव च ।
व्याप्नोत्यतस्तु तन्मूलं छित्वा तं विमृशं नयेत् ॥ २७६ ॥

અતિશય કામથી, અતિશય ક્રોધથી અને અતિશય લોભથી દાવાનો ન્યાય કરવામાં આવે છે તો તેનાથી ઉત્પન્ન થતું પાતક અપરાધીયોને, સાક્ષીયોને, કાર્યભારીયોને તથા રાજાને લાગે છે; માટે રાજાએ પાપનાં કારણભૂત કામાદિકનો નાશ કરીને વિવેકપૂર્વક દાવાઓને તપાસવા. ૨૭૬

अनर्थं चार्थवत्कृत्वा दर्शयन्ति नृपाय ये ।
अविचिन्त्य नृपस्तथ्यं मन्यते तैर्निदर्शितं ।
स्वयं करोति तद्वृत्तौ भुज्यतेऽष्टगुणं त्वघम् ॥ २७७ ॥

જે અમાત્યો અનર્થ વિષયને સારો બનાવીને રાજાને દર્શાવે છે; અને જે રાજા અમાત્યોએ દર્શાવેલો વિષય વિચાર કર્યા વિના હિતકર માને છે, અને તે પ્રમાણે પોતે વર્તે છે-(અર્થાત્ તેઓના મત પ્રમાણે વિવાદ ઉપર નિર્ણય કરે છે) આ પ્રમાણે વર્તવાથી તે-રાજા અને અમાત્યો આઠગણાપાતિકના ભાગી થાય છે. ૨૭૭

अधर्मतः प्रवृत्तं तं नोपेक्षेरन्सभासदः ।
उपेक्ष्यमाणाः सनृपा नरकं यान्त्यधोमुखाः ॥ २७८ ॥

સભાસદોએ, અધર્માચરણ કરતા રાજાને તેમ કરતાં વારવો; અધર્મમા વર્તતા રાજાને ન વારનારા સભાસદો રાજા સહિત અધોમુખ થઈને નરકમાં પડે છે. ૨૭૮

धिग्दण्डस्त्वथ वाग्दण्डः सभ्यायत्तौ तु तावुभौ ।
अर्थदण्डवधावुक्तौ राजायत्तावुभावपिः ॥ २७९ ॥

ધિક્દંડ 'તુંને ધિક્કાર છે,' અને વાચાદંડ-વાણીથી તિરસ્કાર-આ બન્ને દંડ સભાસદોને અધીન છે અને ધન દંડ તથા દેહાંત દંડ આ બન્ને દંડ રાજાને અધિન છે. ૨૭૯

तीरितं चानुशिष्टं च यो मन्येत विधर्मतः ।
द्विगुणं दण्डमाधाय पुनस्तत्कार्य्यमुद्धरेत् ॥ २८० ॥

જે વાદી, રાજાએ સંપૂર્ણ કરેલું કાર્ય, કપટથી પોતાના ગેરલાભમાં થયું છે એમ માને તેનો બમણો દંડ લઈને ફરીથી તે કામ ચલાવવું. ૨૮૦

साक्षिसभ्यावसन्नानां दूषणे दर्शनं पुनः ।
स्वचर्चावसितानां च प्रोक्तः पौनर्भवो विधिः ॥ २८१ ॥

સાક્ષીયોએ તથા સભાસદોએ હારેલા મનુષ્યોના દૂષણો પ્રસિદ્ધ કર્યા પછી, ફરીને રાજાએ તેના ઉપર નિરીક્ષા કરવી. તેમજ રાજાએ તપાસીને સિદ્ધ કરેલા દાવાઓ ઉપર પણ પુનઃ વિચાર કરવો. ૨૮૧

अमात्यः प्राड्विवाको वा ये कुर्य्युः कार्य्यमन्यथा ।
तत्सर्वं नृपतिः कुर्यात्तान्सहस्रं तु दण्डयेत् ॥ २८२ ॥

કાર્યભારી, ન્યાયાધીશ, તથા જે સભાસદો કાર્યને વિપરીત કરે તે સર્વની રાજાએ બરાબર તપાસ કરવી. અને જેનો દોષ જણાય તેને એક હજાર રૂપીયા દંડ કરવો. ૨૮૨

न हि जातु विना दण्डं कश्चिन्मार्गेऽवतिष्ठते ।
सन्दर्शिते सस्यकोपे तदुक्तस्य नृपो नयेत् ॥ २८३ ॥

કોઈ મનુષ્ય દંડ વિના કોઈ દિવસ સન્માર્ગમાં વર્તતો નથી. વાદી જો સભાસદોમાં સારી રીતે દોષો બતાવે તો રાજાએ તેને દોષ(સંશય)થી મુક્ત કરીને દાવો ચલાવવો. ૨૮૩

प्रतिज्ञाभावनाद्वादी प्राड्विवाकादिपूजनात् ।
जयपत्रस्य चादानाज्जयी लोके निगद्यते ॥ २८४ ॥

વાદી પોતાની પ્રતિજ્ઞા સત્ય કરી આપે, ન્યાયાધીશ આ ખરો છે એમ તેનાં વખાણ કરે, અને વાદી ન્યાયસભામાં વિજયપત્ર મેળવે ત્યારે તે જગતમાં વિજયી કહેવાય છે. ૨૮૪

सभ्यादिभिर्विनिर्णिक्तं विधृतं प्रतिवादिना ।
दृष्ट्वा राजा तु जयिने प्रदद्याज्जयपत्रकम् ॥ २८५ ॥

કામનો તપાસ કરવા માટે નિમેલા સભાપતિયોએ, કામનો સત્યાસત્ય નિર્ણય કર્યો અને તે નિર્ણય પ્રતિવાદીએ સ્વીકાર્યો એવું જોયા પછી, રાજાએ વાદીને વિજયી ગણીને વિજયપત્ર આપવું. ૨૮૫

अन्यथा ह्यभियोक्तारं निरुध्याद्बहुवत्सरम् ।
मिथ्याभियोगसदृशमर्हयेदभियोगिनम् ॥ २८६ ॥

મિથ્યા અપરાધ મુકનારને, અપરાધના પ્રમાણમાં ઘણા વર્ષ સુધી કેદ કરવો. અને પ્રતિવાદીને માન આપવુ. ૩૮૬

कामक्रोधौ तु संयम्य योऽर्थान्धर्मेण पश्यति ।
प्रजास्तमनुवर्तन्ते समुद्रमिव सिन्धवः ॥ २८७ ॥

જે રાજા કામ તથા ક્રોધને દબાવીને ધર્મ પ્રમાણે રાજ્યવ્યવહાર ચલાવે છે તે રાજા તરફ પ્રજા નદીયો જેમ સમુદ્ર તરફ વળે છે તેમ, પ્રેમથી વળે છે. ૨૮૭

## કુટુંબ વ્યવસ્થા નીતિ.

जीवतोरस्वतन्त्रः स्याज्जरयापि समन्वितः ।
तयोरपि पिता श्रेयान्बीजप्राधान्यदर्शनात् ॥ २८८ ॥

માતા પિતા જીવતાં હોય ત્યાં સુધી પુત્ર વૃદ્ધ હોય તોપણ પરતંત્ર ગણાય છે. માતાપિતામાં પણ બીજનું મુખ્યપણું જોવામાં આવે છે-માટે માતા કરતાં પિતા શ્રેષ્ઠ ગણાય છે. ૨૮૮

अभावे बीजिनो माता तदभावे तु पूर्वजः ।
स्वातन्त्र्यं तु स्मृतं ज्येष्ठे ज्यैष्ठ्यं गुणवयःकृतम् ॥ २८९ ॥

પિતાને અભાવે માતા શ્રેષ્ઠ ગણાય છે, માતાને અભાવે વડીલ ભાઇ શ્રેષ્ઠ ગણાય છે-વડીલ ભાઇને સ્વતંત્ર જાણવો. મોટાઈ ગુણ તથા અવસ્થાથી ગણાય છે. ૨૮૯

याः सर्वाः पितृपयत्न्यः स्युस्तासु वर्तेत मातृवत् ।
स्वशेनैकेन भागेन सर्वास्ताः प्रतिपालयन् ॥ २९० ॥

પુત્રે પિતાની સઘળી સ્ત્રીયોની સાથ માતાની પેઠે વર્તવું, તથા પોતાની આવકના સરખા ભાગ પાડીને તેમાંથી સર્વ માતાઓનું પોષણ કરવું. ૨૯૦

अस्वतन्त्राः प्रजाः सर्वाः स्वतन्त्रः पृथिवीपतिः ।
अस्वतन्त्रः स्मृतः शिष्य आचार्य्ये तु स्वतन्त्रता ॥ २९१ ॥

સર્વ પ્રજા પરતંત્ર છે અને રાજા સ્વતંત્ર છે, તેમજ શિષ્ય પરતંત્ર છે અને આચાર્ય સ્વતંત્ર છે. ૨૯૧

सुतस्य सुतदाराणां वशित्वमनुशासने ।
विक्रये चैव दाने च वशित्वं न सुते पितुः॥ २९२ ॥

પિતા પુત્રને તથા પુત્રની વહુવોને શિક્ષા કરવાને સ્વતંત્ર છે, પરંતુ પુત્રને વેચવા અથવા તો દાન તરિકે આપવા સ્વતંત્ર નથી. ૨૯૨

स्वतन्त्राः सर्व एवैते परतन्त्रेषु नित्यशः ।
अनुशिष्टौ विसर्गे वाऽविसर्गे चेश्वरा मताः ॥ २९३ ॥

સઘળા પુત્રો નિરંતર પરાધીન છે, પરંતુ બહુધા તેઓ સ્વતંત્રની પેઠેજ વર્તે છે. તેઓને શિક્ષાની બાબતમાં, પિતાની સાથે વિચાર કરવામાં, દાન દેવામાં અને ન દેવામાં સ્વતંત્ર જાણવા. ૨૯૩

मणिमुक्ताप्रवालानां सर्वस्यैव पिता प्रभुः ।
स्थावरस्य तु सर्वस्य न पिता न पितामहः ॥ २९४ ॥

પિતા, મણિ, મોતી, પ્રવાળા વગેરે સર્વ જંગમ ધન સંપત્તિનો સ્વામી ગણાય છે-તેને માટે યથેચ્છ વર્તવાને શક્તિમાન્ છે, પરંતુ સર્વ સ્થાવર ધનનો પિતા કે પિતામહ કોઈપણ સ્વામી ગણાતો નથી. ૨૯૪

भार्या पुत्रश्च दासश्च त्रय एवाधनाः स्मृताः ।
यत्ते समधिगच्छन्ति यस्यैते तस्य तद्धनम् ॥ २९९ ॥

સ્ત્રી, પુત્ર તથા દાસ આ ત્રણને પરાધીન સમજવાં; તેઓ જે ધન મેળવે છે તે ધન તેના સ્વામિનું ગણાય છે. ૨૯૫

वर्त्तते यस्य यद्धस्ते तस्य स्वामी स एव न ।
अन्यस्वमन्यहस्तेषु चौर्याद्यैः किं न दृश्यते ॥ २९६ ॥

જે ધન જેના હાથમાં હોય છે તેનેજ તેનો સ્વામી જાણવો નહીં-કારણ કે ચોરી વગેરે કરવાથી એક મનુષ્યનું ધન શું બીજાના હાથમાં જોવામાં આવતું નથી? ૨૯૬

तस्माच्छास्त्रत एव स्यात्स्वाम्यं नानुभवादपि ।
अस्यापहृतमेतेन न युक्तं वक्तुमन्यथा ॥ २९७ ॥

માટે ધનનું સ્વામિત્વ શાસ્ત્રાધારેજ ગણાય છે; પરંતુ અનુભવથી તે ધન તેનું છે એમ મનાતું નથી. જો તેમ મનાતું હોય તો આ મનુષ્ય આનું ધન ચોરી ગયો એમ કહેવું યોગ્ય ગણાય નહીં. ૨૯૭

## વારસા નીતિ.

विदितोऽर्थागमः शास्त्रे तथा वर्णः पृथक्पृथक् ।
शास्ति तच्छास्त्रधर्मं यत्म्लेच्छानामपि तत्सदा ॥
पूर्वाचार्यैस्तु कथितं लोकानां स्थितिहेतवे ॥ २९८ ॥

શાસ્ત્રમાં વર્ણાનુસાર ધન સંપાદન કરવાના ભિન્ન ભિન્ન ઉપાયો દર્શાવ્યા છે; અને તે શાસ્ત્રોના ધર્મો મ્લેચ્છોને પણ તેમજ નિરંતર ઉપદેશ કરે છે–અર્થાત્ મ્લેચ્છો પણ શાસ્ત્રને અનુસરીને અર્થ સંપાદન કરે છે. પૂર્વાચાર્યોએ લોકોને સદાચરણમાં રાખવા માટે નીતિશાસ્ત્ર કહ્યું છે. ૨૯૮

समानभागिनः कार्य्याः पुत्राः स्वस्य च वै स्त्रियः ।
स्वभागार्धहरा कन्या दौहित्रस्तु तदर्धभाक् ॥ २९९ ॥

ગૃહ સ્વામીયે (મૂળ માલિકે) પુત્રોને તથા સ્ત્રિયોને સમ ભાગદાર નિમવાં; ન પરણાવેલી કન્યાને પુત્રના ભાગથી અર્ધ ભાગદાર જાણવી; અને દોહિતરાને કન્યાના ભાગનો અર્ધ્ધ ભાગદાર જાણવો. ૨૯૯

मृतेऽधिपेऽपि पुत्राद्या उक्तभागहरा स्मृताः ॥ ३०० ॥

ગૃહસ્વામી મરી ગયા પછી પુત્રાદિકે ઉપર જણાવ્યા પ્રમાણે પોતપોતાનો ભાગ લઈ લેવો એમ જાણવું. ૩૦૦

मात्रे दद्याच्चतुर्थांशम्भगिन्यै मातुरर्धकम् ।
तदर्धं भागिनेयाय शेषं सर्वं हरेत्सुतः ॥ ३०१ ॥

પિતા મરી ગયા પછી પુત્રે ગૃહસંપત્તિમાંથી એક ચતુર્થાંશ ભાગ માતાને આપવો; એક અષ્ટમાંશ બેહનને આપવો; અને એક સોમાંશ ભાણેજને આપવો–અને બાકી જે રહે તે સઘળું પોતે ગ્રહણ કરવું. ૩૦૧

पुत्रो नप्ता धनं पत्नी हरेत्पुत्री च तत्सुतः ।
माता पिता च भ्राता च पूर्वालाभाच्च तत्सुतः ॥ ३०२ ॥

ગૃહસ્વામી મરી ગયા પછી તેની સંપત્તિનો સ્વામી પુત્ર થાય છે; પુત્ર ન હોય તો પૌત્ર, પૌત્ર ન હોય તો પુત્રની સ્ત્રી, તે ન હોય તો તેની પુત્રી અને તે ન હોય તો તેનો દીકરો સ્વામી થાય છે. દોહિતરો ન હોય તો ગૃહસ્વામીની માતા, માતા ન હોય તો પિતા અને તેમાંનું કોઈ ન હોય તો ભત્રીજો સ્વામી થાય છે. ૩૦૨

सौदायिकं धनं प्राप्य स्त्रीणां स्वातन्त्र्यमिष्यते ।
विक्रये नैव दाने च यथेष्टं स्थावरेष्वपि ॥ ३०३ ॥

સૌદાયિક (પહેરું સ્ત્રી ધન) ધન ઉપર સ્ત્રિયોનું સ્વાતંત્ર્ય ગણાય છે, તેમજ સ્થાવર સુદાયા ઉપર પણ તેનુંજ સ્વામિત્વ ગણાય છે, અને સ્ત્રી ઈચ્છાનુસાર તેને વેચી શકે છે અથવા તો દાન તરિકે દેઈ શકે છે. ૩૦૩

ऊढया कन्यया वापि पत्युः पितृगृहाच्च यत् ।
मातृपित्रादिभिर्दत्तं धनं सौदायिकं स्मृतम् ॥ ३०४ ॥

પરણેલી કે ન પરણેલી કન્યાને માતાપિતા તરફથી તથા વર પાસેથી શુભ પ્રસંગમાં જે ધન મળ્યું હોય તે ધનને સૌદાય જાણવું. ૩૦૪

पित्रादिधनसम्बन्धहीनं यद्यदुपार्जितम् ।
येन सः काममश्नीयादविभाज्यं धनं हि तत् ॥ ३०५ ॥

જે મનુષ્યે પિતાના ધનની સહાય વિના જે જે સ્થાવર તથા જંગમ ધન મેળવ્યું હોય તેણે તે ધન પોતાની ઈચ્છાનુસાર ભોગવવું અને ભાઈઓએ તેમાંથી ભાગ પડાવવો નહીં. ૩૦૫

जलतस्कर राजाग्निव्यसने समुपस्थिते ।
यस्तु स्वशक्त्या संरक्षेत्तस्यांशो दशमः स्मृतः ॥ ३०६ ॥

જળ, ચોર, રાજા, અને અગ્નિ સંબંધી કોઈ સંકટ આવે ત્યારે જે મનુષ્ય પોતાની શક્તિ પ્રમાણે મનુષ્યની સંપત્તિનું રક્ષણ કરે તે રક્ષક તેના ધનના એક દશાંશનો સ્વામી ગણાય છે. ૩૦૬

## ધન વ્યવસ્થા નીતિ.

हेमकारादयो यत्र शिल्पं सम्भूय कुर्वते ।
कार्यानुरूपं निर्वेशं लभेरंस्ते यथार्हतः ॥ ३०७ ॥

સોની વગેરે શિલ્પિયો જે સ્થાનમાં એકઠા મળીને કામ કરતા હોય તેઓને યોગ્યતા પ્રમાણે પોતાના કામ પ્રમાણે પગાર આપવો. ૩૦૭

संस्कर्त्ता तत्कलाभिज्ञः शिल्पी प्रोक्तो मनीषिभिः ॥ ३०८ ॥

જે કારીગર જુદી જુદી કળામાં નિપુણ હોય તેને વિદ્વાનો શિલ્પી કહે છે. ૩૦૮

हर्म्यं देवगृहं वापि वापिकोपस्कराणि च ।
सम्भूय कुर्वतां तेषां प्रमुख्यो द्व्यंशमर्हति ॥ ३०९ ॥

શિલ્પિયો એકઠા મળીને રાજમંદિર, દેવમંદિર, વાવ તથા ઘરની ઉપયોગી વસ્તુઓ બનાવતા હોય, તે શિલ્પિયોમાં મુખ્ય શિલ્પી બીજા કારીગરો કરતાં બમણો પગાર લે છે. ૩૦૯

नर्तकानामेव धर्मः सद्भिरेष उदाहृतः ।
तालज्ञो लभतेऽर्थार्धं गायनास्तु समांशिनः ॥ ३१० ॥

ઉત્તમ પુરૂષોએ નટ લોકોને માટે પણ એવોજ ધારો બાંધ્યો છે. જેમ તાલવેત્તાને મુજરામાં મળેલા ધનમાંથી અર્ધ્ધ મળે છે; અને ગાયન કરનારા બીજા નટો અર્ધ્ધમાંથી સરખો ભાગ વેંહેચી લેછે. ૩૧૦

परराष्ट्राद्धनं यत्स्याच्चौरैः स्वाम्याऽऽज्ञया हृतम् ।
राज्ञे षष्ठांशमुद्धृत्य विभजेरन्समांशकम् ॥ ३११ ॥

ચોર લોકો પોતાના રાજાની આજ્ઞાથી શત્રુના રાજ્યમાંથી જે ધન લુંટી લાવ્યા હોય તે ધનમાંથી એક ષડ્ડાંશ રાજાને આપીને બાકી બચેલાં ધનમાંથી તેઓએ સરખે ભાગે વહેચી લેવું. ૩૧૧

तेषां चेत्प्रसृतानां च ग्रहणं समवाप्नुयात् ।
तन्मोक्षार्थं च यद्दत्तं वहेयुस्ते समांशतः ॥ ३१२ ॥

ચોરી કરવા માટે ગયેલા ચોરોમાંથી કદાચ કોઈ ચોર પકડાય તો તેને છોડાવવા માટે તેના કુટુંબીયો જેટલું ધન ખર્ચે તેટલું ધન સાથના ચોરોએ સરખે ભાગે તેના કુટુંબીયોને ભરી આપવું. ૩૧૨

प्रयोगं कुर्वते ये तु हेमधान्यरसादिना ।
समन्यूनाधिकैरंशैर्लाभस्तेषां तथाविधः ॥ ३१३ ॥

જે લોકો એક મંડળી કરીને સોનાનો, અન્નનો, તથા રસ વગેરે પદાર્થોનો વ્યાપાર કરે છે, તેમાં મનુષ્યને કામ તથા ધનના પ્રમાણમાં સમ, ન્યૂન કે અધિક લાભ મળે છે ૩૧૩

समो न्यूनोऽधिको ह्यंशो योऽनुक्षिप्तस्तथैव सः ।
व्ययं दद्यात्कर्म कुर्यात् लाभं गृह्णीत चैव हि ॥ ३१४ ॥

વ્યાપાર કરતી વેળા પ્રથમ સરખો, ઓછો કે અધિક જેટલો ભાગ રાખ્યો હોય તેટલોજ તેનો ભાગ જાણવો. અને ભાગીદારે ભાગ પ્રમાણે ખર્ચ આપવો, કામ કરવું તથા પોતાનો ભાગ લેવો ૩૧૪

वणिजानां कर्षकाणामेष एव विधिः स्मृतः ॥ ३१५ ॥

આ રીત વાણીયાઓને માટે તથા ખેડુતોને માટે જાણવી. ૩૧૫

सामान्यं याचितं न्यास आधिर्दासश्च तद्धनम् ।
अन्वाहितं च निक्षेपः सर्वस्वं चान्वये सति ।
आपत्स्वपि न देयानि नव वस्तूनि पण्डितैः ॥ ३१६ ॥

[1]સામાન્ય ધન, [2]ઉછીનું ધન, [3]કોઇએ મુકેલું ધન, [4]ગીરવી મુકેલું ધન, [5]દાસ, [6]દાસનું ધન, [7]જામીન ઉપર આપેલું ધન, [8]સોનીને ઘડવા માટે આપેલું ધન તથા [9]પુત્ર છતાં ઘરની સર્વ સંપત્તિ–આ નવ પ્રકારના ધન વિદ્વાન મનુષ્યે આપત્તિના સમયમાં પણ દાનાદિક રૂપે બીજાના હાથમાં આપવાં નહીં. ૩૧૬

अदेयं यश्च गृह्णाति यश्चादेयं प्रयच्छति ।
तावुभौ चौरवच्छास्यौ दाप्यौ चोत्तमसाहसम् ॥ ३१७ ॥

જે મનુષ્ય દાનમાં લેવાને નિષિદ્ધ કરેલી વસ્તુને ગ્રહણ કરે છે અને જે મનુષ્ય નિષેધ કરેલી વસ્તુનું દાન કરે છે તે બન્ને મનુષ્યોને રાજાએ ચોરની પેઠે સખત શિક્ષા કરવી. ૩૧૭

अस्वामिकेभ्यश्चौरेभ्यो विगृह्णाति धनं तु यः ।
अव्यक्तमेव क्रीणाति स दण्ड्यश्चौरवन्नृपैः ३१८ ॥

જે મનુષ્ય નધણીયા ચોરોની પાસેથી ગુપ્ત રીતે માલ ખરીદ કરે છે, તેને ચોરની પેઠે રાજાએ શિક્ષા કરવી. ૩૧૮

ऋत्विक्याज्यमदुष्टं यस्त्यजेदनपकारिणम् ।
अदुष्टं चर्त्विजं याज्यो विनेयौ तावुभावपि ॥ ३१९ ॥

જે પુરોહિત ઉપકારી યજમાનનો ત્યાગ કરે છે અને જે યજમાન સુપાત્ર પુરોહિતનો ત્યાગ કરે તે બન્ને શિક્ષાપાત્ર થાય છે. ૩૧૯

## વ્યાપાર નીતિ.

द्वात्रिंशांशं षोडशांशं लाभं पण्ये नियोजयेत् ।
नान्यथा तद्व्ययं ज्ञात्वा प्रदेशाद्यनुरूपतः ॥ ३२० ॥

વ્યાપારીયે દેશ તથા કાળના પ્રમાણમાં વસ્તુના ખર્ચને ધ્યાનમાં લેવો અને પછી તેની કિંમતમાં બત્રીસમો કે સોળમો ભાગ હાંસલ ખાવું, પણ તેથી વિશેષ ખાવું નહીં. ૩૨૦

वृद्धिं हित्वा ह्यर्धधनैर्वाणिज्यं कारयेत्सदा ॥ ३२१ ॥

ધનનું વ્યાજ ખાઈશ નહીં, પણ વ્યાપારમાં જેવાં અર્ધાં નાણાં મળશે કે તે તમને વસુલ કરીશ–આમ કહીને વ્યાપારીયોની પાસેથી નાણાઓ ઉપાડવાં અને નિરંતર વ્યાપાર કરવો. ૩૨૧

मूलात्तु द्विगुणा वृद्धिर्गृहीता चाधमर्णिकात् ।
तदोत्तमर्णमूलं तु दापयेन्नाधिकं ततः ॥ ३२२ ॥

વ્યાપારી દેણદાર પાસેથી જ્યારે બમણું વ્યાજ લઈ ગયો હોય ત્યારે રાજાએ તેને દેણદાર પાસેથી મુળ ધન અપાવવું, પરંતુ વ્યાજનું વ્યાજ અપાવવું નહીં. ૩૨૨

धनिकाश्चक्रवृध्ध्यादिमिषतस्तु प्रजाधनम् ।
संहरति ह्यतस्तेभ्यो राजा संरक्षयेत्प्रजाम् ॥ ३२३ ॥

ધનવંત પુરૂષો ચક્રવૃદ્ધિ વ્યાજના મિષ કરીને પ્રજા પાસેથી ધન હરણ કરે છે, માટે રાજાએ તેવા ધનવંતોથી પ્રજાને બચાવવી. ૩૨૩

समर्थः सन्न ददाति गृहीतं धनिकाद्धनम् ।
राजा सन्दापयेत्तस्मात्सामदण्डविकर्षणैः ॥ ३२४ ॥

કરજદાર સમર્થ હોય તોપણ ધનવાનને કરજ પેટે ઉપાડેલું ધન આપતો ન હોય તો, રાજાએ સામ, દંડ આદિક ઉપાયો લઈને તેની પાસથી ધનવંતને ધન અપાવવું. ૩૨૪

लिखितं तु यदा यस्य नष्टं तेन प्रबोधितम् ।
विज्ञाय साक्षिभिः सम्यक्पूर्ववद्दापयेत्तदा ॥ ३२५ ॥

કોઈ ધનવાને દેણદારને ધન આપીને ખત લખાવી લીધું હોય તે લેખપત્ર જ્યારે ખોવાઇ જાય ત્યારે તેણે રાજાને જાહેર કરવું; અને રાજાએ સાક્ષિયોદ્વારા યથાર્થ રીતે નિશ્ચય કરીને પ્રથમના લેખ પ્રમાણે વ્યાપારીને ધન અપાવવું. ૩૨૫

अदत्तं यश्च गृह्णाति सुदत्तं पुनरिच्छति ।
दण्डनीयावुभावेतौ धर्मज्ञेन महीक्षिता ॥ ३२६ ॥

જે મનુષ્ય આપ્યા વિના પરનું ધન ગ્રહણ કરે છે અને દાનમાં આપેલું અથવા તો ઈનામ તરિકે આપેલું ધન પાછું મેળવવાની ઈચ્છા કરેછે તે બન્નેને ધર્મવેત્તા રાજાએ શિક્ષા કરવી. ૩૨૬

कूटपण्यस्य विक्रेता स दण्ड्यश्चौरवत्सदा ॥ ३२७ ॥

જે વ્યાપારી નિરંતર વ્યાપારમાં કપટ કરતો હોય તેને રાજાએ સદા ચોરની પેઠે શિક્ષા કરવી. ૩૨૭

दृष्ट्वा कार्याणि च गुणानुशिल्पिनां भृतिमावहेत् ॥ ३२८ ॥

કારીગરોનાં કામો અને ગુણો તરફ દૃષ્ટિ કરીને તેના પ્રમાણમાં પગાર આપવો. ૩૨૮

पञ्चमांशं चतुर्थांशं तृतीयांशं तु कर्षयेत् ।
अर्धं वा राजताद्राजा नाधिकं तु दिने दिने ॥ ३२९ ॥

રાજાએ નિરંતર રૂપાના વ્યાપારમાં જે આવક થતી હોય તેમાંથી એક પંચમાંશ, એક ચતુર્થાંશ, એક તૃતીયાંશ અથવા તો અર્દ્ધ ભાગ લેવો. પરંતુ તેથી અધિક ભાગ લેવો નહીં. ૩૨૯

विद्रुतं न तु हीनं स्यात्सुवर्णं पलशतं शुचि ।
चतुःशतांशं रजतं ताम्रं न्यूनं शतांशकम् ॥ ३३० ॥
वङ्गं च जसदं सीसं हीनं स्यात्षोडशांशकम् ।
अयोऽष्टांशं त्वन्यथा तु दण्ड्यः शिल्पी सदा नृपैः ॥ ३३१ ॥

ચોખું લગડીનું સોપળ સોનું ગાળ્યું હોય તો તે જરા પણ ઓછું થાય નહીં, પણ ચોખું રૂપું ગાળ્યું હોય તો તેમાંથી ચારશેમો ભાગ ઓછો થાય છે; તાંબુ ગાળ્યું હોય તો તેમાંથી સોમો ભાગ ઓછો થાય; કલઈ, સીસુ તથા જસત ગાળ્યું હોય તો તેમાંથી એક સોળાંશ ઓછું થાય છે; લોઢું ગાળ્યું હોય તો એક અષ્ટમાંશ ઓછું થાય છે ઉપર જણાવ્યા કરતાં વિશેષ ઓછા વધતા થાય તો રાજાએ સોની, લુહાર વગેરે શિલ્પીને સદા શિક્ષા કરવી. ૩૩૧

सुवर्णं द्विशतांशं तु रजतं च शतांशकम् ।
हीनं सुघटिते कार्य्ये सुसंयोगे तु वर्द्धते ॥ ३३२ ॥

સોનાના સારા ઘડતરના કામમાં સોનાનો બસેમો ભાગ ઘટે છે; અને તેવા રૂપાના કામમાં પણ સેંકડે જ ઘટે છે, પરંતુ શોભાયમાન પદાર્થ સાથે જડતરમાં ઘટતું નથી. પણ વધે છે. ૩૩૨

षोडशांशं त्वन्यथा हि दण्ड्यः स्यात्स्वर्णकारकः ।
संयोगघटनं दृष्ट्वा वृद्धिं ह्रासं प्रकल्पयेत् ॥ ३३३ ॥

ઉપર જણાવ્યા પ્રમાણે ન થતાં ઓછું વધતું થાય તો વસ્તુની જે કિંમત હોય તેનો એક સોળાંશ સોનીને દંડ કરવો. જો સુવર્ણને સારી રીતે જડયું હોય તો દંડમાં કમી કરવું અને નઠારી રીતે જડયું હોય તો દંડમાં વધારો કરવો. ૩૩૩

## ધાતુ ઘડામણનું દ્રવ્ય.

स्वर्णस्योत्तमकार्य्ये तु भृतिस्त्रिंशांशकी मता ।
षष्ट्यंशकी मध्यकार्य्ये हीनकार्य्ये तदर्धकी ।
तदर्धा कटके ज्ञेया विद्रुते तु तदर्द्धकी ॥ ३३४ ॥

સોનામાં ઘણી ઉંચી જાતનું કામ કરાવવું હોય તો સોનીને સોનાનો ૧/૩૦ મજુરી આપવી; મધ્યમસરતું કામ કરાવવુ હોય તો સોનાનો સાઠાંશ મજુરી આપવી; અને તેથી ઉતરતું કામ કરાવવું હોય તો સોનાનો એકસો વિશાંશ મજુરી આપવી. કડું કરાવવું હોય તો સોનાનો ૨૪૦મો ભાગ મજુરી આપવી; અને કેવળ સોનું ગળાવવું હોય તો મૂળ સોનાનો ૪૮૦ મો ભાગ મજુરી આપવી. ૩૩૪

उत्तमे राजते त्वर्द्धा तदर्द्धा मध्यमे स्मृता ।
हीने तदर्द्धा कटके तदर्द्धा सम्प्रकीर्तिता ॥ ३३५ ॥

રૂપાનું કામ ઘણી ઉંચી જાતનું કરાવવું હોય તો મૂળ રૂપાના અર્ધ્ધ ભાગની કિંમત મજુરી આપવી; મધ્યમ કામ કરાવવું હોય તો મૂળ રૂપાનો એક ચતુર્થાંસ મજુરી આપવી; હલકું કામ કરાવવું હોય તો રૂપાનો એક અષ્ટમાંશ મજુરી આપવી; અને રૂપાનાં કડાં કરાવવાં હોય મૂળ રૂપાનો સોળમો ભાગ મજુરી આપવી–આમ નીતિમાં કહ્યું છે. ૩૩૫

पादमात्रा भृतिस्ताम्रे वङ्गे च जसदे तथा ।
लोहेऽर्धा वा समा वापि द्विगुणाष्टगुणाथवा ॥ ३३६ ॥

તાંબાનું, કલઈનું અને જસતનું કામ કરાવ્યું હોય તો તેનો એક ચતુર્થાંશ ભાગ શિલ્પિને મજુરી આપવી; લોઢાનું કામ કરાવવું હોય તો લોઢા કરતાં અર્ધ્ધ હિસ્સાના પૈસા અથવા તો લોહની કિંમત જેટલા પૈસા કે તેથી બમણા અથવા તો આઠગણા પૈસા મજુરીના આપવા. ૩૩૬

धातूनां कूटकारी तु द्विगुणो दण्डमर्हति ॥ ३३७ ॥

જે સોની વગેરે શિલ્પિયો સોના વગેરે ધાતુઓમાં સેળભેળ કરે તેને ધાતુની કિંમત કરતાં બમણો દંડ કરવો. ૩૩૭

लोकप्रचारैरुत्पन्नो मुनिभिर्विधृतः पुरा ।
व्यवहारोऽनन्तपथः स वक्तुं नैव शक्यते ॥ ३३८ ॥

લોકોના આચાર વ્યવહારથી ચાલેલો તથા પૂર્વે રૂષિ, મુનિઓએ પ્રગટ કરેલો વ્યવહાર અનેક જાતનો છે તે સર્વ વ્યવહાર કોઈ કહી શકતો નથી. ૩૩૮

उक्तं राष्ट्रप्रकरणं समासात्पञ्चमं तथा ।
अत्रानुक्ता गुणा दोषास्ते ज्ञेया लोकशास्त्रतः ॥ ३३९ ॥

આ પાંચમું રાષ્ટ્ર પ્રકરણ સંક્ષેપમાં કહ્યું છે. આ પ્રકરણમાં જે ગુણો તથા દોષો કહ્યા ન હોય તે લોકવ્યવહારથી તથા શાસ્ત્રથી જાણવા. ૩૩૯

**इति शुक्रनीतौ राष्ट्रेऽन्त्यं चतुर्थेऽध्याये राजधर्मनिरूपणं नाम पञ्चमं प्रकरणम् ।**

## અધ્યાય ૪ થો.

### પ્રકરણ ૬ ઠું
### દુર્ગ રચના વિચાર.

षष्ठं दुर्गप्रकरणं प्रवक्ष्यामि समासतः ।
खातकण्टकपाषाणैर्दुष्पथं दुर्गमैरिणम् ॥ १ ॥

હવે છઠું દુર્ગ પ્રકરણ ટુંકામાં તમને કહીશ. જ્યાં ખાઈ, કાંટા તથા પાષાણને લીધે જઈ શકાય નહીં તેવા દુર્ગસ્થાનને ઐરિણ દુર્ગ કહે છે. ૧

परितस्तु महाखातं पारिखं दुर्गमेव तत् ।
इष्टकोपलमृद्भित्तिप्राकारं पारिघं स्मृतम् ॥ २ ॥

જેની ચારે દિશામાં મોટી ખાઈઓ આવેલી હોય, તે દુર્ગને પારિખ દુર્ગ અને જે દુર્ગની આસપાસ ઈંટ, પાષાણ અથવા તો માટીની ફરતી ભિંતો કરેલી હોય તેને પારિઘ દુર્ગ કહે છે. ૨

महाकण्टकवृक्षौघैर्व्याप्तं तद्वनदुर्गमम् ।
जलाभावस्तु परितो धन्वदुर्गं प्रकीर्त्तितम् ॥ ३ ॥

મોટાં કાંટાનાં ઝાડોથી જે ભાગને વિંટી લેવામાં આવ્યો હોય તેને વનદુર્ગ; અને જ્યાં આગળ ચારે તરફ પાણી ન હોય, તે દુર્ગને ધન્વદુર્ગ કહે છે. ૩

जलदुर्गं स्मृतं तज्ज्ञैरासमन्तान्महाजलम् ।
सुवारिपृष्ठोच्चघरं विविक्ते गिरिदुर्गमम् ॥ ४ ॥

જેની ચારે દિશામાં મોટમોટાં જળાશયો હોય તેવા દુર્ગને દુર્ગવેત્તાઓ જળદુર્ગ કહે છે; અને જ્યાં એકાંતમાં સુવારી-સારૂ જળ તથા ઉંચા ઘરો હોય. તેવા દુર્ગભાગને ગિરિદુર્ગ કહે છે. ૪

अभेद्यं व्यूहविद्वीरव्याप्तं तत्सैन्यदुर्गमम् ।
सहायदुर्गं तज्ज्ञेयं शूरानुकूलबान्धवम् ॥ ५ ॥

જેમાં વ્યૂહ રચનામાં કુશળ શૂરાઓ વસતા હોય તેવા અભેદ્ય દુર્ગને સૈન્યદુર્ગ તથા જેમાં શૂરવીર ભાયાતો સારી પેઠે અનુકૂળતાથી રહેતા હોય તેને સહાયદુર્ગ કહે છે. ૫

पारिखादैरिणं श्रेष्ठं पारिघं तु ततो वनम् ।
ततो धन्व जलं तस्माद्गिरिदुर्गं ततः स्मृतम् ॥ ६ ॥
सहायसैन्यदुर्गे तु सर्वदुर्गप्रसाधके ।
ताभ्यां विनान्यदुर्गाणि निष्फलानि महीभुजाम् ॥ ७ ॥

પારિખદુર્ગ કરતાં ઐરિણ દુર્ગને ઉત્તમ, તે કરતાં પારિઘ દુર્ગ ઉત્તમ, તે કરતાં વન દુર્ગ શ્રેષ્ઠ. વન દુર્ગ કરતાં ધન્વદુર્ગ, અને ધન્વદુર્ગ કરતાં જળદુર્ગ, અને તે કરતાં ગિરિદુર્ગને ઉત્તમ કહે છે. સહાયદુર્ગ તથા સૈન્ય દુર્ગ બીજા સઘળા દુર્ગને શોભા આપનારા છે—સહાયકારક છે. જો તે બે દુર્ગ ન હોય તો રાજાઓના બીજા દુર્ગો નિષ્ફળ થઈ પડે છે. ૬-૭

श्रेष्ठं तु सर्वदुर्गेभ्यः सेनादुर्गं स्मृतं बुधैः ।
तत्साधकानि चान्यानि तद्रक्षेन्नृपतिः सदा ॥ ८ ॥

વિદ્વાનો સેનાદુર્ગને સઘળા દુર્ગો કરતાં શ્રેષ્ઠ ગણે છે, અને બીજા દુર્ગોને સેનાદુર્ગના સાધક દુર્ગો ગણેલા છે, માટે રાજાએ નિરંતર સેના-દુર્ગની રક્ષા કરવી. ૮

सेनादुर्गं तु यस्य स्यात्तस्य वश्या तु भूरियम् ।
विना तु सैन्यदुर्गेण दुर्गमन्यत्तु बन्धनम् ॥ ९ ॥

જેને સેનાદુર્ગ હોય છે તેને અધિન આ પૃથિવી રહે છે; અર્થાત્ સેના દુર્ગ વિના બીજા દુર્ગ રાજાને કેદખાના જેવા થઈ પડે છે. ૯

आपत्कालेऽन्यदुर्गाणामाश्रयश्चोत्तमो मतः ॥ १० ॥

તથાપિ આપત્કાળે બીજા દુર્ગોનો આશ્રય ઉત્તમ માનેલો છે.૧૦

एकःशतं योधयति दुर्गस्थोऽस्त्रधरो यदि ।
शतं दशसहस्राणि तस्माद्दुर्गं समाश्रयेत् ॥ ११ ॥

દુર્ગમાં રહેલો એક મનુષ્ય પણ જો શસ્ત્રધારી હોય તો તે સો સામે યુદ્ધ કરે છે; અને સો મનુષ્ય હજારની સાથે યુદ્ધ કરે છે; માટે રાજાએ દુર્ગનો અવશ્ય આશ્રય કરવો. ૧૧

शूरस्य सैन्यदुर्गस्य सर्वं दुर्गमिव स्थलम् ।
युद्धसम्भारपुष्टानि राजा दुर्गाणि धारयेत् ।
धान्यवीरास्त्रपुष्टानि कोशपुष्टानि वै तथा ॥ १२ ॥

જે રાજાની પાસે મહા બળવાન્ સેનારૂપી દુર્ગ હોય છે, તેને સઘળાં સ્થાનો દુર્ગ જેવાંજ થઈ પડે છે. રાજાએ દુર્ગોને-કીલ્લાઓને-યુદ્ધસામગ્રી, અનાજ, વીર પુરૂષો, શસ્ત્ર તથા અસ્ત્ર અને ધનથી પૂર્ણ ભરી રાખવા, અને તેમાં રહેવું. ૧૨

सहायपुष्टं यद्दुर्गं तत्तु श्रेष्ठतरं मतम् ।
सहायपुष्टदुर्गेण विजयो निश्चयात्मकः ॥ १३ ॥

જે દુર્ગમાં ભરપૂર સહાય હોય તે દુર્ગને શ્રેષ્ઠતર માનવો, અને સહાય પુષ્ટ દુર્ગવડે અવશ્ય વિજય થાય છે. ૧૩

यद्यत्सहायपुष्टं तु तत्सर्वं सफलं भवेत् ।
परस्परानुकूल्यं तु दुर्गाणां विजयप्रदम् ॥ १४ ॥

જે જે દુર્ગ સહાય સંપન્ન હોય તે તે સઘળા દુર્ગો સફળ થાય છે અને દુર્ગોની અન્યોઅન્ય સહાયથી વિજય મળે છે. ૧૪

**इति शुक्रनीतौ चतुर्थेऽध्याये दुर्गनिरूपणं नाम षष्ठं प्रकरणम् ।**

---

## અધ્યાય ૪ થો.

### પ્રકરણ ૭ મું.

### સેના નિરૂપણ.

दौर्गं संक्षेपतः प्रोक्तं सैन्यं सप्तममुच्यते ।
सेना शस्त्रास्त्रसंयुक्तमनुष्यादिगणात्मिका ॥ १ ॥

દુર્ગ પ્રકરણ ટુંકામાં કહ્યું, હવે સાતમું સૈન્ય પ્રકરણ કહું છું. શસ્ત્ર તથા અસ્ત્રધારી પાળાઓ, હાથી, ઘોડા, રથ વગેરે સમૂહને સેના કહે છે. ૧

स्वगमान्यगमा चेति द्विधा सैव पृथक्त्रिधा ।
दैव्यासुरी मानवी च पूर्वपूर्वा बलाधिका ॥ २ ॥

એ સેના સ્વગમા તથા અન્યગમા એમ બે પ્રકારની છે. વળી તે સેના દૈવી, આસુરી તથા માનવી એમ ત્રણ પ્રકારની છે–તેમાં પૂર્વ પૂર્વસેના તે અધિક બળવાળી જાણવી. જેમ કે મનુષ્યસેના કરતાં આસુરીસેના અને તે કરતાં દૈવીસેનાને બળવાન્ જાણવી. ૨

स्वगमा या स्वयं गन्त्री यानगाऽन्यगमा स्मृता ।
पादातं स्वगमं चान्यद्रथाश्वगजगं त्रिधा ॥ ३ ॥

જે સેના પોતે ચાલીને જતી હોય તેને સ્વગમા જાણવી અને વાહન વગેરે ઉપર બેસીને જતી હોય તેને અન્યગમા જાણવી. તેમાં પાળાસૈન્ય સ્વગમા–પોતાની મેળે ચાલનારૂં છે અને બીજી અન્યગમા છે; જેમાં કેટલા એક રથમાં બેસીને, કેટલાએક ઘોડા ઉપર બેસીને તથા કેટલાએક હાથી ઉપર બેસીને જાય છે–આમ ત્રણ પ્રકારની છે. ૩

सैन्याद्विना नैव राज्यं न धनं न पराक्रमः ।
बलिनो वशगाः सर्वे दुर्बलस्य च शत्रवः ।
भवन्त्यल्पजनस्यापि नृपस्य तु न किं पुनः ॥ ४ ॥

સેના વિના રાજ્ય, ધન તથા પરાક્રમ ટકી શકતાં નથી. જ્યારે સઘળા મનુષ્યો બળવાન્ મનુષ્યોને અધિન થાય છે અને દુર્બળના શત્રુ થાય છે, ત્યારે અલ્પસેનાવાળા રાજાના શા માટે શત્રુઓ ન થાય? ૪

शारीरं हि बलं शौर्यबलं सैन्यबलं तथा ।
चतुर्थमास्त्रिकबलं पञ्चमं धीबलं स्मृतम् ।
षष्ठमायुर्बलं त्वेतैरुपेतो विष्णुरेव सः ॥ ५ ॥

[1]શારીરબળ, [2]શૌર્યબળ, [3]સૈન્યબળ, [4]ચોથું અસ્ત્રબળ, [5]પાંચમું બુધ્ધિબળ, અને [6]છઠું આયુષ્યબળ જાણવું. આટલાં બળવડે જે સંપન્ન હોય તેને વિષ્ણુજ જાણવો. ૫

न बलेन विनाप्यल्पं रिपुं जेतुं क्षमाः सदा ।
देवासुरनरास्त्वन्योपायैर्नित्यं भवन्ति हि ॥ ६ ॥

મનુષ્યો બળવિના સદા અલ્પશત્રુને પણ જીતી શકતા નથી, કારણ કે દેવ, અસુર અને મનુષ્યો બીજા ઉપાયથી એટલે સૈન્યાદિકના બળવડે નિરંતર યુધ્ધનો ઉદ્યમ કરે છે. ૬

बलमेव रिपोर्नित्यं पराजयकरं परम् ।
तस्माद्बलमभेद्यं तु धारयेद्यत्नतो नृपः ॥ ७ ॥

નિરંતર શત્રુઓને પરાજય કરવામાં શ્રેષ્ઠ સાધન બળજ (સેના) છે. માટે રાજાએ પ્રયત્નથી અભેદ્ય બળ (સેના)નોજ આશ્રય કરવો. ૭

सेनाबलं तु द्विविधं स्वीयं मैत्रं च तद् द्विधा ।
मौलसाद्यस्कभेदाभ्यां सरासारं पुनर्द्विधा ॥ ८ ॥

સેનાબળ બે પ્રકારનું છે: એક સ્વસેનાબળ અને બીજું મિત્રસેનાબળ. તેમાં પરંપરા પ્રાપ્તસેનાનું બળ તથા આધુનિકસેનાનું બળ આવા બે ભેદ છે; તેના પણ વળી બે ભેદ છે: એક સાર અને બીજું સાર રહિત બળ. ૮

अशिक्षितं शिक्षितं च गुल्मभूतमगुल्मकम् ।
दत्तास्त्रादि स्वशस्त्रास्त्रं स्ववाहि दत्तवाहनम् ॥ ९ ॥

તે સૈન્ય કેળવાયલું તથા ન કેળવાયલું, ટુકડીરૂપ તથા છુટું છવાયું, દત્તાસ્ત્રધારી તથા સ્વશસ્ત્રાસ્ત્રધારી અને પોતાનાં વાહનો ઉપર બેસનારૂં તથા પરનાં વાહનો ઉપર બેસનારૂ. આમ પ્રત્યેક સૈન્યના બબ્બે ભેદ છે. ૯

सौजन्यात्साधकं मैत्रं स्वीयं भृत्या प्रपालितम् ।
मौलं बह्वब्दानुबन्धि साद्यस्कं यत्तदन्यथा ॥ १० ॥

સુજનતાથી કાર્ય કરનારૂં સૈન્ય, મિત્રસૈન્ય. પગાર આપીને રાખેલું સ્વસૈન્ય, ઘણા વર્ષોનું જીર્ણ રાખેલું સૈન્ય-મૂળસૈન્ય, અને અલ્પ દિનથી રાખેલું સૈન્ય સાદ્યસ્કસૈન્ય ગણાય છે. ૧૦

सुयुद्धकामुकं सारमसारं विपरीतकम् ।
शिक्षितं व्यूहकुशलं विपरीतमशिक्षितम् ॥ ११ ॥

મહાયુદ્ધ કરવાની ઉત્કંઠાવાળું સૈન્ય સાર ગણાય છે, તેનાથી વિપરીત વર્તનારૂં સૈન્ય અસાર ગણાય છે. વ્યૂહરચનામાં કુશળતા ધરાવનારૂં સૈન્ય શિક્ષિત અને વ્યૂહરચનાથી અણજાણ સૈન્ય અશિક્ષિત ગણાય છે. ૧૧

गुल्मीभूतं साधिकारि स्वस्वामिकमगुल्मकम् ।
दत्तास्त्रादि स्वामिना यत्स्वशस्त्रास्त्रमतोऽन्यथा ॥ १२ ॥

સેનાપતિવાળું સૈન્ય ગુલ્મીભૂત અને સ્વતંત્ર સૈન્ય અગુલ્મક કહેવાય છે. રાજા જે સૈન્યને શસ્ત્રાદિક પુરાં પાડે છે તે દત્તાસ્ત્રાદિક, અને જેમની પાસે સ્વશસ્ત્રાસ્ત્રો હોય તે સ્વશસ્ત્ર સૈન્ય ગણાય છે. ૧૨

कृतगुल्मं स्वयंगुल्मं तद्वच्च दत्तवाहनम् ।
आरण्यकं किरातादि यत्स्वाधीनं स्वतेजसा ॥ १३ ॥

રાજાએ સેનાપતિવાળા સૈન્યમાં દાખલ કરેલું કૃતગુલ્મસૈન્ય જાણવું, પોતાની મેળે સેનાપતિના હાથ નિચે ગયેલું સ્વયંગુલ્મ જાણવું, જેને રાજા તરફથી વાહનો મળ્યાં હોય તેને દત્તવાહન સૈન્ય જાણવું અને પોતાના પ્રતાપવડે સ્વતંત્ર રહેનારૂં ભિલ્લ વગેરેનું સૈન્ય આરણ્યક સૈન્ય જાણવું. ૧૩

उत्सृष्टं रिपुणा वापि भृत्यवर्गे निवेशितम् ।
भेदाधीनं कृतं शत्रोः सैन्यं शत्रुबलं स्मृतम् ।
उभयं दुर्बलं प्रोक्तं केवलं साधकं न तत् ॥ १४ ॥

શત્રુએ ત્યાગ કરેલું હોવાથી સૈન્ય વર્ગમાં દાખલ કરેલું. અને શત્રુના ભેદને લીધે સ્વાધીન થયેલું સૈન્ય આ બન્ને સૈન્યને શત્રુસૈન્ય સમજવાં. આ બન્ને સૈન્યને દુર્બળ કહ્યાં છે; કારણ કે તે સૈન્યથી કાર્ય સિદ્ધિ થતી નથી. ૧૪

समैर्नियुद्धकुशलैर्व्यायामैर्नतिभिस्तथा ।
वर्द्धयेद्बाहुयुध्धार्थं भोज्यैः शारीरकं बलम् ॥ १५ ॥

રાજાએ સમાન બળવાળા અને મલ્લયુદ્ધમાં કુશળ એવા વીરપુરૂષોની સાથે બાહુયુધ્ધ કરવા માટે અંગ વ્યાયામ કરીને, ગુરૂજનને પ્રણામ કરીને, તથા શરીરપોષક અન્નાદિક ખાઈને શરીરબળ વધારવું. ૧૫

मृगयाभिस्तु व्याघ्राणां शस्त्रास्त्राभ्यासतः सदा ।
वर्द्धयेच्छूरसंयोगात्सम्यक् शौर्य्यबलं नृपः ॥ १६ ॥

વળી રાજાએ સદા સિંહ, વાઘ વગેરે હિંસક પ્રાણિયોની મૃગયા કરીને વારંવાર શસ્ત્ર અને અસ્ત્રોના પ્રયોગો કરીને અને શૂરા પુરૂષોનો સમાગમ કરીને સારી પેઠે શૌર્ય વધારવું. ૧૬

सेनाबलं सुभृत्या तु तपोऽभ्यासैस्तथास्त्रिकम् ।
वर्द्धयेच्छास्त्रचतुरसंयोगाद्धीबलं सदा ॥ १७ ॥

રાજાએ સારો પગાર આપીને સેનાનું બળ વધારવું, તપ તથા અભ્યાસ કરીને અસ્ત્રપ્રયોગનું બળ વધારવું તથા સદા શાસ્ત્ર અને ચતુર પુરૂષોનો સમાગમ કરીને બુધ્ધિબળ વધારવું. ૧૭

सत्क्रियाभिश्चिरस्थायि नित्यं राज्यं भवेद्यथा ।
स्वगोत्रे तु तथा कुर्य्यात्तदायुर्बलमुच्यते ।
यावद्गोत्रे राज्यमस्ति तावदेव स जीवति ॥ १८ ॥

નિરંતર સારાં કર્મ કરવાથી રાજ્ય જેમ ચિરકાળ સુધી ટકી રહે તેમ પોતાના સંતાનોને ઉપદેશ આપવો—તેને આયુર્બળ કહે છે; કારણ કે જ્યાં સુધી પોતાના પુત્રને અધીન રાજ્ય રહે છે ત્યાં સુધી તે રાજા જીવતો ગણાય છે. ૧૮

## ચાર પ્રકારની સેના.

चतुर्गुणं हि पादातमश्वतो धारयेत् सदा ।
पञ्चमांशांस्तु वृषभानष्टांशांश्च क्रमेलकान् ॥ १९ ॥
चतुर्थांशान्गजानुष्ट्राद्गजार्धांश्च रथान्सदा ।
रथात्तु द्विगुणं राजा वृहन्नालीकमेव च ॥ २० ॥

રાજાએ સદા ઘોડેશ્વાર કરતાં ચોગણું પાયદળ રાખવું; એક પંચમાંશ બળદો તથા એક અષ્ટમાંશ ઉંટો રાખવાં. ઉંટનો એક ચતુર્થાંશ હાથી અને હાથીની સેના કરતાં અર્ધોઅર્ધ રથ રાખવા, અને નિરંતર રથ કરતાં બમણી જંજાળ (શસ્ત્ર)ધારી સેના રાખવી. ૧૯, ૨૦

पदातिबहुलं सैन्यं मध्याश्वं तु गजाल्पकम् ।
तथा वृषोष्ट्रसामान्यं रक्षेन्नागाधिकं न हि ॥ २१ ॥

રાજાએ સેનામાં પાળાઓને વિશેષ રાખવા, ઘોડાઓની સંખ્યા મધ્યમસર રાખવી, થોડા હાથી અને ઘોડાઓ રાખવા, બળદ તથા ઉંટ સામાન્ય રાખવાં-હાથીયો વિશેષ રાખવાજ નહીં. ૨૧

## રાજખર્ચ.

सवयः सारवेशोच्चशस्त्रास्त्रं तु पृथक्शतम् ।
लघुनालिकयुक्तानां पदातीनां शतत्रयम् ॥ २२ ॥
अशीत्यश्वान्रथं चैकं वृहन्नालद्वयं तथा ।
उष्ट्रान्दश गजौ द्वौ तु शकटौ षोडशर्षभान् ॥ २३ ॥
तथा लेखकषट्कं हि मन्त्रित्रितयमेव च ।
धारयेन्नृपतिः सम्यग्वत्सरे लक्षकर्षभाक् ॥ २४ ॥

જેને પ્રત્યેક વર્ષે એક લાખ કર્ષ (એક જાતના સિક્કા)ની આવક હોય તેણે સમઅવસ્થાવાળા, સારા પોશાકવાળા, શસ્ત્ર તથા અસ્ત્રને ઉંચાં ધરી રાખનારા સો પાળાઓ, ત્રણસો બંદુકવાળા પાળા, એંશી ઘોડેશ્વારો, એક રથ, બે મોટી તોપ અને તેના બે ઉપરી, દશ ઉંટ, બે હાથી, બે ગાડી, સોળ બળદ, છ લેખક, અને ત્રણ મંત્રીને સારી યોગ્યતા જોઈને રાખવા. ૨૨-૨૪

सम्भारदानभोगार्थं धनं सार्धसहस्रकम् ।
लेखकार्थे शतं मासि मन्त्र्यर्थे तु शतत्रयम् ॥ २५ ॥
त्रिशतं दारपुत्रार्थे विद्वदर्थे शतद्वयम् ।
साद्यश्वपदगार्थं हि राजा चतुःसहस्रकम् ॥ २६ ॥
गजोष्ट्रवृपनालार्थं व्ययीकुर्याच्चतुःशतम् ।
शेषं कोशे धनं स्थाप्यं राज्ञा सार्धसहस्रकम् ॥ २७॥

વળી તે રાજાએ પ્રત્યેક મહિને વસ્તુઓ લેવા માટે, દાન કરવા માટે અને ઉપભોગ માટે પંદરસો કર્ષનો ખર્ચ કરવો. લેખક માટે સો કર્ષ, મંત્રીયો માટે ત્રણસો કર્ષ, સ્ત્રી તથા પુત્ર માટે ત્રણસો કર્ષ, વિદ્વાનના આદર સત્કાર કરવા માટે બસો કર્ષ, ઘોડેસ્વાર, ઘોડા અને પાયદળ માટે ચાર હજાર કર્ષ અને ઉંટ, બળદ તથા બંદુકવાળા માટે ચારસો કર્ષ ખર્ચવા. બાકી બચેલા પંદરશો કર્ષ ભંડારમાં મૂકવા. ૨૫-૨૭*

प्रतिवर्षं स्ववेशार्थं सैनिकेभ्यो धनं हरेत् ॥ २८ ॥

પ્રત્યેક વર્ષે સીપાઈઓને તેમનાં વસ્ત્રો કરાવવા માટે ધન આપવું. ૨૮

लोहसारमयश्चक्रसुगमो मञ्चकासनः ।
स्वान्दोलायितरूढस्तु मध्यमासनसारथिः ॥ २९ ॥
शस्त्रास्त्रसन्धायुदर इष्टच्छायो मनोरमः ।
एवंविधो रथो राज्ञा रक्ष्यो नित्यं सदश्वकः ॥ ३० ॥

રાજાએ નિરંતર નરદમ જાતનાં લોઢાથી બનાવેલો, પૈડાથી સારી રીતે ચાલી શકે તેવો, મંચના જેવા આસનવાળો, પોતાની મેળે નમાવીને ચઢી શકાય તેવો, જેના અગ્રભાગમાં સારથી બેઠો હોય, શસ્ત્ર તથા અસ્ત્ર રાખવાનાં ખાનાવાળો, મનમાનતી છાયાવાળો, મનોહર, સારા ઘોડાઓની જોડવાળો રથ રાખવો. ૨૯-૩૦

## હાથી પરીક્ષા.

नीलतालुर्नीलजिह्वो वक्रदन्तो ह्यदन्तकः ।
दीर्घद्वेषी क्रूरमदस्तथा पृष्ठविधूनकः ॥ ३१ ॥
दशाष्टोननखो मन्द्रो भुविशोधनपुच्छकः ।
एवंविधोऽनिष्टगजो विपरीतः शुभावहः ॥ ३२ ॥

* રાજ્ય ખર્ચ્ચ વિધિ સામ્પ્રત સમયમાં કેવી છે તેનો વિચાર કરવા માટે જ્યાં કર્ષ છે ત્યાં હાલનો રૂપિયો ગણીને વિચાર કરતા, બ્રિટિશ અને દેશી રાજ્યની ખર્ચનીતિનો યથાર્થ નિર્ણય થઇ શકશે.

જેનું તાળવું અને જીભ કાળી હોય, દાંત વાંકો હોય, અથવા તો બીલકુલ હોયજ નહીં, ઘણા વખત સુધી ક્રોધમાં રહેનાર, ઘણો મદ ઝરનાર, વારંવાર પીઠ ધુણાવનાર, બાવીસ અથવા તો ચોવીસ નખવાળો, મંદમંદ ગતિવાળો તથા જેનું પુછડું પૃથિવી ઉપર ઘસડાતું હોય તે હાથીને અશુભકર સમજવો; અને ઉપર કહેલા ગુણથી વિપરીત ગુણવાળા હાથીને શુભકર જાણવો. ૩૧-૩૨

भन्द्रो मन्द्रो मृगो मिश्रो गजो जात्या चतुर्विधः ॥ ३३ ॥

હાથીની ચાર જાતિ છેઃ ભદ્ર, મંદ્ર, મૃગ, મિશ્ર. ૩૩

मध्वाभदन्तः सबलः समाङ्गो वर्तुलाकृतिः ।
सुमुखोऽवयवश्रेष्ठो ज्ञेयो भद्रगजः सदा ॥ ३४ ॥

જેના દાંતની કાંતિ મધના જેવી પીંગળ હોય, જે અતિ બળવાન્ હોય, જેના અવયવ સરખા હોય, જેનો આકાર ગોળ હોય, જેનું મુખ સુંદર હોય, અને જેના અવયવો બીજાના કરતાં સુંદર હોય તે હાથીને નિત્ય ભદ્ર હસ્તી જાણવો. ૩૪

स्थूलकुक्षिः सिंहदृक्च बृहत्त्वग्गलशुण्डकः ।
मध्यमावयवो दीर्घकायो मन्द्रगजः स्मृतः ॥ ३५ ॥

જેનું ઉદર મોટું હોય, ચામડી, કપોળ તથા શુંડ જાડી અને મોટી હોય, શરીરે મધ્યમ અને ઉંચો હોય તેને મંદ્ર હસ્તી જાણવો. ૩૫

तनुकण्ठदन्तकर्णशुण्डः स्थूलाक्ष एव हि ।
सुह्रस्वाधरमेढ्रस्तु वामनो मृगसंज्ञकः ॥ ३६ ॥

જેનો કંઠ, દાંત, કાન તથા શુંડ નાની હોય, આંખો મોટી હોય, હોઠ તથા લિંગ ઘણોજ નાનો હોય, અને શરીરે ઠીંગણો હોય તેને મૃગ હસ્તી જાણવો. ૩૬

एषां लक्ष्मैर्विमिलितो गजो मिश्र इति स्मृतः ।
भिन्नं भिन्नं प्रमाणं तु त्रयाणामपि कीर्त्तितम् ॥ ३७ ॥

જેનામાં ઉક્ત ભદ્રાદિકનાં લક્ષણો હોય તેને મિશ્રગજ જાણવો, પરંતુ ત્રણ જાતિના હાથીનાં લક્ષણો ભિન્ન ભિન્ન કહ્યાં છે. ૩૭

गजमाने ह्यंगुलं स्यादष्टभिस्तु यवोदरैः ।
चतुर्विंशत्यंगुलैस्तैः करः प्रोक्तो मनीषिभिः ॥ ३८ ॥

વિદ્વાનો હાથીના ભરતમાં આઠ યવના ઉદરને એક આંગળ કહે છે, અને ચોવીસ આંગળનો એક હાથ ગણે છે. ૩૮

सप्तहस्तोन्नतिर्भद्रे ह्यष्टहस्तप्रदीर्घता ।
परिणाहो दशकर उदरस्य भवेत्सदा ॥ ३९ ॥

ભદ્ર હાથી સાત હાથ ઉંચો અને આઠ હાથ લાંબો હોય છે; અને તેના ઉદરનો વિસ્તાર સદા દશ હાથનો હોય છે. ૩૯

प्रमाणं मन्द्रमृगयोर्हस्तहीनं क्रमादतः ।
कथितं दैर्घ्यसाम्यन्तु मुनिभिर्भद्रमन्द्रयोः ॥ ४० ॥

મુનિયોએ મંદ્ર તથા મૃગ જાતના હાથીનું પ્રમાણ ભદ્ર કરતાં ક્રમવાર એક હાથ ઓછું કહ્યું છે; અને ભદ્ર તથા મંદ્રની લંબાઈ સરખી કહી છે. ૪૦

बृहद्भ्रू गण्डफालस्तु धृतशीर्षगतिः सदा ।
गजः श्रेष्ठस्तु सर्वेषां शुभलक्षणसंयुतः ॥ ४१ ॥

જે હાથીની ભ્રૂકુટી, ગંડસ્થળ તથા કુંભસ્થળ વિશાળ હોય, જે નિરંતર ઉત્તમ ગતિથી ગમન કરતો હોય, તથા ઉત્તમ લક્ષણ સંપન્ન હોય, તે હાથીને સર્વ હાથીઓમાં શ્રેષ્ઠ જાણવો. ૪૧

## અશ્વ પરીક્ષા.

पञ्चयवांगुलेनैव वाजिमानं पृथक्स्मृतम् ॥ ४२ ॥

ઘોડાના ભરતમાં પાચ યવનો એક આંગળ થાય છે; માટે ઘોડાનું પરિણામ હાથીના ભરતથી જુદું સમજવું. ૪૨

चत्वारिंशांगुलमुखो वाजी यश्चोत्तमोत्तमः ।
षट्त्रिंशदंगुलमुखो ह्युत्तमः परिकीर्त्तितः ॥ ४३ ॥

જે ઘોડાનું મુખ ચાલીશ આંગળ મોટું હોય, તેને અત્યુત્તમ અને જેનું મુખ છત્રીસ આગળનું હોય તેને ઉત્તમ અશ્વ કહ્યો છે. ૪૩

द्वात्रिंशदंगुलमुखो मध्यमः स उदाहृतः ।
अष्टाविंशत्यंगुलो यो मुखे नीचः प्रकीर्त्तितः ॥ ४४ ॥

જેનું મુખ બત્રીસ આંગળનું હોય તેને મધ્યમ અને જેનું મુખ અઠ્ઠાવિસ આંગળનું હોય તેને નીચ કહ્યો છે. ૪૪

वाजिनां मुखमानेन सर्वावयवकल्पना ।
औच्चं तु मुखमानेन त्रिगुणं परिकीर्त्तितम् ॥ ४५ ॥

ઘોડાના સઘળા અવયવોની રચના તેના મુખના માપના પ્રમાણે કરવી; અને ઉંચાઈ મુખના માપ કરતાં ત્રણગણી અધિક કરવી કહીછે. ૪૫

शिरोमणिं समारभ्य पुच्छमूलान्तमेव हि ।
तृतीयांशाधिकं दैर्घ्यं मुखमानाच्चतुर्गुणं ॥ ४६ ॥

ઘોડાના મસ્તક મણિથી માંડીને પુચ્છપર્યંતની લંબાઈ મુખના માપ કરતાં ચાર ગણી અને એક તૃતીયાંશ અધિક કરવી. ૪૬

परिणाहस्तूदरस्य त्रिगुणस्त्र्यंगुलाधिकः ।
साधारणमिदं मानमुच्यते विस्तरादथ ॥ ४७ ॥

પેટનો વિસ્તાર ત્રણગણો અને ત્રણ આંગળ જેટલો વિશેષ જાણવો. આ માપ સાધારણ કહ્યું. હવે વિસ્તારથી માપ કહું છું. ૪૭

अष्टाविंशांगुलमुखं पुरस्कृत्य यथा तथा ।
शफोच्चं त्र्यंगुलज्ञेयं मणिबन्धोऽङ्गुलाधिकः । ॥ ४८ ॥

અઠ્ઠાવિશ આંગળના મુખવાળા નીચ અશ્વને આધારે ભરત કહું છું. જેમ પગના ડાબલા ત્રણ આંગળ ઉંચા હોય તેમ મણિબંધ (ડાબલાની ઉપરનો ભાગ) ચાર આંગળનો જાણવો. ૪૮

चतुर्हस्तांगुला जङ्घा त्र्यंगुलं जानु कीर्त्तितम् ।
चतुर्दशांगुलावूरू कूर्परान्तः स्मृतो बुधैः ॥ ४९ ॥

વિદ્વાનોએ જાંઘ ચાર હાથ અને એક આંગળની જાણવી, ગોઠણને ત્રણ આગળના જાણવા, અને કોણીપર્યંત સાથળો ચૌદ આંગળનાં જાણવા. ૪૯

अष्टत्रिंशांगुलं ज्ञेयं स्कन्धान्तं कूर्परादितः ।
प्रत्यगूरू मुखसमौ जङ्घोना पादमानतः ॥ ५० ॥

કોણીથી કાંધપર્યંતનો વિસ્તાર આડત્રીસ આગળનો જાણવો, પાછળના સાથળ મુખની પેઠે અઠ્ઠાવિશ આંગળના જાણવા, અને પાછળની જાંઘને એક ચતુર્થાંશ કરતાં ઓછી જાણવી. ૫૦

प्रोक्तोच्चता चाथ दैर्ध्यमुच्यते शास्त्रसङ्गतम् ॥ ५१ ॥

શાસ્ત્રોક્ત ઉંચાઈ કહી-હવે શાસ્ત્રોક્ત લંબાઇ કહું છું. ૫૧

षष्ठांशेनाधिका ग्रीवा द्विगुणा सुप्रसारिता ।
मुखतश्चोच्छ्रिता सार्द्धपादहीना तु पूर्वत ॥ ५२ ॥

ઘોડાનું સારી પેઠે વિસ્તારવાળો કંઠ લંબાઈના મુખના કરતાં એક ષષ્ઠાંશ અધિક તથા બમણો મોટો જાણવો, અને ઉંચાઈમાં મુખના કરતાં દોઢપાદ ઓછું જાણવું. ૫૨

स्कन्धादि मुष्कमूलान्तं ग्रीवातुल्यं तु तत्र हि ।
द्व्यंशाषष्ठं त्रिकं यावत्शेषमंसं प्रकल्पयेत् ॥ ५३ ॥

ઘોડાના કાંધથી માંડીને તેના અંડ કોશ સુધીની લંબાઈ કંઠના પ્રમાણે જાણવી. અને પાછળની પીઠથી લઈને કાંધ પર્યંતનો ભાગ દ્વશપેષ્ઠ કરવો. ૫૩

मुखार्द्धं पुच्छदण्डं च शिश्न आण्डौ तदर्द्धकौ ।
कर्णः षडंगुलो दीर्घश्चतुः पञ्चांगुलः क्वचित् ॥ ५४ ॥

પુછડું તથા લિંગ, મુખના કરતાં અર્દ્ધ અને તેના અર્દ્ધ અંડ કોશ જોઈયે. કાનની લંબાઈ છ આંગળની તથા કયાઈ ચાર અથવા તો પાંચ આંગળની લંબાઈ કહી છે. ૫૪

परिणाहः शफस्योक्तो मुखार्धेनांगुलाधिकः ।
तदर्द्धो मणिबन्धस्य जंघायाः परीधिः स्मृतः ॥ ५५ ॥

ખરીનો વિસ્તાર મુખના અર્દ્ધ ભાગ જેટલો અને એક આંગળ અધિક જાણવો. તથા મણિબંધ અને જાંઘની પરિધિ મુખના અર્દ્ધ ભાગ જેટલી જાણવી. ૫૫

दशैकांगुलपरिधी रम्योरोः कीर्त्तितो बुधैः ।
पृष्ठोरुपरिधिर्मूले त्रिः षष्ठांश मुखेषु च ॥ ५६ ॥

વિદ્વાનોએ સુંદર ઉરૂની પરિધિ અગિયાર આંગળની કહી છે; અને પાછલા સાથળના મૂળ ભાગની પરિધિ ત્રણ આંગળ અને આગલા ભાગની પરિધિ એક ષષ્ઠાંશ જાણવી. ૫૬

वहिरन्तर्द्धनुः खण्डसदृशा सरभोग्रजा ।
मणिबन्धमणेर्ज्ञेयः परिधिश्च नवांगुलः
अन्त्यजंघादिपरिधिर्विज्ञेयः पूर्ववद् बुधैः ॥ ५७ ॥

વિદ્વાનોએ ઘોડાના મસ્તક ઉપર રહેલા મણિબંધની પરિધિ નવ આંગળ કહી છે, અને પાછળના જાંઘની પરિધિ પ્રથમની જાંઘના જેવડી કહી છે. ૫૭

अथोर्वोरन्तरे चिह्नमगुंष्ठं पक्षमूलयोः ॥ ५८ ॥

બન્ને સાથળની વચમાં અને બન્ને પડખાના મૂળમાં ચિન્હ જાણવું. ૫૮

सार्द्धांगुलं सटास्थानं ग्रीवोपरि सुविस्तृतम् ।
शिरोमणिं समारभ्य दीर्घं स्कन्धान्तमुत्तमम् ॥ ५९ ॥

કંઠની ઉપર સારી પેઠે વિસ્તારવાળા શિરોમણિથી લઈને કાંધપર્યંત કેશવાળીનો ઉત્તમ ભાગ દોઢ આંગળનો કહ્યો છે. ૫૯

अधोगमा सटा कार्य्या हस्तमात्रायता शुभा ।
सार्द्धहस्ता द्विहस्ता वा पुच्छबालाः सुशोभनाः ॥ ६० ॥

ઘોડાની કેશવાળી એક હાથ લાંબી, નિચે લટકતી તથા દેખાવડી જોઈયે, અને પુછડાના વાળ દોઢ હાથ અથવા તો બે હાથના લાંબા તથા મનોહર જોઈયે. ૬૦

सप्ताष्टनवदशभिरंगुलैः कर्णदीर्घता ।
तथा तद्विस्तृतिर्ज्ञेया त्र्यंगुला चतुरंगुला ॥ ६१ ॥

ઘોડાના કાનની લંબાઈ સાત, આઠ, નવ કે દશ આંગળ અને પોહોળાઈ ત્રણ આંગળ અથવા તો ચાર આંગળ જોઈયે. ૬૧

न स्थूला नापि चिपिटा ग्रीवा मयूरसन्निभा ।
ग्रीवाग्रपरिधिस्तुल्यो मुखेनाधिकमुष्टिकः ॥ ६२ ॥

ઘોડાની ડોક જાડી હોતી નથી, તેમ ચિપિટાકાર પણ હોતી નથી. પરંતુ મયૂરના કંઠ જેવી હોય છે. કંઠની આગળના ભાગની પરિધિ મુખના જેવડી તથા એક મુઠિ વિશેષ જોઈયે. ૬૨

ग्रीवामुलस्य परिधिर्द्विगुणो विदशांगुलः ।
तृतीयांशविहीनं तु सत्क्रोडं वक्ष ईरितम् ॥ ६३ ॥

કંઠના મૂળની પરિધિ મુખ કરતાં બમણી તથા દશ આંગળ ઓછી એટલે ૪૬ આંગળની જાણવી અને ઉત્તમ વક્ષસ્થળની પરિધિ મુખની પરિધિ કરતાં એક તૃતીયાંશ ઓછી જાણવી. ૬૩

नेत्रोपरि परीणाहो मुखेनाष्टांगुलाधिकः ।
नासिकोपरि नेत्राधो मुखस्य परिधिस्तु यः ।
तृतीयांशविहीनेन मुखेन सदृशो भवेत् ॥ ६४ ॥

નેત્રના ઉપરનો વિસ્તાર મુખ સમાન તથા આઠ આગળ અધિક જોઇયે. નાસિકાની ઉપરની પરિધિ અને નેત્રની નિચેના ભાગની પરિધિ મુખની પરિધિમાંથી એક તૃતીયાંશ બાદ કરતાં બાકીની સંખ્યા જેટલી જોઈયે. ૬૪

द्व्यंगुलं नेत्रविस्तृतिस्त्र्यंगुला तस्य दीर्घता ।
अर्द्धांगुलाधिका वापि विस्तृतिर्दीर्घतांगुला ॥ ६५ ॥

નેત્રની પોહોળાઈ બે આંગળ તથા લંબાઇ ત્રણ આંગળ અથવા તો દોઢ આંગળ પોહોળાઈ અને બે આંગળ લંબાઈ જોઈયે. ૬૫

मुखतृतियांशमेतदूर्वोर्मध्येऽन्तरं स्मृतम् ।
नेत्राग्रयोरन्तरं तु पञ्चमांशं मुखस्य हि ॥ ६६ ॥

સાથળના મધ્ય ભાગનો અંતર મુખના એક તૃતીયાંશ ભાગ જેટલો અને નેત્રના અગ્ર ભાગનો અંતર મુખના એક પંચમાંશ જેટલો જાણવો. ૬૬

कर्णयोरन्तरं तद्वत्कर्णनेत्रान्तरं तथा ।
भूस्थयोः शफयोः प्रोक्तं यदेतत्कर्णसंमितम् ॥ ६७ ॥

બન્ને કાનનો અંતર, કાન અને નેત્રનો અંતર ભાગ તથા પૃથિવી ઉપર રહેલી બન્ને ખરીનો અંતર કાનના જેવડો જાણવો. ૬૭

मणिनेत्रप्रान्तरं च भ्रूवोरन्तरमेव हि ।
सक्थ्यंगुलं तृतीयांशं नासानेत्रान्तरं तथा ॥ ६८ ॥

મસ્તકમણિનો તથા બન્ને નેત્રનો અંતર, બન્ને ભ્રુકુટીનો અંતર અને નાસિકા તથા નેત્રની વચ્ચેનો અંતર સાથળના એક તૃતીયાંશ જેવડો જાણવો. ૬૮

त्रिभागपूरणं प्रोथः सोष्ठश्च परिकीर्तितः ।
नासारन्ध्रान्तरं चैव तद्दैर्घ्यनवमांशकम् ॥ ६९ ॥

ઓષ્ટ સહિત મુખનો અગ્રભાગ, મુખના એક તૃતીયાંશ જેવડો કહ્યો છે. બન્ને નાસિકાનાં છિદ્રનો અંતર નાસિકાની લંબાઈનો એક નવમાંશ જાણવો. ૬૯

कायो नरार्द्धविस्तारास्त्रिके हृदयसंमितः ।
चतुर्थांशं तु हृदयं बाहुमूलादधः स्मृतम् ॥ ७० ॥

ઘોડાના શરીરનો વિસ્તાર મનુષ્યની અર્ધ્ધકાયા જેવડો જાણવો. પાછળની પીઠનો વિસ્તાર મનુષ્યના વક્ષઃસ્થળ જેવડો જાણવો, ને બે બાહુના મૂળની નિચેનું હૃદય એક ચતુર્થાંશ જાણવું. ૭૦

षष्ठांशमन्तरं बाह्वोर्हृत्समीपे प्रकीर्त्तितम् ।
अधरोष्ठोऽनुचिबुकं सार्द्धांगुलमथोन्नतम् ॥ ७१ ॥

હૃદયની સમીપમાં બન્ને બાહુનો મધ્યભાગ એક ષષ્ઠાંશ કહ્યો છે, અને નિચલા ઓષ્ઠથી લઈ નિચેની બાચીને દોઢ આંગળ ઉંચી કહી છે. ૭૧

शोभते चोन्नतग्रीवो नतपृष्ठः सदा हयः ॥ ७२ ॥

જે ઘોડાની ડોક ઉંચી હોય, અને પીઠ નિચી હોય તે ઘોડો સદા શોભે છે. ૭૨

यद्रूपं कर्तुमुद्युक्तस्तद्बिम्बं वीक्ष्य सर्वतः ।
अदृष्ट्वा कस्य यद्रूपं न कर्तुं क्षमते हि तत् ॥ ७३ ॥

શિલ્પી જેની છબી આલેખવાને તૈયાર થયો હોય તેની આકૃતિને ચારે તરફથી બરાબર જોઇને આલેખવી; કારણ કે મનુષ્ય કોઈનું રૂપ જોયા વિના તેને આલેખી શકતો નથી. ૭૩

शिल्प्यग्रे वाजिनं ध्यात्वा कुर्यादवयवानतः ।
दिशानयाँ च विभूतेः सर्वमानानि वाजिनाम् ॥ ७४ ॥

શિલ્પિયે પ્રથમ ઘોડાના સ્વરૂપને લક્ષપૂર્વક જોઈને તેના અવયવો બનાવવા. એ રીતે ઘોડાઓના વૈભવનાં સર્વ માપો કરવાં. ૭૪

श्मश्रुहीनमुखः कान्तप्रगल्भोत्तुङ्गनासिकः ।
दीर्घोद्धृतग्रीवमुखो ह्रस्वकुक्षिखुरश्रुतिः ॥ ७५ ॥
तुरप्रचण्डवेगश्च हंसमेघसमस्वनः ।
नातिक्रूरो नातिमृदुर्देवसत्त्वो मनोरमः ।
सुकान्तिगन्धवर्णश्च सद्गुणभ्रमरान्वितः ॥ ७६ ॥

જેના મુખ ઉપર વાળ હોય નહીં, સુંદર, ચાલાકીવાળો, ઉંચી નાસિકાવાળો, ઉંચી અને લાંબી ડોક તથા મુખવાળો, પાતળાં પેટ, નાની ખરી, તથા નાના કાનવાળો, ત્વરા તથા ભયંકર ગતિવાળો, હંસ તથા મેઘના જેવો ગંભીર હણહણાટ કરનાર, ઘણો ક્રુર નહીં તેમ ઘણો કોમળ નહીં, અલૌકિક બળશાળી, કાંતિવાળો, મઘમઘતો, સારા રંગવાળો, સદ્‌ગુણી, અને ગોળાકાર ભ્રમરીવાળો ઘોડો મનોહર જાણવો. ૭૫-૭૬

भ्रमरस्तु द्विधावर्त्तो वामदक्षिणभेदतः ।
पूर्णोऽपूर्णः पुनर्द्वेधा दीर्घो ह्रस्वस्तथैव च ॥ ७७ ॥

ગોળ ભ્રમરી બે પ્રકારની છે. એક ભ્રમરી ડાબી તરફ હોય છે અને બીજી જમણી તરફ હોય છે. આ ગોળાકાર ભ્રમરી પૂર્ણ તથા અપૂર્ણ અને નાની તથા મોટી આવા બે પ્રકારની હોય છે. ૭૭

स्त्रीपुंदेहे वामदक्षौ यथोक्तफलदौ क्रमात् ।
न तथा विपरीतौ तु शुभाशुभफलप्रदौ ॥ ७८ ॥

ઘોડીને ડાબા ભાગપર ભ્રમરી પડી હોય અને ઘોડાના જમણા ભાગ ઉપર ભ્રમરી પડી હોય તો તેઓને શુભ ફળ આપે છે, પરંતુ વિપરીત પડી હોય એટલે કે સ્ત્રીના જમણા ભાગમાં અને પુરૂષના ડાબા ભાગમાં ભમરી પડી હોય તો તે શુભાશુભ ફળ આપતી નથી. શુભને ઠેકાણે અશુભ અને અશુભને શુભ ફળ આપે છે. ૭૮

नीचोर्ध्वातिर्य्यङ्मुखतः फलभेदो भवेत्तयोः ॥ ७९ ॥

ઉપર જણાવેલી બન્ને ભ્રમરીયો નિચા મુખની ઉંચા મુખની તથા આડા મુખની હોય છે અને તે જુદાં જુદાં ફળો આપે છે. ૭૯

शङ्खचक्रगदापद्मवेदिस्वास्तिकसन्निभः ।
प्रासादतोरणधनुः सुपूर्णकलशाकृतिः ।
स्वास्तिकस्रङ्मीनखड्गश्रीवत्साभः शुभो भ्रमः ॥ ८० ॥

શંખ, ચક્ર, ગદા, પદ્મ, વેદી, સ્વસ્તિક, પ્રાસાદ, તોરણ, ધનુષ, પૂર્ણ કળશ, પુષ્પમાળા, ખડ્ગ, મત્સ્ય અને શ્રીવત્સના આકાર જેવા આકારવાળા ભ્રમરને શુભ જાણવો. ૮૦

नासिकाग्रे ललाटे च शंखे कण्ठे च मस्तके ।
आवर्त्तो जायते येषां ते धन्यास्तुरगोत्तमाः ॥ ८१ ॥

જે ઘોડાઓને નાસિકાના અગ્રભાગ ઉપર, લલાટ ઉપર, લલાટના હાડ ઉપર અથવા તો કાનની પાસેના હાડ ઉપર, ડોક ઉપર, અને મસ્તક ઉપર ભ્રમરીનું ચિન્હ હોય તે ઘોડાઓને શ્રેષ્ઠ અને શુભ જાણવા. ૮૧

हृदि स्कन्धे गले चैव कटिदेशे तथैव च ।
नाभौ कुक्षौ च पार्श्वाग्रे मध्यमाः सम्प्रकीर्तिताः ॥ ८२ ॥

જે ઘોડાની છાતિ ઉપર, કાંધ ઉપર, ગળા ઉપર, કેડ ઉપર, ડુંટી ઉપર, પેટ ઉપર, તથા બન્ને પડખાના અગ્રભાગ ઉપર ભ્રમરા પડે છે તે ઘોડાઓને મધ્યમ કહે છે. ૮૨

ललाटे यस्य चावर्त्ताद्वितयस्य समुद्भवः ।
मस्तके च तृतीयस्य पूर्णहर्षोऽश्व उत्तमः ॥ ८३ ॥

જે ઘોડાઓને લલાટમાં બે અને મસ્તક ઉપર ત્રણ ભ્રમરા હોય તે ઘોડાનું નામ પૂર્ણહર્ષ અને તેને ઉત્તમ સમજવો. ૮૩

पृष्ठवंशे यदावर्त्तो यस्यैकः सम्प्रजायते ।
स करोत्यश्वसंघातान्स्वामिनः सूर्यसंज्ञकः ॥ ८४ ॥

જે ઘોડાને પીઠ ઉપર એક ભ્રમરો પડે છે તેને સૂર્ય કહે છે. અને તે ઘોડો પોતાના સ્વામીને ત્યાં ઘોડાની વૃદ્ધિ કરે છે. ૮૪

त्रयो यस्य ललाटस्था आवर्त्तास्तिर्य्यगुत्तराः ।
त्रिकूटः स परिज्ञेयो वाजिवृद्धिकरः सदा ॥ ८५ ॥

જે ઘોડાને લલાટમાં ત્રણ વાંકા ભ્રમરા પડેલા હોય તે ઘોડાને ત્રિકૂટ નામનો ઘોડો જાણવો. તે સદા ઘોડાની સંખ્યામાં વધારો કરે છે. ૮૫

एवमेव प्रकारेण त्रयो ग्रीवां समाश्रिताः ।
समावर्त्तः स वाजीशो जायते नृपमन्दिरे ॥ ८६ ॥

ઉપર જણાવ્યા પ્રમાણે વાંકા ત્રણ ભ્રમરા જેના કંઠ ઉપર પડેલા હોય તે ઘોડો રાજમંદિરમાં સઘળા ઘોડાનો સ્વામી થાય છે. ૮૬

कपोलस्थौ यदावर्त्तौ दृश्येते यस्य वाजिनः ।
यशोवृद्धिकरौ प्रोक्तौ राज्यवृद्धिकरौ मतौ ॥ ८७ ॥

જે ઘોડાના ગાલ ઉપર બે બે ભ્રમરાઓ દેખાય છે તે ભ્રમરાઓ રાજ્યમાં વૃદ્ધિ કરનારા માનેલા છે અને યશમાં વૃધ્ધિ કરનારા કહ્યા છે. ૮૭

एको वाथ कपोलस्थो यस्यावर्त्तः प्रदृश्यते ।
सर्वनामा स विख्यातः स इच्छेत्स्वामिनाशनम् ॥ ८८ ॥

જે ઘોડાના ગાલ ઉપર એક ભ્રમરો દેખાય છે, તેને સર્વનામા કહે છે અને તે પોતાના સ્વામીનો નાશ ઇચ્છે છે. ૮૮

गण्डसंस्थो यदावर्त्तो वाजिनो दक्षिणाश्रितः ।
स करोति महासौख्यं स्वामिनं शिवसंज्ञकः ॥ ८९ ॥

જે ઘોડાને જમણી તરફના ગાલ ઉપર ભ્રમરો પડે છે તેનું નામ શિવ અને તે પોતાના સ્વામીને મહાસુખી કરે છે. ૮૯

तद्वद्वामाश्रितः क्रूरः प्रकरोति धनक्षयम् ।
इन्द्राक्षौ तावुभौ शस्तौ नृपराज्यविवृद्धिदौ ॥ ९० ॥

તેજ પ્રમાણે જેના ડાબા ગાલ ઉપર ભ્રમરો પડયો હોય તેનું નામ ક્રૂર અને તે પોતાના સ્વામિના ધનનો નાશ કરે છે તથા જેના બન્ને ગાલ ઉપર ભ્રમરા પડયા હોય તેને ઈંદ્રાક્ષ કહે છે. આ ચિન્હ શ્રેષ્ઠ તથા રાજાના રાજ્યમાં વૃધ્ધિ કરનારાં છે. ૯૦

कर्णमूले यदावर्त्तौ स्तनमध्ये तथापरौ ।
विजायाख्यौ उभौ तौ तु युद्धकाले यशःप्रदौ ॥ ९१ ॥

જ્યારે ઘોડાના કાનના મૂળમાં બે ભ્રમરા હોય તથા બે ભ્રમરા સ્તનની વચમાં હોય, તે વિજય નામના બન્ને ભ્રમરા યુદ્ધસમયે યશ આપે છે. ૯૧

स्कन्धपार्श्वे यदावर्त्तौ स भवेत्पद्मलक्षणः ।
करोति विविधान्पद्मान्स्वामिनः सततं सुखम् ॥ ९२ ॥

જે ઘોડાને કાંધની પાસે બે ભ્રમરા હોય, તે ઘોડો પદ્મ નામનો કહેવાય અને તે પોતાના સ્વામીને અસંખ્ય ધનવંત તથા નિત્ય સુખી કરે છે. ૯૨

नासामध्ये यदावर्त्ता एको वा यदि वा त्रयम् ।
चक्रवर्त्ती स विज्ञेयो वाजी भूपालसंज्ञकः ॥ ९३ ॥

જેને નાસિકાની અંદર એક અથવા તો ત્રણ ભ્રમરા પડેલા હોય તેને ભૂપાલ નામનો ઘોડો જાણવો, અને તેને ઘોડાઓમાં ચક્રવર્તી જાણવો. ૯૩

कण्ठे यस्य महावर्त्तो एकः श्रेष्ठः प्रजायते ।
चिन्तामणिः स विज्ञेयश्चिन्तितार्थसुखप्रदः ॥ ९४ ॥

જે ઘોડાના કંઠ ઉપર એક મોટો ને શ્રેષ્ઠ ભ્રમરો પડયો હોય તે ઘોડાને ચિંતામણિ જાણવો. અને તે સ્વામીને ઈચ્છિત વસ્તુ તથા સુખ આપે છે. ૯૪

शुल्काख्यौ भालकण्ठस्थौ आवर्त्तौ वृद्धिकीर्त्तिदौ ॥ ९५ ॥

લલાટમાં તથા કંઠમાં રહેલા બે ભ્રમરા શુલ્કના નામથી ઓળખાય છે અને તે વૃધ્ધિ તથા કીર્તિ આપનારા છે. ૯૫

यस्यावर्त्तौ वक्त्रगतौ कुक्ष्यन्ते वाजिनो यदि ।
स नूनं मृत्युमाप्नोति कुर्य्याद्वा स्वामिनाशनम् ॥ ९६ ॥

જે ઘોડાને મુખ ઉપર બે ભ્રમરાઓ તથા પેટના છેડાપર એક ભ્રમરો પડયો હોય તે અવશ્ય મૃત્યુ પામે છે અથવા પોતાના સ્વામીનો નાશ કરે છે. ૯૬

जानुसंस्था यदावर्त्ताः प्रवासक्लेशकारकाः ।
वाजिमेढ्रे यदावर्त्तो विजयश्रीविनाशनः ॥ ९७ ॥

ઘોડાના ગોઠણ ઉપર જે ભ્રમરાઓ પડેલા હોય તે પ્રવાસ સમયમાં દુઃખી કરે છે અને લિંગ ઉપર જે ભ્રમરો પડે છે તે વિજયનો તથા લક્ષ્મીનો નાશ કરે છે. ૯૭

त्रिकसंस्थो यदावर्त्तस्त्रिवर्गस्य प्रणाशनः ।
पुच्छमूले यदावर्त्तो धूमकेतुरनर्थकृत् ॥ ९८ ॥

જેના વાસાની નિચેના ભાગ ઉપર ભ્રમરો પડયો હોય તે ધર્મ, અર્થ તથા કામનો નાશ કરે છે. ને પુચ્છના મૂળમાં પડેલો ભ્રમરો ધૂમકેતુ અનર્થ કરે છે. ૯૮

गुह्यपुच्छत्रिकावर्त्ती स कृतान्तो भयप्रदः ॥ ९९ ॥

જે ઘોડાના મળદ્વારમાં, પુછડા ઉપર તથા પીઠ ઉપર ભ્રમરો હોય, તે કૃતાંત નામનો અશ્વ ભય આપનાર છે. ૯૯

मध्यदण्डा पार्श्वगमा सैव शतपदी कचे ।
अतिदुष्टांगुष्ठमिता दीर्घा दुष्टा यथा यथा ॥ १०० ॥

જો ઘોડાના બન્ને પડખા ઉપર મધ્યદંડ નામનું એક અંગુઠા જેવડું ચિન્હ હોય તો તે અતિ દુષ્ટ ગણાય છે. અને તેજ શતપદી જો હાથમાં અથવા કેશમાં હોય તો તે જેમ જેમ મોટું હોય તેમ તેમ દુષ્ટ ગણાય છે. ૧૦૦

अश्रुपातो हनुगण्डहृद्गलप्रोथवस्तिषु ।
कटिशंखजानुमुष्ककुन्नाभिगुदेषु च ।
दक्षकुक्षौ दक्षपादे त्वशुभो भ्रमरः सदा ॥ १०१ ॥

જે ઘોડાના ઓષ્ઠ, ગાલ, હૃદય, કંઠ, મુખનો અગ્રભાગ, નાભિની નીચેનો ભાગ, કટી, લલાટનું હાડ, ગોઠણ, આંડવા, ખુંધ, નાભિ તથા ગુદા આટલા ભાગ ઉપર ભ્રમરો પડ્યો હોય તો તે પોતાના સ્વામીને રડાવે છે. અને જમણી તરફના પેટ ઉપર તથા જમણા પગ ઉપર પડેલો ભ્રમરો સદા સ્વામીનું અશુભ કરે છે. ૧૦૧

गलमध्ये पृष्ठमध्ये उत्तरोष्टेऽधरे तथा ।
कर्णनेत्रान्तरे वामकुक्षौ चैव तु पार्श्वयोः ।
ऊरुषु च शुभावर्त्तौ वाजिनामग्रपादयोः ॥ १०२ ॥

ઘોડાઓના ગળા ઉપર, પીઠ ઉપર, ઉપલા ઓષ્ઠ ઉપર, નિચલા ઓષ્ઠ ઉપર, કાન ઉપર, નેત્ર ઉપર, ડાબી તરફના પેટ ઉપર બંન્ને પડખા ઉપર, સાથળ ઉપર અને આગળના પગ ઉપર એ ભ્રમરા પડયા હોય તે શુભ જાણવા. ૧૦૨

आवर्त्तौ सान्तरौ भाले सूर्यचन्द्रौ शुभप्रदौ ।
मिलितौ तौ मध्यफलौ ह्यतिलग्नौ तु दुष्फलौ ॥ १०३ ॥

જે ઘોડાઓના લલાટમાં જરા દૂર દૂર બે ભ્રમરા પડેલા હોય તે સૂર્ય તથા શુભ રૂપ આપે છે. તે બન્ને ભ્રમરાઓ મળેલા હોય તો મધ્યમ ફળ આપે છે અને જો અત્યંત મળેલા હોય તો દુષ્ટ ફળ આપે છે. ૧૦૩

आवर्त्तत्रितयं भाले शुभं चोर्ध्वं तु सान्तरम् ।
अशुभं चातिसंलग्नमावर्त्तद्वितयं तथा ॥ १०४ ॥
त्रिकोणात्रितयं भाले आवर्त्तानां तु दुःखदम् ।
गलमध्ये शुभस्त्वेकः सर्वाशुभनिवारणः ॥ १०५ ॥

લલાટઉપર છેટે છેટે ઉંચા મુખના ત્રણ ભ્રમરાઓ પડયા હોય તેને શુભ સમજવા; પણ અત્યંત સમીપમાં રહેલા હોય તો તેને અશુભ જાણવા. લલાટમાં ત્રિકોણાકારે પડેલા ત્રણ ભ્રમરાઓ અત્યંત કષ્ટ આપે છે, અને ગળા ઉપર પડેલો એક ભ્રમરો શુભ કરે છે, અને સર્વ અશુભનો નાશ કરે છે. ૧૦૪-૧૦૫

अधोमुखः शुभः पादे भाले चोर्ध्वमुखो भ्रमः ।
न चैवात्यशुभा पृष्ठमुखी शतपदी मता ॥ १०६ ॥

ચરણ ઉપર નિચા મુખનો અને લલાટ ઉપર ઉંચા મુખનો ભ્રમર શુભ જાણવો. અને અવળા મુખનું શતપદી ચિન્હ અત્યંત અશુભ માનેલું નથી. ૧૦૬

मेढ्रस्य पश्चाद्भ्रमरी स्तनी वाजी स चाशुभः ।
भ्रमः कर्णसमीपे तु श्रृङ्गी चैकः स निन्दितः ॥ १०७ ॥

જે ઘોડાના શિશ્નની પાછળ ભ્રમરી પડી હોય, અથવા તો સ્તનના આકારનું ચિન્હ પડયું હોય તેને અમંગળ જાણવો, અને જે ઘોડાને કાનની પાસે ભ્રમરો પડયો હોય તેને શૃંગી જાણવો, અને તે કેવળ નિંદાપાત્ર થાય છે. ૧૦૭

ग्रीवोर्ध्वपार्श्वे भ्रमरी ह्येकरश्मिः स चैकतः ।
पादोर्ध्वमुखभ्रमरी कीलोत्पाटी स निन्दितः ॥ १०८ ॥

જે ઘોડાને ડોકની બન્ને બાજુ ઉપર ભ્રમર પડયો હોય, એક પડખા ઉપર જેને એક રશ્મિ નામનું ચિન્હ પડેલું હોય તથા ચરણના અગ્રભાગ ઉપર તથા મૂળમાં ભ્રમર પડયો હોય તે કીલોત્પાટી ઘોડો હલકો ગણાય છે. ૧૦૮

शुभाशुभौ भ्रमौ यस्मिन्स वाजी मध्यमः स्मृतः ।
मुखे पत्सु सितः पञ्चकल्याणोऽश्वः सदा मतः ॥ १०९ ॥

જે ઘોડાના અંગ ઉપર શુભ તથા અશુભ બન્ને જાતના ભ્રમર પડયા હોય તે ઘોડાને મધ્યમ સમજવો. અને જે ઘોડાના ચાર ચરણ તથા મુખ શ્વેત હોય તેને નિત્ય પંચકલ્યાણી ઘોડો જાણવો. ૧૦૯

स एव हृदये स्कन्धे पुच्छे श्वेतोऽष्टमङ्गलः ।
कर्णे श्यामः श्यामकर्णः सर्वतस्त्वेकवर्णभाक् ।
तत्रापि सर्वतः श्वेतो मेध्यः पूज्यः सदैव हि ॥ ११० ॥

તેજ પંચકલ્યાણીનું હૃદય, કાંધ, તથા પુછડું શ્વેત હોય, તેને અષ્ટમંગળ જાણવો અને જેના કાન કાળા હોય તેને, સ્યામકર્ણ જાણવો; પરંતુ

જેનું આખું શરીર એકજ વર્ણનું હોય, અને તેમાં પણ આખા ધોળા રંગનો હોય તો તેને સદૈવ પવિત્ર ને પૂજ્ય જાણવો. ૧૧૦

वैदूर्य्यसन्निभे नेत्रे यस्य स्तो जयमङ्गलः ।
मिश्रवर्णस्त्वेकवर्णः पूज्यः स्यात्सुन्दरो यदि ॥ १११ ॥

જે ઘોડાનાં નેત્રો વૈડૂર્યમણિના જેવાં ચળકતાં હોય અને શરીરનો રંગ મિશ્ર હોય તેને જયમંગળ નામનો ઘોડો જાણવો અને તે જય તથા મંગળ કરે છે; તેમાં પણ જો ઘોડો એકજ રંગનો તથા સુંદર હોય તો તેને પૂજ્ય સમજવો. ૧૧૧

कृष्णपादो हरिर्निन्द्यस्तथा श्वेतैकपादपि ।
रूक्षो धूसरवर्णश्च गर्दभाभोऽपि निन्दितः ॥ ११२ ॥

જે ઘોડાના ચરણ કાળા હોય અથવા એક ચરણ કાળા રંગનો અને બીજો ચરણ ધોળા રંગનો હોય તેને નીચ સમજવો, અને જે ઘોડાનો રંગ રૂક્ષ, ધુસરો તથા ગધેડાના જેવો હોય તેને પણ નિંદિત જાણવો. ૧૧૨

कृष्णतालुः कृष्णजिह्वः कृष्णोष्ठश्च विनिन्दितः ।
सर्वतः कृष्णवर्णो यः पुच्छे श्वेतः स निन्दितः ॥ ११३ ॥

જે ઘોડાનું તાળવું, જીભ, અને ઓષ્ઠ કાળા હોય, તે ઘોડાને નિંદિત જાણવો, અને જે આખો કાળા રંગનો હોય તથા પુછડાના ભાગમાં શ્વેત રંગનો હોય તેને પણ નિંદિત જાણવો. ૧૧૩

उच्चैः पदन्यासगतिर्द्विपव्याघ्रगतिश्च यः ।
मयूरहंसतित्तिरपारावतगतिश्च यः ।
मृगोष्ट्रवानरगतिः पूज्यो वृषगतिर्हयः ॥ ११४ ॥

જે ઘોડો પગ ઉંચા ઉછાળીને ચાલતો હોય, જે હાથી તથા વાઘની પેરે ચાલતો હોય, જેની ગતિ મયૂર, હંસ, અને પારાવતના જેવી હોય, જેની ચાલ મૃગ, ઉંટ અને વાનરના જેવી હોય તથા જેની ગતિ બળદના જેવી હોય તે ઘોડો પૂજ્ય ગણાય છે. ૧૧૪

अतिभुक्तोऽतिपीतोऽपि यया सादी न पीड्यते ।
श्रेष्ठा गतिस्तु सा ज्ञेया स श्रेष्ठस्तुरगो मतः ॥ ११५ ॥

ઘોડેશ્વાર સારી પેઠે જમ્યો હોય તથા સારી પેઠે દુધ વિગેરે પીધું હોય, તોપણ તે જે ગતિથી કલેશ પામે નહીં તે ગતિનેજ ઉત્તમ જાણવી, અને તેવી ગતિવાળા ઘોડાને ઉત્તમ ઘોડો માનવો. ૧૧૫

सुश्वेतभालातिलको विद्धो वर्णान्तरेण च ।
स वाजी दलभञ्जी तु यस्य सैवातिनिन्दितः ॥ ११६ ॥

જે ઘોડાના લલાટમાં શ્વેત તિલક હોય, શરીરનો રંગ કાળો, પીળો હોય અને અશ્વારનો નાશ કરતો હોય, તે ઘોડાના સ્વામીને અત્યંત નિંદ્ય સમજવો. ૧૧૬

संहन्याद्वर्णजान्दोषान्स्निग्धवर्णो भवेद्यदि ।
बलाधिकश्च सुगतिर्महान्सर्वाङ्गसुन्दरः ॥ ११७ ॥

ઘોડો જો ચળકતા રંગનો, વિશેષ બળવાન, સારી ગતિવાળો, ઉંચો તથા સર્વાંગ સુંદર હોય તો તે પોતાની જાતિની ખોડનો નાશ કરે છે. એટલે કે તેવા ઘોડાના સાધારણ દોષ ઢંકાઈ જાય છે. ૧૧૭

नातिक्रूरः सदा पूज्यो भ्रमाद्यैरपि दूषितः ॥ ११८ ॥

જે ઘોડો ભ્રમર આદિક અનેક દૂષણોથી દૂષિત છતાં પણ બહુ ક્રૂર ન હોય પણ કોમળ હોય તે સદા ઉત્તમ ગણાય છે. ૧૧૮

वाजिनामत्यवहनात्सुदोषाः सम्भवन्ति हि ।
कृशो व्याधिपरीताङ्गो जायतेऽत्यन्तवाहनात् ॥ ११९ ॥

ઘોડાઓને એક જગ્યાએ બાંધી રાખવાથી તેઓમાં અવશ્ય દોષો ઉત્પન્ન થાય છે, તેમજ અતિશય ફેરવવાથી પણ શરીરે દુર્બળ અને રોગી થાય છે માટે તેને યોગ્ય રીતે ફેરવવો. ૧૧૯

अवाहितो भवेन्मन्दः सर्वकर्मसु निन्दितः ।
अपोषितो भवेत्क्षीणो रोगी चात्यन्तपोषणात् ॥ १२० ॥

કોઈ દિવસ ન ખેડેલો ઘોડો મંદ તથા સર્વ કામમાં નિંદાપાત્ર થાય, જેનું પોષણ કરવામાં આવતું ન હોય તે ઘોડો દુર્બળ થાય છે. તથા અત્યંત ખોરાક આપવાથી રોગી થાય છે. ૧૨૦

सुगतिर्दुर्गतिर्नित्यं शिक्षकस्य गुणागुणैः ॥ १२१ ॥

ઘોડો પોતાના શિક્ષકના ગુણ અને અવગુણ પ્રમાણે સારી તથા નરતી ગતીવાળો થાય છે. ૧૨૧

जान्वधश्चलपादः स्यादृजुकायः स्थिरासनः ।
तुलाधृतखलीनः स्यात्काले देशे सुशिक्षकः ॥ १२२ ॥

જેના ચરણ ઘોડાના ગોઠણની નિચે લટકતા હોય, જેનું શરીર ઘોડાપર બેસતી વખતે ટટાર રહેતું હોય, જે ઘોડા ઉપર સ્થિર આસનથી બેસી રહેતો હોય, તથા જે સમય પ્રમાણે બરાબર ઠેકાણા ઉપર ઘોડાને ચોકડું

ચઢાવી જાણતો હોય તથા પાઘડાઓ અને તંગ બાંધી જાણતો હોય, તેને ઉત્તમ અશ્વશિક્ષક જાણવો. ૧૨૨

मृदुना नातितीक्ष्णेन कशाघातेन ताडयेत् ।
ताडयेन्मध्यघातेन स्थाने स्वश्वं सुशिक्षकः ॥ १२३ ॥

ઉત્તમ શિક્ષકે કેળવાયલા ઘોડાને ઘણા જોરથી ચાબૂક મારવી નહીં પણ ધીરેથી યોગ્ય અવયવો ઉપર અર્થાત્ કઠિણ ભાગ ઉપર મારવી. ૧૨૩

हेषिते कक्षयोर्हन्यात्स्खलिते पक्षयोस्तथा ।
भीते कर्णान्तरे चैव ग्रीवासून्मार्गगामिनि ॥ १२४ ॥

હણહણે ત્યારે બુધ્ધિમાન્ મનુષ્યે તેની બન્ને કાખ ઉપર મારવું, ઠેસ ખાય ત્યારે બન્ને પડખા ઉપર મારવું. ભય પામે ત્યારે બન્ને કાનની વચ્ચે મારવું અને આડે રસ્તે જાય ત્યારે ગ્રીવા ઉપર મારવું. ૧૨૪

कुपिते बाहुमध्ये च भ्रान्तचित्ते तथोदरे ।
अश्वः सन्ताड्यते प्राज्ञैर्नान्यस्थानेषु कर्हिचित् ॥ १२५ ॥

કોપ કરે ત્યારે તેના બે બાહુની વચમાં મારવું. તેનું મન ભમી જાય ત્યારે તેના પેટ ઉપર મારવું. પરંતુ વિદ્વાનોએ કોઈ દિવસ બીજા અવયવો ઉપર મારવું નહીં. ૧૨૫

अथवा हेषिते स्कन्धे स्खलिते जघनान्तरे ।
भीते वक्षःस्थलं हन्याद्वक्त्रमुन्मार्गगामिनि ।
कुपिते पुच्छसंघाते भ्रान्ते जानुद्वयं तथा ॥ १२६ ॥

અથવા તો જ્યારે હણહણે ત્યારે કાંધ ઉપર, ઠેસ ખાય (પગમાં ખાલી આવવાથી અટકે) ત્યારે બન્ને જાંઘ ઉપર, ભયભીત થાય ત્યારે છાતી ઉપર, આડે રસ્તે જાય ત્યારે મુખ ઉપર, ગુસ્સે થાય ત્યારે પુછડા ઉપર અને ભમી જાય ત્યારે તેના બન્ને ગોઠણ ઉપર મારવું. ૧૨૬

नासकृत्ताडयेदश्वमकाले च विदेशके ।
अकालस्थानघातेन वाजिदोषान्वितन्वते ॥ १२७ ॥
तावद्भवति ते दोषा यावज्जीवत्यसौ हयः ।
दुष्टं दण्डेनाभिभवेन्नारोहेद्दण्डवर्जितः ॥ १२८ ॥

અશ્વશિક્ષકે સમય વિના ઘોડાને અયોગ્ય અંગ ઉપર મારવો નહીં, કારણકે સમય વિના મર્મસ્થાન ઉપર મારવાથી ઘોડામાં અવગુણો ઉત્પન્ન થાય છે; અને તે અપલક્ષણો જીવિતપર્યંત ઘોડામાં રહે છે. દુષ્ટ ઘોડાને લાકડીથી પાંસરો કરવો, અને લાકડી વિના તેના ઉપર ચઢવું નહીં. ૧૨૭-૧૨૮

गच्छेत्षोडशमात्राभिरुत्तमोऽश्वो धनुःशतम् ।
यथा यथा न्यूनगतिरश्वो हीनस्तथा तथा ॥ १२९ ॥

ઉત્તમ ઘોડો સોળ માત્રામાં સો ધનુષ જેટલી (ચારસો હાથ) પૃથિવી ચાલે છે. ઘોડો જેમ જેમ અલ્પ ગતિવાળો, તેમ તેમ તેને હલકો સમજવો. ૧૨૯

सहस्रचापप्रमितं मण्डलं गतिशिक्षणे ।
उत्तमं वाजिनो मध्यं नीचमर्द्धं तदर्धकम् ॥ १३० ॥

ઘોડાઓને જુદી જુદી ગતિઓ શિખવવા માટે ચાર હજાર હાથનું મંડળ ઉત્તમ, બે હજાર હાથનું મંડળ મધ્યમ, અને એક હજાર હાથનું મંડળ કનિષ્ઠ ગણાય છે. ૧૩૦

अल्पं शतधनुः प्रोक्तमत्यल्पं तदर्द्धकम् ॥ १३१ ॥

સો ધનુષના (ચારસો હાથનાં) મંડળને નાનું મંડળ અને પચાસ ધનુષના મંડળને અતિ અલ્પ મંડળ કહ્યું છે. ૧૩૧

शतयोजनगन्ता स्याद्दिनैकेन यथा हयः ।
गतिं संवर्द्धयेन्नित्यं तथा मण्डलविक्रमैः ॥ १३२ ॥

ઘોડો એક દિવસમાં સો યોજન જાય તેમ કરવા માટે અશ્વ-શિક્ષકે સદા ઘોડાને ઉપર જણાવેલાં મંડળોમાં ગોળાકાર ફેરવીને તેઓની ગતિમાં વધારો કરવો. ૧૩૨

सायं प्रातश्च हेमन्ते शिशिरे कुसुमागमे ।
सायं ग्रीष्मे तु शरदि प्रातरश्वं वहेत्सदा ॥ १३३ ॥
वर्षासु न वहेदीषत्तथा विषमभूमिषु ॥ १३४ ॥

હેમંત, શિશિર અને વસંત ૠતુમાં ઘોડાને સદા સાંજ સવાર ફેરવવો. ગ્રીષ્મ ૠતુમાં નિરંતર સાયંકાળે અને શરદ્ ૠતુમાં સદા પ્રભાતે ઘોડાને ફેરવવો. પરંતુ ચોમાસામાં જરા પણ ફેરવવો નહીં તથા વિષમ ભૂમિયોમાં-ઉચા નિચી જમીનમાં પણ જરાય ફેરવવો નહીં. ૧૩૪

सुगत्याग्निर्बलं दार्ढ्यमारोग्यं वर्द्धते हरेः ॥ १३५ ॥

ઉંચી જાતની ગતિયો ખેડવાથી ઘોડાનો જઠરાગ્નિ, બળ, કઠિનતા તથા આરોગ્યતા વધે છે. ૧૩૫

भारमार्गपरिश्रान्तं शनैश्चङ्क्रमयेद्धयम् ।
स्नेहं संपाययेत्पश्चाच्छर्करासक्तुमिश्रितम् ॥ १३६ ॥

ઘોડો ભાર ઉપાડવાથી, અથવા તો માર્ગ ખેડવાથી શ્રમિત થયો હોય તેને હળવે હળવે ફેરવવો. અને પછી સાકર તથા સાથવામાં તેલ ભેળી તેના ગોળા કરીને ઘોડાને ખવરાવવા. १३६

हरिमन्थांश्च माषाश्च भक्षणार्थमकुष्टकान् ।
शुष्कानाद्रांश्च मांसानि सुस्विन्नानि प्रदापयेत् ॥ १३७ ॥

ઘોડાને ખાવા માટે ચણા, અડદ, લીલા શુકા મઠ તથા સંપૂર્ણ ચડેલું માંસ આપવું. १३७

यद्यत्र स्खलितं गात्रं तत्र दण्डं न पातपयेत् ।
नावतारितपल्याणं हयं मार्गसमागतम् ।
दत्त्वा गुडं सवलणं बलसंरक्षणाय च ॥ १३८ ॥

સારી રીતે ઔષધોપચાર કર્યા છતાં પણ જે અશ્વનું શરીર શિથિલ રહેતું હોય તેને મારવો નહીં. ગ્રામાંતર કરી આવેલા ઘોડા ઉપરથી પલાણ ઉતાર્યા વિનાજ તેના શરીરબળની રક્ષા માટે તેને મીઠું તથા ગોળ એકઠાં કરીને ખાવા આપવાં. १३८

गतस्वेदस्य शान्तस्य सुरूपमुपतिष्ठतः ।
मुक्तपृष्ठादिबन्धस्य खलीनमवतारयेत् ॥ १३९ ॥

ઘોડો ગોળમીઠું ખાઈને શાંત થાય, પરસેવા રહિત થાય, થંડો પડે, પ્રથમના જેવી સુંદર આકૃતિને પ્રાપ્ત થાય એટલે તંગને ઢીલો કરીને પ્રથમ પીઠ ઉપરની ગાદી ઉતારી લેવી અને પછી મુખ ઉપરથી ચોકડુ ઉતારી લેવું. १३९

मर्दयित्वा तु गात्राणि पांसुमध्ये विवर्त्तयेत् ।
स्नानपानावगाहैश्च ततः सम्यक्प्रपोषयेत् ॥ १४० ॥

ત્યાર પછી તેનાં શરીરોને સારી પેઠે મર્દન કરીને તેને ધુળમાં લોટાડવો. અને પછી સ્નાન, પાન તથા અવગાહનથી તેનું સારી રીતે પોષણ કરવું. १४०

## અશ્વ ચિકિત્સા.

सर्वदोषहरोऽश्वानां मद्यजङ्गलयो रसः ।
शक्त्या संपाययेत्क्षीरं घृतं वा वारि सक्तुकम् ॥ १४१ ॥

મદિરા તથા જંગાલનો રસ ઘોડાના સઘળા રોગોનો નાશ કરે છે. માટે તે પાવા. અને શક્તિ પ્રમાણે દુધ, ઘી, અથવા તો પાણીમાં ડોળેલો સાથવો પાવો. १४१

अन्नं भुक्त्वा जलं पीत्वा तत्क्षणाद्वाहिता हयः ।
उत्पद्यन्ते तदाश्वानां कासश्वासादिका गदाः ॥ १४२ ॥

ઘોડાઓને અન્ન ખવરાવીને તથા પાણી પાઈને તુરતજ તેના ઉપર ચઢી તેને હંકાર્યા હોય તો તેને ઉધરસ તથા શ્વાસ વગેરે રોગો ઉત્પન્ન થાય છે. ૧૪૨

यवाश्च चणकाः श्रेष्ठा मध्या माषा मकुष्टकाः ।
नीचा मसूरा मुद्गाश्च भोजनार्थं तु वाजिनः ॥ १४३ ॥

ઘોડાને ખાવા માટે જવ તથા ચણા ઉત્તમ છે, અડદ અને મઠ મધ્યમ છે તથા મસૂર અને મગ ઉતરતા ગણેલા છે. ૧૪૩

## અશ્વગતિ નીતિ.

गतयः षड्विधा धारास्कन्दितं रेचितं प्लुतम् ।
धौरीतकं वल्गितं च तासां लक्ष्म पृथक्पृथक् ॥ १४४ ॥

ઘોડાનીગતિ ૭ પ્રકારની છે, ૧ ધારા, ૨ આસ્કંદિત, ૩ રેચિત, ૪ પ્લુત, ૫ ધૌરિતક, અને ૬ વલ્ગિત. તે ગતિઓનાં જુદાં જુદાં લક્ષણોછે. ૧૪૪

धारागतिः सा विज्ञेया यातिवेगतरा मता ।
पार्ष्णितोदातिनुदितो यस्यां भ्रान्तो भवेद्धयः ॥ १४५ ॥

ધારાગતિને અતિ વેગવાળી ગતિ જાણવી-જેમાં પગની પેનીયોનો પ્રહાર કરીને ચાલવા માટે પ્રેરેલો ઘોડો ભ્રમિત થાય છે. ૧૪૫

आकुञ्चिताग्रपादाभ्यामुत्प्लुत्योत्प्लुत्य या गतिः ।
आस्कन्दिता च सा ज्ञेया गतिविद्भिस्तु वाजिनाम् ॥ १४६ ॥

ઘોડો આગળના બન્ને ચરણને સંકોચી ઠેકતો ઠેકતો ચાલે છે તે ગતિને અશ્વગતિ જાણનારા લોકોએ આસ્કંદિત નામની ગતિ કહી છે. ૧૪૬

ईषदुत्प्लुत्य गमनमखण्डं रेचितं हि तत् ।
पादैश्चतुर्भिरुत्प्लुत्य मृगवत्सा प्लुता गतिः ॥ १४७ ॥

ધીરે ધીરે ઠેકીને ક્રમવાર ચાલવું તે ગતિને રેચિત ગતિ કહે છે; અને મૃગની પેઠે ચાર પગે ઠેકીને ચાલવું તે ગતિને પ્લુત ગતિ કહે છે. ૧૪૭

असंवलितपद्भ्यां तु सुव्यक्तं गमनं तुरम् ।
धौरीतकं च तज्ज्ञेयं रथसंवाहने वरम् ॥ १४८ ॥

સરલ ચરણવડે ઉતાવળથી સ્પષ્ટરીતે ચાલવું, તે ગતિને ધૌરિતક ગતિ કહે છે. રથ ખેંચવામાં આ ગતિ ઉત્તમ ગણાય છે. ૧૪૮

प्रसंवलितपद्भ्यां यो मयूरो धृतकन्धरः ।
दोलायितशरीरार्द्धकायो गच्छति वल्गितम् ॥ १४९ ॥

જે અશ્વ મયૂરની માફક ઉંચી ડોક કરી શરીરનો પૂર્વઅર્દ્ધભાગ ડોલાવતો, વાંકા ચરણથી ચાલે છે તે ગતિને વલ્ગિત ગતિ કહે છે. ૧૪૯

## બળદ લક્ષણ.

परिणाहो वृषमुखादुदरे तु चतुर्गुणः ।
सककुत्त्रिगुणोच्चं तु सार्द्धत्रिगुणदीर्घता ॥ १५० ॥

બળદના ઉદરનો વિસ્તાર, મુખ કરતાં ચોગણો મોટો, ખુંધ સહિત ઉદરની ઉન્નતિ, મુખ કરતાં ત્રણ ગણી મોટી, અને લંબાઈ સાડા ત્રણ ગણી મોટી કહી છે. ૧૫૦

सप्ततालो वृषः पूज्यो गुणैरेभिर्युतो यदि ॥ १५१ ॥

જે સાત તાળની કાયાવાળો બળદ, ઉપર જણાવેલા ગુણસંપન્ન હોય તો તેને ઉત્તમ જાણવો. ૧૫૧

न स्थायी न च वै मन्दः सुवोढा स्वङ्गसुन्दरः ।
नातिक्रूरः सुपृष्ठश्च वृषभः श्रेष्ठ उच्यते ॥ १५२ ॥

જે બળદ એક ઠેકાણે ઉભો રહેતો ન હોય, શરીરે ઉન્નત હોય, દૃઢ હોય, સારી પેઠે ભાર ઉંચકતો હોય, જેના શરીરના અવયવો સુંદર હોય બહુ ક્રૂર ન હોય, ને જેની પીઠ મનોહર હોય, તે બળદને શ્રેષ્ઠ કહ્યો છે. ૧૫૨

## ઉંટ લક્ષણ.

त्रिंशद्योजनगन्ता वा प्रत्यहं भारवाहकः ।
नवतालश्च सुदृढः सुमुखोष्ट्रः प्रशस्यते ॥ १५३ ॥

જે ઉંટ નિરંતર ત્રિશ યોજન જતો હોય, નિરંતર ભાર વેહેતો હોય, જેની કાયા નવતાળ જેવડી હોય, જેનું મુખ મનોહર અને શરીર દૃઢ હોય તે ઉંટ વખણાય છે. ૧૫૩

## આયુષ્ય નીતિ.

शतमायुर्मनुष्याणां गजानां परमं स्मृतम् ।
मनुष्यगजयोर्बाल्यं यावद्विंशतिवत्सरम् ॥ १५४ ॥

મનુષ્યોનું અને હાથીયોનું પૂર્ણ આયુષ્ય સો વર્ષ પર્યંત અને બાલ્યાવસ્થા વીશ વર્ષની કહી છે. ૧૫૪

नृणां हि मध्यमं यावत्षष्टिवर्षं वयः स्मृतम् ।
अशीतिवत्सरं यावद्गजस्य मध्यमं वयः ॥ १५५ ॥

મનુષ્યોનું મધ્યમ આયુષ્ય સાઠ વર્ષનું અને હાથીનું મધ્યમ આયુષ્ય એંશી વર્ષનું કહ્યું છે. ૧૫૫

चतुस्त्रिंशत्तु वर्षाणामश्वस्यायुः परं स्मृतम् ।
पञ्चविंशतिवर्षं हि परमायुर्वृषोष्ट्रयोः ॥ १५६ ॥

ઘોડાનું પરમ આયુષ્ય ચોત્રીસ વર્ષનું તથા બળદનું અને ઉંટનું પરમ આયુષ્ય પચીસ વર્ષનું જાણવું. ૧૫૬

बाल्यमश्ववृषोष्ट्रानां पञ्चमं वत्सरं मतम् ।
मध्यं यावत्षोडशाब्दं वार्द्धक्यं तु ततः परम् ॥ १५७ ॥

ઘોડા, બળદ અને ઉંટની પાંચ વર્ષ સુધી બાલ્યાવસ્થા, સોળ વર્ષ સુધી યૌવનાવસ્થા અને ત્યાર પછી વૃદ્ધાવસ્થા કહી છે. ૧૫૭

## ઘોડાના અને બળદના આયુષ્યની પરીક્ષા.

दन्तानामुद्गमैर्वर्णैरायुर्ज्ञेयं वृषाश्वयोः ॥ १५८ ॥

બળદનું અને ઘોડાનું આયુષ્ય દાંતો ફુટવાપરથી તથા તેના રંગ ઉપરથી સમજાય છે. ૧૫૮

अश्वस्य षट् सिता दन्ताः प्रथमाब्दे भवन्ति हि ।
कृष्णलोहितवर्णास्तु द्वितीयेऽब्दे ह्यधोगताः ॥ १५९ ॥
तृतीयेऽब्दे तु सन्दंशौ क्रमात्कृष्णौ षडब्दतः ।
तत्पार्श्ववर्त्तिनौ तौ तु चतुर्थे पुनरुद्गतौ ॥ १६० ॥

ઘોડાને પહેલે વર્ષે છ ધુળીયા દાંત આવે છે, બીજે વર્ષે નિચેના દાંત કાળા અને રાતા રંગના અવશ્ય થાય છે, ત્રીજા વર્ષથી લઈને છ વર્ષ સુધીમાં ક્રમ પ્રમાણે બે દાંત કાળા થાય છે, ચોથા વર્ષમાં તે બે દાંતના પડખા ઉપર ફરીને બીજા બે દાંત ફુટે છે. ૧૫૯-૧૬૦

अन्त्यौ द्वौ पञ्चमाब्दे तु सन्दंशौ पुनरुद्गतौ ।
मध्यपार्श्वान्तगौ द्वौ द्वौ क्रमात्कृष्णौ षडब्दतः ॥ १६१ ॥

પાંચમે વર્ષે છેવટમાં બે દાંત ફરીને ફુટે છે અને વચલા દાંતની પાસેના તથા પડખાના દાંતની પાસેના બે દાંત છ વર્ષ સુધીમાં ક્રમે કરીને કાળા થાય છે. ૧૬૧

नवमाद्वात्क्रमात्पीतौ तौ सितौ द्वादशाद्वतः ।
दशपञ्चाद्वतस्तौ तु काचाभौ क्रमशः स्मृतौ ॥ १६२ ॥

આગળના બે દાંત ક્રમથી નવવર્ષ પછી પીળા અને બાર વર્ષ પછી ધોળા થાય છે. અને પંદર વર્ષ પછી તે ક્રમ પ્રમાણે કાચની કાંતિ જેવા ઊજ્વલ થાય છે એમ સમજવું. ૧૬૨

अष्टादशाद्वतस्तौ हि मध्वाभौ भवतः क्रमात् ।
शंखाभौ चैकविंशाद्वाच्चतुर्विंशाब्दतः सदा ।
छिद्रं सञ्चलनं पातो दन्तानां च त्रिके त्रिके ॥ १६३ ॥

તે દાંત ફરીને અઢાર વર્ષ પછી ક્રમવાર મધવર્ણા થાય છે. એકવીશ વર્ષ પછી શંખવર્ણા થાયુ છે. અને ચોવીસ વર્ષ પછી સદા ત્રીજે ત્રીજે વર્ષે ક્રમ પ્રમાણે દાંતમાં છિદ્ર પડે છે. હાલવા માંડે છે અને પડી જાય છે. ૧૬૩

આયુષ્ય રેખા.

प्रोथे सुवलयस्तिस्त्रः पूर्णायुर्यस्य वाजिनः ।
यथा यथा तु हीनास्ता हीनमायुस्तथा तथा ॥ १६४ ॥

જે ઘોડાનું આયુષ્ય પૂર્ણ હોય, તેના મુખની આગળના ભાગમાં મનોહર ત્રણ રેખા-વાટા પડે છે. તે રેખા જેમ જેમ નાની હોય તેમ તેમ ઓછું આયુષ્ય સમજવું. ૧૬૪

जानूत्पाती त्वोष्ठवाद्यो धूतपृष्ठो जलासनः ।
गतिमध्याशनः पृष्ठपाती पश्चाद्गमोर्ध्वपात् ॥ १६५ ॥
सर्पजिह्वश्चर्क्षकान्तिर्भीरुरश्वोऽतिनिन्दितः ।
सच्छिद्रभालतिलकी निन्द्य आश्रयकृत्तथा ॥ १६६ ॥

ગોઠણને ઉંચા ઉછાળનાર, ઓષ્ઠ ફફડાવનાર, પીઠ ધુણાવનાર, પાણીવાળી જગ્યામાં બેસીજનાર, રસ્તે ચાલતાં ચાલતાં વચ્ચે બેસી જનાર, પાછલી પીઠને ઉછાળનાર, પાછલે પગે ચાલનાર, પાછળના પગોથી લાત મારનાર, સર્પની જીભ જેવી જીભવાળો, રીંછના જેવી કાંતિવાળો તથા ભડકણ ઘોડો હલકો જાણવો. અને જેના લલાટની વચમાં છિદ્રવાળું તિલક હોય તથા પોતાના ઉપર સ્વારી કરનારા મનુષ્યનો ઘાત કરતો હોય તે અશ્વને અતિ નિંદ્ય જાણવો. ૧૬૫-૧૬૬

वृषस्याष्टौ सिता दन्ताश्चतुर्थेऽब्देऽखिलाः स्मृताः ।
द्वावन्त्यौ पतितोत्पन्नौ पञ्चमेऽब्दे हि तस्य वै ॥ १६७ ॥

બળદના આઠે દાંત ચોથે વર્ષે ધોળા થાય છે અને પાંચમે વર્ષે તેના છેલ્લા બે દાંત પડી જાય છે અને તે ઠેકાણે ફરીને નવા દાંત ફુટે છે. ૧૬૭

षष्ठे तूपान्त्यौ भवतः सप्तमे तत्समीपगौ ।
अष्टमे पतितोत्पन्नौ मध्यमौ दशनौ खलु ॥ १६८ ॥

છઠ્ઠે વર્ષે છેવટના દાંતની પાસે બે દાંત ફુટે છે; સાતમે વર્ષે તે ઉગેલા દાંતની પાસે બીજા બે દાંત ફુટે છે. અને આઠમે વર્ષે વચલા બે દાંત અવશ્ય પડી જઈને ફરીથી ઉગે છે. ૧૬૮

कृष्णपीतसितारक्तशंखच्छायौ द्विके द्विके ।
क्रमादब्दे च भवतश्चलनं पतनं ततः ॥ १६९ ॥

આઠમા વર્ષ પછી બબ્બે વર્ષે-એટલે દશમે વર્ષે અને બારમે વર્ષે તે બે દાંત (નવા ઉગેલા) ક્રમવાર કાળા, પીળા, ધોળા, સહજ રાતા, અને શંખવર્ણા થાય છે, ચલિત થાય છે અને પછી પડી જાય છે. ૧૬૯

उष्ट्रस्योक्तप्रकारेण वयोज्ञानन्तु वा भवेत् ॥ १७० ॥

ઘોડાની પેઠેજ ઉંટની અવસ્થાનું પણ જ્ઞાન સમજવું. ૧૭૦

## હાથી ઘોડા વગેરેને વશ કરવાની રીતિ.

प्रेरकाकर्षकमुखोऽङ्कुशो गजविनिग्रहे ।
हस्तिपकैर्गजस्तेन विनेयः सुगमाय हि ॥ १७१ ॥

હાથીયોને નિયમમાં રાખવા માટે તથા તેઓને સારી રીતે ચલાવવા માટે સાણસીના મુખ જેવા મુખની અંકુશ થાય છે; હસ્તિપાળકોએ હાથીયોને સારી ચાલ ચલાવવા માટે આ અંકુશવતી શિક્ષા કરવી. ૧૭૧

खलीनस्योर्ध्वखण्डौ द्वौ पार्श्वगौ द्वादशांगुलौ ।
तत्पार्श्वान्तर्गताभ्यान्तु सुदृढाभ्यां तथैव च ॥ १७२ ॥
वारकाकर्षखण्डाभ्यां रज्ज्वर्थवलयैर्युतौ ।
एवंविधखलीनेन वशीकुर्य्यात्तु वाजिनम् ॥ १७३ ॥

ઘોડાના ચોકડાની બન્ને બાજુ ઉપર બાર આંગળના બે કકડાઓને ઉંચા ભાગમાં હોય છે તે ચોકડાની સમીપમાં રહેલા તથા ઘોડાને આગળ જતાં અટકાવનારા તથા પાછા ખેંચનારા બે સાણસીના આકારના લોઢાના ઘણા દૃઢ કકડા સાથે દોરીના ગાળીયાવાળા બે કટકાને જોડી દેવા; અને તે ચોકડાવડે ઘોડાને વશ કરવો. ૧૭૨-૧૭૩

नासिकाकर्षरज्ज्वा तु वृषोष्ट्रं विनयेद्भृशम् ।
तीक्ष्णाग्रायःसप्तफालः स्यादेषां मलशोधने ॥ १७४॥

બળદને અને ઉંટને નથનીવતી (દોરીવતી) નાથીને બરાબર નિયમમાં ચલાવવા. અને અણીવાળી પરોણીવતી તેનાં અપલક્ષણો દૂર કરવાં. ૧૭૪

सुताडनैर्विनेया हि मनुष्याः पशवः सदा ।
सैनिकास्तु विशेषेण न ते वै धनदण्डतः ॥ १७५ ॥

પશુઓને તથા મનુષ્યોને નિરંતર યોગ્ય શિક્ષા આપીને નિયમમાં રાખવા. અને સીપાઇઓને સારી રીતે શિક્ષા કરીને નિયમમાં રાખવા. કારણ કે તેઓ ધનના દંડથી નિયમમાં રહેતા નથી. ૧૭૫

अनूपे तु वृषाश्वानां गजोष्ट्राणान्तु जङ्गले ।
साधारणे पदातीनां निवेशाद्रक्षणं भवेत् ॥ १७६ ॥

બળદોને અને ઘોડાઓને જળવાળા દેશમાં રાખવાથી, હાથી અને ઉંટને જંગલમાં રાખવાથી અને પાળાઓને સાધારણ પ્રદેશમાં રાખવાથી તેઓનું રક્ષણ થાય છે. ૧૭૬

## રક્ષણ નીતિ.

शतं शतं योजनान्ते सैन्यं राष्ट्रे नियोजयेत् ॥ १७७ ॥

દેશમાં ચાર ચાર ગાઉને છેટે સો સો સીપાઇઓની ટુકડીયો રાખવી. ૧૭૭

गजोष्ट्रवृषभाश्वाः प्राक्श्रेष्ठाः सम्भारवाहने ।
सर्वेभ्यः शकटाः श्रेष्ठा वर्षाकालं विना स्मृताः ॥ १७८ ॥

યુદ્ધ સામગ્રીયો ઉપાડવા માટે મુખ્ય તો હાથીયો, ઉંટો, બળદો અને ઘોડાઓ શ્રેષ્ઠ જાણવા. અને વર્ષાકાળ શિવાય બીજી ઋતુમાં સર્વ વાહનો કરતાં ગાડાઓ શ્રેષ્ઠ જાણવાં. ૧૭૮

न चाल्पसाधनो गच्छेदपि जेतुमरिं लघुम् ।
महतात्यन्तसाद्यस्कबलेनैव सुबुद्धियुक् ॥ १७९ ॥

અલ્પ સાધનવાળા રાજાએ ક્ષુદ્ર શત્રુના ઉપર પણ ચઢાઈ કરવી નહિ, પરંતુ બુદ્ધિશાળી રાજાએ મહાપ્રબળ એવી સાદ્યસ્ક (આધુનિક) સેનાની સાથે રહીનેજ શત્રુ ઉપર ચઢાઈ કરવી ૧૭૯

अशिक्षितमसारञ्च साद्यस्कं तूलवच्च तत् ।
युद्धं विनान्यकार्य्येषु योजयेत्मतिमान्सदा ॥ १८० ॥

કેળવાયલા રાજાએ વ્યૂહાદિકની રચનામાં અજાણી સાર્થક સેનાને રૂના જેવી નિ:સત્વ જાણવી. અને તે સેનાને યુદ્ધવિના બીજા કાર્યમાં નિત્ય લગાડવી. ૧૮૦

विकर्तुं यततेऽल्पोऽपि प्राप्ते प्राणात्ययेऽनिशम् ।
न पुनः किन्तु बलवान्विकारकरणक्षमः ॥ १८१ ॥

જ્યારે પ્રાણ જવાની તૈયારી થાય છે ત્યારે સાધારણ મનુષ્ય પણ નિરંતર ભુડું કરવાને યત્ન કરે છે; પરંતુ બળવાન્ મનુષ્ય બુરૂં કરવા સમર્થ હોય તો પણ બુરૂ કરવાનો પ્રયત્ન કરતો નથી. ૧૮૧

अपि बहुबलोऽशूरो न स्थातुं क्षमते रणे ।
किमल्पसाधनाशूरः स्थातुं शक्तोऽरिणा समम् ॥ १८२ ॥

ઘણી સેના હોય તોપણ બળહીન મનુષ્ય રણભૂમિ ઉપર ઉભો રહી શકતો નથી; ત્યારે થોડી સેનાવાળો નિર્બળ મનુષ્ય તો રણભૂમિ ઉપર શત્રુની સામે કેમ ઉભો રહી શકે ? ૧૮૨

सुसिद्धाल्पबल : शूरो विजेतुं क्षमते रिपुम् ।
महान् सुसिद्धबलयुक् शूरः किं न विजेष्यति ॥ १८३ ॥

શૂરવીર રાજાની પાસે સારી રીતે વ્યૂહાદિક રચના જાણનારી થોડી સેના હોય તોપણ તે શત્રુનો પરાજય કરી શકે છે; ત્યારે યુદ્ધકળાકુશળ સેનાવાળો મહા શૂરવીર રાજા, શત્રુને શા માટે જીતી શકે નહિ. ૧૮૩

मौलशिक्षितसारेण गच्छेद्राजा रणे रिपुम् ।
प्राणात्ययेऽपि मौलं न स्वामिनं त्यक्तुमिच्छति ॥ १८४ ॥

રાજાએ યુદ્ધ રચનામાં ઘણી પ્રવીણ એવી મૌલ-(પરંપરાગત સેના) સેનાને સાથે લઈને રણમાં શત્રુઉપર ચઢાઈ કરવી; કારણ કે મૌલ સેના પ્રાણ જતાં સુધી પણ પોતાના રાજાનો ત્યાગ કરવાની ઈચ્છા કરતી નથી. ૧૮૪

वाग्दण्डपरुषेणैव भृतिह्रासेन भीतितः ।
नित्यं प्रवासायासाभ्यां भेदोऽवश्यं प्रजायते ॥ १८५ ॥

ગાળો ભાંડવાથી, શિક્ષા કરવાથી, પગાર ઘટાડવાથી, ભય બતાવવાથી, હંમેશા પ્રવાસ કરાવવાથી, અને શ્રમ આપવાથી સેનાના મનમાં અવશ્ય ભેદ થાય છે. ૧૮૫

बलं यस्य तु संभिन्नं मनागपि जयः कुतः? ।
शत्रोस्तस्यापि सेनाया अतो भेदं विचिन्तयेत् ॥ १८६ ॥

જેની સેનાનું મન જરા પણ ભંગ થયું તેનો અલ્પ વિજય પણ ક્યાંથી થાય, માટે શત્રુઓ તરફથી પોતાની સેનામાં ભેદ થાય નહીં તેનો રાજાએ વિચાર કરવો. ૧૮૬

यथा हि शत्रुसेनाया भेदोऽवश्यं भवेत्तथा ।
कौटिल्येन प्रदानेन द्राक्कुर्यान्नृपतिः सदा ॥ १८७ ॥

જેવી રીતે શત્રુની સેનામાં અવશ્ય ફુટફાટ પડે તે પ્રમાણે રાજાએ નિત્ય કપટથી અથવા તો ધનદાનથી તુરત ઉપાય કરવો. ૧૮૭

सेवयात्यन्तप्रबलं नत्या चारिं प्रसाधयेत् ।
प्रबलं मानदानाभ्यां युद्धैर्हीनबलं तथा ।
मैत्र्या जयेत्समबलं भेदैः सर्वान्वशं नयेत् ॥ १८८ ॥

અત્યંત પ્રબળ શત્રુને સેવા તથા પ્રણામથી વશ કરવો, પ્રબળ શત્રુને સામ તથા દામથી વશ કરવો, દુર્બળ શત્રુને યુદ્ધથી વશ કરવો, પોતાના સમાન બળશાળી શત્રુને મિત્રતાથી વશ કરવો. અને સઘળા લોકોને રંજન કરીને સ્વાધીન કરવા. ૧૮૮

शत्रुसंसाधनोपायो नान्यः सुबलभेदतः ।
तावत्परो नीतिमान्स्याद्यावत्सुबलवान्स्वयम् ।
मित्रं तावच्च भवति पुष्टाग्नेः पवनो यथा ॥ १८९ ॥

યુદ્ધમાં પ્રવીણ એવી સેનાને ફોડયા વિના શત્રને વશ કરવાનો બીજો એક પણ ઉપાય નથી. જ્યાં સુધી પોતાની સેના યુદ્ધ કરવાને સમર્થ હોય ત્યાં સુધી શત્રુ પણ નીતિમાન્ રહે છે—સહાય કરે છે. દૃષ્ટાંત કે, અગ્નિ જ્યાં સુધી વેગમાં બળતો હોય ત્યાં સુધી પવન પણ તેને સહાય કરે છે. ૧૮૯

त्यक्तं रिपुबलं धार्य्यं न समूहसमीपतः ।
पृथक्नियोजयेत्प्राग्वा युद्धार्थं कल्पयेच्च तत् ।
मैत्र्यमारात्पृष्ठभागे पार्श्वयोर्वा बलं न्यसेत् ॥ १९० ॥

શત્રુએ ત્યાગ કરેલું સૈન્ય પોતાને શરણે આવ્યું હોય તેને સમૂહની સમીપમાં રાખવું નહિ, પરંતુ એકાંતરીતે વશ થયેલાં શત્રુ સૈન્યને જુદું જુદું રાખવું અને યુદ્ધમાટે તેની ગોઠવણ કરવી. મિત્રના સૈન્યને પોતાની સમીપમાં અથવા પાછળ અથવા તો બન્ને ભાગ ઉપર રાખવી. ૧૯૦

## શસ્ત્ર અસ્ત્ર નીતિ.

अस्यते क्षिप्यते यत्तु मन्त्रयन्त्राग्निभिश्च तत् ॥ १९१ ॥
अस्त्रं तदन्यतः शस्त्रमसिकुन्तादिकञ्च यत् ।
अस्त्रन्तु द्विविधं ज्ञेयं नालिकं मान्त्रिकं तथा ॥ १९२ ॥

જે મંત્ર ભણીને યંત્રમાં ચઢાવીને અથવા તો અગ્નિવડે મૂકવામા આવે છે અથવા તો ફેંકવામાં આવે છે તેને અસ્ત્ર જાણવું. અને તેથી બીજાં તરવાર, ભાલા વગેરેને શસ્ત્ર જાણવાં. તેમાં અસ્ત્ર બે જાતનાં છેઃ **નાલિક** તથા **માંત્રિક**. ૧૯૧-૧૯૨

यदा तु मान्त्रिकं नास्ति नालिकं तत्र धारयेत् ।
सह शस्त्रेण नृपतिर्विजयार्थन्तु सर्वदा ॥ १९३ ॥

જ્યારે માંત્રિક અસ્ત્ર ન હોય ત્યારે રાજાએ વિજય માટે નિત્ય શસ્ત્ર સહિત નાલિકો-બંદુકો ધારણ કરવી. ૧૯૩

लघुदीर्घाकारधाराभेदैः शस्त्रास्त्रनामकम् ।
प्रथयन्ति नवं भिन्नं व्यवहाराय तद्विदः ॥ १९४ ॥

શસ્ત્રવેત્તા શિલ્પિયો યુદ્ધ માટે નાના તથા મોટા આકારનાં શસ્ત્રો તથા અસ્ત્રો બનાવી તેની વાપરવાની રીતિ સાથે ભિન્નભિન્ન નવાં નામો બાહાર પાડે છે. ૧૯૪

नालिकं द्विविधं ज्ञेयं बृहत्क्षुद्रविभेदतः ॥ १९५ ॥

બંદુક બે જાતની છેઃ તથા મોટી નાની.

तिर्यगूर्ध्वच्छिद्रमूलं नालं पञ्चवितस्तिकम् ।
मूलाग्रयोर्लक्ष्यभेदितिलबिन्दुयुतम् सदा ॥ १९६ ॥
यन्त्राघाताग्निकृद् ग्रावचूर्णधृक्कर्णमूलकम् ।
सुकाष्ठोपाङ्गबुध्नञ्च मध्यांगुलबिलान्तरम् । ॥ १९७ ॥
स्वान्तेऽग्निचूर्णसन्धातृ शलाकासंयुतं दृढम् ।
लघुनालिकमप्येतत्प्रधार्यं पत्तिसादिभिः ॥ १९८ ॥

જેના મૂખમાં વાકું તથા ઉંચું છિદ્ર હોય, જેની નળી અઢી હાથ લાંબી હોય, જેના કાન તથા મુખની આગળ નિશાન તાકવાનું તિલ-પુષ્પ-માખી હોય, ઘોડાના આઘાતથી જેમાં અગ્નિ ઉત્પન્ન થતો હોય, જેના કાનમાં પત્થરનો ભુકો-દારૂ ભરવામાં આવતો હોય, જેના લોઢાના અવયવોનો છેડો સારાં લાકડાની સાથે જડેલો હોય જેની નળી એક

આંગળ પોહોળી હોય અને તેમાં દારૂ ભરવામાં આવતો હોય, તથા પાછળના ભાગમાં ગજ રાખવામાં આવતો હોય. અને જે દૃઢ હોય, તે અસ્ત્ર બંદુકના નામથી પ્રખ્યાત છે. પાયદળોએ અને ઘોડેસ્વારોએ આ નાની બંદુક પણ ધારણ કરવી. ૧૯૬-૧૯૭-૧૯૮

यथा यथा तु त्वक्सारं यथा स्थूलाबिलान्तरम् ।
यथा दीर्घं बृहद्गोलं दूरभेदि तथा तथा ॥ १९९ ॥

બંદુક જેમ જેમ મજબૂત પતરાની, મોટા મુખવાળી, લાંબી, અને મોટી ગોળી ખાઈ શકતી હોય તેમ તેમ દૂરના નિશાનને મારે છે. ૧૯૯

मूलकीलभ्रमाल्लक्ष्यसमसन्धानभाजि यत् ।
बृहन्नालिकसंज्ञं तत्काष्ठबुध्नविनिर्मितम् ।
प्रवाह्यं शकटाद्यैस्तु सुयुक्तं विजयप्रदम् ॥ २०० ॥

કઠણ પતરાની બનાવેલી, લાકડાના કુંદાની સાથે જડેલી, મૂળનો ખીલો ફેરવવાથી નિશાનના સન્મુખ ઉભી રહેનારી, બંદુકને મોટી તોપ કહે છે. આ તોપને ગાડીવતી લઈ જઇ શકાય છે, પણ મનુષ્યો કે બીજા કોઈ ઉચકી શકતા નથી. આ તોપનો જો સારો ઉપયોગ કરવામાં આવ્યો હોય તો તે વિજય આપે છે. ૨૦૦

सुवर्चिलवणात्पञ्च पलानि गन्धकात्पलम् ।
अन्तर्धूमविपक्वार्कस्नुह्याद्यङ्गारतः पलम् ॥ २०१ ॥
शुद्धात्संग्राह्य सञ्चूर्ण्य सम्मील्य प्रपुटेद्रसैः ।
स्नुह्यर्काणां रसोनस्य शोषयेदातपेन च ।
पिष्ट्वा शर्करवच्चैतदग्निचूर्णं भवेत्खलु ॥ २०२ ॥

પાંચ પળ સુરોખાર, એક પળ ગંધક તથા એક પળ આકડાના અને થોરના અર્ધ બળેલા કોયલા લેવા તે સર્વ વસ્તુને ઝીણા ખાંડીને તેનો બારીક ભુકો કરીને તેને આકડાના રસમાં તથા થોરના રસમાં પુટ આપવો. જ્યારે તે ચૂર્ણમાનો રસ સુકાઈ જાય અને ચૂર્ણનો પિંડ બંધાય ત્યારે તેને તડકામાં સુકાવવો પછી તેને ખરળમાં નાખીને સાકરની પેઠે ખૂબ ઘુંટીને ઝીણો ભુકો કરવો, ખરેખર આ દારૂ તરિકે વપરાય છે. ૨૦૧-૨૦૨

सुवर्चिलवणाद्भागाः षड्वा चत्वार एव वा ।
नालास्त्रार्थाग्निचूर्णे तु गन्धाङ्गारौ तु पूर्ववत् ॥ २०३ ॥

બંદુકોના દારૂમાં સુરાખારના છ અથવા ચાર ભાગ નાખવા, અને ગંધક તથા આકડાના, અને થોરના કોયલા પ્રથમના જેટલા નાખવા. ૨૦૩

गोलो लोहमयो गर्भगुटिकः केवलोऽपि वा ।
सीसस्य लघुनालार्थे ह्यन्यधातुभवोऽपि वा ॥ २०४ ॥

નાની બંદુક માટે નરદમ લોઢાના અથવા તો શીશાના કે બીજી ધાતુના ગોળા બનાવવા. અને તે ધુડણુના જેવા ગોળાકાર કરવા. ૨૦૪

लोहसारमयं वापि नालास्त्रं त्वन्यधातुजम् ।
नित्यसम्मार्जनस्वच्छमस्त्रपातिभिरावृतम् ॥ २०५ ॥

ગજવેલની અથવા તો બીજી ધાતુની બનાવેલી બંદુકને નિરંતર સારી પેઠે ઘસીને સ્વચ્છ રાખવી અને તેના ઉપર અસ્ત્રનો ઉપયોગ કરનારા શૂરાઓની ચોકી રખાવવી. ૨૦૫

अङ्गारस्यैव गन्धस्य सुवर्चिलवणस्य च ।
शिलाया हारितालस्य तथा सीसमलस्य च ॥ २०६ ॥
हिंगुलस्य तथा कान्तरजसः कर्पूरस्य च ।
जतोर्नील्याश्च सरलनिर्य्यासस्य तथैव च ॥ २०७ ॥
समन्यूनाधिकैरंशैरग्निचूर्णान्यनेकशः ।
कल्पयन्ति च तद्विद्याश्चन्द्रिकाभादिमन्ति च ॥ २०८ ॥

દારૂ બનાવી જાણનારા લોકો, કોયલા, ગંધક, સુરોખાર, પત્થર, હડતાલ, સીસમલ, હિંગળો. લોઢાનો ભુકો, કપૂર, લાખ, ગળી, અને સરળના ઝાડનો ગુંદર-આ સર્વના ઓછા કે વધતા સમાન ભાગો લઈ તેને એકઠા કરી તેમાંથી ચાંદની જેવા રંગના અનેક પ્રકારના દારૂઓ બનાવે છે. ૨૦૬--૨૦૮

क्षिपन्ति चाग्निसंयोगाद्गोलं लक्षे सुनालगम् ॥ २०९ ॥

નિશાન તાકનારાઓ બંદુકમાં ગોળી ભરી કાનઉપર દારૂ મૂકીને તેને દાબે છે અને ગોળીનો શત્રુના ઉપર ઘાવ કરે છે. ૨૦૯

नालास्त्रं शोधयेदादौ दद्यात्तत्राग्निचूर्णकम् ।
निवेशयेत्तद्दण्डेन नालमूले यथा दृढम् ॥ २१० ॥
ततः सुगोलकं दद्यात्ततः कर्णेऽग्निचूर्णकम् ।
कर्णचूर्णाग्निदानेन गोलं लक्ष्ये निपातयेत् ॥ २११ ॥

મનુષ્યે પ્રથમ બંદુકની નળીમાં ગજ નાખીને બંદુકને સાફ કરવી. ત્યાર પછી તે નળીમાં દારૂ નાખીને ગજવતી તે દારૂને ઠોકતાં જવું કે જેથી નળીની અંદર બરાબર રીતે દારૂ ભરાય. માપ પ્રમાણે દારૂ ભરાઇ રહ્યા પછી, તેમાં ઉંચી જાતની ગોળીયો ભરવી અને પછી કાન ઉપર દારૂ મૂકી જામગિરીના અગ્નિથી તેને દાગીને નિશાન ઉપર ગોળી મારવી. ૨૧૦-૨૧૧

लक्ष्यभेदी यथा बाणो धनुर्ज्याविनियोजितः ।
भवेत्तथा तु सन्धाय द्विहस्तश्च शिलीमुखः ॥ २१२ ॥

બાણને પણ એવી રીતે સાંધીને ફેંકવું. કે તે ધનુષની દોરીમાંથી છુટું થતાં વેંતજ નિશાન ભેદી નાખે–આ બાણ બે હાથનું બનાવવું. ૨૧૨

अष्टाश्रा पृथुबुध्ना तु गदा हृदयसम्मिता ।
पट्टीशः स्वसमो हस्तबुध्नश्चोभयतोमुखः ॥ २१३ ॥

ગદાને આઠ ખૂણાવાળી, મૂળમાં સ્થૂળ, અને હૃદયના જેવી પોહોળી કરવી. પટ્ટિશ બન્ને પડખા ઉપર ધારવાળું અને વાપરનારાના પ્રમાણમાં (નાનું મોટું) અથવા તો બે હાથનું કરવું. ૨૧૩

ईषद्वक्रश्चैकधारो विस्तारे चतुरंगुलः ।
क्षुरप्रान्तो नाभिसमो दृढमुष्टिः सुचन्द्ररुक् ॥ २१४ ॥

એકધાર નામનું શસ્ત્ર જરા વાંકું અને ચાર આંગળ પોહોળું કરવું. ક્ષુરપ્રાંત નામનું અસ્ત્ર તેના વાપરનારાની નાભિપર્યંત લાંબુ, ચંદ્રિકા જેવું ચળકતું અને મજબૂત મૂઠવાળું કરવું. ૨૧૪

खड्गः प्रासश्चतुर्हस्तदण्डबुध्नः क्षुराननः ।
दशहस्तमितः कुन्तः फालाग्रः शंकुबुध्नकः ॥ २१५ ॥

તરવાર અને પ્રાસ ચાર હાથની લાકડી જેવડાં બનાવવાં. અને તેની ધાર સજૈયાના જેવી કરવી. ભાલું–દશ હાથ ઉંચું કરવું અને તેના ફળાનો અગ્ર ભાગ, હળના અગ્રભાગ જેવો તથા શંકુ આકારનો કરવો. ૨૧૫

चक्रं षड्ढस्तपरिधि क्षुरप्रान्तं सुनाभियुक् ।
त्रिहस्तदण्डस्त्रिशिखो लोहरज्जुः सुपाशकः ॥ २१६ ॥

ચક્ર નામનું અસ્ત્ર ગોળાકાર થાય છે, તેનો ઘેરાવ ૬ હાથનો છે. તેના છેડા સજૈયાની માફક તીક્ષ્ણ અને મધ્યભાગ મનોહર હોય છે. સુપાશ નામનું અસ્ત્ર ત્રણ હાથનું તથા દંડાકાર હોય છે, તેને ત્રણ છેડાઓ હોય અને તે લોઢાના તારવાળું હોય છે. ૨૧૬

गोधूमसम्मितस्थूलपत्रं लोहमयं दृढम् ।
कवचं सशिरस्त्राणमूर्ध्वकायविशोभनम् ॥ २१७ ॥

ઉપરના અંગને શોભા આપનાર અને મસ્તકની રક્ષાકરનાર શિર ત્રાણ (ટોપ) તથા કવચ લોઢાનું ઘણું દૃઢ તથા ઘઉંના જેવાં જાડાં પતરાનું કરાવવું. ૨૧૭

तीक्ष्णाग्रं करजं श्रेष्ठं लोहसारमयं दृढम् ॥ २१८ ॥

કરજ નામનું દૃઢતર અસ્ત્ર-સુંદર, તીક્ષ્ણ ધારવાળું અને નરદમ ગજ-વેલનું કરાવવું. ૨૧૮

यो वै सुपुष्टसम्भारस्तथा षड्गुणमन्त्रवित् ।
बह्वस्त्रसंयुतो राजा योद्धुमिच्छेत्स एव हि ।
अन्यथा दुःखमाप्नोति स्वराज्याद्भ्रश्यतेऽपि च ॥ २१९ ॥

જે રાજાની પાસે યુદ્ધની સર્વ સામગ્રી તૈયાર હોય, સંધિ, વિગ્રહ, યાન, આસન, દ્વૈધીભાવ અને આશ્રય, આ છ ગુણમાં તથા મંત્ર વિષયમાં કુશળ હોય તથા જેની પાસે અસંખ્ય શસ્ત્રો હોય, તે રાજાએજ યુદ્ધ કરવાની ઈચ્છા કરવી. પરંતુ જેની પાસે ઉપર કહેલાં સાધનો હોય નહિ તે યુદ્ધ કરે છે તો દુઃખ પામે છે અને પોતાના રાજ્યપરથી પણ ભ્રષ્ટ થાય છે. ૨૧૯

## યુદ્ધસ્વરૂપ.

आबिभ्रतोः शत्रुभावमुभयोः संयतात्मनोः ।
अस्त्राद्यैः स्वार्थसिद्ध्यर्थं व्यापारो युद्धमुच्यते ॥ २२० ॥

પરસ્પર શત્રુભાવ રાખનાર અને ઘણાજ દૃઢ મનના બન્ને રાજાઓ સ્વાર્થ સાધવા માટે પરસ્પર શસ્ત્રાદિકનો વ્યાપાર કરે છે તે યુદ્ધ કહેવાય છે. ૨૨૦

मन्त्रास्त्रैर्दैविकं युद्धं नालाद्यस्त्रैस्तथाऽसुरम् ।
शस्त्रबाहुसमुत्थन्तु मानवं युद्धमीरितम् ॥ २२१ ॥

મંત્રના અસ્ત્રોવતી લઢે તે દિવ્ય યુધ્ધ કહેવાય, બંદુક આદિ અસ્ત્રોવતી લઢે તે આસુર યુધ્ધ કહેવાય અને તરવાર તથા હાથથી લઢે તે માનવ યુદ્ધ કહેવાય છે. ૨૨૨

एकस्य बहुभिः सार्द्धं बहूनां बहुभिश्च वा ।
एकस्यैकेन वा द्वाभ्यां द्वयोर्वा तद्भवेत्खलु ॥ २२२ ॥

એક મનુષ્યને ઘણા સાથે યુદ્ધ થાય અથવા ઘણાને ઘણા સાથે યુદ્ધ થાય, અથવા તો એકને એક સાથે યુદ્ધ થાય અથવા બેને બે સાથે યુદ્ધ થાય-આમ પરસ્પર અનેક યુદ્ધ થાય. ૨૨૨

कालं देशं शत्रुबलं दृष्ट्वा स्वीयबलं ततः ।
उपायान्षड्गुणं मन्त्रं भवेच्च युद्धकामुकः ॥ २२३ ॥

માટે રાજાએ કાળનો, દેશનો, શત્રુસેનાનો, પોતાની સેનાનો, સામ, દામ આદિક ઉપાયોનો, સંધિ, વિગ્રહ વગેરે છ ગુણનો અને મંત્રનો નિપુણતાથી વિચાર કરવો—અને પછી યુદ્ધેચ્છુ થવું. ૨૨૩

शरद्धेमन्तशिशिरकालो युद्धेषु चोत्तमः ।
वसन्तो मध्यमो ज्ञेयोऽधमो ग्रीष्मः स्मृतः सदा ॥ २२४ ॥

યુદ્ધને માટે શરદ, હેમંત અને શિશિર ઋતુ હંમેશાં ઉત્તમ જાણવી, વસંત મધ્યમ જાણવી અને ગ્રીષ્મ અધમ જાણવી. ૨૨૪

वर्षासु न प्रशंसन्ति युद्धं साम स्मृतं तदा ॥ २२५ ॥

બુદ્ધિમાનો વર્ષાકાળમાં યુદ્ધ સારૂં માનતા નથી, માટે તે સમયમાં શત્રુની સાથે સંધિ કરવી કહી છે. ૨૨૫

युद्धसम्भारसम्पन्नो यदाधिकबलो नृपः ।
मनोत्साही सुशकुनोत्पाती कालस्तदा शुभः ॥ २२६ ॥

જ્યારે રાજાની પાસે સંગ્રામની સર્વ સામગ્રી તૈયાર હોય, અધિક સેના હોય, મનમાં ઉત્સાહ હોય અને સારાં શકુન થતાં હોય ત્યારે યુદ્ધનો શુભ સમય જાણવો. ૨૨૬

कार्य्येऽत्यावश्यके प्राप्ते कालो नो चेद्यदा शुभः ।
विधाय हृदि विश्वेशं गेहे भक्त्यान्वियात्तदा ॥ २२७ ॥

પરંતુ અત્યાવશ્યક કાર્ય આવી પડે, પણ તે સમયે અશુભ કાળ હોય તો રાજાએ હૃદયમંદિરમાં વિશ્વેશ્વરનું ભક્તિથી ધ્યાનકરીને સંગ્રામમાં જવું. ૨૨૭

न कालनियमस्तत्र गोस्त्रीविप्रविनाशने ॥ २२८ ॥

ગાયો, સ્ત્રી અને બ્રાહ્મણોનો વધ થતો હોય તે યુધ્ધમાં જવાને માટે સારા નરતા કાળનો વિચાર કરવો નહીં, પરંતુ ગમે તે વખતે જવું. ૨૨૮

यस्मिन्देशे यथाकालं सैन्यव्यायामभूमयः ।
परस्य विपरीताश्च स्मृतो देशः स उत्तमः ॥ २२९ ॥

જે દેશમાં જુદા જુદા સમયાનુસાર સૈન્યને યુદ્ધકળાની શિક્ષા આપવા માટે કસરતશાળાઓ બાંધેલી હોય છે અને તે શત્રુઓથી વિપરીત હોય તો તે દેશને ઉત્તમ જાણવો. ૨૨૯

आत्मनश्च परेषां च तुल्यव्यायामभूमयः ।
यत्र मध्यम उद्दिष्टो देशः शास्त्रविचिन्तकैः ॥ २३० ॥

જે દેશમાં યુદ્ધની શિક્ષા આપવા માટે શત્રુની યુદ્ધશાળા જેવીજ પોતાની યુદ્ધશાળા હોય તે દેશને શાસ્ત્રનેત્તાઓ મધ્યમ દેશ કહે છે. ૨૩૦

अरातिसैन्यव्यायामसुपर्य्याप्तमहीतलः ।
आत्मनो विपरीतश्च स वै देशोऽधमः स्मृतः ॥ २३१ ॥

જે દેશની ભૂમિયોમાં શત્રુની સેનાને યુદ્ધકળા શિખવા માટે યુદ્ધ શાળાઓ બંધાવેલી હોય અને પોતાથી વિપરીત રહેતો હોય તે દેશને અધમ દેશ સમજવો. ૨૩૧

स्वसैन्यात्तु तृतीयांशहीनं शत्रुबलं यदि ।
अशिक्षितमसारं वा साद्यस्कं स्वजयाय वै ॥ २३२ ॥

જો પોતાની સેના કરતાં શત્રુ સેના એક તૃતીયાંશ ઓછી હોય અથવા તો યુદ્ધકળામાં અજાણી હોય અથવા તો નવી હોય તો પોતાનો વિજય થયોજ માનવો. ૨૩૨

पुत्रवत्पालितं यत्तु दानमानाविवर्द्धितम् ।
युद्धसम्भारसम्पन्नं स्वसैन्यं विजयप्रदम् ॥ २३३ ॥

પોતાના સૈન્યને પુત્રની પેઠે પાળન કર્યું હોય, દાન તથા સન્માન આપીને અત્યંત વધારેલું હોય, અને યુદ્ધ સામગ્રીથી ભરપૂર હોય તો તે સૈન્ય વિજય આપે છે. ૨૩૩

## સંધિ વિગ્રહઆદિક નીતિ.

सन्धिं च विग्रहं यानमासनं च समाश्रयम् ।
द्वैधीभावं च संविद्यान्मन्त्रस्यैतांस्तु षड्गुणान् ॥ २३४ ॥

૧ સંધિ, ૨ વિગ્રહ, ૩ યાન, ૪ આસન, ૫ સંશ્રય અને ૬ દ્વૈધી-ભાવ–મંત્રના આ છ ગુણોને સારી રીતે જાણવા જોઈએ. ૨૩૪

याभिः क्रियाभिर्बलवान्मित्रतां याति वै रिपुः ।
सा क्रिया सन्धिरित्युक्ता विमृशेत्तां तु यत्नतः ॥ २३५ ॥

જે કપટ રચનાથી બળવાન્ શત્રુ મિત્ર થાય છે તેને સંધિ ક્રીયા કહે છે. રાજાએ તે સંધિ ક્રીયાનો પ્રયત્નપૂર્વક વિચાર કરવો. ૨૩૫

विकार्षितः सन्वाधीनो भवेच्छत्रुस्तु येन वै ।
कर्मणा विग्रहस्तं तु चिन्तयेन्मन्त्रिभिर्नृपः ॥ २३६ ॥

જે વ્યાપારોથી પીડા પામીને અધીનજ થાય તેને વિગ્રહ જાણવો. રાજાએ મંત્રિયોની સાથે રહીને તે વિગ્રહનો વિચાર કરવો. ૨૩૬

शत्रुनाशार्थगमनं यानं स्वाभीष्टसिद्धये ।
स्वरक्षणं शत्रुनाशो भवेत्स्थानात्तदासनम् ॥ २३७ ॥

પોતાનો મનોરથ સિદ્ધ કરવા માટે તથા શત્રુનો સંહાર કરવા માટે શત્રુ ઉપર ચઢાઈ કરવી તેનું નામ યાન અને ઉદાસીન રહી એક જગ્યાએ બેસી રહી પોતાનું રક્ષણ કરવું તથા શત્રુનો નાશ થાય તેનું નામ આસન. ૩૩૭

यैर्गुप्तो बलवान्भूयाद्दुर्बलोऽपि स आश्रयः ।
द्वैधीभावः स्वसैन्यानां स्थापनं गुल्मगुल्मतः ॥ २३८ ॥

જેઓની રક્ષાથી દુર્બળ પણ સબળ થાય તેઓનો આશ્રય કરવો તેનું નામ સમાશ્રય કહેવાય; અને પોતાની સેનાને ટુકડીવાર ઉભી રાખવી તેનું નામ દ્વૈધીભાવ કહેવાય. ૨૩૮

बलीयसाभियुक्तस्तु नृपोऽनन्यप्रतिक्रियः ।
आपन्नः सन्धिमन्विच्छेत्कुर्वाणः कालयापनम् ॥ २३९ ॥

પોતાના કરતાં વધારે બળશાળી રાજાએ પોતાના ઉપર ચઢાઈ કરી હોય અને તેમાંથી મુકત થવાનો એકપણ ઉપાય હોય નહી ત્યારે આપત્તિમાં આવી પડેલા રાજાએ પોતાના ઉદય ઉપર આશા રાખી દુઃખી દિવસો ગાળવા માટે શત્રુ રાજાની સાથે સંધિ કરવી. ૨૩૯

एक एवोपहारस्तु सन्धिरेष मतो हितः ।
उपहारस्य भेदास्तु सर्वेऽन्ये मैत्रवर्जिताः ॥ २४० ॥

એક હિતકારક ભેટજ છે. અને તેનેજ સંધિ માનેલી છે. મિત્રતા વિના બીજા સઘળા મેળાપના પ્રકારો તે એક ભેટના વિભાગો છે. ૨૪૦

अभियोक्ता वलीयस्त्वादलब्ध्वा न निवर्त्तते ।
उपहाराद्दते यस्मात्सन्धिरन्यो न विद्यते ॥ २४१ ॥

ચઢાઈ કરનારો પ્રબળ રાજા, પ્રબળપણાથી ખંડણી લીધા વિના પાછો હઠતો નથી માટે ઉપકાર (ભેટ) શિવાય બીજી સંધિ (ની રીતિ) નથી. ૨૪૧

शत्रोर्बलानुसारेण उपहारं प्रकल्पयेत् ।
सेवां वापि च स्वीकुर्य्याद्दद्यात्कन्यां भुवं धनम् ॥२४२॥

દુર્બળે શત્રુને તેના બળના પ્રમાણમાં ભેટ આપવી. અને કોઈ સમે તેની સેવા અંગીકાર કરવી. અથવા તેને કન્યા, ભૂમિ કે ધાન આપવું. ૨૪૨

स्वसामन्तांश्च सन्धीयान्मन्त्रेणान्यजयाय वै ।
सन्धिः कार्य्योऽप्यनार्य्येण सम्प्राप्योत्सादयेद्धि सः ॥ २४३ ॥

રાજાએ બીજા શત્રુઓનો પરાજય કરવા માટે ગુપ્તમંત્રવડે પોતાના સામંતો (તાબે કરેલા રાજાઓ)ની સાથે તથા નીચ લોકોની સાથે પણ સંધિ કરવી. કારણ કે તે સમય આવે ત્યારે રાજાને પદભ્રષ્ટ કરે. ૨૪૩

सङ्घातवान्यथा वेणुर्निविडैः कण्टकैर्वृतः ।
न शक्यते समुच्छेत्तुं वेणुः संघातवांस्तथा ॥ २४४ ॥

જેમ ઘાટા કાંટાથી વિંટાયલો વાંસનો જથ્થો ઉખેડી શકાતો નથી, તેમ ઘણા સમુદાયવાળા રાજાને પણ રાજ્યપરથી પદભ્રષ્ટ કરી શકાતો નથી. માટે રાજાએ પોતાના સામંતાદિકની સાથે સંપ રાખવો. ૨૪૪

सन्धिश्चातिबले युद्धं साम्ये यानन्तु दुर्बले ।
सुहृद्भिराश्रयः स्थानं दुर्गादिभजनं द्विधा ॥ २४५ ॥

પોતાથી અધિક બળવાળા શત્રુની સાથે સંધિ કરવી, પોતાના સમાન બળવાળા શત્રુ સાથે યુદ્ધ કરવું, દુર્બળશત્રુ ઉપર ચઢાઈ કરવી, મિત્રનો આશ્રય કરવો. (તેની સાથે યુદ્ધ કરવું નહીં.) અથવા તો બેસી રેહેવું અથવા તો કિલ્લાની વેહેચણી કરીને જુદું જુદું સૈન્ય રાખવું. ૨૪૫

बलिना सह सन्धाय भये साधारणे यदि ।
आत्मानं गोपयेत्काले बहुमित्रेषु बुद्धिमान् ॥ २४६ ॥

જ્યારે ઘણાશત્રુઓ ઝઝુમતા હોય ત્યારે અથવા તો સાધારણ ભય હોય ત્યારે જે રાજા બળવાનની સાથે મિત્રતા કરીને પોતાનું રક્ષણ કરે છે તેને બુદ્ધિશાળી જાણવો. ૨૪૬

बलिना सह योद्धव्यमिति नास्ति निदर्शनम् ।
प्रतिवातं न हि घनः कदाचिदपि सर्पति ॥ २४७ ॥

બળવાનની સાથે લઢવું નહીં-દૃષ્ટાંત કે જેમ વર્ષાદ કોઈ દિવસ પવનની સામે વર્ષતો નથી, પણ પવનની પાછળ વર્ષે છે. ૨૪૭

बलियसि प्रणमतां काले विक्रमतामपि ।
सम्पदो न विसर्पन्ति प्रतीपमिव निम्नगाः ॥ २४८ ॥

બળવાનને નમતા રહેનારા અને સમય ઉપર પરાક્રમ કરનારા મનુષ્યોની સંપત્તિયો, નદીની પેઠે કોઈ દિવસ પણ આડે માર્ગે જતી નથી. ૨૪૮

राजा न गच्छेद्विश्वासं सन्धितोऽपि हि बुद्धिमान् ।
अद्रोहसमयं कृत्वा वृत्रमिन्द्रः पुरावधीत् ॥ २४९ ॥

બુદ્ધિમાન્ રાજાએ શત્રુની સાથે સંધિ કરવી, પરંતુ કોઇ દિવસ તેનો વિશ્વાસ કરવો નહીં; કારણ કે પૂર્વે ઈંદ્રે 'પરસ્પર દ્રોહ કરવો નહીં,' આવી પ્રતિજ્ઞા કર્યાં છતાં પણ વૃત્રાસુરનો નાશ કર્યો હતો. ૨૪૯

आपन्नोऽभ्युदयाकांक्षी पीड्यमानः परेण वा ।
देशकालबलोपेतः प्रारभेत च विग्रहम् ॥ २५० ॥

આપત્તિમાં આવી પડેલા અથવા તો શત્રુથી પીડાતા રાજાએ પોતાના ઉદયની ઇચ્છાથી દેશ, કાળ અને બળયુક્ત થઈને યુદ્ધનો આરંભ કરવો. ૨૫૦

प्रहीनबलमित्रन्तु दुर्गस्थं शत्रुमागतम् ।
अत्यन्तविषयासक्तं प्रजाद्रव्यापहारकम् ।
भिन्नमन्त्रिबलं राजा पीडयेत्परिवेष्टयन् ॥ २५१ ॥

સેના તથા મિત્ર રહિત, દુઃખી અવસ્થામાં આવી પડેલા, અત્યંત વિષયાસક્ત, પ્રજાનું ધન લુંટનારા, મંત્રિ તરફના બળથી રહિત, એવા સમીપમાં રહેલા શત્રુ રાજાને ચારે તરફથી ઘેરી લેવો અને તેને પીડવો.૨૫૧

विग्रहः स च विज्ञेयो ह्यन्यश्च कलहः स्मृतः ॥ २५२ ॥

આ પ્રમાણે કરવું તેનું નામ વિગ્રહ અને બીજાને કલહ જાણવો. ૨૫૨

बलीयसात्यल्पबलः शूरेण न च विग्रहम् ।
कुर्य्याद्धि विग्रहे पुंसां सर्वनाशः प्रजायते ॥ २५३ ॥

બહુ નિર્બળ રાજાએ બળવાન્ અને શૂરા શત્રુની સાથે વિગ્રહ કરવો નહિ, કારણ કે તેની સાથે વિગ્રહ થવાથી સર્વ મનુષ્યોનો નાશ થાયછે. ૨૫૩

एकार्थाभिनिवेशित्वं कारणं कलहस्य वा ।
उपायान्तरनाशे तु ततो विग्रहमाचरेत् ॥ २५४ ॥

એક પદાર્થમાં મમત્વ કરવો તેજ કલહનું કારણ છે. માટે તે પદાર્થ લેવાને બીજો ઉપાય ન હોય તોજ વિગ્રહ કરવો. ૨૫૪

## ચઢાઇ નીતિ.

विगृह्य सन्धाय तथा सम्भूयाथ प्रसङ्गतः ।
उपेक्षया च निपुणैर्यानं पञ्चविधं स्मृतम् ॥ २५५ ॥

નિપુણ મનુષ્યોએ શત્રુ ઉપર પાંચ પ્રકારે યાન કરવાનું જણાવ્યું છે. જેમકે ૧ શત્રુની સાથે વિગ્રહ કરીને યાન કરવું. ૨ સંધિ કરીને યાન કરવું, ૩ એકઠા મળીને યાન કરવું, ૪ કપટ કરીને યાન કરવું અથવા તો ૫ શત્રુની ઉપેક્ષા કરીને તેના ઉપર યાન કરવું. ૨૫૫

विगृह्य याति हि यदा सर्वाञ्छत्रुगणान्बलात् ।
विगृह्ययानं यानज्ञैस्तदाचार्य्यैः प्रचक्ष्यते ॥ २५६ ॥

જ્યારે રાજા બળનો આશ્રય કરીને સર્વ શત્રુઓનો વિગ્રહથી પરાજય કરીને જાય છે તે યાનને યાનકુશળ આચાર્યો વિગ્રહયાન કહે છે. ૨૫૬

अरिमित्राणि सर्वाणि स्वमित्रैः सर्वतो बलात् ।
विगृह्य चारिभिर्गन्तुं विगृह्यगमनन्तु वा ॥ २५७ ॥

પોતાના સઘળા મિત્રો દ્વારા બળ કરીને શત્રુના સર્વ મિત્રોની સાથે કલહ કરી શત્રુઓની સાથે યુદ્ધકરવા માટે યાન કરવું તેનું નામ વિગ્રહયાન સમજવું. ૨૫૭

सन्धायान्यत्र यात्रायां पार्ष्णिग्राहेण शत्रुणा ।
सन्धायगमनं प्रोक्तं तज्जिगीषोः फलार्थिनः ॥ २५८ ॥

એક શત્રુ રાજા ઉપર ચઢાઈ કરી હોય તે વખતે બીજો શત્રુ રાજા પોતાની પાછળ ચઢી આવે ત્યારે ફળાર્થી અને વિજયેચ્છુ રાજાએ પાછળના રાજાની સાથે સંધિ કરીને શત્રુના ઉપર ચઢાઇ કરવી તેને સંધિયાન કહે છે. ૨૫૮

एको भूपो यदैकत्र सामन्तैः साम्परायिकैः ।
शक्तिशौर्य्ययुतैर्यानं सम्भूयगमनं हि तत् ॥ २५९ ॥

એક રાજા શૌર્ય તથા શકિતસંપન્ન સંગ્રામ નિપુણ એવા સામંતોને સાથે રાખીને શત્રુ ઉપર ચઢાઇ કરે છે તેને સમુદાયયાન કહે છે. ૨૫૯

अन्यत्र प्रस्थितः सङ्गादन्यत्रैव च गच्छति ।
प्रसङ्गयानं तत्प्रोक्तं यानविद्भिश्च मन्त्रिभिः २६० ॥

રાજા એક તરફ ચઢાઈ કરી પ્રસંગવશે બીજી તરફજ ચઢાઈ કરે છે તેને યાન વિષય જાણનારા મંત્રિયો પ્રસંગયાન કહે છે. ૨૬૦

रिपुं यातस्य बलिनः सम्प्राप्य विकृतं फलम् ।
उपेक्ष्य तस्मिन्तद्यानमुपेक्षायानमुच्यते ॥ २६१ ॥

બળવાન્ રાજા શત્રુ ઉપર ચઢાઈ કરી ને શત્રુથી વિપરીત ફળ (પરાજય) મેળવતાં તેનો ત્યાગ કરીને પાછા પોતાના નગરમાં આવે છે તે યાનને ઉપેક્ષાયાન કહે છે. ૨૬૧

दुर्वृत्तेप्यकुलीने तु बलं दातारि रज्यते ।
भ्रष्टं कृत्वा स्वीयबलं पारितोष्यप्रदानतः ॥ २६२ ॥

नायकः पुरतो यायात्प्रवीरपुरुषावृतः ।
मध्ये कलत्रं कोशश्च स्वामी फल्गु च यद्धनम् ।
ध्वजिनीञ्च सदोद्युक्तः स गोपायेद्दिवानिशम् ॥ २६३ ॥

રાજા દુરાચારી અને નિચ કુળનો હોય તો પણ દાની હોય તો સેના તેના ઉપર પ્રસન્ન રહે છે. માટે રાજાએ પોતાની સેનાને ઈનામો આપીને અત્યંત પ્રસન્ન રાખવી. નાયકે સેનાની આગળ ચાલવું, પોતાની આસપાસ શુરવીર અંગરક્ષકો રાખવા, રાજા, રાણી, ભંડાર, અને મૂળ ધનને સેનાની મધ્યમાં રાખતાં અને સેનાપતિયે સદા સાવધાન થઈને રાત્રિ દિવસ સેનાની રક્ષા કરવી. ૨૬૨-૨૬૩

नद्यद्रिवनदुर्गेषु यत्र यत्र भयं भवेत् ।
सेनापतिस्तत्र तत्र गच्छेद् व्यूहकृतैर्बलैः ॥ २६४ ॥

નદીમાં, પર્વતોમાં, વનમાં, અને ભયંકર સ્થાનોમાં જ્યાં જ્યાં ભય હોય ત્યાં સેનાપતિયે સેનાને વ્યૂહ રચનામાં ગોઠવીને તેની સાથે જવું. ૨૬૪

यायाद् व्यूहेन महता मकरेण पुरोभये ।
श्येनेनोभयपक्षेण सूच्या वा धीरवक्त्रया २६५ ॥

સન્મુખ મોટો ભય જણાતો હોય ત્યારે મકરાકાર વ્યૂહ રચીને અથવા તો બન્ને તરફ પાંખવાળા શકરાકાર વ્યૂહ રચના રચીને અથવા તો ધીર મુખવાળી સૂચિ (સોયના) આકારની વ્યૂહ રચના રચીને ચઢાઈ કરવી. ૨૬૫

पश्चाद्भये तु शकटं पार्श्वयोर्वज्रसंज्ञिकम् ।
सर्वतः सर्वतोभद्रं चक्रं व्यालमथापि वा ।
यथादेशं कल्पयेद्वा शत्रुसेनाविभेदकम् ॥ २६६ ॥

પાછળ ભય જણાતો હોય ત્યારે શકટાકાર વ્યૂહ રચના કરવી, બન્ને પડખા ઉપર ભય જણાતો હોય ત્યારે શત્રુ સેનાનો નાશ કરવા માટે વજ્રાકાર વ્યૂહ રચના રચવી; ચારે દિશામાં નિકટ ભય જણાતો હોય ત્યારે સર્વતોભદ્રાકાર વ્યૂહ રચના કરવી, અથવા તો તે તે સ્થાનના પ્રમાણમાં વ્યૂહ રચના કરવી અને પછી આગળ જવું. ૨૬૬

व्यूहरचनसङ्केतान्वाद्यभाषासमीरितान् ।
स्वसैनिकैर्विना कोऽपि न जानीयात्तथाविधान् ॥ २६७ ॥

પોતાની સેનાઓનાં મનુષ્યો વિના બીજો કોઈ પણ મનુષ્ય વાદિત્રના શબ્દોમાં જણાવેલા વ્યૂહ રચનાના સંકેતોને જાણે નહીં એમ ગોઠવણ કરવી. ૨૬૭

नियोजयेच्च मतिमान्व्यूहान्नानाविधान्सदा ॥ २६८ ॥

બુધ્ધિશાળી રાજાએ નિરંતર સેનાને જાતજાતની વ્યૂહ રચનામાં ગોઠવવી. ૨૬૮

अश्वानाञ्च गजानाञ्च पदातीनां पृथक्पृथक् ।
उच्चैः संश्रावयेद् व्यूहसङ्केतान्सैनिकान्नृपः ॥ २६९ ॥

રાજાએ ઘોડા ઉપર ચઢનારા, હાથી ઉપર ચઢનારા, પાયદળો વગેરે જુદાજુદા યોદ્ધાઓને ધાંટોપાડીને વ્યૂહના સંકેતો સંભળાવવા. ૨૬૯

वामदक्षिणसंस्थो वा मध्यस्थो वाग्रसंस्थितः ।
श्रुत्वा तान्सैनिकैः कार्य्यमनुशिष्टं यथा तथा ॥ २७० ॥

સેનાનાં મનુષ્યોએ ડાબી બાજુ ઉપર, જમણી બાજુ ઉપર, મધ્ય ભાગમાં અથવા તો અગ્ર ભાગમાં ઉભારહીને સૈનિકદ્વારા તે સંકેતો સાંભળીને તેના કહેવા પ્રમાણે વર્તવું. ૨૭૦

## વ્યૂહ રચના.

सम्मीलनं प्रसरणं परिभ्रमणमेव च ।
आकुञ्चनं तथा यानं प्रयाणमपयानकम् ॥ २७१ ॥
पर्य्यायेण च साम्मुख्यं समुत्थानञ्च लुण्ठनम् ।
संस्थानं चाष्टदलवच्चक्रवद्गोलतुल्यकम् ॥ २७२ ॥
सूचीतुल्यं शकटवदर्द्धचन्द्रसमन्तु वा ।
पृथग्भवनमल्पाल्पैः पर्य्यार्य्यैः पङ्क्तिवेशनम् ॥ २७३ ॥
शस्त्रास्त्रयोर्धारणञ्च सन्धानं लक्ष्यभेदनम् ।
मोक्षणञ्च तथास्त्रानां शस्त्राणां परिघातनम् ॥ २७४ ॥
द्राक्सन्धानं पुनः पातो ग्रहो मोक्षः पुनः पुनः ।
स्वगूहनं प्रतीघातः शस्त्रास्त्रपदविक्रमैः ॥ २७५ ॥
द्वाभ्यां त्रिभिश्चतुर्भिर्वा पङ्क्तितो गमनं ततः ।
तथा प्राग्भवनं चापसरणं तूपसर्जनम् ॥ २७६ ॥

પરસ્પર મળવું, પ્રસરણ, પરિભ્રમણ, આકુંચન, યાન, પ્રયાણ, અપયાન, (પાછું હઠવું), વારા ફરતી સામસામા થવું. સમુત્થાન, લુંઠન, અષ્ટદલાકારે ઉભું રહેવું, ચક્રાકારે ગોળ ઉભારહેવું, સોયની પેરે ઉભા રહેવું, શકટપેરે ઉભા રહેવું, અર્ધચંદ્રપેરે ઉભા રહેવું, પરસ્પર છુટા પડી જવું, વારંવાર થોડાં થોડા મનુષ્યોએ પંક્તિવાર થઈ છુટા થવું, શસ્ત્ર અને

અસ્ત્રને ધારણ કરવાં, તેને તૈયાર કરવાં, તેનાવતી નિશાન પાડવું, અસ્ત્રો ફેંકવાં, શસ્ત્રોનો પ્રહાર કરવો, તુરત શસ્ત્રોને સાધવાં, અને વારંવાર તેનો પ્રહાર કરવો; ફરીને બીજું લઇ તેનો પ્રહાર કરવો, પોતાનું રક્ષણ કરવું, શસ્ત્ર, અસ્ત્ર તથા ચરણવતી પ્રહાર કરવો, બબ્બે, ત્રણ ત્રણ અથવા તો ચાર ચારની ટુકડીયો બંધાઈને જવું, આગળ વધવું, પાછળ હઠવું તથા સમીપમાં જવું–આ પ્રમાણે વ્યૂહરચના વખતે કરવું. ૨૭૧–૨૭૬

अपसृत्यास्त्रसिद्धयर्थमुपसृत्य विमोक्षणे ।
प्राग्भूत्वा मोचयेदस्त्रं व्यूहस्थः सैनिकः सदा ॥ २७७ ॥

વ્યૂહ રચનામાં રહેલા લડવૈયાએ લડતી વેળા પોતાનું અસ્ત્ર સફળ કરવા માટે બાહાર નિકળી આગળ થવું, સમીપમાં જવું અને પછી અસ્ત્ર છોડવું. ૨૭૭

आसीनः स्याद्विमुक्तास्त्रः प्राग्वा चापसरेत्पुनः ।
प्रागासीनं तूपसृतो दृष्ट्वा स्वाग्रं विमोचयेत् ।
एकैकशो द्विशो वापि संघशो बोधितो यथा ॥ २७८ ॥

જે લડવૈયાએ અસ્ત્ર માર્યું હોય, તેણે બેસી જવું અથવા તો આગળથી ખસી જવું અને ફરીને શસ્ત્ર તૈયાર કરી સમીપમાં જઈને સન્મુખ ઉભેલા શત્રુને જોઈ સંકેત પ્રમાણે એક ઉપર, બે ઉપર કે ઘણા ઉપર પોતાનું અસ્ત્ર ફેંકવું. ૨૭૮

क्रौञ्चानां खे गतिर्यादृक्पङ्क्तितः सम्प्रजायते ।
तादृक्सञ्चारयेत्क्रोञ्चव्यूहं देशबलं यथा ॥ २७९ ॥

આકાશમાં જેમ બગલાઓ પંક્તિબંધ ઉડે છે, તેમજ દેશના બળ પ્રમાણે સેનાને પણ બકવ્યૂહમાં ગોઠવવી. ૨૭૯

सूक्ष्मग्रीवं मध्यपुच्छं स्थूलपक्षन्तु पङ्क्तितः ।
बृहत्पक्षं मध्यगलपुच्छं श्येनं मुखे तनु ॥ २८० ॥

શકરાની ડોક પાતળી હોય છે, વચમાં પુછડું હોય છે, પંક્તિબંધ પાંખો મોટી હોય છે, બન્ને પડખાં લાંબા હોય છે, ગળાની વચમાં પુચ્છડું હોય છે અને મુખ નાનું હોય છે તેવા આકારની વ્યૂહ રચનાને શ્યેન વ્યૂહ કહે છે. ૨૮૦

चतुष्पान्मकरो दीर्घस्थूलवक्त्रद्विरोष्ठकः ।
सूची सूक्ष्ममुखो दीर्घसमदण्डान्तरन्ध्रयुक् ॥ २८१ ॥

મકરને ચાર પગ ને લાંબુ તથા જાડું મુખ હોય છે, બે ઓષ્ઠ હોય છે, તેવા આકારના વ્યૂહ ને મકરવ્યૂહ કહે છે. સોયનું મુખ પાતળુ શરીર

લાંબુ તથા સરખી સોટીના આકારની હોય છે અને તેના છેડામાં એક છિદ્ર હોય છે. તેવા આકારની વ્યૂહ રચનાને સૂચીવ્યૂહ કહે છે. ૨૮૧

चक्रव्यूहश्चैकमार्गो ह्यष्टधा कुण्डलीकृतः ।
चतुर्दिक्ष्वष्टपरिधिः सर्वतोभद्रसंज्ञकः ॥ २८२ ॥
अमार्गश्चाष्टवलयी गोलकः सर्वतोमुखः ।
शकटः शकटाकारो व्यालो व्यालाकृति सदा ॥ २८३ ॥

આઠ પ્રકારે ગોળાકાર વિંટાયલી હોય, અને જેમાં જવા આવવાનો એક માર્ગ હોય, તે વ્યૂહ રચનાને ચક્રવ્યૂહ કહે છે. ચારે દિશામાં આઠ કુંડાળાથી વિંટાયલી હોય, જેમાં જવાનો માર્ગ હોય નહીં, આઠ મંડળ વાળી હોય, તે વ્યૂહરચનાને સર્વતોભદ્ર વ્યૂહ કહે છે. ગાડાના આકારની વ્યૂહ રચનાને શકટવ્યૂહ કહે છે અને જેની આકૃતિ સર્પના જેવી હોય તેને સર્પવ્યૂહ કહે છે. ૨૮૨-૨૮૩

सैन्यमल्पं बृहद्वापि दृष्ट्वा मार्गं रणस्थलम् ।
व्यूहैर्व्यूहेन व्यूहाभ्यां सङ्करेणापि कल्पयेत् ॥ २८४ ॥

રાજાએ અલ્પ અથવા તો મહાસેના તરફ દૃષ્ટિ કરીને એક, બે કે બહુ વ્યૂહોથી અથવા તો સેના સમુદાયથી-માર્ગ અને રણસ્થળની યોજના કરવી. ૨૮૪

यन्त्रास्त्रैः शत्रुसेनाया भेदो येभ्यः प्रजायते ।
स्थलेभ्यस्तेषु सन्तिष्ठेत्ससैन्यो ह्यासनं हि तत् ॥ २८५ ॥

જે સ્થળમાં ઉભા રહીને બંદુકોના પ્રહારથી શત્રુસેનાનો નાશ થાય છે તે સ્થાનમાં સેના સહિત ઉભું રહેવું તેનું નામજ આસન. ૨૮૫

तृणान्नजलसम्भारा ये चान्ये शत्रुपोषकाः ।
सम्यङ्निरुध्य तान्यत्नात्परितश्चिरमासनात् ॥ २८६ ॥
विच्छिन्नवीवधासारं प्रक्षीणयवसेन्धनम् ।
विगृह्यमाणप्रकृतिं कालेनैव वशं नयेत् ॥ २८७ ॥

શત્રુના દેશમાં ચિરકાળ પડાવ નાખીને તેના દેશમાં આવતાં તૃણ, ધાન્ય, જળ, ઉપયોગી વસ્તુઓ તથા બીજી શત્રુને પોષણ કરનાર વસ્તુઓને ચારે તરફથી પ્રયત્નપૂર્વક અટકાવવી, અને તે દેશમાં કરેલા ધાન્યાદિકના સંગ્રહોનો, મિત્રબળના સંપાતનો નાશ કરવો, તૃણ તથા કાષ્ટનો નાશ કરવો, તેના પ્રકૃતિમંડળ સાથે વિગ્રહ કરવો (ફોડવો) એમ કાળે કરીનેજ શત્રુ દેશને વશ કરવો. ૨૮૬-૨૮૭

अरेश्च विजिगीषोश्च विग्रहे हीयमानयोः ।
सन्धाय यदवस्थानं सन्धायासनमुच्यते ॥ २८८ ॥

યુદ્ધમાં વિનાશ પામતા શત્રુ અને વિજગીષુ પરસ્પર સંધિ કરીને પોતાના રાજ્યમાં ચાલ્યા જાય તે સંધિઆસન કેહેવાય છે. ૨૮૮

उच्छिद्यमानो बलिना निरुपायप्रतिक्रियः ।
कुलोद्भवं सत्यमार्य्यमाश्रयेत बलोत्कटम् ॥ २८९ ॥

બળવાન્ શત્રુ રાજ્ય ઉપર ચઢી આવી રાજ્યમાંથી પોતાને પદભ્રષ્ટ કરે તેને હઠાવવાનો ઉપાય સુઝે નહી ત્યારે રાજાએ કુલીન, સત્યવાદી, આર્ય અને મહાપ્રબળ રાજાનો આશ્રય કરવો કહ્યો છે. ૨૮૯

विजिगीषोस्तु साह्यार्थाः सुहृत्सम्बन्धिबान्धवाः ।
प्रदत्तभृतिका ह्यन्ये भूपा अंशप्रकल्पिताः ।
सैवाश्रयस्तु कथितो दुर्गाणि च महात्मभिः ॥ २९० ॥

વિજયેચ્છુ રાજાને મિત્રો, સંબંધીયો, બાંધવો, પગારદાર મનુષ્યો તથા વિજયમાંથી મળેલી વસ્તુ ગ્રહણ કરનારા બીજા રાજાઓ સહાય કરે છે. મહાત્માઓ આપત્તિના સમયમાં સેહાયનેજ આશ્રય કહે છે અને દુર્ગોને આશ્રયસ્થાન માને છે. ૨૯૦

अनिश्चितोपायकार्यः समयानुचरो नृपः ।
द्वैधीभावेन वर्त्तेत काकाक्षिवदलक्षितम् ।
प्रदर्शयेदन्यकार्यमन्यमालम्बयेच्च वा ॥ २९१ ॥

જ્યારે 'શું કરવું' તેનો ઉપાય સુઝે નહી ત્યારે, રાજાએ શુભ સમયની વાટ જોઈ, કાગડાના એક નેત્રની પેઠે કોઈના જાણવામાં આવે નહિ તેમ દ્વૈધીભાવથી વર્તવું. તથા એક કાર્ય દર્શાવવું અને બીજું કાર્ય કરવું. ૨૯૧

सदुपायैश्च सन्मन्त्रैः कार्य्यसिद्धिरथोद्यमैः ।
भवेदल्पजनस्यापि किं पुनर्नृपतेर्नहि ॥ २९२ ॥

સાધારણ મનુષ્યનું કાર્ય પણ ઉત્તમ ઉપાયોવડે, ઉત્તમ મંત્રના બળ વડે, તથા ઉદ્યમોવડે સિદ્ધ થાય છે. ત્યારે રાજાનું કામ શા માટે સિદ્ધ નહિ થાય? ૨૯૨

उद्योगेनैव सिध्यन्ति कार्य्याणि न मनोरथैः ।
न हि सुप्तमृगेन्द्रस्य निपतन्ति गजा मुखे ॥ २९३ ॥

ઉદ્યોગ કરવાથીજ કાર્યો સિદ્ધ થાય છે, પણ મનોરથો કરવાથી કામ સિદ્ધ થતાં નથી-જેમકે સુતેલા સિંહના મુખમાં હાથીયો પડતા નથી. ૨૯૩

अयोऽभेद्यमुपायेन द्रवतामुपनीयते ।
लोकप्रसिद्धमेवैतद्वारि वह्नेर्नियामकम् ॥ २९४ ॥
उपायोपगृहीतेन तेनैतत्परिशोष्यते ।
उपायेन पदं मूर्ध्नि न्यस्यते मत्तहस्तिनाम् ॥ २९५ ॥

લોઢું કોઇથી પણ ભાંગી શકાતું નથી, પરંતુ ઉપાયથી તેનું પાણી કરી શકાય છે અને આ તો લોક પ્રસિદ્ધ છે કે પાણી અગ્નિને બુઝાવી નાખે છે; પરંતુ યુક્તિથી ઉપયોગમાં આણેલો અગ્નિ, જળને સુકાવી નાખે છે,-તેમજ ઉપાયથી મદમત્ત હાથીના મસ્તક ઉપર પણ પગ મુકી શકાય છે. ૨૯૪-૨૯૫

उपायेषूत्तमो भेदः षड्गुणेषु समाश्रयः ।
कार्य्यौ द्वौ सर्वदा तौ तु नृपेण विजिगीषुणा ॥ २९६ ॥

સામ આદિક ચાર ઉપાયોમાં ભેદ ઉત્તમ છે અને છ ગુણમાં સમાશ્રય શ્રેષ્ઠ છે; માટે વિજયની ઈચ્છાવાળા રાજાએ સર્વદા ભેદનો તથા સમાશ્રયનો ઉપયોગ કરવો. ૨૯૬

ताभ्यां विना नैव कुर्य्याद्युद्धं राजा कदाचन ॥ २९७ ॥

ભેદ અને સમાશ્રયવિના રાજાએ કોઈ દિવસ યુદ્ધ કરવુંજ નહીં. ૨૯૭

परस्परं प्रातिकूल्यं रिपुसेनपमन्त्रिणाम् ।
भवेद्यथा तथा कुर्य्यात्तत्प्रजायाश्च तत्स्त्रियाः ॥ २९८ ॥

શત્રુઓના સેનાપતિયોને, મંત્રિયોને, પ્રજાને તથા તેની સ્ત્રીને પરસ્પરમાં પ્રતિકુળતા થાય તેમ કરવું. ૨૯૮

उपायान्षड्गुणान्वीक्ष्य शत्रोः स्वस्यापि सर्वदा ।
युद्धं प्राणात्यये कुर्य्यात्सर्वस्वहरणे सति ॥ २९९ ॥

જ્યારે પોતાના પ્રાણ જતા હોય તથા સર્વસ્વનો નાશ થતો હોય ત્યારે રાજાએ શત્રુપક્ષના અને પોતાના સામ આદિક ઉપાયોનો તથા છ ગુણોનો નિરંતર વિચાર કરીને યુદ્ધ કરવું. ૨૯૯

स्त्रीविप्राभ्युपपत्तौ च गोविनाशेऽपि ब्राह्मणैः
प्राप्ते युद्धे क्वचिन्नैव भवेदपि पराङ्मुखः ॥ ३०० ॥

સ્ત્રિયોના અને બ્રાહ્મણના અનુગ્રહ માટે તથા બ્રાહ્મણનો અને ગાયનો નાશ થતો હોય ત્યારે સમીપમાં આવેલા સંગ્રામમાંથી કોઇ દિવસ પણ પાછી પેની કરવી નહિ. ૩૦૦

युद्धमुत्सृज्य यो याति स देवैर्हन्यते भृशम् ॥ ३०१ ॥

જે મનુષ્ય સંગ્રામ ત્યાગ કરીને નાશી જાય છે, તેનો દેવતાઓ પણ સમૂળ નાશ કરે છે. ૩૦૧

समोत्तमाधमै राजा त्वाहूतः पालयन्प्रजाः ।
न निवर्त्तेत सङ्ग्रामात्क्षत्रधर्ममनुस्मरन् ॥ ३०२ ॥

પ્રજાપાળન કરતા રાજાને સમાન, ઉત્તમ, અથવાતો અધમ શત્રુ યુદ્ધ માટે બોલાવે તો ક્ષત્રિય ધર્મને સંભારી તેની સામે યુદ્ધ કરવા માટે જવું, પણ પાછું હઠવું નહીં. ૩૦૨

राजानञ्चाविरोद्धारं ब्राह्मणञ्चाप्रवासिनम् ।
भूमिरेतौ निर्गिलति सर्पो बिलशयानिव ॥ ३०३ ॥

સર્પ જેમ પોતાના દરમાં રહેનારાને ગળી જાય છે તેમ પૃથ્વી યુદ્ધ ન કરનારા રાજાને અને ઘરમાં બેસી રહેનારા બ્રાહ્મણને ગળી જાય છે. ૩૦૩

ब्राह्मणस्यापि चापत्तौ क्षत्रधर्मेण वर्त्ततः ।
प्रशस्तं जीवितं लोके क्षत्रं हि ब्रह्मसम्भवम् ॥ ३०४ ॥

આપત્તિના સમયમાં બ્રાહ્મણ પણ ક્ષત્રિય ધર્મ પાળે તો લોકમાં તેનું જીવન સફળ ગણાય છે; કારણ કે ક્ષત્રિયો બ્રહ્માથી ઉત્પન્ન થયા છે; માટે બ્રાહ્મણને ક્ષત્રિયનું કામ કરવામાં કંઈ દોષ નથી. ૩૦૪

अधर्मः क्षत्रियस्यैष यच्छय्यामरणं भवेत् ।
विसृजञ्श्लेष्मपित्तानि कृपणं परिदेवयन् ॥ ३०५ ॥
अविक्षतेन देहेन प्रलयं योऽधिगच्छति ।
क्षत्रियो नास्य तत्कर्म प्रशंसन्ति पुराविदः ॥ ३०६ ॥

ક્ષત્રિયનું શય્યામાં મરણ થાય તે ક્ષત્રિયનો ધર્મ નથી પણ તે અધર્મ છે. જે ક્ષત્રિય બડખા અને શ્લેષ્મ કાઢતાં દયા ઉપજે તેમ વિલાપ કરતાં અક્ષત શરીરે શય્યામાં મરણ પામે છે તેનાં આવાં શય્યામરણને ઈતિહાસવેત્તા પંડિતો વખાણતા નથી. ૩૦૫-૩૦૬

न गेहे मरणं शस्तं क्षत्रियाणां विना रणात् ।
शौण्डीराणामशौण्डीरमधर्मं कृपणं हि तत् ॥ ३०७ ॥

ક્ષત્રિયોને રણ વિના ઘરમાં ખાટલે પડીને મરવું તે ઉત્તમ ગણાતું નથી; કારણ કે ગર્વવાળા ક્ષત્રિયોનું તે દીનાચરણ તેના ગર્વનો અને ધર્મનો નાશ કરનાર છે. ૩૦૭

* આ નીતિયુક્ત ભારત વર્ષની પ્રજા વર્તી હોત તો આજે આર્યાવર્ત પરતંત્રતાને પામત નાહિ; ખેદની વાર્તા આ છે કે બ્રાહ્મણો શબ્દબાણમાં શૂરા હતા, પણ કાર્ય કરવે મોળા હતા.

रणेष्वकदनं कृत्वा ज्ञातिभिः परिवारितः ।
शस्त्रास्त्रैः सुविनिर्भिन्नः क्षत्रियो वधमर्हति ॥ ३०८ ॥

જે ક્ષત્રિય રાજા પોતાની જાતવાળાઓને* સાથે લઈને રણમાં જાય અને ત્યાં શત્રુનો નાશ કરી શકે નહિ પણ પોતેજ શસ્ત્ર તથા અસ્ત્રથી ઘવાય છે તે ક્ષત્રિય વધને પાત્ર થાય છે. ૩૦૮

आहवेषु मिथोऽन्यं जिघांसन्तो महीक्षितः ।
युद्ध्यमानाः परं शक्त्या स्वर्गं यान्त्यपराङ्मुखाः ॥ ३०९ ॥

જે રાજાઓ યુદ્ધમાં પરસ્પર એક બીજાની મારવાની ઈચ્છાથી શક્તિ પ્રમાણે હઠથી યુદ્ધ કરે તથા પાછા હઠે નહીં તો તેઓ સ્વર્ગમાં જાય છે. ૩૦૯

भर्त्तुरर्थे च यः शूरो विक्रमेद्वाहिनीमुखे ।
भयान्न विनिवर्त्तेत तस्य स्वर्गो ह्यनन्तकः ॥ ३१० ॥

જે શૂરવીર લડવૈયો પોતાના રાજા માટે સેનાને મોખરે ઉભો રહીને પરાક્રમ કરે પણ ભયથી પાછો હઠે નહીં તેને અવશ્ય અક્ષયસ્વર્ગ મળે છે. ૩૧૦

आहवे निहतं शूरं न शोचेत कदाचन ।
निर्मुक्तः सर्वपापेभ्यः पूतो याति सुलोकताम् ॥ ३११ ॥

યુદ્ધમાં મરણ પામેલા શૂરાનો કોઈ દિવસ શોક કરવો નહિ. કારણ કે તે સર્વ પાતકમાંથી મુક્ત તથા પવિત્ર થઈને પુણ્યવંતના લોકમાં જાય છે. ૩૧૧

वराप्सरस्सहस्राणि शूरमायोधने हतम् ।
त्वरमाणाः प्रधावन्ति मम भर्त्ता भवेदिति ॥ ३१२ ॥

રણભૂમિ ઉપર મરણ પામેલા યોધ્ધાપ્રત્યે હજારો ઉત્તમ અપ્સરાઓ, 'આ મારો ભર્તા થાઓ' એમ ધારતી ઉતાવળી ઉતાવળી (તેને વરવા માટે) દોડી આવે છે. ૩૧૨

मुनिभिर्दीर्घतपसा प्राप्यते यत्पदं महत् ।
युद्धाभिमुखनिहतैः शूरैस्तद्द्रागवाप्यते ॥ ३१३ ॥

મહાતપશ્ચર્યાવડેજ જે મહાપદ મુનિયો મેળવે છે, તે મહાપદ, યુદ્ધના મોખરામાં મરાયલા શૂરા યોધ્ધા સત્વર મેળવે છે. ૩૧૩

एतत्तपश्च पुण्यञ्च धर्मश्चैव सनातनः ।
चत्वार आश्रमास्तस्य यो युद्धे न पलायते ॥ ३१४ ॥

* જયાં જયાં જાતવાળા શબ્દ આવ્યો છે ત્યાં સમાન કર્મ કરનારા જાણવા.

જે યોદ્ધો સંગ્રામમાંથી નાશી જતો નથી, તેને તપ, પુણ્ય, સનાતન ધર્મ અને ચાર આશ્રમોના ધર્મનું ફળ મળે છે. ૩૧૪

न हि शौर्य्यात्परं किञ्चित्त्रिषु लोकेषु विद्यते ।
शूरः सर्वं पालयति शूरे सर्वं प्रतिष्ठितम् ॥ ३१५ ॥

શૌર્ય વિના ત્રણ જગતમાં બીજું કંઈ ઉત્તમ નથી; કારણ કે શૂરવીર સર્વની રક્ષા કરે છે અને તેને આધારે સર્વ ટકી રહ્યું છે. ૩૧૫

चराणामचरा अन्नमदंष्ट्रा दंष्ट्रिणामपि ।
अपाणयः पाणिमतामन्नं शूरस्य कातराः ॥ ३१६ ॥

જંગમ (ગાય, ભેસ, મનુષ્ય વગેરે પ્રાણી)નો ખોરાક સ્થાવર છે. (ઘઉ, ચોખા વગેરે) છે. ડાઢવાળા (સિંહ આદિક)નો ડાઢ વિનાના પ્રાણિ ખોરાક છે; હાથવાળાનો ખોરાક હાથ વિનાનાં પ્રાણી છે અને શૂરવીરોનો ખોરાક બીકણ છે.

द्वाविमौ पुरुषौ लोके सूर्य्यमण्डलभेदिनौ ।
परिव्राड्योगयुक्तो यो रणे चाभिमुखं हतः ॥ ३१७ ॥

યોગ કરનાર સંન્યાસી અને સંગ્રામમાં સામો ચાલીને મરનાર વીર તે બન્ને પુરૂષો જગતમાં સૂર્ય મંડળને ભેદીને ઉપરના લોકમાં જાય છે. ૩૧૭

* आत्मानं गोपयेच्छक्तो वधेनाप्यततायिनः ।
सुविद्यब्राह्मणगुरोर्युद्धे श्रुतिनिदर्शनात् ॥ ३१८ ॥

શક્તિમાન્ મનુષ્યે-યુદ્ધમાં મારવા માટે તૈયાર થયેલા વિદ્યાવંત બ્રાહ્મણનો અને ગુરૂનો પણ વધ કરીને પોતાના શરીરની રક્ષા કરવી એમ વેદમાં કહ્યું છે.* ૩૧૮

आचार्य्या वै कारुणिकाः प्राज्ञाश्चापापदर्शिनः ।
नैते महाभये प्राप्ते सम्प्रष्टव्याः कथञ्चन ॥ ३१९ ॥

મહાભય આવે ત્યારે દયાવંત, નિષ્પાપ અને બુદ્ધિશાળી આચાર્યોની કદી પણ સલાહ લેવીજ નહિ.-તેઓને પુછવાથી યોગ્ય ઉત્તર મળતો નથી. ૩૧૯

प्रासादेषु विचित्रेषु गोष्ठीषूपवनेषु च ।
कथा विचित्राः कुर्वाणाः पण्डितास्तत्र शोभनाः ॥ ३२० ॥

* મનુએ કહ્યું છે કે गुरुं वा बालवृद्धौ वा ब्राह्मणं वा बहुश्रुतं आततायिनमायान्तं हन्यादेवाविचारयन् ॥ આજ નીતિને અનુસરીને અર્જુને ભારતમાં, દ્રોણાચાર્ય-વૃદ્ધ, વળી બ્રાહ્મણ, વળી ગુરૂ તેના વધનો દોષ માન્યો નહિ.

આશ્ચર્યજનક કથા કહેનારા પંડિતો, મનોહર રાજમેહેલમાં, સભામાં અને ઉપવન વિગેરે આનંદજનક પ્રદેશમાં શોભે છે.—તાત્પર્ય કે શાંતિને સમયે તેઓ કામના છે. ૩૨૦

बहून्याश्चर्यरूपाणि कुर्वाणा जनसंसदि ।
ईड्यास्ते चोपसन्धाने पण्डितास्तत्र शोभनाः ॥ ३२१ ॥

મનુષ્યોની સભામાં અનેક આશ્ચર્યજનક કાર્ય કરનારા અને તત્વનિર્ણય કરવામાં કુશળ એવા પંડિતો તે તે વિષયોમાં માન મેળવે છે. ૩૨૧

परेषां विवरज्ञाने मनुष्यचरितेषु च ।
हस्त्यश्वरथचर्य्यासु खरोष्ट्राजाविकर्मणि ॥ ३२२ ॥
गोधनेषु प्रतोलीषु स्वयम्वरमुखेषु च ।
अन्नसंस्कारदोषेषु पण्डितास्तत्र शोभनाः ॥ ३२३ ॥

શત્રુના છિદ્ર જાણવામાં, મનુષ્યોનાં આચરણો જાણવામાં, હાથી, ઘોડા તથા રથોના કામમાં, ગધેડાં, ઉંટ, બકરાં અને મેંઢાઓનાં કામમાં ગોધનાના કામમાં, રસ્તાઓ બાંધવામાં, સ્વયંવર વગેરેની રચના કરવામાં નાના પ્રકારના ભોજનો તૈયાર કરવામાં તથા તેના દોષો જાણવામાં જેઓ નિપુણ હોય છે, તેઓ તે તે વિષયોમાં માન મેળવે છે. ૩૨૨-૩૨૩

## દોષાદોષ નીતિ.

पण्डितान्पृष्ठतः कृत्वा परेषां गुणवादिनः ।
अरेश्चित्तगुणाञ्ज्ञात्वा न सैन्ये भङ्गशङ्कया ।
विधीयतां तथा नीतिर्यथा वध्यो भवेत्परः ॥ ३२४ ॥

શત્રુના ગુણગાન કરનારા પંડિતોનો તિરસ્કાર કરવો અને શત્રુના મનોભાવ સમજી લઈને પોતાની સેનામાં ભંગાણ પડે નહિ એવા અભિપ્રાયથી એવી નીતિ રચવી કે જેથી શત્રુનો નાશ થઈ શકે. ૩૨૪

आततायित्वमापन्नो ब्राह्मणः शूद्रवत्स्मृतः ।
नाततायिवधे दोषो हन्तुर्भवति कश्चन ॥ ३२५ ॥

મારવા માટે સન્મુખ આવતા બ્રાહ્મણને શૂદ્રવત્ માનવો અને તે આતતાયિના મારનારાને કોઈપણ રીતે દોષ લાગતો નથી. ૩૨૫

उद्यम्य शस्त्रमायान्तं भ्रूणमप्याततायिनम् ।
निहत्य भ्रूणहा न स्यादहत्वा भ्रूणहा भवेत् ॥ ३२६ ॥

મનુષ્ય શસ્ત્ર ઉગામીને સામા આવતા આતતાયી બ્રાહ્મણને પણ મારવાથી બ્રહ્મઘાતી થતો નથી; પરંતુ તેને ન મારવાથી બ્રહ્મઘાતી થાય છે. ૩૨૬

उद्यतेषुमथो दृष्ट्वा ब्राह्मणं क्षत्रबन्धुवत् ।
यो हन्यात्समरे क्रुद्धं युध्यन्तमपलायितम् ।
ब्रह्महत्या न तस्य स्यादिति धर्मेषु निश्चयः ॥ ३२७ ॥

જે બ્રાહ્મણ યુદ્ધમાં ક્રોધ કરી શસ્ત્ર ઉગામીને નિચ ક્ષત્રિયની પેઠે યુદ્ધ કરવા માટે સામો આવીને ઉભો રહે તેનો બ્રાહ્મણ, છતાં જે નાશ કરે છે તેને બ્રહ્મહત્યા લાગતી નથી, આમ ધર્મશાસ્ત્રમાં નિશ્ચય કર્યો છે. ૩૨૭

अपसरति यो युद्धाज्जीवितार्थी नराधमः ।
जीवन्नेव मृतः सोऽपि भुङ्क्ते राष्ट्रकृतं त्वघम् ॥ ३२८ ॥

જે નિચ મનુષ્ય જીવવાની આશાએ યુદ્ધભૂમિ ઉપરથી પલાયન કરે છે તેને જીવતાંજ મુવો સમજવો, અને તે મનુષ્ય દેશમાં થયેલાં પાતક ભોગવે છે. ૩૨૮

मित्रं वा स्वामिनं त्यक्त्वा निर्गच्छति रणाच्च यः ।
सोऽन्ते नरकमाप्नोति सजीवो निन्द्यतेऽखिलैः ॥ ३२९ ॥

જે મનુષ્ય પોતાના મિત્રનો અથવા તો પોતાના રાજાનો ત્યાગ કરી રણમાંથી નાશી જાય છે તે મરણ પછી નરકમાં પડે છે. અને સર્વ લોકો જીવતાં પર્યંત તેની નિંદા કરે છે. ૩૨૯

मित्रमापद्गतं दृष्ट्वा सहायं न करोति यः ।
अकीर्त्तिं लभते सोऽत्र मृतो नरकमृच्छति ॥ ३३० ॥

જે મનુષ્ય પોતાના મિત્રને આપત્તિમાં પડેલો જોઇ સહાય કરતો નથી તે આ લોકમાં અપકીર્તિ મેળવે છે, અને મરણ પછી નરકમાં પ-ડે છે. ૩૩૦

विश्रम्भाच्छरणं प्राप्तं यः सन्त्यजति दुर्मतिः ।
स याति नरके घोरे यावदिन्द्राश्चतुर्दश ॥ ३३१ ॥

જે દુષ્ટબુદ્ધિ પોતાના ઉપર વિશ્વાસ રાખીને શરણાગત આવેલા મનુ-ષ્યનો ત્યાગ કરે છે તે જ્યાં સુધી ચૌદ ઇંદ્ર રહે છે ત્યાં સુધી નરકમાં વાસ કરે છે. ૩૩૧

सुदुर्वृत्तं यदा क्षत्रं नाशयेयुस्तु ब्राह्मणाः ।
युद्धं कृत्वापि शस्त्रास्त्रैर्न तदा पापभाजिनः ॥ ३३२ ॥

બ્રાહ્મણો શસ્ત્રોવતી તથા અસ્ત્રોવતી યુદ્ધ કરીને દુરાચરણી ક્ષત્રિયનો નાશ કરે છે, તેમાં તેઓ પાપભોક્તા થતા નથી. ૩૩૨

हीनं यदा क्षत्रकुलं नीचैर्लोकः प्रपीड्यते ।
तदापि ब्राह्मणा युद्धे नाशयेयुस्तु तान्द्रुतम् ॥ ३३३ ॥

જ્યારે અધમ લોકો દુર્બળ ક્ષત્રિયના કુળને દુઃખ આપે ત્યારે પણ બ્રાહ્મણોએ સંગ્રામમાં તે નીચ લોકોનો સત્વર નાશ કરવો. ૩૩૩

## યુદ્ધ સારાસાર વિચાર.

उत्तमं मान्त्रिकास्त्रेण नालिकास्त्रेण मध्यमम् ।
शस्त्रैः कनिष्ठं युद्धन्तु बाहुयुद्धं ततोऽधमम् ॥ ३३४ ॥

મંત્રથી સિદ્ધ કરેલાં અસ્ત્રવડે કરેલું યુદ્ધ ઉત્તમ જાણવું, બંદુકવડે કરેલું યુદ્ધ મધ્યમ જાણવું, શસ્ત્રવડે કરેલું યુદ્ધ અધમ જાણવું, અને બાહુવડે કરેલું યુદ્ધ અધમાધમ જાણવું. ૩૩૪

मन्त्रेरितमहाशक्तिबाणाद्यैः शत्रुनाशनम् ।
मान्त्रिकास्त्रेण तद्युद्धं सर्वयुद्धोत्तमं स्मृतम् ॥ ३३५ ॥

મંત્ર ભણીને છોડેલાં મહાશક્તિ તથા બાણ વગેરે અસ્ત્રોથી શત્રુઓને નાશ કરવો તેને માંત્રિકાસ્ત્ર યુધ્ધ સમજવું, અને તે યુદ્ધને સર્વયુદ્ધમાં શ્રેષ્ઠ જાણવું. ૩૩૫

नालाग्निचूर्णसंयोगाल्लक्ष्ये गोलनिपातनम् ।
नालिकास्त्रेण तद्युद्धं महाह्रासकरं रिपोः ॥ ३३६ ॥

બંદુકમાં દારૂ ભરીને નિશાન ઉપર ગોળી મારવી. તે યુદ્ધને નાળિકાસ્ત્ર યુધ્ધ કહે છે. અને તે યુધ્ધ શત્રુને મહાહાનીકારક જાણવું. ૩૩૫

कुन्तादिशस्त्रसङ्घातैर्नाशनं रिपुणाञ्च यत् ।
शस्त्रयुद्धन्तु तज्ज्ञेयं नालास्त्राभावतः सदा ॥ ३३७ ॥

ભાલાં વગેરે શસ્ત્રસમુદાયથી શત્રુનો નાશ કરવો તેને શસ્ત્રયુદ્ધ જાણવું આ યુદ્ધ સદા બંદુક વિગેરે ન હોવાથી કરવામાં આવે છે એમ સમજવું. ૩૩૭

कर्षणैः सन्धिमर्माणां प्रतिलोमानुलोमतः ।
बन्धनैर्घातनं शत्रोर्युक्त्या तद्बाहुयुद्धकम् ॥ ३३८ ॥

શત્રુઓના શરીરની સંધિયોને તથા મર્મભાગોને યુક્તિથી દબાવીને તથા બાહુઓની આડી અવળી આંટીયો નાખીને શત્રુને મારવું તેને બાહુયુધ્ધ કહે છે. ૩૩૮

वामपाणिकचोत्पीडा भूमौ निष्पेषणं बलात् ।
मूर्ध्नि पादप्रहरणं जानुनोदरपीडनम् ॥ ३३९ ॥
मालूराकारया मुष्ट्य कपोले दृढताडनम् ।
कफोणिपातोऽप्यसकृत्सर्वतस्तलताडनम् ॥
छलेन युद्धे भ्रमणं नियुद्धं स्मृतमष्टधा ॥ ३४० ॥

મલ્લયુદ્ધ આઠ પ્રકારનું જાણવું. [૧]ડાબા હાથવતી ચોટલીને ઉંચી પકડવી, [૨]બળવડે પૃથ્વી ઉપર ઘસડવો, [૩]મસ્તક ઉપર પાટુ મારવી, [૪]ગોઠણવતી પેટને કચરવું, [૫]નાળિયેરના આકારની મુઠીવાળીને તેનાવતી ગાલ ઉપર દૃઢ પ્રહાર કરવો, [૬]વારંવાર ચારે તરફ બલાત્કારથી કોણીઓ મારવી, [૭]ચારે તરફથી તમાચા મારવા, [૮]કપટથી શત્રુનાં છિદ્ર જોવા માટે તેને ચારે તરફ ફેરવવો. ૩૩૯-૩૪૦

चतुर्भिः क्षत्रियं हन्यात्पञ्चभिः क्षत्रियाधमम् ।
षड्भिर्वैश्यं सप्तभिस्तु शूद्रं सङ्करमष्टभिः ।
शत्रुष्वेतानि युञ्जीत न मित्रेषु कदाचन ॥ ३४१ ॥

આ આઠ પ્રકારના પ્રહારમાંના ચાર પ્રકારથી ક્ષત્રિયને મારવો, પાંચ પ્રકારથી નીચ ક્ષત્રિયને મારવો, છ પ્રકારથી વૈશ્યને મારવો, સાત પ્રકારથી શૂદ્રને મારવો અને આઠ પ્રકારથી વર્ણસંકરને મારવો. ઉપર જણાવેલા મલ્લયુદ્ધના પ્રકારનો શત્રુના ઉપર ઉપયોગ કરવો, પણ મિત્ર ઉપર કોઇ દિવસ ઉપયોગ કરવો નહિ. ૩૪૧

## યુદ્ધ નિયમ.

नालास्त्राणि पुरस्कृत्य लघूनि च महान्ति च ।
तत्पृष्ठगांश्च पादातान्गजाश्वान्पार्श्वयोः स्थितान् ।
कृत्वा युद्धं प्रारभेत भिन्नामात्यबलारिणा ॥ ३४२ ॥

રાજાએ શત્રુની સેના ઉપર ચઢાઈ કરતી વેળા નાની તથા મોટી તોપોને આગળ રાખવી, તેની પાછળ પાળાઓને રાખવા, બન્ને પડખા ઉપર હાથી તથા ઘોડાની સેનાને રાખવી અને શત્રુના મંત્રિયોને તથા સેનાને ગુપ્ત રીતે પોતાના પક્ષમાં લઈને શત્રુની સાથે યુદ્ધનો સમારંભ કરવો. ૩૪૨

साम्मुख्येन प्रपातेन पार्श्वाभ्यामपयानतः ।
युद्धानुकूलभूमेस्तु यावल्लाभस्तथाविधम् ।
सैन्यादर्शिनि प्रथमं सेनपैर्युद्धमीरितम् ॥ ३४३ ॥

યુદ્ધાનુકૂળ ભૂમિનો લાભ થાય તે પ્રમાણે સન્મુખથી અથવા તો બન્ને બાજુથી પડીને અથવા તો પાછા હઠીને સેનાપતિયોની સાથે તથા અર્દ્ધ સેનાની સાથે પ્રથમ યુદ્ધ કરવું કહ્યું છે. ૩૪૩

अमात्यगोपितैः पश्चादमात्यैः सह तद्भवेत् ।
नृपसङ्गोपितैः पश्चात्स्वतः प्राणात्यये च तत् ॥ ३४४ ॥

સેનાપતિયોના નાશ થયા પછી શત્રુઓના મંત્રિયોથી રક્ષાતી સેનાઓ સાથે તથા મંત્રિયો સાથે યુદ્ધ કરવુ; અમાત્યોનો નાશ થયા પછી રાજાથી રક્ષાતી સેનાઓની સાથે યુદ્ધ કરવું; અને છેવટે જ્યારે પ્રાણ સંકટ આવે ત્યારે પોતે શત્રુરાજાની સાથે યુધ્ધ કરવું. ૩૪૪

दीर्घाध्वनि परिश्रान्तं क्षुत्पिपासाहितश्रमम् ।
व्याधिदुर्भिक्षकरकैः पीडितं दस्युविद्रुतम् ॥ ३४५ ॥
पङ्कपांसुजलस्कन्नं व्यस्तं श्वासातुरं तथा ।
प्रसुप्तं भोजने व्यग्रमभूमिष्ठमसंस्थितम् ॥ ३४६ ॥
घोराग्निभयवित्रस्तं वृष्टिवातसमाहतम् ।
एवमादिषु जातेषु व्यसनैश्च समाकुलम् ।
स्वसैन्यं साधु रक्षेत्तु परसैन्यं विनाशयेत् ॥ ३४७ ॥

લાંબો માર્ગ ખેડવાથી શ્રમિત થયેલાં, ક્ષુધા ને તૃષાથી પીડાતાં, વ્યાધિ, દુર્ભિક્ષ તથા શિલાની વૃષ્ટિથી પીડાતાં, ચોરોએ નસાડેલાં, કાદવ, ધુડ, તથા પાણીથી ખિન્ન થયેલાં, દીર્ઘશ્વાસથી આતુર, નિદ્રાવશ થયેલાં, ભોજનમાં ગુંથાયલાં, થોડી સંખ્યાવાળાં, ચંચળ, ભયંકર અગ્નિથી ભયભીત થયેલાં, વૃષ્ટિ તથા પવનથી વ્યાકુળ થયેલાં, ઈત્યાદિ વિષયોમાં ગુંથાયલાં તથા આપત્તિથી ઘેરાયલાં પોતાનાં સૈન્યનું સારી રીતે રક્ષણ કરવું. અને તેવાં દુઃખોમાં પડેલા શત્રુ સૈન્યનો નાશ કરવો, ૩૪૫-૩૪૭

बलस्य व्यसनानीह यान्युक्तानि मनीषिभिः ।
मुख्यो भेदो हि तेषान्तु पापिष्टो विदुषां मतः ॥ ३४८ ॥

વિદ્વાનોએ નીતિશાસ્ત્રમાં સેનાના જે દોષો કહ્યા છે તે દોષોમાં મુખ્ય અને અતિપાપી દોષ વિદ્વાનો ભેદ ફુટફાટને છે. ૩૪૮

भिन्ना हि सेना नृपतेर्दुःसन्देहा भवत्युत ।
मौला हि पुरुषव्याघ्र ! किमु नानासमुत्थिता ॥ ३४९ ॥

હે પુરૂષવ્યાઘ્ર! વિવિધ રીતે એકઠી મળેલી રાજાની સેના પરસ્પર ભિન્ન મનની થઈને જુદી પડે છે. તો તે રાજાને બહુ દુઃખ આપે છે. ત્યારે મૌલસેના ભિન્ન મનની થાય ત્યારે તો શું જ કહેવું? ૩૪૯

उपायान्षड्गुणं मन्त्रं शत्रोः स्वस्यापि चिन्तयेत् ।
धर्मयुद्धैः कूटयुद्धैर्हन्यादेव रिपुं सदा ॥ ३५० ॥

રાજાએ શત્રુના અને પોતાના સામ આદિ ઉપાયોનો, સંધિ આદિ ગુણોનો અને રાજકીય ગુપ્તમંત્રોનો વિચાર કરવો, ત્યાર પછી ધર્મયુદ્ધ અથવા તો કપટયુદ્ધ કરીને શત્રુનો સદાને માટે નાશ કરવો. ૩૫૦

याने सपादभृत्या तु स्वभृत्यान्वर्द्धयन्नृपः ।
स्वदेहं गोपयेद्युद्धे चर्मणा कवचेन च ॥ ३५१ ॥

રાજાએ યુધ્ધયાત્રા પ્રસંગે પોતાના સેવકના પગારમાં એક ચતુર્થાંશ વધારો કરી તેને પ્રસન્ન કરવા, અને ઢાલ તથા કવચ ધારણ કરીને પોતાના શરીરની રક્ષા કરવી. ૩૫૧

पाययित्वा मदं सम्यक्सैनिकान्शौर्य्यवर्द्धनम् ।
उत्तेजितांश्च निर्द्वैधान्वीरान्युद्धे नियोजयेत् ॥ ३५२ ॥

સીપાઈઓને બળ વધારનારાં મદ્યનું સારી પેઠે પાન કરાવીને ઉત્તેજન આપવું, અને તે શંકારહિત શૂરાઓની યુદ્ધમાં યોજના કરવી. ૩૫૨

नालिकास्त्रेण खड्गाद्यैः सैनिकैः पातयेदरिन् ।
कुन्तेन सादी बाणेन रथगो गजगोऽपि च ॥ ३५३ ॥

પાયદળે બંદુકવતી અને તરવારવતી, ઘોડેશ્વારે ભાલાવતી, રથિકોએ તથા હસ્તિશ્વારોએ બાણવતી શત્રુને મારવો. ૩૫૩

गजो गजेन यातव्यस्तुरगेन तुरङ्गमः ।
रथेन च रथो योज्यः पत्तिना पत्तिरेव च ।
एकेनैकश्च शस्त्रेण शस्त्रमस्त्रेण वास्त्रकम् ॥ ३५४ ॥

હાથીપર બેઠેલા યોદ્ધાઓએ હાથી ઉપર બેઠેલાની સાથે લઢવું, ઘોડેશ્વારે ઘોડેશ્વારો સાથે લઢવું, રથીયોએ રથીયોની સાથે લઢવું, પાયદળોએ પાયદળની સાથે લઢવું, એક વીર પુરૂષે એકવીર પુરૂષની સાથે લઢવું, શસ્ત્રવતી શસ્ત્રને પાછું હઠાવવું અને અસ્ત્રવતી અસ્ત્રને પાછું હઠાવવું. ૩૫૪

न च हन्यात्स्थलारूढं न क्लीबं न कृताञ्जलिम् ।
न मुक्तकेशमासीनं न तवास्मीति वादिनम् ॥ ३५५ ॥
न सुप्तं न विसन्नाहं न नग्नं न निरायुधम् ।
न युद्धमानं पश्यन्तं युद्ध्यमानं परेण च ॥ ३५६ ॥

पिबन्तं न च भुञ्जानमन्यकार्याकुलं न च ।
न भीतं न परावृत्तं सतां धर्ममनुस्मरन् ॥ ३५७ ॥

લડતા રાજાએ સત્પુરૂષોના ધર્મયુધ્ધને સંભારીને ભયથી સ્થળનો આશ્રય કરનારા મનુષ્યને, નપુંસકને, બે હાથ જોડીને પ્રણામ કરનારાને, મુક્તકેશને, બેઠેલાને, હું તારો આશ્રિત છું એમ બોલનારાને, નિદ્રાવશ થયેલાને, કેડ ઉપર જેમણે ભેટ બાંધી ન હોય તેવાને, નગ્નને, આયુધ રહિતને, યુધ્ધ ન કરનારાને, યુધ્ધ જોનારાને, બીજાની સાથે યુધ્ધ કરનારાને, પાણી પીનારાને, ભોજન કરનારાને, કાર્યાંતરમાં ગુંથાયલાને, ભયભીત થયેલાને અને સંગ્રામમાંથી નાશી જનારાને મારવો નહિ. ૩૫૫-૩૫૭

वृद्धो बालो न हन्तव्यो नैव स्त्री केवलो नृपः ।
यथायोग्यं तु संयोज्य निघ्नन्धर्मो न हीयते ॥ ३५८ ॥

વૃધ્ધને, બાળકને, સ્ત્રીને, તથા સહાય રહિત રાજાને મારવો નહિ. યથોચિત યોજના કરીને શત્રુને મારનારો રાજા ધર્મમાંથી ભ્રષ્ટ થતો નથી. ૩૫૮

धर्मयुद्धे तु कूटे वै न सन्ति नियमा अमी ।
न युद्धं कूटसदृशं नाशनं बलवद्रिपोः ॥ ३५९ ॥

પૂર્વે જણાવેલા નિયમો ધર્મયુધ્ધમાં છે, પરંતુ કપટયુદ્ધમાં નથી. બળવાન્ શત્રુને મારવાનો કપટયુધ્ધના જેવો બીજો એકે ઉપાય નથી. ૩૫૯

रामकृष्णेन्द्रादिदेवैः कूटमेवादृतं पुरा ।
कूटेन निहतो वालिर्यवनो नमुचिस्तथा ॥ ३६० ॥

પ્રાચીન કાળમાં રામચંદ્ર, કૃષ્ણ, અને ઈંદ્ર આદિ દેવોએ કપટયુધ્ધ કર્યું હતું. રામે કપટ યુદ્ધથી વાળીને માર્યો હતો કૃષ્ણે કપટ યુદ્ધથી યવનને અને ઈંદ્રે કપટ યુધ્ધથી નમુચિને માર્યો હતો. ૩૬૦

प्रफुल्लवदनेनैव तथा कोमलया गिरा ।
अङ्गीकृतापराधेन सेवादाननतिस्तवैः ॥ ३६१ ॥
उपकारैः स्वाशयेन दिव्यैर्विश्वासयेत्परम् ।
क्षुरधारेण मनसा रिपोश्छिद्रं सुलक्षयेत् ॥ ३६२ ॥

મનુષ્યે શત્રુની આગળ પ્રસન્ન મુખરાખીને, કોમળવાણીબોલીને, તેણે મૂકેલા અપરાધ માન્ય કરીને, તેની સેવા કરીને, તેને પૈસા આપીને, પ્રણામ કરીને, તેની પ્રશંસા કરીને, તેના(પર) ઉપકાર કરીને, તેને પોતાનો સદ્ભાવ દેખાડીને તથા શપથો ખાઈને તેનો પરમવિશ્વાસ મેળવવો; અને સજેયાની ધારા જેવાં તીક્ષ્ણ મનવડે શત્રુનાં છિદ્રોને સારી રીતે તપાસવાં. ૩૬૧-૩૬૨

अवमानं पुरस्कृत्य मानं कृत्वा तु पृष्ठतः ।
स्वकार्य्यं साधयेत्प्राज्ञः कार्य्यध्वंसो हि मुर्खता ॥ ३६३ ॥

બુદ્ધિમાન્ મનુષ્યે અપમાન સ્વીકારીને તથા માનનો અનાદર કરીને કાર્ય સાધવું, કારણ કે કાર્યનો નાશ કરવો તે મૂર્ખતા ગણાય છે. ૩૬૩

मञ्चासीनः शतानीकः सेनाकार्य्यं विचिन्तयेत् ।
सदैव व्यूहसङ्केतवाद्यशद्बान्तवर्तिनः ॥ ३६४ ॥
सञ्चरेयुः सैनिकाश्च राजराष्ट्रहितैषिणः ।
भेदितां शत्रुणा दृष्ट्वा स्वसेनां घातयेच्च ताम् ॥ ३६५ ॥

શતાનીકે-(સોસીપાઈથી વિંટાયલા) રાજાએ એક મંચ ઉપર બેસીને તપાસ કરવી કે સેના પોતાનું કામ પ્રેમથી કરે છે કે અપ્રેમથી કરે છે. અને રાજા તથા પ્રજાનું હિત ઈચ્છનારા સીપાઈઓએ સદા વ્યૂહ રચનાનો સંકેત જણાવનારાં વાજીત્રના શબ્દ પ્રમાણે વર્તવું અને રાજાએ પોતાની સેનાને શત્રુએ ભિન્ન કરેલી જોઇ તેનો (શત્રુ સેનાનો) નાશ કરવો. ૩૬૪-૩૬૫

प्रत्यग्रे कर्मणि कृते योधैर्दद्याद्धनं च तान् ।
पारितोष्यञ्चाधिकारं क्रमतोऽर्हं नृपः सदा ॥ ३६६ ॥

યોધ્ધાઓ જ્યારે નવું કામ કરે ત્યારે રાજાએ તેઓને ક્રમવાર યોગ્ય ઈનામ, ધન તથા અધિકારો આપવા. ૩૬૬

जलान्नतृणसंरोधैः शत्रून्सम्पीड्य यत्नतः ।
पुरस्ताद्विषमे देशे पश्चाद्धन्यात्तु वेगवान् ॥ ३६७ ॥

રાજાએ પ્રથમ પાણી, અન્ન તથા તૃણને શત્રુના દેશમાં જતાં અટકાવવાં અને શત્રુને યત્નથી સારી પેઠે પીડવો. અને પાછળથી ઉતાવળે તેના ઉપર ચઢાઈ કરી રણમાં તેનો નાશ કરવો. ૩૬૭

कूटस्वर्णमहादानैर्भेदयित्वा द्विषद्बलम् ।
नित्यविश्रम्भसंसुप्तं प्रजागरकृतश्रमम् ॥ ३६८ ॥
विलोभ्यापि परानीकमप्रमत्तो विनाशयेत् ।
तत्सहायबलं नैव व्यसनाप्तमपि क्वचित् ॥ ३६९ ॥

રાજાએ શત્રુની સેનાને પુષ્કળ ખોટું સોનું વગેરે આપીને ફોડવી અને તેના રાજા ઉપર ઉદાસીન કરી મૂકવી કે જેથી તે નિત્ય પરિચયને લીધે સારી રીતે નિદ્રા કરે અથવા તો શત્રુના ભયથી ઉજાગરો કરવાને લીધે શ્રમિત થાય; અને ત્યારપછી રાજાએ સાવધાન થઈને શત્રુસેનાનો નાશ કરવો, પરંતુ કામાદિકમાં આસક્ત થયેલી છતાં તેની સહાયક સેનાનો કોઈ દિવસ નાશ કરવો નહિ. ૩૬૮-૬૯

स्वसमीपतरं राज्यं मान्यस्माद्ग्राहयेत् क्वचित् ॥ ३७० ॥

પોતાની પડોસમાં આવેલા રાજ્યને કોઈ દિવસ બીજા શત્રુની સત્તામાં જવા દેવું નહિ-તેમ થવાથી મહાહાની થાય છે. ૩૭૦

क्षणे युद्धाय सज्जेत क्षणं चापसरेत्पुनः ।
अकस्मान्निपतेद्दूराद्दस्युवत्परितः सदा ॥ ३७१ ॥

ક્ષણમાં યુદ્ધ માટે તૈયારી કરવી, ક્ષણમાં વળી પાછા ફરવુ, અને ક્ષણમાં અકસ્માત દૂરથી ચારે તરફ ચોરની પેઠે નિરંતર ચઢાઈ કરવી. ૩૭૧

रूप्यं हेम च कुपञ्च यो यज्जयति तस्य तत् ।
दद्यात्कार्य्यानुरूपञ्च हृष्टो योधान्प्रहर्षयन् ॥ ३७२ ॥

પ્રસન્ન થયેલા રાજાએ યોધ્ધાઓને પ્રસન્ન કરતાં કામના પ્રમાણમાં જે પુરૂષે સોનું, રૂપું તથા બીજા પદાર્થો મેળવ્યા હોય તેને તે પદાર્થો આપવા, ૩૭૨

विजित्य च रिपूनेवं समादद्यात्करं तथा ।
राज्यांशं वा सर्वराज्यं नन्दयीत ततः प्रजाः ॥ ३७३ ॥

આ પ્રમાણે શત્રુનો પરાજય કરીને તેની પાસેથી ખંડણી અથવા તો રાજ્યનો ભાગ અથવા તો સઘળું રાજ્ય લેવું અને પછી તે દેશની પ્રજાને રંજન કરવી. ૩૭૩

तूर्य्यमङ्गलघोषेण स्वकीयं पुरमाविशेत् ।
तत्प्रजाः पुत्रवत्सर्वाः पालयीतात्मसात्कृताः ॥ ३७४ ॥

ત્યાર પછી તુરીના મંગળધ્વનિની સાથે પોતાના નગરમાં આવવું; અને પોતાને અધિન થયેલી સર્વપ્રજાને પુત્રની પેઠે પાળવી. ૩૭૪

## મંત્રિમંડળ.

नियोजयेन्मन्त्रिगणमपरे मन्त्रचिन्तने ।
देशे काले च पात्रे च ह्यादिमध्यावसानतः ॥ ३७५ ॥

રાજાએ બીજાં કાર્યનો ગુપ્ત વિચાર કરવા માટે, તથા દેશ, કાળ અને પાત્રાપાત્રનો વિચાર કરવા માટે, આદિમાં, (કાર્ય પ્રારંભે) મધ્યમાં (કાર્ય થાય તત્પ્રસંગે) અને અંતમાં (કાર્ય પૂર્ણ થયા પછી) મંત્રિયોની યોજના કરવી. ૩૭૫

भवेन्मन्त्रफलं कीदृगुपायेन कथन्त्विति ।
मन्त्र्याद्याधिकृतः कार्य्यं युवराजाय बोधयेत् ॥ ३७६ ॥

મંત્રિ આદિક ઉપર નિમેલા અધિકારીએ, મંત્રનું ફળ કેવું નિવડશે? ક્યા ઉપાયથી (કાર્ય) સિધ્ધ થશે અને તે કેવી રીતે થશે? તે સર્વકાર્ય યુવરાજને જણાવવું. ૩૭૬

पश्चाद्राज्ञा तु तैः सार्कं युवराजो निवेदयेत् ।
राजा सशासयेदादौ युवराजं ततस्तु सः ॥ ३७७ ॥
युवराजो मन्त्रिगणान्राजाग्रे तेऽधिकारिणः ।
सदसत्कर्म राजानं बोधयेद्धि पुरोहितः ॥ ३७८ ॥

ત્યાર પછી યુવરાજે તે અધિકારીઓની સાથે રહીને રાજાને ગુપ્તવિચાર જણાવવો. રાજા (જો તે મંત્રિમંડળના વિચારથી વિરૂદ્ધ હોય તો) પ્રથમ યુવરાજને સારી રીતે (સમજાવવો) અને પછી યુવરાજે મંત્રિઓને સારી રીતે સમજાવવા. પ્રથમ અધિકારી વર્ગે રાજાને સારાંનરતાં કાર્યની સમજણ પાડવી, ત્યાર પછી પુરોહિતે રાજાને સર્વ કાર્ય- સૈન્યનીતિ સમજાવવું. ૩૭૭-૩૭૮

ग्रामाद्बहिः समीपे तु सैनिकान्धारयेत्सदा ।
ग्राम्यसैनिकयोर्न स्यादुत्तमर्णाधमर्णता ॥ ३७९ ॥

સેનાને નિરંતર ગામથી બહાર અથવા તો ગામની પડોસમાં રાખવી. પણ એવી રીતે રાખવી કે ગામના લોકો તથા સેનાનાં માણસો વચ્ચે લેવડ દેવડ ચાલે નહીં-પરસ્પર વ્યવહાર કરવાથી માઠું પરિણામ આવે છે. ૩૭૯

सैनिकार्थन्तु पण्यानि सैन्ये सन्धारयेत्पृथक् ।
नैकत्र वासयेत्सैन्यं वत्सरन्तु कदाचन ॥ ३८० ॥

સેનાને માટે વેચવાના પદાર્થો સેનાના પડાવમાં એક ભાગ ઉપર રખાવવા. સેનાને કોઈવાર એક વર્ષસુધી એક સ્થાન ઉપર રાખવી નહિ, પરંતુ નવનવાં ગામે રવાના કરવી. ૩૮૦

सेनासहस्रं सज्जं स्यात्क्षणात्संशासयेत्तथा ।
संशासयेत्स्वीनयमान्सैनिकानष्टमे दिने ॥ ३८१ ॥

સેનાનાં એક હજાર મનુષ્યો ક્ષણવારમાં સજ્જ થાય તેમ તેને સારી રીતે કેળવવી તથા દિવસને આઠમે ભાગે-અપરાણ્હ સમયે-સૈનિકોને પોતાના નિયમો સારી પેઠે સમજવા. ૩૮૧

चण्डत्वमाततायित्वं राजकार्ये विलम्बनम् ।
अनिष्टोपेक्षणं राज्ञः स्वधर्मपरिवर्जनम् ॥ ३८२ ॥
त्यजन्तु सैनिका नित्यं सल्लापमपि वा परैः ।
नृपाज्ञया विना ग्रामं न विशेयुः कदाचन ॥ ३८३ ॥
स्वाधिकारिगणस्यापि ह्यपराधं दिशन्तु नः ।
मित्रभावेन वर्त्तध्वं स्वामिकृत्ये सदाखिलैः ॥ ३८४ ॥

સૈનિકોએ નિરંતર ઉગ્રતા, આતતાયીપણું, રાજકાર્યમાં વિલંબ, રાજાનાં અનિષ્ટ તરફ ઉપેક્ષા, અધર્માચરણ તથા શત્રુની સાથે સંભાષણ આટલાં ત્યાગ કરવાં, રાજાની આજ્ઞા વિના કોઈ દિવસ નગરમાં પેસવું નહિ, પોતાના અધિકારીયોના પણ અપરાધો જણાવવા; અને સર્વેએ સદા સ્વામીના કૃત્યમાં મિત્રભાવથી વર્તવું. ૩૮૨-૩૮૪

सूज्ज्वलानि च रक्षन्तु शस्त्रास्त्रवसनानि च ।
अन्नं जलं प्रस्थमात्रं पात्रं बह्वन्नसाधकम् ॥ ३८५ ॥
शासनादन्यथाचारान्विनेष्यामि यमालयम् ।
भेदायितान्रिपुधनं गृहीत्वा दर्शयन्तु माम् ॥ ३८६ ॥

શસ્ત્ર, અસ્ત્ર તથા વસ્ત્રોને નિરંતર ચળકતાં અને ઉજ્વળ રાખવાં, અન્ન, જળ તથા શેર એક અન્નમાય તેવું અને ઘણી જાતનાં અન્ન રાંધી શકાય તેવું પાત્ર રાખવું; 'જે સૈનિકો મારી શિક્ષાથી વિરૂધ્ધ વર્તશે તેઓનો હું નાશ કરીશ તથા જે સૈનિકો શત્રુઓનું ધન લઈને ભિન્ન થયા હોય તેવા મને દેખાડવા, એટલે હું તેઓનો નાશ કરીશ.' (એવી આણ ફેરવવી.) ૩૮૫-૩૮૬

सैनिकैरभ्यसेन्नित्यं व्यूहाद्यनुकृतिं नृपः ।
तथायनेऽयने लक्ष्यमस्त्रपातैर्विभेदयेत् ॥ ३८७ ॥

રાજાએ સૈનાનાં મનુષ્યોને નિત્ય વ્યૂહ આદિકની આકૃતિનો અભ્યાસ કરાવવો. અને છ છ મહિને જુદી જુદી રીતથી અસ્ત્રો મારીને નિશાન પડાવવાં. ૩૮૭

सायं प्रातः सैनिकानां कुर्य्यात्सङ्गणनं नृपः ।
जात्याकृतिवयोदेशग्रामवासान्विमृश्य च ॥ ३८८ ॥

રાજાએ સાયંકાળે તથા પ્રભાતમાં પત્રકમાં લખ્યા પ્રમાણે યોદ્ધાઓની જાતિ, આકાર, અવસ્થા, દેશ તથા નિવાસભૂમિનો તપાસ કરીને સૈનિકોની ગણતરી કરવી. ૩૮૮

कालं भृत्यवधिं देयं दत्तं भृत्यस्य लेखयेत् ।
कति दत्तं हि भृत्येभ्यो वेतनं पारितोषिकम् ।
तत्प्राप्तिपत्रं गृह्णीयाद्दद्याद्वेतनपत्रकम् ॥ ३८९ ॥

ચાકરને પગાર આપવાનો સમય, અવધિ, આપવાનો પગાર, આપેલો પગાર, કેટલો પગાર આપ્યો અને કેટલું ઈનામ આપ્યું તે સર્વ, પત્રમાં લખાવવું અને તેઓની પાસેથી પ્રાપ્તિપત્ર લેવું અને તેને પગારપત્ર આપવું. ૩૮૯

सैनिकाः शिक्षिता ये ये तेषु पूर्णा भृतिः स्मृता ।
व्यूहाभ्यासे नियुक्ता ये तेष्वर्द्धां भृतिमावहेत् ॥ ३९० ॥

જે જે સૈનિકો વ્યૂહરચનામાં કુશળ હોય તેઓને પૂર્ણ પગાર આપવો, અને જેઓ વ્યૂહરચનાનો અભ્યાસ કરતા હોય તેઓને અર્ધ પગાર આપવો. ૩૯૦

असत्कर्त्राश्रितं सैन्यं नाशयेच्छत्रुयोगतः ॥ ३९१ ॥

અકલ્યાણ કરનારા શત્રુ રાજાનો આશ્રય કરનારી સેનાનો શત્રુદ્વારા નાશ કરાવવો. ૩૯૧

नृपस्यासद्गुणरताः के गुणद्वेषिणो नराः ।
असद्गुणोदासीनाः के हन्यात्तान्विमृशन्नृपः ।
सुखासक्तांस्त्यजेद् भृत्यान्गुणिनोऽपि नृपः सदा ॥ ३९२ ॥

કયા લોકો દુરાચરણી છે, કયા લોકો રાજાના સદ્ગુણની ઇર્ષ્યા કરે છે અને કોણ રાજાના દુરાચરણને ધિક્કારે છે તે સર્વનો નિર્ણય કરીને રાજાએ દુષ્ટોનો નાશ કરવો અને ગુણી છતાં પણ મોજ મઝામાં પડેલા સેવકોને રાજ્યમાંથી સદા દૂર કરવા. ૩૯૨

सुखान्तर्लोकविश्वस्ता योज्यास्त्वन्तःपुरादिषु ।
धार्य्याः सुखान्तविश्वस्ता धनादिव्ययकर्मणि ॥ ३९३ ॥

પવિત્ર મનના તથા જગતમાં વિશ્વાસપાત્ર ગણાતા મનુષ્યોને અંતઃપુર આદિકમાં રાખવા, અને ધનાદિકના વ્યયકર્મઉપર ઘણા શાંત મનના અને વિશ્વાસપાત્ર મનુષ્યને રાખવા. ૩૯૩

तथा हि लोकविश्वस्तो राज्यकृत्ये नियुज्यते ।
अन्यथा योजितास्ते तु परिवादाय केवलम् ॥ ३९४ ॥

તેમજ લોકમાં વિશ્વાસપાત્ર મનુષ્યને રાજ્યકાર્ય ઉપર નિમવો, અવિશ્વાસુ મનુષ્યોને રાજ્યકાર્ય ઉપર નિમ્યા હોય તો તેઓ કેવળ નિંદા કરાવે છે. ૩૯૪

## જીતેલા રાજ્યની વ્યવસ્થાનીતિ.

शत्रुसम्बन्धिनो ये ये भिन्ना मन्त्रिगणादयः ।
नृपदुर्गुणतो नित्यं हृतमाना गणाधिकाः ।
स्वकार्य्यसाधका ये तु सुभृत्या पोषयेच्च तान् ॥ ३९५ ॥

જે જે શત્રુ રાજાથી જુદા પડેલા મંત્રિગણો તથા રાજાના દુર્ગુણને લીધે નિત્ય માનભ્રષ્ટ થયેલા મોટા મોટા અધિકારીયો પોતાનું કાર્ય સાધી દેતા હોય તેઓને મોટા પગાર આપીને પોષવા. ૩૯૫

लोभेनासेवनाद्भिन्नास्तेष्वर्द्धां भृतिमावहेत् ।
शत्रुत्यक्तान्सुगुणिनः सुभृत्या पालयेन्नृपः ॥ ३९६ ॥

વિશેષ પગારના લોભથી અથવા તો સેવા ન કરવાથી શત્રુ રાજાથી જુદા થઈને આવેલા સૈનિકોને રાજાએ અર્દ્ધ પગાર આપીને રાખવા, તથા શત્રુએ કાઢી મૂકેલા સદ્‌ગુણી મનુષ્યોને સારો પગાર આપીને પાળવા. ૩૯૬

परराष्ट्रे हृते दद्याद्भृतिं भिन्नावधिं तथा ।
दद्यादर्द्धां तस्य पुत्रे स्त्रियै पादमितां किल ॥ ३९७ ॥

શત્રુ રાજાનું રાજ્ય પોતાને સ્વાધીન કર્યા પછી જે દિવસે તેનું રાજ્ય સ્વાધીન કર્યું હોય ત્યારથી તે રાજાને આજીવિકા માટે અવશ્ય પગાર બાંધી આપવો; તેના કુમારને રાજ્યની આવકમાંથી અર્દ્ધો પગાર આપવો અને રાણીને રાજ્યની આવકનો એક ચતુર્થાંશ આપવો. ૩૯૭

हृतराज्यस्य पुत्रादौः सद्गुणैः पादसम्मितम् ।
दद्याद्वा तद्राज्यतस्तु द्वात्रिंशांशं प्रकल्पयेत् ॥ ३९८ ॥

જે રાજાનું રાજ્ય જીતી લીધું હોય તે રાજાના પુત્ર વગેરે ગુણી નિવડે તો તેને મૂળ રાજ્યનો એક ચતુર્થાંશ આપવો અને દુર્ગુણી નિવડે તો બત્રીસમો ભાગ આપવો, પરંતુ કેવળ વર્ષાસન બંધ કરવું નહિ. ૩૯૮

हृतराज्यस्य निचितं कोशं भोगार्थमाहरेत् ॥ ३९९ ॥

રાજ્ય લીધા પછી રાજાએ એકઠો કરેલો ભંડાર પોતાના ઉપયોગ માટે લઈ લેવો. ૩૯૯

कौसीदं वा तद्धनस्य पूर्वोक्तार्द्धं प्रकल्पयेत् ।
तद्धनं द्विगुणं यावन्न तदूर्ध्वं कदाचन ॥ ४०० ॥

અથવા તો શત્રુએ એકઠા કરેલા ભંડારના ધનનો પૂર્વે જણાવેલો અર્દ્ધ ભાગ વ્યાજે મૂકવો-તે જ્યાં સુધી બમણો થાય ત્યાં સુધી રાખવું; પણ તે કરતાં વિશેષ કાળ કોઈ દિવસ પણ રાખવું નહિ. ૪૦૦

स्वमहत्त्वद्योतनार्थं हृतराज्यान्प्रधारयेत् ।
प्राङ्मानैर्यदि सद्वृत्तान्दुर्वृत्तांस्तु प्रपीडयेत् ॥ ४०१ ॥

ખુંચવી લીધેલાં રાજ્યના રાજાઓ જો સદાચરણી હોય, તો પોતાની કીર્તિ પ્રગટ કરવા માટે પ્રથમની પેઠેજ તેઓને રાજાને ઘટતું માન આપીને તેના રાજ્યપદ ઉપર સ્થાપન કરવા, અને દુર્ગુણીઓને સારી પેઠે દુઃખ દેવું. ૪૦૧

## સેવકનીતિ.

अष्टधा दशधा वापि कुर्य्याद्वादशधापि वा ।
यामिकार्थमहोरात्रं यामिकान्वीक्ष्य नान्यथा ॥ ४०२ ॥

પહેરેગીર પ્રત્યે દૃષ્ટિ કરીને તેઓને માટે રાત્રિના અને દિવસના આઠ, દશ કે બાર વિભાગ પાડવા, પરંતુ પહેરેગીર વિષે વિચાર કર્યા વિના વિભાગ પાડવા નહિ. ૪૦૨

आदौ प्रकल्पितानंशान्भजेयुर्यामिकास्तथा ।
आद्यः पुनस्त्वन्तिमांशं स्वपूर्वांशं ततोऽपरे ॥ ४०३ ॥

પહેરેગીરોએ પ્રથમથીજ ઉપર જણાવ્યા પ્રમાણે જુદા જુદા સમયના વિભાગો સાચવી લેવા. પ્રથમના પહેરેગીરે છેવટનો સમય સાચવવો. અને બીજા પહેરેગીરે પોતપોતાના પૂર્વ પૂર્વ સમયને સાચવી લેવો. ૪૦૩

पुनर्वा योजयेत्तद्वदाद्येऽन्त्यं चान्तिमे ततः ।
स्वपूर्वांशं द्वितीयेऽह्नि द्वितीयादिक्रमागतम् ॥ ४०४ ॥

પુનઃ પ્રથમ પહેરેગીરે છેલ્લો પ્રહર લેવો, અને છેલ્લા પહેરેગીરે પ્રથમનો પ્રહર લેવો. બીજે દિવસે બીજા પહેરેગીરે પોતાના વારા પ્રમાણે પોતાનો પૂર્વભાગ ગ્રહણ કરવો. ૪૦૪

चतुर्भ्यस्त्वधिकान्नित्यं यामिकान्योजयेद्दिने ।
युगपद्योजयेद् दृष्ट्वा बहून्वा कार्य्यगौरवम् ॥ ४०५ ॥

દિવસે નિત્ય ચાર પહેરેગીરની નિમણુંક કરવી, વિશેષ કાર્ય હોય તો એક વખતેજ ઘણા પહેરેગીરોની નિમણુંક કરવી. ૪૦૫

चतुरूनान्यामिकांस्तु कदा नैव नियोजयेत् ॥ ४०६ ॥

કોઈ દિવસ ચાર કરતાં ઓછા પહેરેગીરોની નિમણુંક કરવીજ નહિ. ૪૦૬

यद्रक्ष्यमुपदेक्ष्यं यदादेश्यं यामिकाय तत् ।
तत्समक्षं हि सर्वं स्याद्यामिकोऽपि च तत्तथा ॥ ४०७ ॥

જે વસ્તુ રક્ષા કરવા યોગ્ય હોય તથા જે વાર્ત્તા ઉપદેશ કરવા યોગ્ય હોય તે, રાજાએ, પહેરેગીરને સમજાવવી. તેમજ પ્રજાનું સર્વ કાર્ય પહેરેગીરના સમક્ષમાં થાય છે માટે પહેરેગીરે પણ તે સર્વ કાર્ય સારી રીતે રાજાને જાણ કરવું. ૪૦૭

कीलकोष्ठे तु स्वर्णादि रक्षेन्नियमितावधि ।
स्वांशान्ते दर्शयेदन्ययामिकन्तु यथार्थकम् ॥ ४०८ ॥

પહેરેગીરે ચોરીમાંથી મળેલું ધણીયાતું કે નિધણીયાતું સુવર્ણ વગેરે ધન પોતાના નિયમિત કાળ સુધી ઉભા રહેવાના સ્તંભના ગોખલામાં મૂકવું. પોતાનો પ્રહર પુરો થાય અને બીજો પહેરેગીર આવે એટલે તેને યથાર્થ રીતે સમજણ પાડી પેલી વસ્તુ તેના સ્વાધીનમાં કરવી. ૪૦૮

क्षणे क्षणे यामिकानां कार्य्यं दूरात्सुबोधनम् ॥ ४०९ ॥

પહેરેગીરોએ ક્ષણેક્ષણે દૂરથી પોકાર પાડીને પ્રજાને સાવચેત રાખવી. આ તેઓનું કાર્ય છે. ૪૦૯

## કયો રાજા રાજ્ય ભોગવે છે?

सत्कृतान्नियमान्सर्वान्यदा सम्पालयेन्नृपः ।
तदैव नृपतिः पूज्यो भवेत्सर्वेषु नान्यथा ॥ ४१० ॥

રાજા જ્યારે ઉત્તમ નિયમો પાળે ત્યારેજ તે સર્વ જગતમાં પૂજાય છે, બીજી રીતે નહિ. ૪૧૦

यस्यास्ति नियतं कर्म नियतः सद्ग्रहो यदि ।
नियतोऽसद्ग्रहत्यागो नृपत्वं सोऽश्नुते चिरम् ॥ ४११ ॥

જે નિરંતર પોતાનું કાર્ય કરે તથા જેને સત્કાર્યમાં આગ્રહ હોય, અને અસત્કાર્યમાં આગ્રહ ન હોય, તે રાજા ચિરકાળ સુધી રાજાપણું ભોગવે છે. ૪૧૧

यस्यानियमितं कर्म साधुत्वं वचनं त्वपि ।
सदैव कुटिलः सख्युः स्वपदाद्द्राग्विनश्यति ॥ ४१२ ॥

જેનું કાર્ય તથા વચન અનિયમિત હોય, જે દુરાચરણી અને કુટિલ હોય, તે રાજા, મિત્રતાથી તથા રાજ્યથી ભ્રષ્ટ થાય છે. ૪૧૨

नापि व्याघ्रगजाः शक्ता मृगेन्द्रं शासितुं यथा ।
न तथा मन्त्रिणः सर्वे नृपं स्वच्छन्दगामिनम् ॥ ४१३ ॥

જેમ વ્યાઘ્ર તથા હાથીયો સિંહને શિક્ષા કરી શકતા નથી, તેમ સર્વ મંત્રિયો સ્વચ્છંદાચારી રાજાને શિક્ષા કરી શકતા નથી. ૪૧૩

निभृताधिकृतास्तेन निःसारत्वं हि तेष्वतः ।
गजो निबध्यते नैव तूलभारसहस्रकैः ॥ ४१४ ॥

(કારણ કે) રાજાઓ મંત્રિયોને મોટા અધિકારો આપે છે માટે તે મંત્રિયોનું રાજાની આગળ કંઈ પણ ઉપજતું નથી–હજાર ભાર રૂથી પણ હાથી બંધાતો નથી. ૪૧૪

उद्धर्त्तुं द्रागगजः शक्तः पङ्कलग्नं गजं बली ।
नीतिभ्रष्टनृपं त्वन्यनृप उद्धरणक्षमः ॥ ४१५ ॥

જેમ બળવંત હાથી કાદવમાં ખુંચી ગયેલા હાથીને સત્વર બહાર કાઢી શકે છે તેમ રાજા, નીતિભ્રષ્ટ થયેલા રાજાનો ઉદ્ધાર કરી શકે છે. ૪૧૫

बलवन्नृपभृत्येऽल्पेऽपि श्रीस्तेजो यथा भवेत् ।
न तथा हीननृपतौ तन्मन्त्रिष्वपि नो तथा ॥ ४१६ ॥

બળવાન્ રાજાના અલ્પ સેવકની પાસે જેવી લક્ષ્મી તથા પ્રભાવ હોય તેવી લક્ષ્મી તથા તેવો પ્રભાવ દુર્બળ રાજામાં પણ હોય નહિ, તેમ તેના મંત્રિયોમાં પણ હોય નહિ. ૪૧૬

बहूनामैकमत्यं हि नृपतेर्बलवत्तरम् ।
बहुसूत्रकृतो रज्जुः सिंहाद्याकर्षणक्षमः ॥ ४१७ ॥

જેમ ઘણા દોરાઓ એકઠા કરીને વણેલી દોરીથી સિંહાદિકને બાધી શકાય છે, તેમજ ઘણા લોકોનો મત રાજાના કરતાં પણ અધિક બળવાન્ ગણાય છે.* ૪૧૭

हीनराज्यो दुष्टभृत्यो न सैन्यं धारयेद्बहु ।
कोशवृद्धिं सदा कुर्य्यात्स्वपुत्राद्यभिवृद्धये ॥ ४१८ ॥

નાના રાજ્યવાળા રાજાએ તથા શત્રુને કર આપનારા રાજાએ ઝાઝુ સૈન્ય રાખવું નહિ; પણ પોતાના પુત્ર આદિકના અભ્યુદય માટે ભંડારમાં વધારો કરવો. ૪૧૮

क्षुधया निद्रया सर्वमशनं शयनं शुभम् ।
भवेद्यथा तथा कुर्य्यादन्यथाशु दरिद्रकृत् ॥ ४१९ ॥

સર્વ ભોજન તથા શયન સુખાકારી નિવડે તેમ કરવું, નહીંતર તે ક્ષુધા અને નિદ્રાથી તુરત દરિદ્રકારી થઈ પડે છે. ૪૧૯

दिशानया व्ययं कुर्य्यान्नृपो नित्यं न चान्यथा ।
धर्म्मनीतिविहीना ये दुर्बला अपि वै नृपाः ।
सुधर्म्मबलयुग्राज्ञा दण्ड्यास्ते चौरवत्सदा ॥ ४२० ॥

રાજાએ નિરંતર ઉપર જણાવેલી રીતિ પ્રમાણે ખર્ચ કરવો, સત્ય રીતે ખર્ચ કરવો નહિ. તથા જે કંગાળ રાજાઓ ધર્મ તથા નીતિથકી ભ્રષ્ટ હોય તેને ધર્મવંત અને બળવંત રાજાએ ચોરની પેઠે શિક્ષા કરવી. ૪૨૦

सर्वधर्मावनान्नीचनृपोऽपि श्रेष्ठतामियात् ।
उत्तमोऽपि नृपो धर्म्मनाशनान्नीचतामियात् ॥ ४२१ ॥

નીચ રાજા પણ સર્વના ધર્મની રક્ષા કરવાથી શ્રેષ્ઠપણાને પામે છે, અને ઉત્તમ રાજા પણ ધર્મભ્રષ્ઠ થવાથી નીચપણાને પામે છે. ૪૨૧

---

* આ શ્લોકપરથી સિદ્ધ થાય છે કે પ્રાચીન કાળમાં રાજાને જનમંડળનો મત લેવાની આવશ્યકતા હતી; ને તેમ વર્તતા પણ હતા.

धर्माधर्मप्रवृत्तौ तु नृप एव हि कारणम् ।
स हि श्रेष्ठतमो लोके नृपत्वं यः समाप्नुयात् ॥ ४२२ ॥

ધર્મ તથા અધર્મનો પ્રવર્ત્તક રાજાજ છે, આ જગતમાં જે રાજાપણાને પામે છે તેનેજ ઉત્તમોત્તમ જાણવો. ૪૨૨

## શુક્રનીતિની પ્રસંશા.

मन्वाद्यैरादृतो योऽर्थस्तदर्थो भार्गवेण वै ।
द्वाविंशतिशतं श्लोका नीतिसारे प्रकीर्त्तिताः ॥ ४२३ ॥

મનુ વગેરેએ જે વિષયને સ્વીકાર્યો છે તે માનવધર્મના વિષયને શુક્રાચાર્યે પણ સ્વીકાર્યો છે, આ નીતિસારમાં તે વિષયના બે હજાર ને બસો શ્લોક મેં કહી બતાવ્યા છે. ૪૨૩

शुक्रोक्तनीतिसारं यश्चिन्तयेदनिशं सदा ।
व्यवहारधुरं वोढुं स शक्तो नृपतिर्भवेत् ॥ ४२४ ॥

જે રાજા શુક્રાચાર્યે કથેલા નીતિસારનો વિચાર કરે છે તે રાજા નિત્ય રાજ્યના કાર્યભારની જોંસરી ઉપાડી શકે છે. ૪૨૪

न कवेः सदृशा नीतिस्त्रिषु लोकेषु विद्यते ।
काव्यैव नीतिरन्या तु कुनीतिर्व्यवहारिणाम् ॥ ४२५ ॥

શુક્રનીતિના જેવી નીતિ ત્રણે લોકમાં નથી-માટે શુક્રાચાર્યે કહેલી તેજ નીતિ છે, અન્ય બીજી નીતિ વ્યાવહારિક પુરૂષોને કુનીતિ થઈ પડે છે. ૪૨૫

नाश्रयन्ति च ये नीतिं मन्दभाग्यास्तु ते नृपाः ।
कातर्य्याद्धनलोभाद्वा स्युर्वै नरकभाजनाः ॥ ४२६ ॥

જે રાજાઓ બીકથી અથવા તો ધનના લોભથી નીતિમાં કહ્યા પ્રમાણે વર્તતા નથી તે મંદભાગ્ય રાજાઓ નરકમાં પડે છે. ૪૨૬

**इति शुक्रनीतौ चतुर्थाध्यायस्य सेनानिरूपणं नाम सप्तमं प्रकरणम् ।**

## અધ્યાય ૫ મો. (પરિશિષ્ટ.)

### પ્રકરણ ૧ લું.

### સંક્ષેપ બોધ.

नीतिशेषं खिले वक्ष्ये ह्यखिलं शास्त्रसम्मतम् ।
सप्ताङ्गानान्तु राज्यस्य हितं सर्वजनेषु वै ॥ १ ॥

આ પરિશિષ્ટ અધ્યાયમાં રાજ્યનાં સાત અંગનું તથા સર્વ મનુષ્યનું હિતકારી, શાસ્ત્ર માન્ય સર્વ અવશિષ્ટ નીતિ સંક્ષેપમાં કહીશ. ૧

शतसंवत्सरान्तेऽपि करिष्याम्यात्मसाद्रिपुम् ।
इति सञ्चिन्त्य मनसा रिपोश्छिद्राणि लक्षयेत् ॥ २ ॥

હું સોવર્ષે પણ શત્રુઓને સ્વાધીન કરીશ, આમ મનની સાથે વિચાર કરીને શત્રુનાં છિદ્રો જોયા કરવાં. ૨

राष्ट्रभृत्याविशङ्की स्याद्धीनमन्त्रबलो रिपुः ।
युक्त्या तथा प्रकुर्वीत सुमन्त्रबलयुक्स्वयम् ॥ ३ ॥

સારા મંત્રી તથા બળશાળી રાજાએ પોતે શત્રુ જેમ પોતાના દેશ ઉપર તથા અનુચરો ઉપર શંકિત રહે અને તેનાં મંત્રો તથા બળ વિનાશ પામે તેમ યુક્તિ રચવી. ૩

सेवया वा वणिग्वृत्त्या रिपुराष्ट्रं विमृश्य च ।
दत्ताभयं सावधानो व्यसनासक्तचेतसम् ॥ ४ ॥
मार्जारलुब्धबकवत्सन्तिष्ठन्नाशयेदारिम् ॥ ५ ॥

રાજાએ સાવધાન રહીને સેવાથી અથવા તો વ્યાપાર વૃત્તિથી શત્રુના રાજ્યનો સર્વ વહીવટ તપાસી લેવો, અને પોતાના રાજ્યમાં બીલાડાની પેઠે અથવા તો પારધિની પેઠે તત્પર રહીને શત્રુ રાજાને અભય આપી જ્યારે તે કામાદિકમાં આસક્ત થાય ત્યારે તેનો નાશ કરવો. ૪-૫

सेनां युद्धे नियुञ्जीत प्रत्यनीकविनाशिनीम् ।
न युञ्ज्याद्रिपुराष्ट्रस्थां मिथः स्वद्वेषिणीं न च ॥ ६ ॥

યુદ્ધમાં શત્રુની સેનાનો નાશ કરનારી સેનાને નિમવી. પરંતુ શત્રુના દેશમાં રહેનારી અને પરસ્પર પોતામાં ઇર્ષા કરનારી સેનાને યુધ્ધ પ્રસંગે નિમવી નહિ. ૬

न नाशयेत्स्वसेनान्तु सहसा युद्धकामुकः ।
दानमानैर्वियुक्तोऽपि न भृत्या भूपतिं त्यजेत् ।
समये शत्रुसान्नैव गच्छेज्जीवधनाशया ॥ ७ ॥

રાજાએ યુધ્ધાસક્ત થઈને સત્વર પોતાની સેનાનો નાશ કરાવવો નહિ. ધન તથા માન મળે નહિ તો પણ સેવકે પોતાના રાજાની સેવા છોડવી નહિ. તથા કોઈએ પણ આજીવિકામાં ઉપયોગી એવા ધનને અધિન થઈને તેની આશાથી શત્રુને અધિન થવું નહિ. ૭

मेघोदकैस्तु या पुष्टिः सा किं नद्यादिवारितः ।
प्रजापुष्टिर्नृपद्रव्यैस्तथा किं धनिनां धनात् ॥ ८ ॥

વર્ષાદના પાણીથી જેવું જગતનું પોષણ થાય છે તેવું પોષણ નદી, તળાવ ને કૂવા વગેરેથી થશે તેમજ રાજાના ધનથી જેવું પ્રજાનું પોષણ થાય તેવું પોષણ શું ધનવંતના ધનથી થશે? ૮

दर्शयन्मार्दवंनित्यं महावीर्य्यबलोऽपि च ।
रिपुराष्ट्रे प्रविश्यादौ तत्कार्य्ये साधको भवेत् ॥ ९ ॥
सञ्जातबद्धमूलस्तु तद्राज्यमखिलं हरेत् ।
अथ तद्विष्टदायादान्सेनपानंशदानतः ।
तद्राज्यस्य वशीकुर्य्यान्मूलन्मूलयन्बलात् ॥ १० ॥

રાજા પોતે મહાવીર્ય અને બળવાળો હોય તોપણ તેણે નિત્ય કોમળતા દર્શાવીને પ્રથમ તો શત્રુના દેશમાં પ્રવેશ કરવો અને તેનું કામ કરી આપવું; ત્યાર પછી જ્યારે તેના રાજ્યમાં પોતાનો પાયો દૃઢતર થાય ત્યારે બળવડે તેના પાયાને જડમૂળથી ઉખેડી નાખવો. અને તેનું આખું રાજ્ય છિનવી લેવું; ત્યાર પછી તેના શત્રુભૂત ભાગીદારોને અને સેનાપતિયોને તેના રાજ્યનો થોડો ભાગ આપીને પોતાને સ્વાધીન કરવા. ૯-૧૦ *

तरोः संक्षीणमूलस्य शाखाः शुष्यन्ति वै यथा ।
सद्यः केचिच्च कालेन सेनपाद्याः पतिं विना ॥ ११ ॥

જેમ મૂળનો નાશ થવાથી ઝાડની શાખાઓમાંની કેટલીક ઝટ સુકાય છે અને કેટલીએક કાળાંતરે શુકાય છે, તેમજ કેટલાએક સેનાપતિયો રાજાના અભાવથી સત્વર વશ થાય છે અને કેટલાએક કાળાંતરે વશ થાય છે. ૧૧

* ઈસ્ટ ઈંડીઆ કંપનીની નીતિ આવીજ હતી. પ્રથમ તેઓ કોમળ ને સરળ હૃદયે વ્યાપારાર્થે દેશમાં પેઠા, પછી રાજનીતિના વ્યવહારમાં પ્રવેશ કર્યો, બે લડતા તેમાં વચ્ચે પડી કેટલાંક રાજ્યો પચાવી પડયા, ને પાછળથી કેટલાક નાનાં રાજ્યો પાછા સોંપ્યાં છે.

राज्यवृक्षस्य नृपतिर्मूलं स्कन्धाश्च मन्त्रिणः ।
शाखाः सेनाधिपाः सेनाः पल्लवा कुसुमानि च ।
प्रजा फलानि भूभागा बीजं भूमिः प्रकल्पिता ॥ १२ ॥

રાજ્યરૂપી એક વૃક્ષ છે, તેનું મૂળ રાજા છે મંત્રિગણ મોટી શાખાઓ છે, સેનાપતિયો નાની શાખાઓ છે, સેના પાદડાં ગણાય છે, પ્રજા એ પુષ્પો ગણાય છે, પૃથ્વીના વિભાગો એ ફળ ગણાય છે, અને પૃથ્વીને બીજ કહે છે. ૧૨

विश्वस्तान्यनृपस्यापि न विश्वासं समाप्नुयात् ।
नैकान्ते न गृहे तस्य गच्छेदल्पसहायवान् ॥ १३ ॥

રાજાએ વિશ્વાસપાત્ર છતાં પણ પ્રતિકૂળ રાજાનો વિશ્વાસ કરવો નહિ, તથા થોડા માણસની સાથે શત્રુ રાજાને ઘેર અથવા તો એકાંત જગ્યામાં જવું નહિ. ૧૩

स्ववेशरूपसदृशान्निकटे रक्षयेत्सदा ।
विशिष्टचिह्नगुप्तः स्यात्समयेऽन्यादृशो भवेत् ॥ १४ ॥

રાજાએ નિરંતર પોતાની સમીપમાં પોતાના જેવા પોશાક પેહેરનારા અને પોતાના જેવા રૂપાળા લોકોને રાખવા-જેથી પોતાને કોઇ ઓળખી શકે નહિ; પોતે રાજચિન્હ ગુપ્ત રાખવું અને સમય ઉપર સાધારણ મનુષ્યના જેવા થવું. ૧૪

वैश्याभिश्च नटैर्मद्यैर्गायकैर्मोहयेदरिम् ॥ १५ ॥

શત્રુને વેશ્યાવડે, નટવડે, મદિરાવડે અને ગાયકવડે મોહવશ કરવો. (ને પછી વશમાં લેવો.) ૧૫

सुवस्त्राभरणैर्नैव न कुटुम्बेन संयुतः ।
विशिष्टचिह्नितो भीतो युद्धे गच्छेन्न वै क्वचित् ॥ १६ ॥

રાજાએ ઉત્તમ વસ્ત્રો તથા ઘરેણાંઓથી અલંકૃત થઈને કુટુંબની સાથે ખાસ કરીને રાજચિન્હ ધારણ કરીને તથા ભયભીત થઈને કોઈવાર યુદ્ધમાં જવું નહિ. ૧૬

क्षणंनासावधानः स्याद्भृत्यस्त्रीपुत्रशत्रुषु ।
जीवान्सन्स्वामितो पुत्रे नदेयाप्यखिला क्वचित् ॥ १७ ॥
स्वभावसद्गुणे यस्मान्महानर्थमदावहा ।
विष्ण्वाद्यैरपि नो दत्ता स्वपुत्रे स्वाधिकारता ॥ १८ ॥

* ટીપુ સુલતાન, નાનાસાહેબ, સિસરો, સિઝર ને ઓલિવર ક્રામવેલ, નેપોલિયન બોનાપાર્ટ, એમજ વર્તતા હતા; પાછળા બે પ્રથમ ને પેહેલા ચાર સદાય વર્તતા હતા.

શક્તિમાન રાજાએ એક ક્ષણપણ ચાકરો, સ્ત્રિયો, પુત્રો, અને શત્રુઓ પ્રત્યે કોઈપણ વેળા અસાવધાન રહેવું નહિ. યુવરાજ સ્વભાવે સદ્ગુણી હોય તોપણ પોતાના જીવતાં, તેને કોઈ દિવસ સંપૂર્ણ પ્રભુતા આપવી નહિ. કારણ કે આપેલી પ્રભુતા મહાઅનર્થકારી અને મદકારી થઈ પડે છે: વિષ્ણુ વગેરેએ પોતાનો અધિકાર પોતાના પુત્રોને આપ્યો ન હતો. ૧૭-૧૮

स्वायुषः स्वल्पशेषे तु सत्पुत्रे स्वाम्यमादिशेत् ।
नाराजकं क्षणमपि राष्ट्रं धर्त्तुं क्षमाः किल ।
युवराजादयः स्वाम्यलोभचापलगौरवात् ॥ १९ ॥

પોતાનું આયુષ્ય થોડું અવશેષ રહે ત્યારે રાજાએ સત્પુત્રને રાજ્યનો સ્વામી બનાવવો; કારણ કે યુવરાજ આદિક પ્રભુતાના લોભની અતિશય લઘુતાથી રાજા રહિત થયેલા રાજ્યનું ક્ષણભર પણ રક્ષણ કરી શકતા નથી. ૧૯

प्राप्योत्तमं पदं पुत्रः सुनीत्या पालयन्प्रजाः ।
पूर्वामात्येषु पितृवद्गौरवं सम्प्रधारयेत् ॥ २० ॥

રાજપુત્રે ઉત્તમ રાજ્ય સિંહાસન સંપાદન કરીને પ્રજાનું સન્નીતિથી પાલન કરવું. અને પૂર્વ સમયના કાર્યભારીઓ ઉપર પિતાની પેઠે સારી રીતે ગૌરવતા રાખવી. ૨૦

तस्यापि शासनं तैस्तु प्रधार्य्य पूर्वतोऽधिकम् ।
युक्तं चेदन्यथा कार्य्यं निषेध्यं काललम्बनैः ॥ २१ ॥

પૂર્વના કાર્યભારીઓએ પણ યુવરાજની યોગ્ય આજ્ઞાને પ્રથમ કરતાં અધિક માન્ય રાખવી, પરંતુ અયોગ્ય હોય ને કામ બીજા વખત ઉપર કરવાનું રાખી કાળ લંબાવીને અકાર્ય અટકાવવું. ૨૧

तदनीत्या न वर्त्तेयुस्तेन साकं धनाशया
वर्त्तन्ते यदनीत्या ते तेन साकं पतन्तिवै ॥ २२ ॥

કાર્યભારીઓએ ધનની આશાથી નવા રાજાની સાથે અન્યાયથી વર્તવું નહિ. કદાચ તેઓ અન્યાયથી વર્તે છે તો થોડા સમયમાં રાજા સહિત રાજ્યમાંથી દૂર થાય છે. ૨૨

कुलभक्तांश्च यो द्वेष्टि नवीनं भजते जनम् ।
स गच्छेच्छत्रुसाद्राजा धनप्राणैर्वियुज्यते ॥ २३ ॥

જે રાજા રાજકુળના ભક્ત એવા સેવકોનો દ્વેષ કરે છે, અને નવીન મનુષ્યને સેવે છે તે રાજા ધન તથા પ્રાણ રહિત થઈ શત્રુને આધીન થાય છે. ૨૩

गुणी सुनीतिर्नव्योऽपि परिपाल्यस्तु पूर्ववत् ।
प्राचीनैः सह तं कार्य्ये ह्यनुभूय नियोजयेत् ॥ २४ ॥

નવીન મનુષ્ય પણ ગુણી તથા નીતિવાલો હોય તો રાજાએ તેને પણ જુના સેવકની પેઠે પાળવો; અને તેનાં ચરિત્રોની પરીક્ષા કરીને તેને પુરાણા સેવકની સાથે રાજકાર્ય ઉપર નિમવો. ૨૪

अतिमृदुस्तुतिनातिसेवादानाप्रियोक्तिभिः ।
मायिकैः सेव्यते यावत्कार्य्यं नित्यन्तु साधुभिः ॥ २५ ॥
प्रत्यक्षं वा परोक्षं वा सत्यवाग्भिर्नृपोऽपि च ।
याथार्थ्यतस्तयोरीदृगन्तरं खभुवोर्यथा ॥ २६ ॥

કપટી મનુષ્યો, જ્યાં સુધી પોતાનું કામ હોય ત્યાં સુધી, અતિ કોમળ, સ્તુતિ કરીને, નમન કરીને, સેવા કરીને, ઉપહાર આપીને, તથા મધુર (વાણીથી) વચન બોલીને, રાજાની સેવા કરે છે; પરંતુ સત્યવાદી સત્પુરૂષો પોતાનું કાર્ય ન હોય તોપણ પ્રત્યક્ષમાં તથા પરોક્ષમાં યથાર્થ રીતે રાજાની સેવા કરે છે: માટે આકાશમાં અને પૃથ્વીમાં જેટલો અંતર છે તેટલો અંતર કપટીમાં તથા સજ્જનમાં છે. ૨૫-૨૬

## સામાન્ય નીતિવચન.

मायाया जनका धूर्त्तजारचोरबहुश्रुताः ।
प्रतिष्ठितो यथा धूर्त्तो न तथा तु बहुश्रुताः ॥ २७ ॥

બહુશ્રુત એવા ધૂર્ત, જાર અને ચોરને માયાવી જાણવા. તેમાં ધૂર્તને જેવી પ્રતિષ્ઠા મળે છે તેવી પ્રતિષ્ઠા જારને અને ચોરને મળતી નથી. ૨૭

परस्वहरणे लोके जारचोरौ तु निन्दितौ ।
तावप्रत्यक्षं हरतः प्रत्यक्षं धूर्त्त एव हि ॥ २८ ॥

જાર અને ચોર ધનહરણ કરવાથી જગતમાં નિંદાપાત્ર થાય છે પરંતુ તેઓ ગુપ્ત રીતે ધનહરણ કરે છે; અને ધૂર્ત તો પ્રત્યક્ષજ ધનહરણ કરે છે. ૨૮

हितं त्वहितवच्चान्ते अहितं हितवत्सदा ।
धूर्त्ताः सन्दर्शयित्वाज्ञं स्वकार्य्यं साधयन्ति ते ॥ २९ ॥

ધૂર્તમનુષ્યો અજ્ઞાની મનુષ્યને તેના હિતની વાર્તા, અહિતરૂપે દર્શાવીને, છેવટ સદાય પોતાનું કાર્ય સાધે છે. ૨૯

विश्रम्भयित्वा चात्यर्थं मायया घातयन्ति ते ॥ ३० ॥

ધૂર્તો, કપટથી સામા મનુષ્યને અત્યંત વિશ્વાસ બેસારી તેનો નાશ કરે છે. ૩૦

यस्य चाप्रियमन्विच्छेत्तस्य कुर्य्यात्सदा प्रियम् ।
व्याधो मृगवधं कर्त्तुं गीतं गायति सुस्वरम् ॥ ३१ ॥

જેનું બુરૂં કરવાની ઈચ્છા હોય તેને ગમતું કામ સદા કરવું; પારધી પણ મૃગને મારવા માટે મધુર સ્વરથી ગાયન કરે છે. ૩૧

मायां विना महाद्रव्यं द्राङ् न सम्पाद्यते जनैः ।
विना परस्वहरणान्न कश्चित्स्यान्महाधनः ।
मायया तु विना तद्धि न साध्यं स्याद्यथेप्सितम् ॥ ३२ ॥

મનુષ્યો કપટવિના અલ્પકાળમાં મહાસંપત્તિ મેળવી શકતા નથી; તેમજ કોઇપણ મનુષ્ય પરનું ધનહરણ કર્યા વિના મોટો ધનવંત થતો નથી; અને મનની અભિલાષા કપટ વિના સિદ્ધ થતી નથી. ૩૨

स्वधर्मं परमं मत्वा परस्वहरणं नृपाः ।
परस्परं महायुद्धं कृत्वा प्राणांस्त्यजन्त्यपि ॥ ३३ ॥

પરના ધનને હરી લેવું તે પોતાનો ઉત્તમ ધર્મ છે એમ માનીને રાજાઓ પરસ્પર મોટી લઢાઈ કરી પ્રાણનો પણ ત્યાગ કરે છે. ૩૩

राज्ञो यदि न पापं स्याद्दस्यूनामपि नो भवेत् ।
सर्वं पापं धर्मरूपं स्थितमाश्रयभेदतः ॥ ३४ ॥

પરધન હરણ કરતાં જો રાજાને પાતક લાગે નહિ તો ચોરોને પાપ શા અર્થે લાગવું જોઇએ ઉત્તરમાં કે-સર્વ પાતક આશ્રય ભેદે રહેલું છે, રાજામાં ધર્મરૂપે રહ્યું છે અને ચોરમાં પાપરૂપે રહ્યું છે. ૩૪

बहुभिर्यः स्तुतो धर्मो निन्दितोऽधर्म एव सः ।
धर्मतत्त्वं हि गहनं ज्ञातुं केनापि नोचितम् ॥ ३५ ॥

ધર્મનું તત્વ અવશ્ય ગહન છે, કોઈપણ તેને જાણી શકતો નથી; માટે ઘણા લોકો જેને માન્ય કરે છે તેને ધર્મ સમજવો અને ઘણા લોકો જેની નિંદા કરે છે તેને અધર્મ સમજવો. ૩૫

अतिदानं तपः सत्ययोगो दारिद्र्यकारकत्विह ।
धर्मार्थौ यत्र न स्यातां तद्वाक्कामं निरर्थिका ॥ ३६ ॥

આ જગતમાં અતિ દાન કરવાથી અને અતિ સત્ય બોલવાથી દરિદ્રતા આવે છે. વાણી, ધર્મ અને અર્થ રહિત હોય તેને અત્યંત નિરર્થક સમજવી. ૩૬

अर्थे वा यदि वा धर्मे समर्थो देशकालवित् ।
निःसंशयो नरः पूज्यो नेष्टः संशयिता सदा ॥ ३७ ॥

જે મનુષ્ય ધર્મ અથવા અર્થ સંપાદન કરવા સમર્થ હોય, દેશ તથા સમય પ્રમાણે કાર્ય કરી જાણતો હોય, તથા શંસય રહિત હોય, તે મનુષ્યને પૂજ્ય ગણવો; પરંતુ શંસયી મનુષ્યને પૂજ્ય ગણવો નહિ. ૩૭

अर्थस्य पुरुषो दासो दासस्त्वर्थो न कस्यचित् ।
अतोऽर्थाय यतेतैव सर्वदा यत्नमास्थितः ।
अर्थाद्धर्मश्च कामश्च मोक्षश्चापि भवेन्नृणाम् ॥ ३८ ॥

મનુષ્ય ધનનો દાસ છે, પરંતુ અર્થ કોઈનો દાસ નથી. માટે સર્વદા અર્થ મેળવવા માટે પ્રયત્નપૂર્વક યત્ન અવશ્ય કરવો; કારણ કે મનુષ્ય ધનથી ધર્મ, કામ અને મોક્ષ મેળવે છે. ૩૮

शस्त्रास्त्राभ्यां विना शौर्य्यं गार्हस्थ्यन्तु स्त्रियं विना ।
ऐकमत्यं विना युद्धं कौशल्यं ग्राहकं विना ।
दुःखाय जायते नित्यं सुसहायं विना विपत् ।
न विद्यते तु विपदि सुसहायं सुहृत्समम् ॥ ३९ ॥

શસ્ત્ર તથા અસ્ત્ર વિનાની શૂરવીરતા દુઃખ આપે છે, સ્ત્રી વિના ગૃહસ્થાશ્રમ દુઃખ આપે છે, લડનારાની એકસંમતિવિના યુદ્ધ દુઃખ આપે છે, ગ્રાહકવિના ડાહાપણ દુઃખ આપે છે, તથા સારા સહાયવિના વિપત્તિ પણ નિત્ય દુઃખ આપે છે. આપત્તિકાળમાં મિત્ર સમાન બીજો ઉત્તમ સહાય નથી. ૩૯

अविभक्तधनान्मैत्र्या भृत्या भक्तधनान्सदा ।
मित्रं स्वसदृशैर्भोगैः सत्यैश्च परितोषयेत् ॥ ४० ॥

રાજાએ નાતિલાઓને મિત્રભાવથી પ્રસન્ન રાખવા, ભાગીદારોને નિત્ય આજીવિકા નિમિત્ત પગાર આપીને પ્રસન્ન રાખવા, અને મિત્રને પોતાના સમાન વૈભવો આપીને તથા સત્ય વાર્તા કહીને પ્રસન્ન કરવા. ૪૦

नृपसम्बान्धिस्त्रीपुत्रसुहृद्भृत्यगणान्तथा ।
तोषयित्वा सुखी चैव भुङ्क्ते यस्तु स्वकं धनम् ॥ ४१ ॥

જે મનુષ્ય સંબંધી, સ્ત્રી, પુત્ર, મિત્ર, હિતૈષી, અને સેવક વગેરેને ધનથી પ્રસન્ન કરીને પોતાના ધનનો ઉપભોગ કરે છે તેનેજ સુખી જાણવો. ૪૧

त्यक्त्वा तु दर्पकार्पण्यमानोद्वेगभयानि च ।
कुर्वीत नृपतिर्नित्यं स्वार्थसिध्द्यै तु नान्यथा ।
विशेषभृतितो भृत्यं प्रेममानाधिकारतः ॥ ४२ ॥

રાજાએ ગર્વ, કૃપણતા, માન, ઉદ્વેગ, અને ભયનો ત્યાગ કરી પોતાનો સ્વાર્થ સિદ્ધ કરવા માટે, સારો પગાર આપીને, સ્નેહ દર્શાવીને તથા માન અને અધિકાર આપીને સેવકને સંતોષવો. ૪૨

ब्राह्मणाग्निजलैः सर्वैर्धनवान्भक्ष्यते सदा ।
स सुखी मोदते नित्यमन्यथा दुःखमश्नुते ॥ ४३ ॥

બ્રાહ્મણ, અગ્નિ, અને જળ નિરંતર ધનવંતને ખાય છે; અને ધનવંત, બ્રાહ્મણ, અગ્નિ તથા જળમાં પોતાનું ધન ખર્ચ કરીને નિરંતર આનંદમાં રહે છે. જો તેમ ન કરે તો દુઃખ ભોગવે છે.* ૪૩

दर्पस्तु परह्रासेच्छा मानोऽहं सर्वतोऽधिकः ।
कार्पण्यन्तु व्यये दैन्यं भयं स्वोच्छेदशङ्कनम् ।
मानसस्यानवस्थानमुद्वेगः परिकीर्त्तितः ॥ ४४ ॥

બીજાને હલકો પાડવાની ઈચ્છા તે દર્પ, હું સર્વ કરતાં મોટો છું તે માન, ખર્ચ કરવામાં દીનતા કરવી તે કૃપણતા, પોતાના નાશની શંકા થવી તે ભય, અને ચિત્તની ચંચળતા-અસ્થિરતા તેને ઉદ્વેગ કહ્યો છે. ૪૪

लघोरप्यपमानस्तु महावैराय जायते ।
दानमानसत्यशौर्य्यमार्दवं सुसुहृत्करम् ॥ ४५ ॥

નિચ મનુષ્યનું અપમાન પણ મહા વૈરકર થઈ પડે છે. અને દાન, માન, સત્ય, શૌર્ય તથા કોમળતા એ ઉત્તમ સ્નેહ કરાવનારાં થઇ પડે છે. ૪૫

सर्वानापादि सदसि समाहूय बुधान्गुरून् ।
भ्रातॄन्बन्धूंश्च भृत्यांश्च ज्ञातीन्सभ्यान्पृथक्पृथक् ।
यथार्हं पूज्य विनतः स्वाभीष्टं याचयेन्नृपः ॥ ४६ ॥
आपदं प्रतरिष्यामो यूयं युक्त्या वदिष्यथ ।
भवन्तो मम मित्राणि भवत्सु नास्ति भृत्यता ॥ ४७ ॥

રાજાએ આપત્તિના સમયમાં વિનીત થઇને સભામાં પંડિતોને, ગુરૂજનોને, ભાઈઓને, સેવકોને, નાતિલાઓને તથા સભાસદોને એમ જુદા જુદા સર્વને બોલાવી તેઓનો યથોચિત સત્કાર કરી પોતાના હિતને માટે પ્રાર્થના કરવી, કે હું જેવી રીતે આપત્તિમાંથી મુક્ત થાઉં તેવી યુક્તિનો તમે મને ઉપદેશ આપો. તમે મારા મિત્ર છો, તમે સેવક નથી. ૪૬-૪૭

न भवत्सदृशास्त्वन्ये साहाय्याः सन्ति मे ह्यतः ।
तृतीयांशं भृतेर्ग्राह्यमर्द्धं वा भोजनार्थकम् ।
दास्याम्यापत्समुत्तीर्णेः शेषं प्रत्युपकारवित् ॥ ४८ ॥

તમારા જેવા બીજા મને આપત્તિમાં સહાય કરનારા છેજ નહિ. માટે હવણાં તમારે ભોજન માટે પગારનો એક તૃતીયાંશ અથવા તો અર્દ્ધાંશ

* બ્રહ્મભોજનમાં, યજ્ઞમાં અને વાવ કુવા પરબમાં ધનનો ખર્ચ થાય છે.

લેવો. જ્યારે હું આપત્તિમાંથી મુકત થઈશ ત્યારે બાકીનો પગાર તમને આપીશ અને તમે કરેલો ઉપકાર હું જાણીશ. ૪૮

भृतिं विना स्वामिकार्य्यं भृत्यः कुर्य्यात्समाष्टकम् ।
षोडशाब्दधनी यः स्यादितरोऽर्थानुरूपतः ॥ ४९ ॥

જે રાજસેવક સોળ વર્ષ પર્યંત ખર્ચ ચાલે તેટલો ધનાઢય હોય તેણે આઠ વર્ષ સુધી, રાજાનું, પગાર વિના કામ કરવું. અને સાધારણ સેવકે પોતાના ધનના પ્રમાણમાં કાર્ય કરવું. ૪૯

निर्धनैरन्नवस्त्रन्तु नृपाद्ग्राह्यं न चान्यथा ।
यतो भुक्तं सुखं सम्यक्तद्दुःखैर्दुःखितो न चेत् ।
विनिन्दति कृतघ्नन्तु स्वामी भृत्योऽन्य एव वा ॥ ५० ॥

નિર્ધન સેવકોએ દુઃખાવસ્થામાં આવેલા રાજા પાસેથી માત્ર અન્ન તથા વસ્ત્રોગ્રહણ કરવાં; ધનાઢયે તો તે પણ લેવું નહિ. જે સેવકે જે રાજા પાસેથી સારી પેઠે સુખ ભોગવ્યું હોય તે સેવક રાજાની દુઃખી અવસ્થાથી દુઃખી થાય નહિ. તો રાજા અથવા તો (અન્ય) કૃતજ્ઞ સેવક, તે કૃતઘ્ની સેવકને નિંદે છે. ૫૦

सकृत्सुभुक्तं यस्यापि तदर्थं जीवितं त्यजेत् ।
भृत्यः स एव सुश्लोको नापत्तौ स्वामिनं त्यजेत् ।
स्वामी स एव विज्ञेयो भृत्यार्थे जीवितं त्यजेत् ॥ ५१ ॥

જે રાજાનું એકવાર પણ સારી રીતે અન્ન ખાધું હોય તેને માટે જે સેવક પ્રાણ ત્યાગ કરે છે તથા આપત્તિના સમયમાં પોતાના સ્વામીને ત્યાગ કરતો નથી તે સેવકને પવિત્ર કીર્ત્તિ જાણવો. તથા સ્વામીપણ તેનેજ જાણવો કે જે અનુચરને માટે પ્રાણ ત્યાગ કરે. ૫૧

न रामसदृशो राजा पृथिव्यां नीतिमानभूत् ।
सुभृत्यता तु यन्नीत्या वानरैरपि स्वीकृता ॥ ५२ ॥

પૃથિવી ઉપર રામચંદ્ર જેવો રાજા થયો નથી કે જેની નીતિને લીધે વાનરોએ પણ તેનું સુસેવકપણું સ્વીકાર્યું હતું. ૫૨

अपि राष्ट्रविनाशाय चोराणामेकचित्तता ।
शक्ता भवेन्न किं शत्रुनाशाय नृपभृत्ययोः ॥ ५३ ॥

ચોરો પણ એકમતથી દેશનો નાશ કરી શકે છે, ત્યારે રાજા અને સેવક એકમત થઈને શા માટે શત્રુનો નાશ કરી શકે નહિ? ૫૩

न कूटनीतिरभवच्छ्रीकृष्णसदृशो नृपः ।
अर्जुनाद्ग्राहिता स्वस्य सुभद्रा भगिनी छलात् ॥ ५४ ॥

કોઇ રાજા કૃષ્ણના જેવો કપટનીતિવાળો થયો નથી, જે કૃષ્ણે કપ-ટનીતિથી પોતાની બ્હેન સુભદ્રાને અર્જુનવેરે પરણાવી હતી. ૫૪

नीतिमतान्तु सा युक्तिर्या हि स्वश्रेयसेऽखिला ॥ ९९ ॥

નીતિવેત્તાઓની તેજ યુક્તિ કે જે સમગ્રયુક્તિ, પોતાનું કલ્યાણ કરનારી થઈ પડે. ૫૫

आदौ तद्धितकृत्स्नेहं कार्य्यं स्नेहमनन्तरम् ।
कृत्वा सधर्मवादञ्च मध्यस्थः साधयेद्धितम् ॥ ९६ ॥

તટસ્થ મનુષ્યે પ્રથમ જેની સાથે સ્નેહ કરવો હોય તે મનુષ્યના સ્ને-હીની સાથે સ્નેહ બાંધવો અને તે દ્વારા પેલા મનુષ્યની સાથે સ્નેહ બાંધવો. સ્નેહ કરતી વેળા પરસ્પર ધર્મ પ્રમાણે વચનથી મિત્રતા કરવી, ને પછી હિતકાર્ય સાધવું. ૫૬

परस्परं भवेत्प्रीतिस्तथा सद्गुणवर्णनम् ।
इष्टान्नधनवसनैर्लोभनं कार्य्यसिद्धिदम् ॥ ९७ ॥

જેમ એકબીજામાં પ્રેમની વૃદ્ધિ થાય તેમ સામા મનુષ્યના ગુણની પ્રશંસા કરવી અને તેને ગમતું અન્ન, ધન, તથા વસ્ત્રની લાલચ આપવી; કારણ કે લાલચજ કાર્યની સિદ્ધિ કરનાર છે. ૫૭

दिव्यावलम्बनं मिथ्यासह्लापं धैर्य्यवर्द्धनम् ।
इमे उपाया मध्यस्थकुट्टिनीमायिनां मताः ॥ ९८ ॥

સોગન ખાવા, મિથ્યા ખોટી વાર્તા કરવી અને કંઈ ફીકર નહિ હું કહું છું કે નહિ વગેરે કહીને ધીરજ આપવી. આ ઉપાયો તટસ્થ લોકોને, વેશ્યાઓને અને કાર્ય સાધનારાઓને માટે હિતકર માનેલા છે. ૫૮

नात्मसङ्गोपने युक्तिं चिन्तयेत्स पशोर्जडः ।
जारसङ्गोपने छद्म संश्रयन्ति स्त्रियोऽपि च ॥ ९९ ॥

સ્ત્રીયો પણ જારને છુપાવવા માટે છળનો આશ્રય કરે છે. તો જે મનુષ્ય પોતાના દોષ ઢાંકવા માટે યુક્તિ શોધતો નથી તેને પશુ કરતાં પણ વિશેષ જડ સમજવો. ૫૯

युक्तिश्छलात्मिका प्रायस्तथान्या योजनात्मिका ।
यश्छद्मचारी भवति तेन छद्म समाचरेत् ॥ ६० ॥

ઘણું કરીને યુક્તિ બે પ્રકારની છે: એક કપટયુક્તિ અને બીજી સત્ય-યુક્તિ. જે કપટી મનુષ્ય હોય તેની સાથે કપટયુક્તિથી વર્તવું. ૬૦

अन्यथा शीलनाशाय महतामपि जायते ।
अस्ति बुद्धिमतां श्रेणिर्न त्वेको बुद्धिमानतः ॥ ६१ ॥

देशे काले च पुरुषे नीतिं युक्तिमनेकधा ।
कल्पयन्ति च तद्विद्या दृष्ट्वा दृष्टान्तु तात्विकीनम् ॥ ६२ ॥

તેથી ઉલટી રીતે કપટાચરણ કરવાથી મોટા પુરૂષોનું શીલપણ વિનાશ પામેછે. એક મનુષ્ય બુદ્ધિમાન ગણાતો નથી, પરંતુ બુદ્ધિમાનોનો એક સમૂહ બુદ્ધિમાન ગણાય છે. માટે કુશળ મનુષ્યો, સત્યયુક્તિને નિષ્ફળ થયેલી જોઈને, દેશ, કાલ, અને પાત્ર ઉપર અનેક પ્રકારે નીતિનો તથા યુકિતનો પ્રયોગ કરે છે. ૬૧–૬૨

मन्त्रौषधिपृथग्देशकालवागर्थसंश्रयात् ।
छद्म सञ्जनयन्तीह मायासुकुशला जनाः ॥ ६३ ॥

કપટ વિદ્યામાં કુશળ મનુષ્યો જગતમાં મંત્રનો, ઔષધિનો, જુદા જુદા દેશનો, કાલનો, વાણીનો તથા ધનનો આશ્રય કરીને કપટયુકિત કરે છે. ૬૩

लोकेऽधिकारिप्रत्यक्षं विक्रीतं दत्तमेव वा ।
वस्त्रभाण्डादिकं क्रीतं स्वचिह्नैरङ्कयेच्चिरम् ॥ ६४ ॥

જગતમાં વસ્ત્ર, વાસણ, વગેરે જે કંઈ વેચ્યું હોય, દાન તરિકે આપ્યું હોય અથવા તો વેચાતું લીધું હોય, તે વેચનારા, દાન આપનારા, અને વેચાતું લેનારાની સમક્ષમાં વસ્તુ ઉપર ઘણા દિવસ ટકે તેવી રીતે પોતાનાં ચિન્હ કરવાં. ૬૪

स्तेनकूटनिवृत्त्यर्थं राजज्ञातं समाचरेत् ।
जडान्धबालद्रव्याणां दद्याद्वृद्धिं नृपः सदा ॥ ६५ ॥

ચોરોની કપટ યુકિત અટકાવવા માટે જે કંઈ વેચાતું લીધું હોય તે રાજાને નિવેદન કરવું; તથા મૂર્ખ, આંધળાં અને બાળકનાં જે ધન રાજ્યમાં મૂકયાં હોય તેનું વ્યાજ રાજાએ નિત્ય આપવું. ૬૫

स्वीया तथा च सामान्या परकीया तु स्त्री यथा ।
त्रिविधो भृतकस्तद्वदुत्तमो मध्यमोऽधमः ॥ ६६ ॥

જેમ સ્વકીયા, પરકીયા અને સામાન્યા એમ ત્રણ પ્રકારની સ્ત્રી છે; તેમજ ઉત્તમ, મધ્યમ તથા કનિષ્ટ એવા ત્રણ જાતના સેવક પણ છે. ૬૬

स्वामिन्येवानुरक्तो यो भृतकस्तूत्तमः स्मृतः ।
सेवते पुष्टभृतिदं स्वामिनं स च मध्यमः ।
पुष्टोऽपि स्वामिना व्यक्तं भजतेऽन्यं स चाधमः ॥ ६७ ॥

જે ચાકર સ્વામી ઉપર પ્રેમાસકત હોય તેને ઉત્તમ, જે પૂર્ણ પગાર આપનારા સ્વામી ઉપર પ્રેમ રાખતો હોય તેને મધ્યમ, અને સ્વામી સારી

રીતે પોષણુ કરતો હોય છતાં પણુ જે ગુપ્ત રીતે અન્યની સેવા કરતો હોય તેને અધમ જાણુવો. ૬૭

उपकरोर्थ्यप्रकृतोह्युत्तमोऽप्यन्यथाधमः ।
मध्यमः साम्यमन्विच्छेदपरः स्वार्थतत्परः ॥ ६८ ॥

બુરૂં કર્યા છતાં પણુ જે ઉપકાર કરે છે તેનેજ ઉત્તમ જાણુવો, પણુ તે સામું બુરૂ કરે તો તેને અધમ સમજવો; સારૂં કે નરતું કંઈપણુ ન કરતાં સમવ્યવહારે વર્તે તેને મધ્યમ જાણુવો અને સ્વાર્થ તત્પર સેવકને અધમ જાણુવો. ૬૮

नोपदेशं विना सम्यक्प्रमाणैर्ज्ञायतेऽखिलम् ।
बाल्यं वाप्यथ तारुण्यं प्रारम्भितसमाप्तिदम् ॥ ६९ ॥
प्रायो बुद्धिमता ज्ञेयं न वार्द्धक्यं कदाचन ।
आरम्भं तस्य कुर्य्याद्धि यत्समाप्तिं सुखं व्रजेत् ॥ ७० ॥

ઉપદેશ વિના સર્વ પ્રમાણુોથી સારી પેઠે સમજાતું નથી. બાલ્યાવસ્થામાં કે તરૂણાવસ્થામાં આરંભેલું કાર્ય સંપૂર્ણ થાય છે, પણુ વૃદ્ધાવસ્થામાં આરંભેલું કાર્ય, કોઈ દિવસ સંપૂર્ણ થતું નથી. માટે જે કાર્ય સુખથી સંપૂર્ણ થાય. તે કાર્યનો આરંભ કરવો. ૬૯-૭૦

नारम्भो बहुकार्याणामेकदैव सुखावहः ।
नारम्भितसमाप्तिन्तु विना चान्यं समाचरेत् ॥ ७१ ॥
सम्पाद्यते न पूर्वं हि नापरं लभ्यते यतः ।
कृती तत्कुरुते नित्यं यत्समाप्तिं व्रजेत्सुखम् ॥ ७२ ॥

એકજ વખતે ઘણા કામનો આરંભ કરવો એ ક્લેશકારક થઇ પડે છે. માટે આરંભેલાં એક કાર્યની સમાપ્તિ વિના બીજું કામ આરંભવું નહિ. ઘણાં કામનો એક સાથે આરંભ કરતાં પ્રથમ જે કાર્ય આરંભેલું હોય તે પૂર્ણ થાય નહિ. અને બીજું કાર્ય પણુ સિદ્ધ થાય નહિ. માટે કાર્યકુશળ મનુષ્યે સદા એવું કાર્ય આરંભવું કે જે કાર્ય સુખરૂપ સંપૂર્ણ થાય. ૭૨

यदि सिध्यति येनार्थः कलहेन वरस्तु सः ।
अन्यथायुर्धनसुहृद्यशोधर्महरः सदा ॥ ७३ ॥

જે કલહ કરવાથી ધન મળતું હોય તે કલહ સારો; પણુ વિપરીત કલહ આયુષ્ય, ધન મિત્ર, અને ધર્મનો નાશ કરે છે. ૭૩

ईर्ष्या लोभो मदः प्रीतिः क्रोधो भीतिश्च साहसम् ।
प्रवृत्तिच्छिद्रहेतूनि कार्य्ये सप्त बुधा जगुः ॥ ७४ ॥

ઈર્ષ્યા લોભ, મદ, પ્રીતિ, ક્રોધ, ભય, અને સાહસ, આ સાત કાર્યારંભ કરવામાં વિઘ્નરૂપ છે આમ પંડિતો કહે છે. ૭૪

यथाच्छिद्रं भवेत्कार्य्यं तथैव हि समाचरेत् ।
अविसंवादि विदुषां कालेऽतीतेऽप्यनापदि ॥ ७५ ॥

કાર્ય જેમ નિર્દોષ થાય તેમજ કરવું. સારા સમયમાં અથવા તો સમય વિતિ ગયો હોય ત્યારે પણ પંડિતો માન્ય કરે તેવું કાર્ય કરવું. અર્થાત્ કાર્ય નિર્દોષ કરવું. ૭૫

दशग्रामी शतानीकः परिचारकसंयुतौ ।
अश्वस्थौ विचरेयातां ग्रामपा ह्यपि चाश्वगाः ॥ ७६ ॥

દશ ગામના સ્વામીએ અને સો સીપાઈના નાયકે ઘોડા ઉપર ચઢીને ફરવું તથા સાથે અનુચરો રાખવા; અને એક ગામના ધણીયોએ પણ ઘોડા ઉપર ચઢીને ફરવું તથા સાથે અનુચરોને રાખવા. ૭૬

साहस्त्रिकः शतग्रामी एकाश्वरथावाहनौ ।
दशशास्त्रास्त्रिभिर्युक्तौ गच्छेतां वाश्वसङ्गतौ ॥ ७७ ॥

હજાર સેનાના નાયકે અને સો ગામના સ્વામીએ એક ઘોડાની ગાડીમાં બેસીને ફરવું. અથવા તો ઘોડા ઉપર ચઢીને ફરવું. અને શસ્ત્ર તથા અસ્ત્ર-ધારી દશ અનુચરોને સાથે રાખવા. ૭૭

सहस्त्रग्रामपो नित्यं नराश्वद्व्यश्वयानगः ।
आयुतिको विंशतिभिः सेवकैर्हस्तिना व्रजेत् ॥ ७८ ॥

હજાર ગામના સ્વામીએ અને દશ હજાર સેનાના નાયકે પાલખીમાં અથવા ઘોડા ઉપર ચઢીને અથવા બે ઘોડાની ગાડીમાં બેસીને અથવા હાથી ઉપર બેસીને ફરવું, અને ફરતી વેળા વિશ સીપાઇઓને સાથે રાખવા. ૭૮

अयुतग्रामपः सर्वयानैश्च चतुरश्वगः ।
पञ्चायुती सेनपोऽपि सञ्चरेद्बहुसेवकः ॥ ७९ ॥

દશ હજાર ગામના સ્વામીએ અને પંચાસ હજાર સીપાઈના નાયકે ચાર ઘોડાની ગાડીમાં બેસીને ફરવું. અને નગરમાં ફરતી વેળા સાથે ઘણા સીપાઈઓને રાખવા. ૭૯

यथाधिकाधिपत्यन्तु वीक्ष्याधिक्यं प्रकल्पयेत् ।
कल्पयेच्च यथाधिक्यं धनिकेषु गुणिष्वपि ॥ ८० ॥

અધિકાધિક આધિપત્ય જોઇને તેના પ્રમાણમાં વિશેષ માન આપવું તથા ધનવંત અને ગુણવંતમાં પણ આધિક્ય તરફ દૃષ્ટિ કરીને વિશેષ માન આપવું. ૮૦

श्रेष्ठो न मानहीनः स्यान्न्युनो मानाधिकोऽपि न ।
राष्ट्रे त्रिर्यं प्रकुर्वीत श्रेयोऽर्थी नृपतिस्तथा ॥ ८१ ॥

શ્રેયની ઈચ્છાવાળા રાજાએ, પોતાના દેશમાં માનવાળા મનુષ્ય માનહીન થાય નહી તથા નીચ મનુષ્ય અધિક માન પામે નહિ તે તપાસવું. ૮૧

हीनमध्योत्तमानान्तु ग्रामे भूमिं प्रकल्पयेत् ।
कुटुम्बिनां गृहार्थन्तु पत्तनेऽपि नृपः सदा ॥ ८२ ॥

રાજાએ નિરંતર ગામમાં તથા નગરમાં ઉત્તમ, મધ્યમ તથા કનિષ્ટ મનુષ્યોને અને પોતાનાં કુટુંબીયોને રહેવા માટે નિવાસ મંદિરો બંધાવવાં. ૮૨

द्वात्रिंशत्प्रमितैर्हस्तैर्दीर्घार्द्धा विस्तृताधमा ।
उत्तमा द्विगुणा मध्या सार्धमाना यथार्हतः ।
कुटुम्बसंस्थितिसमा न न्यूना वाधिकापि न ॥ ८३ ॥

બત્રીસ હાથ લાબું અને સોલ હાથ પોહોળું નિવાસ મંદિર સામાન્ય ગણાય છે. અડતાળીસ હાથ લાબું અને ચોવીસ હાથ પોહોળું ઘર મધ્યમ ગણાય છે. અને ચોસઠ હાથ લાંબુ તથા બત્રીસ હાથ પોહોળું ઘર ઉત્તમ ગણાય છે. હલકાં ઘર બંધાવવાં નહિ તેમ ઉત્તમ ઘરો પણ બંધાવવાં નહિ. કિંતુ સર્વ કુંટુબીયોનાં સમાન ઘરો બંધાવવાં. ૮૩

ग्रामाद्बहिर्वसेयुस्ते ये ये त्वधिकृता नृपैः ।
नृपकार्य्यं विना कश्चिन्न ग्रामं सैनिको विशेत् ॥ ८४ ॥

રાજાએ જેઓને અધિકારી બનાવ્યા હોય તેઓએ નગરની બાહાર રહેવું. અને કોઈ પણ સીપાઈએ રાજાના કામ વિના નગરમાં પેસવું નહીં. ૮૪

तथा न पीडयेत्कुत्र कदापि ग्रामवासिनः ।
सैनिकैर्न व्यवहरेन्नित्यं ग्राम्यजनोऽपि च ॥ ८५ ॥

સીપાઈએ કોઈ દાહાડો નગરવાસી મનુષ્યોને કોઈ પણ સ્થાનમાં દુઃખ દેવું નહિ. તેમજ ગ્રામવાસી લોકોએ સેનાનાં માણસોની સાથે સદા લેવડ દેવડનો સંબંધ રાખવો નહિ. ૮૫

श्रावयेत् सैनिकान्नित्यं धर्मं शौर्य्यविवर्द्धनम् ।
सुवाद्यनृत्यगीतानि शौर्य्यवृद्धिकराण्यपि ॥ ८६ ॥

સેનાપતિયે પોતાનાં મનુષ્યોને હમેશાં શૂરાતન વધારનારા, યુદ્ધ ધર્મ, યુદ્ધનાં સારાં વાજીંત્રો, યુદ્ધની વ્યૂહરચનાના પ્રયોગો તથા યુદ્ધનાં ગીતો સંભળાવવાં. ૮૬

युद्धाक्रियां विना सैन्यं योजयेन्नान्यकर्मणि ॥ ८७ ॥

રાજાએ સેનાને લડાઈ વિના બીજા કામમાં લગાડવી નહિ. ૮૭

सत्याचारास्तु धनिका व्यवहारे हता यदि ।
राजा समुद्धरेत्तांस्तु तथान्यांश्च कृषीवलान् ॥ ८८ ॥

સત્યતાથી વર્તનારા ધનાઢય વ્યાપારીયો, વ્યાપારમાં કદાચ તુટે તો તેને તથા બીજા દુર્બલ ખેડુતોને રાજાએ આશ્રય આપીને સારી સ્થિતિમાં લાવવા. ૮૮

ये सैन्यधानिकास्तेभ्यो यथार्हां भृतिमावहेत् ।
पारदेश्यञ्च त्रिंशांशमधिकं तद्धनव्ययात् ॥ ८९ ॥

સેનાનાં જે મનુષ્યો ધનાઢય હોય તેઓને તેની યોગ્યતા પ્રમાણે પગાર આપવો અને તેને પરદેશ જવા માટે ધનનો જે ખર્ચ થાય તે ખર્ચ કરતાં ત્રીસમો ભાગ અધિક આપવો. ૮૯

धनं संरक्षयेत्तेषां यत्नतः स्वात्मकोशवत् ।
संहरेद्धनिकात्सर्वं मिथ्याचाराद्धनं नृपः ॥ ९० ॥

રાજાએ સેનામાંના ધનાઢય લડવૈયાના ધનને યત્નથી પોતાના કોશની પેઠે સાચવવું અને કપટ કરનારા વ્યાપારીયોનું સઘળું ધન છીનવી લેવું. ૯૦

यदा चतुर्गुणा वृद्धिर्गृहीता धनिकेन च ।
अधमर्णान्न दातव्यं धनिने तु धनं तदा ॥ ९१ ॥

જો ધનિક વ્યાપારીએ કરજદાર પાસેથી ચોગણું વ્યાજ લીધું હોય તો કરજદારે લેણદાર વ્યાપારીને મૂળ ધન આપવું નહિ. ૯૧

**इति शुक्रनीतौ खिलनीतिनिरूपणं नाम पञ्चमोऽध्यायः ।**

